કામ અને સારી હાલતમાં રાખવા તથા બીમારોને દવાદારૂ આપવા માટે રૂ ૧૦૦૦ ના પોસ્ટ ટ્રસ્ટના બોંડ, જે મરહુમના દીકરા દીકરીઓ તથા વહુ જમાઈઓએ ઉઠમણામાં જણાવેલા તે રોજ ૨૪ મો માહા ૧ લો ૧૨૭૭ ને દીને એ ખાતાંની કારોબાર મંડળી ઉપર મોકલી આપયા હતા.

બાઈ આવાબાઈ હોં૦ ચીચગરે પોતાની મરહુમ બેટીની યાદમાં ઉતાકામંડની પારસી અનજુમનને રવાનોને અવલમંજલ લઈ જવા સારૂ એક એલ્યુમીનીયમની ગાડી બનાવવા માટે રૂ ૧૦૦૦ આપયા હતા.

શેઠ સોરાબજી બમનજી મોદીએ મરહુમ શેઠ સોરાબજી ફરામજી કેમીસરીયટનાં પુન માટે ડા૦ માસીનાની આસ્પીટલ ફંડમાં રૂ૨૦૦, પારસી જનરલ આસ્પીટલ ફંડમાં રૂ૨૦૦, અને પારસી પંચાયત હસ્તકનાં બાંધીયા નસેસાલાર ફંડમાં રૂ૧૦૦ મળી રૂ૫૦૦ આ વરસે ધરમ ખાતે આપયા હતા.

આગ્રા ખાતે શેઠ બરજોરજી રતનજી પટેલના ધણીયાણી બાઈ દીનબાઈ જવાન વયે રોજ ૧૦ મો માહા ૩ જો સને ૧૨૭૭ ને દીને મરણ પામવાથી મરહુમના ઉઠમણાની કીયા વખતે આરામબાહની જગા ઉપર રવાન લઈ જવા સારૂ એલ્યુમીનીયમની એક ગાડી ખરીદવા માટે એક ફંડ ઉભુ કરવામાં આવયું હતું તેમાં તેજ વખતે રૂ ૪૫૦ તરત ભરાયા હતા.

શેઠ ડોસાભાઈ રૂસ્તમજી ઉમરીગરે પોતાનાં મરહુમ બેટી બાઈ પીરોજબાઈનાં પુન માટે સોલાપુરની અગીઆરીના મોબેદોના મકાનોની દુરસ્તી કરવા રૂ૧૧૦૦ ગયે વરસે આપયા હતા. તેમાં આ વરસે બીજા વધુ રૂ૪૦૦ શેઠ ડોસાભાઈએ આપયા હતા.

મરહુમ બાઈ ખરશેદબાઈ નવરોજી રેડીમનીની યાદમાં જરથોસ્તી રવાનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડમાં રૂ૩૦૦, મુંબઈનાં આંધળાં પાંગળાંઓને પગાર આપવાનાં ફંડમાં રૂ૨૦૦ અને પારસી સંકટ નીવારણ ફંડમાં રૂ ૨૦૦ મળી કુલે રૂ ૭૦૦ ધરમ ખાતે આપવામાં આવયા હતા.

શેઠો જમશેદજી તથા હોરમજી માણેકજી ખજુરીનાએ રૂ૧૦૦ ની લોન વયાજ વાપરવા માટે રાંદેરના અગીઆરીના ફંડમાં બાજ આફરગાનની કીયામાં પોતાનાં મરહુમ માતાજી બાઈ કુંવરબાઈનું નામ લેવા માટે આ વરસે આપયા હતા.

મરહુમ શેઠ જીવણજી જામાસજી મીસતરીના છોકરાઓએ પોતાનાં માત પીતાનાં પુન માટે રાંદેરના અગીઆરીના ફંડમાં બાજ આફરગાનની કીયામાં તેઓનાં નામ લેવા માટે આ વરસે રૂ૨૦૦ આપયા હતા.

બુધાવલવાલા શેઠ મનચેરશાહ મા૦ ગણદેવલાએ પોતાના બુચાનાં પુન માટે તયાંનાં દોખમ આગળ પાણી ગરમ કરવાનું એક નાનું બોઈલર તયાંની અનજુમનને આ વરસે ભેટ આપયું હતું

મરહુમ શેઠ કા. જ. અમરોલીવાલાનાં કુટુંબીઓએ મરહુમ બાઈ ધનબાઈ એદલજી અમરોલીવાલાનાં પુન માટે બુધાવલની અંજુમનને ઉઠમણાંને બળતાં જરમન સીલવરનાં વાસણો ભેટ આપયાં હતાં.

મરહુમ બુમી મુનાસાય મેરવાનજી એદલજી મીનીસની વરસી રોજ ૭ મો માહ ૨ જો ૧૨૭૭ ને દીને હોવાથી મરહુમનાં માતાએ રૂ૩૩ જુદાં જુદાં ફંડોમાં તથા મલમલ તાકો ૧ અને મોજાં, ટોપી, વગેરે કપડાં ગરીબ જરથોસ્તીઓના ફંડમાં ભેટ આપયાં હતાં.

બાઈ બચુબાઈ રૂસ્તમજી મસાનીએ શેઠ ફીરોઝ અને બાઈ રતનબાઈ રૂસ્તમજી મસાનીની યાદમાં રૂ૫ ધી પારસી વેજીટેરીયન એંડ ટેમપરનસ સોસાયટીના લાભ માટે આપયા હતા.

મરહુમ શેઠ રતનજી ફરામજી દાબુના પુન માટે તેમના બેટાઓએ મુકતાદ ટાંકણે નવસારી, તવડી વગેરે ગામોના લાચાર જરથોસ્તીઓમાં મલમલના તાકા વેહચયા હતા. તથા મરહુમ વડા દસ્તુર દારાબજી માહીઆરજીનાં બાજ જશનનાં ફંડમાં રૂ ૨૫ આપયા હતા.

મરહુમ બાઈ બચુબાઈ તે ડા૦ દોરાબજી હોરમસજીનાં વીધવા તે મરહુમ શેઠ હોરમસજી ફરામજી કઠોકનાં બેટી જેવણ રોજ ૨૫ મો માહ ૯ મો શેહેનશાહી સને ૧૨૭૬ યઝદેજરદીને દીને બેહેસતનશીન થયાં તેવણનાં ઉઠમણાંની કીયા વખતે રૂ૩૦૦૦ મરહુમની પુંજીમાંથી મરનારના એકઝીકયુટરોએ ધરમ ખાતે આપવા જણાવેલા જેની વીગત ગયા વરસનાં કાલેનડરમાં છપાઈ હતી, તેની સરકારી પ્રોમીસરી નોટ તેઓએ તા૦ ૧ લી જુન ૧૯૦૮ ને દીને ધી જમશેદજી નશરવાનજી પીટીટ ઓરફનેજનાં ફંડમાં આપી હતી કે તેનાં વયાજમાંથી દર વરસે મરહુમની બાજને દહાડે બધી ધરમ કીયા પારસી ધારા પ્રમાણે કરાવવી અને ઓરફનેજના છોકરા તથા માસ્તરોને તે દહાડે તેમાંથી જમાડવા.

મરહુમ બાઈ નવાજબાઈ દીનશાહના ઉઠમણામાં ભરાયલા રૂપીઆની વીગત ગયા વરસનાં કાલેનડરમાં છપાઈ હતી તેમાંથી રૂ૧૪૦૦ કરાંચીની પારસી વીરબાઈજી સ્કુલનાં ફંડમાં આપવામાં આવયા હતા તથા શેઠ માણેકજી દીનશાહે પણ એજ ફંડમાં રૂ૨૫૦ આપયા હતા.

શેઠ અરદેશર શાપુરજી નારીએલવાળાએ પોતાના મરહુમ બાઈ શેઠ જાહાંગીરજીના પુણ્ય માટે ભરૂચની શેઠ શા૦ શે૦ નારીએળવાલાની દરેહમેહરમાં રૂ ૧૦૦૦ આપયા હતા કે એના વયાજમાંથી એ દરેહમેહરનું રીપેરેશન કરવું.

# ધરમના મકાંનો.

---

દેવલાલી ખાતે નવાં દોખમાનો તાણા પુરવાની ક્રીયા ગયે વરસે યાને રોજ ૧ લો માહ ૨ જો સને ૧૨૭૬ ને દીને કરવામાં આવી હતી, તે પછી એ નવું દોખમું બંધાઇ તઇયાર થવાથી તેને ઇજવાની ક્રીયા લગભગ આઠ હજાર પારસી બાનુઓ અને ગ્રહસ્થોના એક મોટા મેળાવડા સનમુખ રોજ ૧૯ મો માહ ૩ જો સને ૧૨૭૭ ને દીને કરવામાં આવી હતી. એ દીને સવારના દોખમાની અંદરની સઘળી ક્રીયાઓ પુનાવાળા દસ્તુરજી સાહેબ કેકોબાદની દેખરેખ હેઠળ એરવદ સાહેબો અરદેશર સોરાબજી ચેના, રૂસ્તમજી કાવસજી દેસાઇ, અને પેસ્તનજી કાવસજી ખેસવાળાએ કરવા બાદ દોખમા નજદીક ઉભા કીધેલા મોટા મંડપમાં સવારના નવ વાગે દસ્તુરજી કેકોબાદ આદરબાદ અને એવણના બેટા દસ્તુર નોશીરવાનની આગેવાની હેઠળ જશનની ક્રીયા કરવામાં આવી હતી. લગભગ એક કલાક ક્રીયા ખલાસ થવા પછી દોખમા કમીટીના પ્રમુખ શેઠ જેહાંગીર બેરામજી મરઝબાને સરવે આથોરનાન સાહેબોને આશીરવાદ આપવા બાદ એવણે દસ્તુરજી કેકોબાદને દેવલાલી અંજુમન તરફથી એક શીયાલ ઓઢાડી હતી. જે પછી દસ્તુરજી કેકોબાદે એ પ્રસંગને અનુસરતી વાયજ કરતાં જણાવયું કે ખોદાની દરઘાહમાં અશોના રવાનો આનંદમાં રહે છે. અશો તે છે કે જે ભલી માજદયસની દીનના ફરમાન મુજબ ચાલે અને અશો જરથોસ્તના કાયદા મુજબ ચાલે તેવાં માણસનું રવાન તે દાદારની દરઘાહમાં હસ્તે મુખડે જાય છે. તયાં તમામ યજદો ભલે પધાર અય નેક રવાન, કહી તે અશો રવાનને આવકાર આપે છે. જેણે પવીત્ર માજદયસની દીન કબુલ કીધી તેને માથે ફરજ છે કે તેણે એ ભલી દીનના કાયદા મુજબ ચાલવું. આપણા પુરવજોએ દોખમા બરપા કીધાં હતાં અને તયાં રવાનને ઠેકાણે પાડવાથી અહુરમજદના કાયદાનું ઉલંઘન થતું નથી. પતેત પશેમાનીમાં જે જે ચીજો તરફ ગુનાહ કીધા હોય તે માટે આપણે પસ્તાવો કરયે છીએ. ખોદાની પેદાયશને કોઇ પણ રીતે આલુદે કરવી નહી, એવું ફરમાન છે અને તેથીજ દોખમામાં રવાનને અવલમંજલ કરવાનું ફરમાન અશો જરથોસ્તે આપયું છે. એવાં દોખમામાં આપણો સચકાર અવલમંજલ થવો જોઇએ. આપણી દીનમાં દુનીઆની આબાદીને આડે આવનારી ચીજને ધીકારવામાં આવી છે. જે શખસ દાદારનો કાયદો પાળે છે તેજ ખરો જરથોસ્તી છે. જે કાયદા પ્રમાણે અશો જરથોસ્ત ચાલતો તેજ પ્રમાણે ચાલવું જોઇએ. દુનીઆને આબાદ હાલતમાં આપણે રાખવી જોઇએ છે. આજને સરખે અવસરે તમો અત્રે સામેલ થયા તે માટે હું નેહાયત ખુશી છું અને જશનમાં અમોએ જે દોઆ ગુજારી તે સઘળી તમોને આમીન થાઓ. વાયેજ પુરી થવા પછી શેઠ જેહાંગીર બેરામજી મરઝબાને નવું દોખમું બાંધવા વીશે કેટલોક ખોલાસો કરતાં જણાવયું કે આ નવાં દોખમાવાળી જગા આગળ સને ૧૮૭૯ ના સાલમાં અત્રેના એક દીનદાર જરથોસ્તી કંત્રાકટર શેઠ બેરામજી નાનાભાઇ ભાઠેનાનો એકપુરો પુત્ર ગુજરી જવાથી તે સાહેબે આ ટેકરીનું મથાળું સતાવાળાઓ પાસેથી અંજુમન માટે મેળવીને તયાં ગુજરનાર પુત્રનાં રવાનને ભુમીદાહ કરયું હતું. તયાર બાદ તે જગાની આસપાસ પોતાને ખરચે આ ગોળ દીવાલ બંધાવી લીધી હતી. જરથોસ્તી રવાનોને માટે આરામઘાહની જગા આપણી દીનની શરયત મુજબ પાકી, ભંડારીઆં વગેરેની સામગ્રી સાથની ઇજાયલી હોવી જોઇએ, તેવી કશી ગોઠવણ નહોવાથી આ નવું દોખમું બનાવવાની જરૂર જણાઇ હતી. આ નવું દોખમું માનવંત દસ્તુરજી સાહેબ હોશંગજીના હુકમ પ્રમાણે અને એ સાહેબની દેખરેખ હેઠળ આપણી પવીત્ર દીનની શરયત મુજબ બાંધવામાં આવયું છે. તે છતાં જુનું પુરાણું મકાન, ઘટતા લેખ સાથે મરામત કરાવી સંભાળી રાખયું છે અને તેજ પ્રમાણે તેને સારી હાલતમાં રાખવાનું ચાલુ રહેશે. વળી બાઇ સાહેબા રતનબાઇ એદલજી બામજીએ રૂ૭૦૦૦ ભેટ આપયા છે જે માટે દેવલાલીની સમસત અંજુમન તરફથી એ બાઇનો ઉપકાર માનયે છીએ, અને આજનું ક્રીયાકામ એવણે પોતાની ગીરેહી કરવાની મરજી દેખાડી છે (જેને માટે પાછળથી એવણે રૂ૫૦૦ આપયા હતા.) આ નવી દીવાલ બાંધવાનો ખરચ રૂ૩૦૦૦ શેઠ નશરવાનજી પેસ્તનજી કોપરે આપયો છે અને

શેઠ રતનજી જમશેદજી દુબાશે કુસ્તી પાદશાબ કરવા માટે જે સુંદર ટાંકુ રૂ૮૦૦ ના ખરચે બંધાવી, તેમાં પંપ વગેરે મેલી પાણીની સગવડ કરી આપી છે તથા એઓ સાહેબે પોતાના મરહુમ બેટાનાં પુન માટે રૂ૫૦૦ નું બોંડ અત્રેનાં રવાનોને અવલમંજલ પહોંચાડવાનાં ફંડની શરૂઆત તરીકે મોકલી આપયું છે જે માટે આપણે એ બંને દીનદાર સાહેબોના હેશાનમંદ છીએ. દોખમા આગળ ઉપર જતા મારગમાં વાંકા વેડા રસ્તા ઉપર પાકી બાંધણીની પથરની સીડી બનાવવા માટે શેઠ હોરમસજી સોરાબજી લેલીનવાળાએ રૂ૫૦૦ આપી તે ઉપરાંત કાંઇ વધઘટ થાય તે આપવાને જણાવયું હતું તથા રવાનોને લઇ જવાની ગાડી મોટા ખરચે નવેસરથી સુધારી આપી છે. મરહુમ શેઠ સોરાબજી ડોસાભાઇ ફરામરોઝના વારેસોએ પોતાના મરહુમ પીતાની અસલ બંધાવેલી સગડી, જે બીસમાર હાલતમાં હતી તે રૂ૫૨૫ નો ખરચ કરીને નવેસરથી બંધાવી આપી છે. જુની સગડીનું મકાન જે સુમારે ફકત ચાર ફીટ ઉંચું હતું તે નવેસરથી ઉખેડીને બાંધવામાં આવયું છે જેમાં રાતના ચેરાગ સદા રોશન રાખવામાં આવશે અને એ નવી સગડી ઉપર તેના અસલ સ્થાપકને નામની તખતી પણ મારીશું. એ ઉપરાંત હજાર હજારની અને પાંચસોની બીજી રકમો કેટલાક સખી શેઠોએ ભરી હતી તે મળી લગભગ રૂ૧૨૦૦૦ ભરાંયા છે. એટલી રકમ અથવા એનો મોટો ભાગ અનામત રહેશે જેના વયાજમાંથી તેમજ અત્રેના રહીશોની મદદથી રાખદાર વગેરેનો ખરચ કરવાનો ઠરાવ રાખયો છે. દોખમાનાં ડીઝાઇન તઇયાર કરી તે માટે દેખરેખ રાખવા અને બીજી સઘળી મદદ ખાનસાહેબ રતનજી ધનજીભાઇ સરવેયર અને તેવણના કુટુંબીઓએ પેહલાંથી છેલ્લાં સુધી આપી છે તે માટે દેવલાલીની અંજુમન એ સાહેબોના હેશાનમંદ છે અને તેની એક ઇપાણી દાખલ એક શીયાલ ખાનસાહેબ રતનજી સરવેયરને દસતુરજી પાસે એનાયત કરવામાં આવી હતી. તે પછી શેઠ શાપુરજી ખરશેદજી કંત્રાકટરે દોખમાનું કામ કાળજીથી ઉપાડી લઇ બરાબર રીતે સરંજામ ઉતારયું તેની યાદગારીમાં એક શીયાલ તથા સોનાનું ઘડીઆળ દસ્તુરજીના હાથે એનાયત કરવામાં આવયું હતું. સેવટે દસ્તુરજી સાહેબ કેકોબાદનો તથા એ કામમાં મદદ કરનારાઓનો અને હાજર રહેલાઓનો ઉપકાર માનવા પછી શેઠ સોરાબજી ખરશેદજી ઘાંડીએ જંણાવયું કે કારોબાર મંડળીના પ્રમુખ શેઠ જહાંગીર બેરામજી મરઝબાનની બાંહેધરી હેઠળ આ નેક કામની શુરૂઆત કરવામાં આવી હતી, અને તેનો આવી ઉતમ રીતે અનજામ આવયો છે. તેથી દસ્તુરજી સાહેબને અરજ કરૂં છું કે આ માનપત્ર હમારી અનજુમન તરફથી એઓને ભેટ આપશો. એ માનપત્ર દસ્તુરજી કેકોબાદે વાંચી સંભળાવી તાળીઓના અવાજો વચે શેઠ મરઝબાનને સુંદર ચાંદીના કાસકેટ સાથ એનાયત કરી એક શીયાલ ઓઢાડી હતી, જેનો ઘટતા શબદોમાં શેઠ મરઝબાને ઉપકાર માનવા બાદ હાજર રહેલાઓ દોખમાની અંદર સેજડો કરવા ગયા હતા જયાં સરવે જણાઓએ પોતાની ગુંજાસ મુજબ અંદર નાણું નાખયું હતું. એ વખતે ભંડારમાં પડેલી પડત લગભગ રૂ૨૦૦૦ ની થવા ગઇ હતી. રીવાજ પ્રમાણે એ પડત ઉપર દસ્તુરજી સાહેબ હોશંગજીનો હમેશ હક રહે છે પણ દેવલાલીની જરથોસ્તી અંજુમનની નાણાં સંબંધી અગવડ ધયાનમાં લઇને દસતુરજી હોશંગજીએ આ રકમનો પણ ૧/૩ જેટલો ભાગ એટલે ૧૪૦૦ રૂપીઆ મજકુર દોખમા ફંડને પોતાની ગીરોથી બક્ષેશ તરીકે આપી દીધા છે. હાજર રહેલાઓએ ત્યાં ઉભા કીધેલા મંડપમાં ખાણું લીધા બાદ સરવે હશી ખુશીથી દેવલાલીથી વળતી સ્પેશીયલ ત્રેનોમાં પોતપોતાને મુકામે પાછા ફરીયા હતા. એ દોખમું ઇજાવાની કીયામાં ભાગ લેવા જનાર જરથોસ્તીઓ માટે મુંબઇથી ૬ સ્પેશીયલ ત્રેનો દોડાવવામાં આવી હતી. તેમજ દેવલાલીના સ્ટેશન ઉપર તથા દોખમાવાળી જગા આગળ શેઠ એદલજી દોરાબજી તલાતીવાળી બોરડીંગ સ્કુલના વીદયારથીઓએ હાજરી આપી ત્યાં આવેલા સરવે જણાઓની સારી સેવા બજાવી હતી. શેઠ પેસ્તનજી નશરવાનજી પાવરીએ બપોરના ખાણાની સારી ગોઠવણ રાખી હતી તેમજ ફ્રેઝર આઇસ કંપનીના માલેક શેઠ શાપુરજી બરજોરજી ફ્રેઝરે જોઇતું આઇસ મુફત પુરૂં પાડયું હતું. એ આઇસ દેવલાલી મોકલવાનો સરવે ખરચ એક જરથોસ્તીએ આપયો હતો. એ ઉપરાંત દોખમા કમીટી તરફથી હાજર રહેલાઓને કશી વાતની અડચન ન પડે તે માટે તોનગા—સ્વચ્છ પાણી વગેરેની આગળથી સરવે પ્રકારની ગોઠવન રાખી હતી. તે માટે ખરેખર એઓ સાહેબોને સાબાસી ઘટે છે.

આપણા જાણીતા અને ઉલટમંદ જવાન શેહેરી શેઠ જાહાંગીર બમનજી પીટીટે પારસી કોમ માટે પારસી જનરલ હાસપીટલ સ્થાપવાની જે યોજના લગભગ ત્રણ વરસની વાત ઉપર ઉપાડી લીધી હતી, તે યોજના ફતેહમંડીથી પાર પડવાથી અને ખંબાલા હીલ ઉપર ખંબાલા હોટલવાલી મોટી ફરાહે જમીન શેઠ બમનજી દીનશાહ પીટીટે આ હાસપીટલ માટે તે ઉપરના મકાનો સાથે આપી દેવાથી નવી બાંધવામાં આવનારી ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જનરલ આસપીટાલનો પાયો નાંખવાની ક્રીયા તા૦ ૧૧ મી દીસેમબર ૧૯૦૭ ને દીને યાને રોજ ૨૯ મો માહા ૩ જા ને દીવસે સાંજે નામદાર ગવરનર સર જયોરજ સીડનહેમ કલારકે હાસપીટાલ માટેની જગાપર એક દબદબા ભરેલા મોટા મેલાવડા સનમુખ કીધી હતી. શેઠ હોરમજી અરદેશર દુબાશ ફલોરીસ્તે ફુલ પાનનો ઘણો સરસ સંગાર કરયો હતો જયારે શેઠ નવરોજી રૂશતમજી મીઠાઇવાલાએ ખાસ ફરનીચર પુરૂ પાડ્યું હતું. નામદાર ગવરનર પોતાના મોહદાર અને બેટી તથા નામદાર ગાયકવાદ મહારાજા સાથે સવા પાંચ વાગે આવી પુગતા એવોને સર જમશેદજી જીજીભાઇ, શેઠો બમનજી દીનશાહ પીટીટ, જાહાંગીર બમનજી પીટીટ, આ: જશતીશ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવર વગેરે ગ્રહસ્થોએ આવકાર દીધાં હતો. જે પછી મેળાવડાનું કામ શુરૂ કરતાં શેઠ જહાંગીર બમનજી પીટીટે જાહેર કીધું કે, આ હોસપીટલ માટે મને આજે નીચલી વધુ રકમો મળીછે. શેઠ હીરજીભાઇ બમનજી વારડન ચેરીટી ફંડના ત્રસ્ટીઓએ હાઇ કોરટના એક હુકમનામાની રૂએ વહાડકામ માટે થીએટર બાંધવા સારૂ રૂ૧૫૦૦૦૦, મરહુમ શેઠ અરદેશર હોરમજી વાડયાના ફંડના ત્રસ્ટીઓએ આંખની હોસપીટલ માટે રૂ૫૦૦૦૦, શેઠો સોરાબજી અને કાવસજી દાદાભાઈ દુબાસે રૂ ૨૫૦૦૦, ખા૦ બા૦ ધનજીભાઈ ફકીરજી કામાદોરે રૂ૫૦૦૦, સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતાએ રૂ૨૦૦૦, ડાકટર મેહેરજીભાઇ રૂશતમજી શેઠનાએ રૂ ૫૦૦૦ અને મીસીસ હોરમજી શાપુરજી ચોથયાએ પાંચસો ચોરસવાર જગા ભેટ કીધી છે, જેથી આજ સુધીમાં કુલે રૂ૧૨૫૦૬૭૦ થયા છે. આ પછી શેઠ જહાંગીરે હોસપીટલને લગતો રીપોરટ વાંચતા જણાવ્યું કે પારસી કોમમાં એક જેનરલ આસપીટલ સ્થાપવાનો વીચાર દીન ઉગે ક્રેમ આગલ વધતો ચાલ્યો તેની ટુંક તવારીખ આપવી અત્રે અપ્રસંગોપાત ગણાશે નહી. વીસથી ત્રીસ વરસની વાતપર પારસી કોમ આસપીટલનો આશરો લેવાની વીરૂધ હતી. એક સાધારણ પારસી બીજી કોમો સાથ શહેરી તથા રાજકારોબારી બાબદમાં ભેળાવા તદન ખુશી છે, પરંતુ જયાં ધારમીક કે સંસારી બાબદ આવે ત્યાં તે સઘળાથી વેગળો ઉભો રહેશે. માંદગી વેળા ઘરની બાનુઓ માવજત કરવા દીલોજાનીથી તઇયાર હોય છે. તેઓનાં ગરીબ ઘરોમાં જેટલા બને તેટલા સુખશાંતી ભરયા નીયમની તેઓ કાળજી લે છે. એટલું છતાં એક સારી આસપીટલની જરૂર ઘણી વખત માલમ પડી છે. કેટલાંક વરસની વાતપર ખા૦ બા૦ મનચેરજી કાવશજી મરઝબાન સી. આઈ. ઇ. એ જેનરલ આસપીટલ સ્થાપવાની યોજના રજુ કરી અને પાછળથી ૧૮૯૬ માં મરહુમ ડા૦ કેખશરૂ નશરવાનજી બહાદુરજીએ મરહુમ પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટની કારસાજી સાથ બીજી કોશશ કરી હતી, પણ કેટલાંક કારણોને લીધે આ બંને યોજનાઓ છોડી દેવી પડી હતી. આની વરસો આગમચથી જેઓ આ સવાલમાં ઉલટ લેતા હતા તેઓને માલમ પડયું કે જો એક આસ્પીટલ માત્ર પારસીઓથી ચલાવવામાં આવે તો તેની સામેનો અણગમો મોટે ભાગે દુર થાય આ માટે ડા૦ ટેમુલજી ભીખાજી નરીમાને સ્થાપેલાં પારસી ખાનગી સુવાવડખાનાનો દાખલો તેઓ પાસે મોજુદ છે. વળી ૧૮૯૬ માં મરકી ફાટી નીકળી તે વેળાએ પારસી પંચાયતની આગેવાની હેઠળ ડોકટર કેખશરૂ નશરવાનજી બહાદુરજીએ એક ખાસ મરકીની આસ્પીટલ સ્થાપી, સને ૧૮૯૮ માં પોતાના નીપજેલાં મરણ સુધી તે નામાંકીત તબીબે ફતેહમંદી સાથે તેનો વહીવટ ચલાવયો. તેમના મરણ પછી પારસી પંચાયતની અરજ ઉપરથી ડોકટર સોરાબ કે. નરીમાને તેનું સુકાન લીધું અને આજ સુધી તેઓ એ ખાતાં મારફતે કોમની સંગીન સેવા બજાવયા છે. આ તેમજ એવા બીજા ખાતાઓને મળેલી ફતેહ ઉપરથી પુરવાર થાયચ કે જો પારસી કોમ માટે જનરલ હાસ્પીટાલ સ્થાપવામાં આવે તો જરૂર તે ઘણીજ લોકપ્રીય થઇ પડયા વીના રહેશે નહીં. પારસી કોમની આવી લાગણી માલમ પડવાથી અમારામાના એક શેઠ જાહાંગીર બમનજી પીટીટે ૧૯૦૫ ના મે માસમાં એક નવી યોજના ઘડી તેની ગુજરાતીમાં મદેહ નજર બાહેર પાડી ઓસ્પીટલના લાભોની સમજણ સાથે બે સુચનાઓ કોમ હજુર મેલી. પહેલી સુચના પંદર મુફત દરદી સાથની ચાળીસ બીછાનાની નહાની ઓસ્પીટલ જેમાં પંદરને દરરોજના રૂપયા એક લેખે, પાંચને બે લેખે, અને પાંચને રૂપયા ત્રણ લેખે દાખલ કરવા સુચવયું હતું, અને તે માટે રૂપયા ચાર લાખનું ફંડ ઉભું કરી તેમાંથી તે નીભાવવાની હતી. બીજી યોજના રૂપ

સાડા આઠ લાખનું ફંડ કરી તેમાંથી એકસો બીછાના નીભાવવાની હતી. નાણાં ભરનારાઓને ઉતેજન આપવા ખાતર એવી ગોથવણુ રાખી હતી કે, રૂપયા પાંચ હજાર ભરનારને એક બીછાના સાથ પોતાનું નામ જોડવાનો હક રહે; પચીસ હજાર ભરનાર એક વોર્ડને પોતાનું નામ આપવા જોડે જીંદગી પરયંત એક દરદીને મોકલવાનો અધીકાર ધરાવે; રૂપયા એક લાખ ભરનાર એક 'બલોક' ને પોતાનું નામ આપી ત્રણ દરદીને મોકલાવી શકે અને રૂપયા પાંચ લાખ ભરનાર ઓસ્પીટલ સાથે પોતાનું નામ જોડી દર વરસે પાંચ દરદીને મોકલાવી શકે. કમીટીના બંધારણુ માટે એમ ઠેરાવવામાં આવ્યુ કે દર રૂપયા પાંચ હજારથી એક લાખ સુધીની રકમ ભરનાર ઓસ્પીતલ ની જેનરલ કમીટીમાં બેઠક ધરાવે; રૂપયા એકથી પાંચ લાખ સુધીની રકમ ભરનારાઓ પોતે બેઠક ધરાવવા ઉપરાંત પોતા તરફથી અકેક પ્રતીનીધીને નેમવાનો હક ધરાવે, જયારે રૂપયા પાંચ લાખ કે તેથી વધુ રકમ આપનાર એવા બે સભાસદો નેમી શકે. કમીટીના બીજા સભાસદો રૂપીયા પાંચસો અને તેથી વધુ રકમ ભરનારાઓ પોતપોતા વચયે ચુંટી કહાડે અને તેમની સંખયા ઉપલી રીતે આવેલા સભાસદો કરતાં બેવડી રહે. આએ યોજનાને લીધે જરનરલ કમીટી મોટી થવાથી વહીવત ચલાવવા નાની કારોબારી કમીટી નેમવી પડશે. આ ફંડમાં અત્યાર સુધી તેર લાખ જેટલી રકમ ભરાઇ છે તેપરથી માલમ પડશે કે આ યોજનાએ પારસી કોમની દીલસોજી મેલવીછે. ટુક મુદતમાં પરચુટણ મદદોથી ફંડની રકમ રૂપ્યા ચાર લાખ જેટલી થવા જતાં તેની ફતેહ શેઠ બમનજી પીટીટની આ ઈમારત તથા તેને લગતી આશરે પચાસ હજાર ચોરસવાર જમીનની ઉદાર ભેટથી નકી થઇ ચુકી. આ ઈમારત આખાં શેહેરના સઉથી હવા પવનવાળાં તથા સરવેથી ખુબસુરત મથકે આવેલી છે. જેથી દરદીઓના બાબમાં ઘણી લાભ કારક લેખી શકાય. આ ઇમારત તથા તેની આસપાસની જગયા રૂપયા પાંચ લાખની ઉપરની છે, અને એ મદદ ઉપરાંત શેઠ બમનજીએ રૂ ૫૦૦૦૦ ની રકમ આસપીતલનાં ફંડમાં ભરી છે, તેમજ અનેક બીજે ટાકણે કટકે કટકે કરી રૂ૧૭૦૦૦ તેવણે ભર્યા છે, જેવણની કુલે મદદ એ રીતે રૂ૬૭૦૦૦ ની થયા છે, જે માટે કમીટી તેમજ આખી પારસી કોમ તેમનો ભારે આભાર માને છે. યોજના પ્રમાણે શેઠ બમનજી પીટીટે રૂપયા પાંચ લાખનો ફાળો આપેલો હોવાથી ઓસ્પીટલ સાથે તેમનું નામ જોડી તેને ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ ઓસ્પીટલ એવું નામ આપવામાં આવયું છે. બીજો અગતનો રૂપયા દહોડ લાખનો ફાળો મરહુમ શેઠ હોરમજી ફરામજી વોરડન નામના પારસી ગ્રહસ્થે કરેલી સખાવતના ત્રસ્તીઓ તરફથી મળયો છે. તેમની સખાવત લગભગ પા સદી સુધી પડી રહી હતી, અને તેમાંથી લગન તથા જમણવાર માટે એક હોલ બાંધવાની સખાવત કરનારે જે ખાહેશ દરશાવી હતી તેની કોમને બીલકુલ જરૂર નહીં લાગવાથી આ હાસ પીટાલની યોજના કરનારાઓએ તે ફંડના ત્રસ્તીઓને તે સઘળી રકમ અથવા થોડે ભાગે આસપીટલ માટે આપવા અરજ કરી જેથી ત્રસ્તીઓએ કોરટની સંમતી લઇ ઓપરેશન થીએટર બાંધવા સારૂ રૂપ્યા દહોડ લાખ ઓસ્પીટલ ફંડને આપી દીધા છે. આ કીમતી મદદ માટે કમીટી વોરડન ચેરીટી ફંડના ત્રસ્તીઓ અને ખાસ કરીને મેનેજીંગ ત્રસ્તી શેઠ હીરજીભાઈ બમનજી વોરડનનો ઉપકાર માને છે. વળી લવજી કેસલના મરહુમ શેઠ અરદેશર હોરમસજી વહાડયાની પવીત્ર યાદગારી કાયમ રાખવા માટે મરહુમ શેઠ અરદેશર વહાડયા ધરમાદા ફંડના ત્રસટીઓએ રૂ ૫૦,૦૦૦ એક આંખનો વારડ ઉભો કરવા તથા નીભાવવા માટે ભરયા છે, તથા મરહુમ બાઈ પીરોજબાઇ નશરવાનજી વાહાડીઆ ધરમાદા ફંડના ત્રસટીઓએ રૂ ૫૦,૦૦૦ ની નાદર રકમ સ્ત્રીઓ તથા બાળકો માટે એક વારડ ઉભો કરવા માટે આપી છે. તેમજ બીજા સઘળાઓએ આટલી ટુક મુદતમાં ઉદારતાથી આ યોજનાને ટેકો આપી તેની ફતેહ નકી કરી આપી છે તે માટે કમીટી સઘલાઓનો જાહેર આભાર માને છે. ફંડને ઉભું કરયાને અઢી વરસથી થોડોક વધુ વખત થઇ ગયો છે જે અરસામાં કુલ્લે રકમ રૂ ૧૨,૭૫,૦૦૦ની થઇ છે. ફંડને મદદ કરનારાઓ આસરે ૨૦૦૦ જણા છે, તેઓ માહેલા કેટલા જણે કેટલી રકમ ભરી તે નીચલી વીગતપરથી માલમ પડશે.—શેઠ બમનજી પીટીટે રૂ ૫,૬૭,૦૦૦ ભરયા છે. એકે રૂપયા ૧।। લાખ; બેએ રૂ ૫૦,૦૦૦; એકે રૂ ૩૫,૦૦૦; ચારે રૂ ૨૫,૦૦૦; ત્રણે રૂ ૧૫,૦૦૦; એકે રૂ ૧૦,૫૦૦; ત્રણે રૂ ૧૦,૦૦૦; એકે રૂ ૬૦૦૦; તેત્રીસ જણાએ રૂ ૫૦૦૦; એકે રૂ ૪,૫૦૦; એકે રૂ ૩૦૦૦; એકે રૂ ૨,૦૦૦; એકે રૂ ૧,૨૦૦; સતરે રૂ ૧૦૦૦; સુમાલી જણાએ રૂ૫૦૦ અને ૧૮૮૭ જણાઓએ રૂ૫૦૦ની અંદરની રકમની મદદ કરીછે. આ આસ્પીટાલના લાભ માટે નાટકો, સરકસો અને જલસાઓ કરવામાં આવયા હતા, જેની કુલે ઉપજ રૂપયા ૨૨૬૭ જેટલી થઇ છે. નહાની શુરૂઆત સાથે કમીટી કામ આરંભવા માંગેછે અને જે

મુખ્ય મકાનનો પાયો આજે તમો નામદાર નાખશો તે કમીટીએ બાંધવા ધારેલાં ત્રણ મકાનો માંહેનું એક છે. વચમાં ઓપરેશન યાને વહાડકાપ માટેની થીએટર અને આસપાસ એક મરદો માટેનો અને બીજો સ્ત્રીઓ તથા બચાંઓ માટેના અલાહેદા સરજીકલ અને મેડીકલ વારડો તરીકે રાખવામાં આવશે. ભોયતળીયા સાથે દરેક ઈમારત ત્રણ મજલાની થશે, અને દરેક મજલા ઉપર દસ દસ દરદી સાંથના બે વારડ રાખવામાં આવશે. એ પરમાણે આખી ઓસ્પીટલમાં શરૂઆતમાં એકસો વીશ દરદીઓની સગવડ થશે. વળી તુરતના વપરાસ માટે એક દવાખાનું અને દવા લેવા બહારના આવનારાઓ માટેનો વારડ, આંખનો એક ખાસ વારડ, સુવાવડનો એક વેરડ, ઉડતા રોગોનો એક વેરડ અને રોશની તથા વીજળીક પ્રયોગો માટેનો એક વેરડ અને જંતુવીદ્યાને લગતી એક પ્રયોગ-શાળા (લેબોરેટરી) તુરતમાં ખોલવામાં આવશે. વળી ખાતાંની હાજત વધતાં તેમાં વધારો કરવામાં આવશે. કાન અને નાકના તેમજ સ્ત્રીઓનાં ખાસ દરદો માટે અલાહેદા વારડો કહાડવાનો તેમજ ખાસ લવાજમ આપનારા દરદીઓ માટે ખાસ વધુ સગવડ રાખવાનો ઈરાદો છે. વળી પારસી બાઇઓને નરસનો ધંધો શીખવવા માટે એક ખાસ વરગ કહાડવા અને તેની પરીક્ષાઓ પસાર કરનારીઓને ખાસ સદન આપવાની કમીટી ગોઠવણ કરવા માગે છે. કામદારો, દરદીઓ અને અભીઆસીઓના ફાયદા અરથે એક ખાસ પુસ્તકાલય અને સંગ્રહસ્થાન જોડવામાં આવશે. વખત જતે પારસી ગ્રેડયુએટ તબીબો માટે ચહડતા અભયાસ કરી ઓસ્પીટલનો અનુભવ મેલવવાને શકતીવાન કરવા સરખી ગોઠવણો કરવામાં આવશે. જુની અને નવી ઇમારતોને લગતી વીશાળ ખોલ્લી જમીનને ધયાનમાં લેતાં આ સઘળું ઓસ્પીટલના વધતાં જતાં ઉપયોગીપણા સાથે ઘણું સહેલાઇથી કરી શકાશે. આની વચોવચમાં એક મોટો તળાવ છે તે પુરીને તે ઉપર એક સુંદર બગીચો કામદારો તેમજ સાજા થયલા દરદીઓને હવા ખાવા માટે બાંધવામાં આવશે અને ઓસ્પીટલની શુરૂઆતથીજ તેના સંબંધમાં એક દુધશાળા સ્થાપવામાં આવશે. આ ઓસ્પીટલનાં સંબંધમાં સાજા થયલા દરદીઓ માટે હવા ખાવા સારૂ એક કોનવેલેસંટ હોમ સ્થાપવા માટે અંદેરીની નજદીકમાં વરસોમાં ખાતે દરીયા કીનારેના બે બંગલા કમીટીને સપુરદ કરવાની માગણી થઇ છે. હાસપીટાલને લગતી હાલની જુની ઈમારત ફેરવી તેને આરીશ ખાતાં તરીકે ઉપયોગમાં લેવામાં આવશે અને તેનો થોડો ભાગ સરજનો અને નરસોના રહેઠાણ તેમજ પરચુટણ કામો માટે પણ વાપરી શકાશે. ઓસ્પીટલ ઘણી સુંદર ઢબે છેલ્લામાં છેલ્લા નીયમો પ્રમાણેની બાંધવામાં આવશે અને તેમાં સઘળી છેલામાં છેલી શોધો મુજબની સામગ્રીઓ અને સગવડો રાખવામાં આવશે. ઓસ્પીટલની ઇમારત અને વીશાળ ચોગાનમાં વીજળીક રોશની અને ગટરની ગલીચી માટે 'ફ્લશ સીસ્ટમ' પ્રમાણેની ગોઠવણો કરવામાં આવશે. ઓસ્પીટલ થોડે ભાગે લવા-જમ બેરનારા દરદીઓને સ્વીકારશે અને થોડે ભાગે ધરમાદા ખાતાં તરીકે કામ બજાવશે. તબીબ નહી એવા પારસી ગ્રહસ્થોની કમીટી તેનો વહીવટ ચલાવશે અને સઘળા ઓધાઓ બનતાં તુલીક કોમના ચુનંદા તુરાઓથી પુરવામાં આવશે. તેમને બાહોશ મદદનીશો અને કેળવાયલી નરસોની મદદ આપવામાં આવશે. હાઉસ સરજનો અને નરસો સીવાય સઘળા ચહડતા ઓધા ઓનરરી રહેશે. આ સઘળી ગોઠવણો કરતાં કમીટીના હાથમાં રોકડ કાંઇ જુજ રહેશે અને ઓસ્પીટલના નીભાવ અને ભવીશની ખીલવણી માટે તેને ઘણો લાંબો વખત સુધી જાહેર પારસી પ્રજાની ઉદારતા ઉપર આધાર રાખવો પડશે. ઉપલો રીપોરટ વંચાઇ રહયા પછી નામદાર સર જમશેદજી જીજીભાઇએ નામદાર ગવરનર તેમજ નામદાર ગાયકવાડ હાજર થયા તે માટે ઉપકારમાની પાયો નાખવાની ક્રીયા કરવાની અરજ કરતા જણાવ્યું કે આ ખાતાનો લાભ લેતા આજ દીવસે તમો નામદારે જે મેરબાની કીધી છે તેની યાદ પારસી કોમ આભાર સાથે દીલમાં રાખી તેની હમેશા પીછાણ કરશે. તમોએ આજે તમારી હાજરીથી અમોને જે માન આપ્યું છે તે કોમ નામદાર શેહનશાહની બીજી હીંદી રઇયતના જેવીજ ન તુટે તેવી વફાદારી અને ફીદાગીરી અંગરેજ રાજ તરફ દેખાડતી રહે છે. જો કે સર જમશેદજી જીજીભાઇ હાસપીટાલ અને બીજી હાસપીટાલો ફતે-હમંદી સાથે કામ બજાવે છે તે છતા એક ખુદ પોતાની આસપીટલ ધરાવવાને પારસી કોમ લાંબો વખત થયા આતુર થઇ હતી. વળી સર જમશેદજી હાસ્પીટાલમાં પારસી કોમ માટે ખાસ વારડો છે અને તેણે સારી સેવા બજાવી છે. પણ તે વીભાગો પારસી કોમ માટે હાલમાં પુરતા થઇ પડતા નહી હોવાથી પારસી કોમ માટે એક ખાસ હાસ્પીટાલની જરૂર જણાવવાથી શેઠ બમનજી દીન શાહ પીટીટે પોતાના મરહુમ પીતાને પગલે ચાલીને જે મદદ આપી છે તેથી અને શેઠ જહાંગીર બમનજી પીટીટની ચાલુ ખંતીલી મેહેનતથી મોટું ફંડ ઉભું થયું છે તથા લેફટેનંટ કરનલ એમ૦

મી૦ ખરેઘાટની મદદ કીમતી થઈ પડે છે. શેઠ બમનજીની લનડન ખાતેની તરોપીકલ મેડીસીન વાળી સ્કુલ માટે આપેલી રૂપયા એક લાખની રકમ આપણા મનમાં તાજી છે, અને તેવણેજ આ હોસપીટલ માટે પચાસ હજાર ચોરસ વાર જમીન તે ઉપરનાં સુંદર મકાન સાથે ભેટ આપવા ઉપરાંત રૂપયા સાસઠ હજારની રોકડ રકમ આપી છે. નામદાર સર જમશેદજીનું ભાષણ પુરૂં થતા નામદાર ગવરનર તથા બીજાઓ પાયો નાંખવાની જગા આગળ ગયા હતા. જયા નામદાર ગવરનરે પોતાને હાથે પાયાનો પેહેલો પથર જમીન અંદર ઉતારતાં જણાવ્યું કે ધી બમનજી દીનશાહ પીટીટ પારસી જેનરલ આસ્પીટાલનો પાયો હું બરાબર રીતે નખાયલો જાહેર કરૂ છું. આ બના વની યાદમાં નામદાર ગવરનરને રૂપાની થાળી ભેટ આપવામાં આવી હતી. એ પછી નામદાર ગવરનરે અનુસરતું ભાષાણુ કરતા શેઠ બમનજી પીટીટે તેમજ બીજાઓએ કરેલી સખાવતની સ્તુતી કરી જણાવ્યું કે એવોએ હજારોની તંદરૂસ્તી જલવાયે બલકે જીંદગી બચે તેવું કામ કરવામાં પોતાનો ફાલો આપ્યો છે. તેમજ પારસી કોમ મોટો દીલગુરદો ધરાવે છે તેથી આ કામમાં સારી જેવી મદદ આપશે એવી આશા રાખુ છું. આ હાસપીટાલ મુંબઇની ઘણીજ તંદુસ્ત જગા ઉપર આવેલી છે અને પારસી બાનુઓને નરસ તરીકે તાલીમ આપવાની નેમ રાખી છે તમજ તબીબી ગ્રેડ્યુએટોને પણ તાલીમ આપવામાં આવનાર છે અને પારસીઓ વઇદ્દાના અભીયાસના શોખીન છે તેથી તેઓ એ ધંધામાં ખીલી નીકલશે. સેવટે નામદાર ગવરનરનો આ૦ જડજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવરે તથા શેઠ બમનજી દીનશાહ પીટીટે ઉપકાર માનવા પછી મેલાવડો વીસરજન થયો હતો. આ હાસપીટાલના પલાનો અતરેના જાણીતા આરકીટેકસો શેઠો શાપુરજી એન. ચાંદાભાઈની કંપનીએ તઇયાર કીધા હતા.

ઉપલી હાસપીટલને લગતા બાંધવામાં આવનારા જુદા જુદા ચાર બલોકોના પાયા નાંખવાની ક્રીયા એક મેલાવડા સનમુખ તા૦ ૧૫ મી એપ્રીલે યાને રોજ ૫ મે માહા ૮ મા ને દીને એ હાસ પીટાલની જગાપર કરવામાં આવી હતી. શરૂઆતમાં શેઠ જાહાંગીર બમનજી પીટીટે હાસપીટાલને મલેલી વધુ મદદ જાહેર કરતા જણાવ્યું કે મરહુમ શેઠ કાવસજી દીનશાહ પીટીટની યાદગારીમાં એક વોરડ બાંધવા સારૂં મરહુમ શેઠ કાવસજીની યાદમાં ઉભાં કીધેલાં એક ચોકસ ફંડમાંથી રૂ ૧૦૫૦૦, મીસીસ કાવસજી દી. પીટીટ રૂ ૩૦૦૦, શેઠ માણેકજી કાવસજી પીટીટ રૂ ૫૦૦૦, શેઠો હોરમસજી, સોરાબજી અને ફરદુનજી કાવસજી પીટીટ, બાઇઓ મીઠીબાઈ એમ. ડી. એમ. જીજીભાઇ, વીરબાઇજી એન. બી. કામા અને સુનાબાઇ જે. બાટલીબોઇ દરેકે રૂ ૧૦૦૦ મળી રૂ ૬૦૦૦, અને બાઇ પીરોજબાઈ પી. સી. પીટીટ રૂ ૫૦૦ મળી કુલે રૂ ૨૫૦૦૦ આપવામાં આવ્યા છે; બાઈ હમાબાઈ ફરામજી પીટીટે પોતાના મરહુમ માતાજી બાઇ આવાંબાઈની યાદગારી માટે પારસી નરસોને કેળવણી આપવાના ફંડમાં રૂ ૧૫૦૦૦, એક જરથોસતીએ (બીજે હફ્તો) રૂ ૫૦૦૦, મરહુમ શેઠ અરદેશર રૂસતમજી લીંબુવાળાની યાદમાં તેમનાં વીધવા બાઇ જરબાઇ અને છોકરાઓ શેઠો માણેકજી, જહાંગીર, અને બમનજીએ (બીજે હફ્તો) રૂ ૫૦૦૦, શેઠ નાનાભાઈ બહમનશા મારશલ રૂ ૫૦૦ અને બીજી નાહની રકમોના રૂ ૪૭૭ મળી કુલ્લે રૂ ૫૦૯૭૭ ભરાયા છે, જે આગળ ભરાયલી રકમમાં ઉમેરતાં કુલ્લે રૂ ૧૪૦૯૧૭૬ થયા છે. એ પછી શેઠ જાહાંગીર પીટીટે આસપીટલના વધારાની ટુક વીગત રજુ કરતા જણાવ્યું કે આ આસપીટલનો ગયાં ડીસેમબર માસમાં પાયો નાંખવા બાદ ફંડમાં રૂ૧૬૦૦૦૦ જેટલી રકમ ભરાઇ છે, જે દર માસે રૂ. ૪૦૦૦૦ ની સરાસરી રકમ જેટલી છે. આસપીટલ બાંધવાના કામ કાજમાં પણ ચાલુ વધારો થાય છે, અને આ જગયા ઉપર અગાઉ જે તળાવ હતું તે પુરવાનું કામ લગભગ પુરૂં થવા આવયુ છે. વલી ઓસપીટલની બીલડીંગ પણ આવતા વરસની આખેરીએ બંધાઇને તઇયાર થવાની વકી છે. એ પછી સર જમશેદજી જીજીભાઇએ બાઈ પીરોજબાઈ નશર વાનજી વાડયાવાળી બઇરીઓ માટેની આસપીટલનો પાયો નાંખયો હતો; શેઠ બમનજી દીનશાહ પીટીટે પોતે ધી બમનજી પીટીટવાળી મરદોની ઓસપીટલનો પાયો નાંખયો હતો; આ૦ મી૦ જડજ દીનશાહ ધનજીભાઇ દાવરે શેઠ ફરામજી હોરમસજી વારડનવાલા દરદીઓના વહાડકાપ કરવા માટેના ઓપરેશન થીએટરનો પાયો નાંખયો હતો અને ખા૦ બા૦ મંચેરજી કાવશજી મરઝબાને શેઠ અરદેશર હોરમસજી વાડયાવાલી આંખની ઓસપીટલનો પાયો નાંખયો હતો. સેવટે શેઠ હોરમજી અરદેશર વાડયાએ કેટલુંક પ્રસંગોપાત વીવેચન કરી ઉપલા ચારો ગ્રહસ્થોનો ઉપકાર માનવા પછી શેઠ બમનજી પીટીટે તથા એમના શાહેબજાદા શેઠ જાહાંગીરે બજાવેલી કીમતી સેવાની કેટલાક સાહેબોએ સ્તુતી કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

સુરતની નાનપરાની શેઠ બીશનીવાળી દરેહમેહર બીસમાર હાલતમાં આવવાથી મજકુર મકાનની ઉપજના વધારામાંથી તથા હાલના મુતવલી શેઠ ફ્રામરોજ બેહરામજી બીશનીએ પોતાની ગીરોના વધુ નાણા ઉમેરી લગભગ રૂપયા પંદર હજાર ખરચીને જુના મકાનને મોટે ભાગે ફેરફાર કરી તથા ખાલી જગા ઉપર વધુ બાંધકામ કરી હાલના જમાનાને અનુસરતું શોભાયમાન નવું મકાન બાંધાવી આપયું છે. મકાનનું રીપેરેશનનું કામ ચાલતું હતું તેટલાં આતશ આદરાન સાહેબને નાનપરાની શેઠ માણેકજી વાહાડયાવાળી દરેહમેહરમાં રાખવામાં આવયા હતા. નવું મકાન બંધાઇ તઇયાર થવા બાદ ચાર દીવસ સુધી હીંદોલા ઇજવાની કીયા કરવા પછી એ દરેહમેહરની ૭૧ માં વરસની શાલગ્રેહને દીને યાને રોજ ૧૭ મો માહા ૪ થાને દીને એ નવા મકાનમાં આતશ આદરીઆનના તુરી કેબલાને પાછા તખતનશીન કરવાની કીયા એક મેળાવડા સનમુખ કરવામાં આવયા બાદ એને લગતું તથા સાલગ્રહતું ભેગું જશન કરવા પછી એરવદ પેસતનજી નશરવાનજીએ દરેહમહેરનો તુરી કેબલો અને તે કેબલાના અથોરનાનની ફરજ ઉપર વાયજ કરી હતી. જે પછી એ દરેહમહેરના પંથકી એરવડ નશરવાનજી અસપંડયારજીને શેઠ બીશનીવાળા તરફથી, ખા૦ બા૦ ધનજીભાઇ ફકરીજી કામાડોર, શેઠ પાલણજી રતનજી પટેલ, એ દરેહમેહરને લબતા મોહલાના ગ્રહસ્થો, એ દરેહમેહરને લગતા મોબેદો, શેહેનશાહી આતશ બેહરામના મોબેદો અને સુરતની બઝમે જશને રૂઝે બેહરામની મંડળી તરફથી અકેક શીયાલ એનાયત કરવા બાદ શેઠ ફ્રામરોજ બેહરામજી બીશનીને શેઠ બરજોરજી સોરાબજી મોદી, એ દરેહમેહરના પંથકી એરવડ નશરવાનજી, એ દરેહમેહેરને લળતા મોહલાના ગ્રહસ્થો તથા એ દરેહમેહરમાં કામ કરતા મોબેદો તરફથી અકેકી શીયાલની પેહરામણી કરવામાં આવી હતી. સેવટે મોબેદોમાં આશોદાદ વેહચયા પછી હાજર રહેલાઓ ચાશની કરી વીસરજન થયા હતા. વળી એ દીને સાંજે એરવડ નશરવાનજીના છોકરાના છોકરા એરવડ મનચેરશાહે અશો જરથોસ્તનો માહાન દરજજો એ વીશય ઉપર સરદાર દાવર કેખશરૂ એદલજી મોદીના પ્રમુખપણા હેઠળ એક મેળાવડા સનમુખ ભાષણ આપયું હતું, તેમજ રાતે એ મકાનને રોશનીથી સણગારવામાં આવયું હતું.

નીમચના જાણીતા શેહેરી શેઠ કુવરજી કાવસજીએ એક કુશાદે બંગલો તથા તેની સાથેના મકાનો ત્યાંની ગવરમેંટ એંગલો વરનાકયુલર હાઇ સ્કુલને માટે સપુરદ કરવાથી એ નવા મકાનને કુવરજી કાવસજીને કેનટોનમેંટ સ્કુલનું નામ આપવામાં આવયું છે. તે ખુલ્લું મેલવાની કીયા એક મેળાવડા સનમુખ રોજ ૪ થો માહા ૫ મો યાને તા૦ ૧૫ મા જાનેવારીને દીને સ્કુલના કમપાઉનડમાં કરવામાં આવી હતી. શરૂઆતમાં શેઠ કુવરજી તરફથી શેઠ બાપુજી પીરોજશાહે માનપત્ર વાંચતાં જણાવયું હતું કે ઉપલી સ્કુલ નામદાર સરકારને સવાધીન કરવામાં આવી છે અને તેને હાઇ સ્કુલમાં ભવીશયમાં ફેરવી નાખવાનો ધારણા રાખવામાં આવે છે, જે પછી મીસીસ કારે રૂપાની ચાવીથી મકાન ખુલ્લું મુકવાની કીયા કરી હતી, અને તે ચાવી તેમને પાછળથી ભેટ આપવામાં આવી હતી. કરનલ કારે મીસીસ કાર તરફથી શેઠ કુવરજીનો ભેટ માટે ઉપકાર માની એવણુની ભલી નેમ તથા સખાવત માટે વખાણ કીધા હતા. સેવટે વીદયારથીઓએ કવીતા ગાઇ સંભળાવયા બાદ હાજર રહેલાઓ રીફ્રેશમેનટ લઇ વીસરજન થયા હતા.

અમદાવાદના જાણીતા રહીશ ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ. એ ત્યાંના સાહીબાગ નજદીક લગભગ રૂપયા સાઠ હજારને ખરચે બંધાવેલો બંગલો તથા હોલ ખુલ્લો મેલવાની કીયા રોજ ૯ મો માહા ૫ માને દીને એક મોટા મેળાવડા સનમુખ ઉતર વીભાગના કમીશનર મી૦ એટકીનસે કરી હતી. શરૂઆતમાં ખા૦ બા૦ નવરોજીએ જણાવયું કે એ બંગલો મેં મારા વંશજોને રહેવા માટે બાંધયો છે તોપણ તે સારવજનીક કામો માટે વાપરી શકાય એવા હેતુથી એ બંગલો ત્રસ્તમાં મેલ્યો છે, અને એવી ગોઠવણ કીધી છે કે એ બંગલાનો ઉપરનો ભાગ મારા કુટુંબના વપરાસ માટે રાખેલો છે જ્યારે નીચલો તથા ડરોઇંગ રૂમ તેમજ તેની આસપાસની તમામ છુટી જમીન શાદી, રામસની કે તેવી બીજી કાંઇ કીયા પ્રસંગે અથવા જાહેર ભાષણ, સભાઓ તથા મેળાવડાઓ વગેરે દરેક રમતગમત તથા ખુશાલીના ખાસ સરઅવસરો ઉપર વાપરવાને પારસી, હીંદુ, મુસલમાન વગેરે સરવે જાનેનયાત જાતનો તફાવત વગર કાંઇ પણ લવાજમ લીધા વગર વાપરવાની પરવાનગી

આપવાની સતા ત્રસ્તીઓને આપવામાં આવી છે. ત્રસ્તદીડમાં એ મીલકતના ઉપયોગ માટે જે લખેલું છે તેનો સાર તખતી ઉપર કોતરાવી તે આ મકાનને મારવામાં આવી છે જેથી તેના ઉપર નયાત જાતના તફાવત વગર સરવે લોકને હક છે તે માલમ પડશે. એ પછી મી૦ એટકીનસે ખા૦ બા૦ નવરોજીની યોગય સખાવતોની તારીફ કરતાં આવાં મકાનો બાંધવાની અગત્ય ઉપર વીવેચન કરી મકાન ખુલ્લું મુકયા બાદ હાજર રહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેળાવડો વીસરજન થયો હતો.

મધરાસના રહીશ શેઠ ફીરોઝ મનચેરજી કલબવાળાએ પોતાના મરહુમ બેટા શેઠ જાલની યાદગારી કાયમ રાખવા માટે ત્યાંની અંજુમનના બાગમાં બંધાવી આપેલું મકાન એક મેળાવડા સનમુખ ખુલ્લું મેલવાની ક્રીયા રોજ ૨૯ મો માહા ૫ માને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં જશનની ક્રીયા કરવા પછી અંજુમનના પ્રેસીડંટ શેઠ હોરમજીએ મકાન ખુલ્લું મુકયા બાદ જણાવયું કે આજ લગભગ સો વરસ થયાં મધરાસની અંદર જરથોસ્તીઓએ વસવા માડયું તયારથી આજ સુધી થયલા સખી નરોએ મધરાસની અંજુમન સ્થાપી તેનાં ફંડમાં તેમજ મીલકતોમાં મોટી મદદ કરી છે. પણ શેઠ ફીરોઝને તેઓમાં વધુ સખી ગ્રહસ્થ તરીકે હું ગણું છું, એવણ સાહેબની સખાવતની મદદથી એક મોબેદને જાથુકના અત્રે બોલાવી રાખયા છે, તથા એક અગીઆરી બાંધી તેને નીભાવી રાખવી એ મધરાસના ગરીબ જરથોસ્તીઓ માટે મોટી યોજના ગણાય, તે પણ એ શેઠના શરૂઆતના નાણાંની મદદથી પગભર થઇ છે, અને હવે પછી પણ તેને સંગીન મદદ કરશેજ, કે જેથી એક દુરદરાજ દેશમાં અગીઆરી સ્થાપવાનું પુણય તેમજ માન એ શેઠને મળે છે. એ ઉપરાંત આજ રોજે જે સુંદર જાલ ફીરોજ મેમોરીયલ બીલડીંગ અત્રેની અનજુમનને બક્ષેસ કરી છે. ફકત મધરાસમાંજ સખાવત નહી કરતાં બહારગામોમાં પણ પોતાના ગરીબ હમજાતીઓને તેવણ ભુલી ગયા નથી. એ પછી અનજુમન તરફથી એક થયાલ શેઠ ફીરોજને ભેટ આપવામાં આવી હતી. શેઠ ફીરોજે અનજુમનનો ઉપકાર માનયા બાદ પ્રમુખ શેઠ હોરમસજીને જાલ ફીરોજ મેમોરીયલ બીલડીંગ પોતાની જાતી દેખરેખ હેઠળ અને મેહેનત લઇ બાંધવા માટે ભેટ આપી હતી. સેવટે હાજર રહેલાઓએ રીફ્રેશમેનટ લઇ વીદાય થયા હતા. ઉપલું નવું મકાન મધરાસના અનજોમનના સભાસદોને સરઅવસરે ઉપયોગ કરવા, તેમજ તનદરોસતીને અરથે હવા ફેરફાર કરવા ચોકસ વખત આવી વસવા માટે આપયું છે. એ મકાનનું "ત્રસટ ડીડ" શેઠ ફીરોઝે, મધરાસનાં અનજુમનના નામ ઉપર કરી આપવા, અને તેના નીભાવ માટે એક હજાર રૂપયા અનજુમને સપુરદ કરવા કબુલ થયા છે, કે જેથી અનજુમન ઉપર વધુ બોજો પડે નહી. શેઠ ફીરોઝ કલબવાળાએ ઉપર જણાવવા મુજબ કરેલી સખાવતો માટે મધરાસની અનજુમન તરફથી એક માનપત્ર તથા ખાણું આપવાનો મેળાવડો રોજ ૧૨ મો માહા ૬ ઠાને દીને કરવામાં આવયો હતો. શરૂઆતમાં અનજુમનના સરનશીન શેઠ હોરમજીએ માનપત્ર વાંચયું હતું તેમાં શેઠ ફીરોઝે ત્યાંના પારસીઓની હાજતો ટાળી તથા જુદી જુદી સખાવતો કરી ત્યાંની અનજુમન ઉપર કરેલા આભાર માટે ઉપકાર માનવામાં આવયો હતો, એ માનપત્ર શેઠ હોરમજીએ સુંદર કાશકેટમાં મુકી શેઠ ફીરોઝને અરપન કીધું હતું જેનો એવણે ઘટતા શબ્દોમાં જવાબ વાળવા બાદ રાતે હાજર રહેલાઓ ખાણું લઇ વીસરજન થયા હતા.

કોલંબોના જાણીતા શેહેરી અને વેપારી શેઠ મનચેરજી ફરામજી ખાને કોલંબો કોલટસ ક્રીકેટ કલબ માટે બંધાવી આપેલો નવો પેવીલીયન ખોલ્લો મેલવાની ક્રીયા ત્યાંના મેયર મી૦ ઇ. એમ. ટીકુસી શોરટે એક મેળાવડા સનમુખ તા૦ ૧૫ મી ફેબરવારીએ યાને રોજ ૫ મો માહ ૬ ને દીને કરી હતી. આ પેવીલીયન ખુલ્લો મેલતા વખતે મેયરે ભાષણ કરતાં શેઠ મનચેરજી ખાને સપોરટસમેનને અનુસરતો ખવાસ બતાવી પેવીલીયન ભેટ આપયો તે માટે એવણને સાબાશી આપી હતી. આ પ્રસંગની યાદમાં મેયરને પેવીલીયનના તાળાંની રૂપાંની ચાવી શેઠ ખાન તરફથી ભેટ આપવામાં આવી હતી. આ નવી ઇમારત ધી ફરામજી ભીખાજી ખાન પેવીલીયન તરીકે ઓળખાશે. વળી શેઠ મનચેરજીએ ત્યાંના જાનવરો ઉપર ઘાતકીપણું ગુજરતું અટકાવનારી મંડળીને દરદી જાનવરો સારૂં એક આશ્રમ ઘર સ્થાપવા માટેનો સઘળો ખરચ આપવાની માગણી કીધી હતી.

પુણાની અનજુમનની દરેહમેહેરના કારોબારીઓ શેઠો હોરમજદ અસપંદીયાર ઇરાની, ખોદાદાદ રૂસતમ ઇરાની અને હોરમજદ શેહેરીયાર ઇરાનીએ દરેહમેહેરનાં ફંડમાંથી ચોકસ રકમ લઇ તથા પોતાની ગીરોથી થોડી થોડી રકમો કાઢીને એ દરેહમેહેરની સામે ૫ જુદા જુદા ગાળા બંધાવયા છે અને તે ફકત જરથોસતીઓને ભાડે આપવામાં આવશે. આ મકાનોનું વાસમુરત કદમીઓનાં મેહેરંગાનનાં જસનને દીને યાને રોજ ૧૬ મો માહ ૬ ઠો શેહેનશાહીને દીવસે ફીરેસતા વગેરે ક્રીયાઓ કરીને કરવામાં આવયું હતું. ઉપલા ત્રણ સાહેબોએ જરથોસતીઓની અગવડ દુર કરવા ઉપરાંત, ભાડાંમાંથી ચોકસ રકમ ઉપલી દરેહમેહેરના નીભાવ ફંડમાં આપવાનું ઠરાવયું છે.

બીલીમોરાની પંચાયતના અકાબર શેઠ મનચેરજી શાપુરજી તાતાએ ત્યાંની રૂસતમ બાગ નામની ધરમશાળા પાસે તાતા બાગ કરી એક નવું મકાન બંધાવવાનું શરૂ કરયું હતું. તેનો પાયો ખોદવાના મુરતની ક્રીયા રોજ ૨૮ મો માહ ૬ ઠાને દીને કરવામાં આવી હતી. શરૂઆતમાં શેઠ મનચેરજીએ જણાવયું કે આ ગામમાં શાદી રામસનીના કામ સારૂ તેમજ દેશાવરના પારસી જરથોસતીઓના ઉતારા સારૂ એક સારા મુકામની જરૂર જણાવાથી આ કામ આરંભયું છે. અને એ મકાનનું નામ તાતા બાગ રાખવા ધારયું છે. એ મકાન સરવે બાબદસર જરથોસ્તીઓને વાપરવા ખુલું મુકયું છે. તયાર બાદ શેઠ બેહેરામજી ફરામજી બારીઆએ એ પાયાને કોદાળી મારી ક્રીયા કરી હતી. એ પછી હાજર રહેલા કેટલાક સાહેબોએ આ નવું મકાન બંધાવી આપવા માટે શેઠ મનચેરજીની સતુતી કરવા બાદ સરવે વીસરજન થયા હતા.

ચરનીરોડના સ્ટેશન સામે શેઠ બેરામજી જીજીભાઇ સ્કુલ માટેનું નવું આલીશાન મકાન બંધાઇ તઇયાર થવાથી એ નવા મકાનમાં ગયા એપ્રીલ માસથી શેઠ બેરામજીવાળી સ્કુલ ચલાડવામાં આવી તે પેહેલાં જરથોસ્તી ધરમના સરેસતા પ્રમાણે રોજ ૪ થો માહ ૭ માને દીને એ નવા મકાનનું વાસ મુહુરત કરવામાં આવયું હતું. એ દીને સાંજે ત્રણ કલાકે ફરેસતા તથા જશનની ક્રીયા નવા મકાનમાં કરવામાં આવી હતી, જયાં એ ખાતાંના ત્રસ્ટીઓ, શીક્ષકો અને ચેલાઓ ભાગ લઇ બંદગીમાં સામેલ થયા હતા. એ ઉપરાંત એ ખાતાંના આગલા વીદયારથીઓ જેઓએ પોતાનું કોલેજ યુનીયન સ્થાપયું છે, તેઓનીબી એક સારી સંખયા હાજર થઇ હતી. જશનની ક્રીયા પુરી થયા બાદ હાજર રહેલાઓએ ચાશની કરી તેઓ માટે બાઇ આવાંબાઇ રૂસ્તમજી બેહરામજી જીજીભાઇએ ખાસ તઇયાર કરાવેલું રીફ્રેશમેનટ લીધા બાદ શમશુલ ઓલમા એરવદ જીવનજી જમશેદજી મોદીએ એક ટુંક વાયજ કરીને દીનની ક્રીયાનો ભાવારથ સમજાવયો હતો તથા વીદયારથીઓને એ શાળાના સ્થાપક તરફ ભકતીભાવ બતાવવા, પોતાના શીક્ષકો તથા માબાપોની તાબેદારી કરવા તથા આ શાળામાં જે શીક્ષણ મળે છે તેને સાચા નીવડવાની શીખામણ દઇ એકીનદારી અને સાચવટથી સદા ચાલવા તથા ટંટો, અને બેદીલી દુર કરવાનો આગ્રહ કીધો હતો. તે પછી શેઠ બેહેરામજી જીજીભાઇ કોલેજ યુનીયનના આનરરી સેક્રેટરી મી○ પેસોતન બી○ કાબરાજીએ કેટલુંક વીવેચન કરી એ શાળાના ત્રસ્ટીઓ પોતાના ચેલાઓ માટે જે કાળજી રાખે છે તે માટે તેઓનો ઉપકાર માની સ્કુલને હવે પછી વધારે ફતેહ ઇચછી હતી. તે બાદ પ્રીનસીપલ મી○ આયરે એક ટુંક ઈંગ્રેજી ભાષણ કરી પોતાના વીદયારથીઓને કેટલોક બોધ દઇ સરકારે આ વેપારી શાળાનાં મકાન માટે જે મોટી ગ્રાંટ આપી છે તે માટે ખુશાલી બતાવતાં બોલયા કે એવી મોટી ગ્રાંટ આજ તુલીક સરકારે આખાં હીંદુસ્તાનમાં કોઇપણ વેપારી શાળાને આપી નથી જે બતાવે છે કે વેપારી કેળવણીના વધારા માટે આ કોલેજ જે કારસાજી કરે છે તે સરકારનો પુર વીશવાસ ધરાવે છે. શાળાના જે સેંકડો વીદયારથીઓ બહાર પડી સારો મુસારો અને આબરૂદાર દરજજો મેળવવાને શકતીવાન થયા છે તે માટેની યાદ આપી એવી આશા બતાવી કે જેમ આગલા વખતના શેઠ બેહેરામજી જીજીભાઇ તથા બીજા શાહ વેપારીઓએ આ શાળા અને બીજાં ધરમ ખાતાં સ્થાપવા કેટલીક દોલત એકઠી કીધી હતી તે મુજબ વેપારી કેળવણી સંપાદન કરી આ શાળાના ઘણાક ચેલાઓ શાહ વેપારી થવા પામે તથા આવાં ધરમ ખાતાંઓ સ્થાપવાનું સવાબ હાસલ કરે. સેવટે દરેક વીદયારથીને જતી વખતે મીઠાઇનું અકેક પડીકું આપવા પછી મેળાવડો વીસરજન થયો હતો. આ નવું બંધાયલું મકાન એક શાળા માટે નમુનેદાર છે

અને તે ચાર બાજુએથી ખુલ્લું પશ્ચીમના દરયાની મુખડે આવેલું છે. બનાજીનાં આતશ બેહેરામના ત્રસ્ટીઓ પાસેથી મકાનને લગતી જગા રૂપયા ૮૫,૦૦૦ આપી ખરીદવામાં આવી હતી, જેનો વીસ્તાર ૩૨૦૦ ચોરસવારનો છે અને જેને મુખડેની ૪૦૦ ચોરસવાર જગા સરકાર પાસેથી રૂપયા ૨૦,૦૦૦ આપીને ખરીદી હતી. મકાન પાછળ સવાત્રણ લાખ રૂપયાનો ખરચ થયો છે, જેમાં સરકારનો ફાળો આશરે રૂપયા એક લાખનો છે. ખાનબહાદુર મનચેરજી કાવસજી મરઝબાને આ મકાનનો પલાન બનાવી આપયો હતો અને તેનું બાંધકામ શીલ્પી શેઠ મનચેરશા ન૦ ચાંદાભાઈએ કીધું હતું તથા કંત્રાકટરો મેસરસ જીવણજી જામાસ્પજીની કંપની હતા. ભોંયતળયાં સાથે મકાન ત્રણ મજલાનું છે. દરેક મજલો ઉંચી બાંધણીનો છે અને તેપર અકેક દીવાનખાનાં ઉપરાંત મોટા હોલ અને લાંબી ખુલ્લી પડશાલો રાખેલી છે. ભોંયતળયે સાતથી આઠ વરગની ગોઠવણ સહેલાઈથી થઇ શકે એમ છે. પેહેલે માળે એટલાજ ઓરડા છે અને બીજે માળે એવા ઓરડાઓ ઉપરાંત એક મોટું દીવાનખાનું છે, જે ઇનામના અને બીજા મેળાવડા માટે એક દીપાયમાન દીવાનખાનું થઇ પડશે. ત્રીજો નાનો માળ છે, જેમાં કીતાબખાનાની ગોઠવણ કરવામાં આવનાર છે. મકાનના વચલા ભાગોમાં વીશાળ ચોકો તથા બેવડા દાદરો છે, ઉપરાંત દરેક ગાળામાં અકેક દાદરની સગવડ છે અને નીચેના ચોકમાં પુતળું ગોઠવવા લાયક એક જગા બનાવી છે જયાં ઘણું કરી ખાતાંના સ્થાપકનાં પુતળાંના જગા ભવીષ્યમાં કરવામાં આવશે. છોકરાઓ માટે પાણી પીવા વીગેરેની ગોઠવણ આરોગયતાને ધોરણે કરવામાં આવી છે અને તેમને "ફીલ્ટર" કરેલું પાણી પુરૂં પાડવામાં આવશે. ટુંકમાં ત્રસ્ટીઓએ શાળાનું આ મકાન બનતું નમુનેદાર બનાવયું છે.

વલસાડના મરહુમ જાણીતા સખી શેહેરી શેઠ ધનજીભાઈ ભુરાભાઇના સાહેબજાદાઓ શેઠો માણેકજી ધનજીભાઇ તથા કાવશજી ધનજીભાઈએ અને નબીરાઓ શેઠો અરદેસર અને જાલભાઇ પેસતનજીએ પોતાના મરહુમ પીતા શેઠ ધનજીભાઈની ખાહેશને અનુસરી વલસાડમાં બંધાવી આપેલું નવું દખમું તઇયાર થવાથી તેને ઇજાત્રી ખુલ્લું મેલવાની કીયા રોજ ૪ થે માહા ૭ માને દીને મુંબઇ તેમજ દેશદેશાવરના જરથોસ્તીઓની આશરે પંદર હજારની જંગી સંખયા સમક્ષ કરવામાં આવી હતી. દોખમું ઇજવાની ક્રીયા રાબેતા મુજબ ચાર દીવસ સુધી ઉદવાડેના વડા દસ્તુરજી ખરશેદજી મીનોચેરજીની દેખરેખ હેઠળ કરવામાં આવી હતી. એ દખમું ઇજવાને દીને દખમું ઇજવાની ક્રીયા ચાલતી હતી તે દરમયાન સવારના નવ વાગે જશનની ક્રીયા દોખમાં નજદીક ઉભા કરવામાં આવેલા મંડપમાં કરવા બાદ એરવદ એદલજી કેરશાસપજી આંટીયાએ ટુંક વાએજ કરતાં દોખમાઓની ફીલસુફી સમજાવી હતી. જે પછી તેઓએ ધનભુરા ખાનદાને કરેલાં આ પુણ્યવંત કામ માટે બોલી જણાવયું કે ધનભુરા નામ અર્થસુચક છે. 'ધન'નો અર્થ દોલત અને 'ભુરા'નો અર્થ આબાદી છે. આપણ સરવે ઇચછીશું કે એ કુટુંબ વધુ ને વધુ આબાદ રહે. એ પછી ધનભુરા કુટુંબ તરફથી વલસાડની અનજુમનને 'ધનભુરા દોખમું' સ્વાધીન કરવા બાબદનું નીચલું પત્ર શેઠ કાવસજી ધનજીભાઇ ધનભુરાએ વાંચતાં જણાવયું કે અમારા મુરબી મરહુમ ધનજીભાઇ ભુરાભાઇની ખાહેશ અને ફરમાન વલસાડમાં એક દોખમું જરથોસ્તીઓને બાંધી આપવાની હતી. તે મુજબ વલસાડની અનજુમનની પરવાનગીથી રોજ ૧૮ મો માહા ૪ થે સને ૧૨૭૬ યઝદેજરદી, તા૦ ૩૦ મી ડીસેમબર ૧૯૦૬ ને દીને તાણાની ક્રીયા કરી હતી. તે બંધાઇ પુરૂં થવાથી આજે રોજ શેહરેવર, માહા મેહેર સને ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૧૫ મી મારચ ૧૯૦૮ ને વાર રવેહને દીને જરથોસ્તીઓની ભેગી મળેલી હાજરી રૂબરૂ ઇજવાની ક્રીયા કરી છે અને તમામ ક્રીયા ખલાસ થવેથી તમો વલસાડની પારસી અંજુમન ફંડ તથા મીલકતના ત્રસ્ટી સાહેબો સદરહુ ધનભુરા દોખમું જરથોસતીઓના વપરાસ માટે સવાધીન લઈ હવે પછી જેમ જુનાં દોખમાં તથા સગડીઓનો વહીવટ કરો છો તેમ એ ધનભુરા દોખમાનો વહીવટ ભવીશયમાં કરવો અને બનતાવેર એ દોખમું કોઇ પણ શક પડતા જુદદીન પારસી માટે વાપરવું નહીં એવી અમારાં કુટુંબની ખાએસ છે, પણ તે બાબદ અંજુમનની મુનસફીપર સોંપયે છીયે. અમો એ દોખમું કાંઇ પણ હક અગર શરત વગર આપયે છીયે અને વલસાડની પારસી અંજુમનની એ મીલકત સંપુરણ રીતે હવે પછી ગણાશે. હવે

પછી એપર અમારો અગર અમારા વંશવારસોનો, વલસાડના જરથોસતી અનજુમનના રહીશ સીવાયનો બીજો કાંઇ પણ વધુ ખાસ હક નથી અને જો કોઇ કરે તો રદ બાતલ સમજવો. એ પછી ધનભુરા કુટુંબીઓ—શેઠો કાવસજી ધનજીભાઇ તથા માણેકજી ધનજીભાઇ અને મરહુમ શેઠ પેસતનજી ધનજીભાઇના સાહેબજાદાઓ શેઠો અરદેશર તથા જાલભાઇ, એઓને આપવામાં આવનારૂ માનપત્ર વલસાડની પારસી અનજુન તરફથી નેમાયલી કમીટીના પ્રમુખ શેઠ રૂસતમજી ધનજીભાઇ માસતરે અનજુમન તરફથી વાંચી સંભળાવયું હતું. તેમાં એઓ શેઠો એ નવા દોખમા માટે લીધેલી મહેનત અને કરેલી સખાવત માટે તારીફ કરવામાં આવી હતી. એ માનપત્ર ચાંદીના દાબડામાં મુકી શેઠ રૂસતમજીએ ઉપલા ધનભુરા ભાઇઓને એનાયત કીધું હતું. એ પછી શેઠ પેસતનજી ધનજીભાઇની લેનડીંગ કંપની તરફથી બંધાયલી સગડી અનજુમનને સ્વાધીન કરવાનું નીચલું પત્ર શેઠ કાવસજી ધનજીભાઇએ વાંચતાં જણાવયું કે અમારી મુંબઇની પેસતનજી ધનજીભાઇ ધનભુરાની લેનડીંગ કંપની તરફથી અમારા મરહુમ વડીલ ધનજીભાઇ ભુરાભાઇ તથા પેસતનજી ધનજીભાઇની ભલી યાદમાં એક સગડી વલસાડમાં અમોએ લગભગ રૂ૭૫૦૬ ના ખરચે બાંધી તઇયાર કરી છે તે જરથોસતીઓના વપરાસ માટે તમો વલસાડ પારસી અનજુમન ફંડ તથા મીલકતના ત્રસ્ટી સાહેબોને સ્વાધીન લઇ હવે પછી જેમ જુનાં દોખમાં તથા સગડીઓનો વહીવટ કરો છો તેમ એ સગડીનો વહીવટ ભવીશયમાં કરવો. અને બનતા વેર એ સગડી કોઇપણ શક પડતા જુદદીન પારસીને વાપરવા દેવી નહી એવી અમારાં કુટુંબની ખાએસ છે પણ તે અંજુમનની મુનસફી ઉપર સોંપયે છીયે. એ મકાન અમો કાંઇપણ હક યા શરત વગર આપયે છીયે અને સંપુરણ રીતે વલસાડની પારસો અંજુમનની એ મીલકત હવે પછી ગણાશે. એ ઉપર અમારો અગર અમારા વંશ વારસોનો વલસાડના જરથોસતી અંજુમનના રહીશ સીવાયનો વધુ ખાસ હક નથી અને જો કોઇ કરે તો રદ બાતલ સમજવો. આ સગડી બંધાવી આપવા માટે શેઠ પેસતનજી ધનજીભાઇની લેનડીંગ કમપનીનો વલસાડની અનજુમન તરફથી શેઠ જાહાંગીરજી કોલાભાઇ માણેકશાહે ઉપકાર માનતાં મરહુમ શેઠ પેસતનજીએ કરેલી સખાવતોની સ્તુતી કરી હતી જે પછી મરહુમ શેઠ ધનજીભાઇ ભુરાભાઇની અનજુમન તરફથી મુકવામાં આવેલી સબી દસ્તુરજી સાહેબ ખુરશેદજી મીનોચેરજીએ ખુલી મેલવા બાદ શેઠ મોટાભાઇ શાપુરજી દાદાભાઇએ દસ્તુરજી સાહેબ ખુરશેદજીએ પોતાની દેખરેખ હેઠળ ક્રીયા કામો કરવા સારૂ લીધેલા તસ્દી માટે ઉપકાર માનતાં મરહુમ શેઠ ધનજીભાઇની ખોલી મુકવામાં આવેલી સબી દરેહમેહર જેવા લાયક ઠેકાણે રાખવામાં આવશે એમ જણાવયું હતું. સેવટે ધનભુરા કુટંબીઓ તરફથી શેઠ અરદેશર પેસતનજી ધનભુરાએ અનજુમનનો તથા દસ્તુરજી અને આ કામમાં મદદ કરનારા સરવે સાહેબોએ લીધેલી તસ્દી માટે ઉપકાર માનવા પછી દસ્તુરો અને મોબેદોને ધનભુરા ખાનદાન તરફથી આશોદાદ વેંહેંચવામાં આવી હતી. આ પછી નીચે મુજબ શીયાલોની પેહરામણી કરવામાં આવી હતી. અનજુમન તરફની શયાલો શેઠો બેજનજી નશરવાનજી તથા ધનજીભાઇ બમનજીએ શેઠો અરદેશર પેસતનજી, માણેકજી ધનજીભાઇ, કાવસજી ધનજીભાઇ, અને જાલભાઇ પેસતનજી ધુનભુરાને અરપણ કરી હતી તથા નવી સગડી બંધાવી આપવા માટે શેઠ પેસતનજી ધનજીભાઇની લેનડીંગ કંપનીના આગેવાન શેઠ કાવસજી ધનજીભાઇને અનજુમન તરફથી તેમજ વલસાડની પારસી જરથોસ્તી અનજુમન ફંડના ત્રસ્ટીઓ તરફથી શેઠ ધનજીશા કાવસજી અને બાઇ રતનબાઇ હોરમસજી શાપુરજી ચોથયા તરફથી શેઠો માણેકજી ધનજીભાઇ, કાવસજી ધનજીભાઇ અને અરદેશર પેસતનજી દરેકને એકેકી તથા પાદખોવાળા કલબના સભાસદો તરફથી માણેકજી ધનજીભાઇને શીયાલ આપવામાં આવી હતી. વળી વલસાડની જરથોસ્તી અનજુમન તરફથી દસ્તુરજી ખુરશેદજી દસ્તુર મીનોચેહેરજીને તેમજ ધનભુરા કુટુંબના સાહેબજાદાઓ તરફથી દસ્તુરજી ખુરશેદજી મીનોચેહેરજી, ઉદવાડેના સીરસ્ત્રાં દસ્તુરજી પેસતનજી બરજોરજી, એરવદ એદલજી કેરસાસપજી આંટયાજી, શેઠ જેહાંગીર તેહેમુરસ્પ અંકલેસરીયા, મોબેદ મનચેરજી નવરોજી, મોબેદ દાદાભાઇ શાપુરજી સંજાના, મોબેદ બમનશા શાપુરજી કનઠણુના અને ઉદવાડેવાળા મોબેદ રૂસતમજી ફરામજી કટીલાને એકેકી શેયાલ એનાયત કરવામાં આવી હતી. હાજર રહેલાઓ દોખમાની અંદર સેજદો કરવા ગયા હતા અને પોતાની ગુજાસ મુજબ

અંદર રૂપાંનાણું નાખી બહાર નીકળયા હતા. જે પછી ઉભા કરવામાં આવેલા મંડપમાં હાજર રહેલાઓએ ખાણુ લીધા બાદ વળતી ત્રેનોમાં સહુ પોતપોતાને મકાને પાછા ફરયા હતા. શેઠ શાપુરજી બરજોરજી ફરેજરે જોઇતું આઇસ મુફત પુરૂં પાડયુ હતું તેમજ આ દોખમાની પડત ઉપર રાણેતા મુજબ દસ્તુરજી સાહેબનો હક હતો જે તેઓએ એ સખાવત માટે છોડી દીધો હતો. મરહુમ શેઠ ધનજીભાઇ ભુરાભાઇ વલસાડમાં એક નવું દોખમું બાંધવા ચોકસ રકમ પોતાના વારસો હસ્તક મુકી ગયા હતા, તે રકમ બાર વરસે વયાજે વધી રૂપીઆ ૨૬૦૦૦ થવાથી આ નવાં દોખમાની શરૂઆત થઇ હતી. વલસાડમાં જુનાં બે દોખમા છે, તેમાંનું એક ૧૫૦ વરસનું બીસમાર હાલતમાં અને બીજું ૬૦ વરસનું હાલ વપરાસમાં છે. આ ઉપરથી ધનભુરા ખાનદાનવાળાઓએ અનજુમન ઉપર પત્ર લખી નવાં દોખમાં માટે જગા મુકરર કરાવી હતી. વળી શેઠો ધનભુરા કુટુંબીઓ તરફથી બરોડા રેલવે સતાવાળાઓ સાથ ગોઠવણ કરવામાં આવી હતી જેથી રેલવે સતાવાળાઓએ જરથોસ્તીઓની સગવડ સારૂ એકવડા ભાવે જવા આવવાની ટીકીટો આપવા ઉપરાંત ક્રીયાના દીવસની આગલી રાતે મુંબઇથી ૩ તથા ભરૂચથી ૨ સ્પેસીયલ ત્રેનો દોડાવી હતી, તેમજ શેઠો ધનભુરા કુટુંબીઓએ જોવા આવનારાઓની સગવડ સારૂ ઘણો સરસ બંદોબસ્ત રાખયો હતો જેથી લોકોને કસી વાતની અડચણ પડી હતી નહીં.

ઉપલું દોખમું બે મહીના સુધી જાહેરમાં જોવા સારૂ ખુલું રાખવા પછી ચાર દીવસની ગુજરેલા પાછળની સઘળી ક્રીયા સંપુરણ કરવા બાદ રોજ ૯ મો માહા ૯ માને દીને નવી બંધાયલી સઘડીમાં જશનની ક્રીયા કરવા પછી શેઠ કાવશજી ધનજીભાઇ ભુરાભાઇએ જણાવયું કે આ નવું દોખમું તથા સઘડી સેવટની ક્રીયા કરી આજરોજે તમો વલસાડ અંજુમનના ફંડોના ત્રસ્તી સાહેબોને સ્વાધીન કરીએ છીએ, એ ઉપરાંત રૂ૫૫૦૦ ના ચાર ટકાના પોરટ ત્રસ્ત બોનડ પણ આ સાથે તમોને આપયે છીએ, તે એવી સરતે કે આ બોનડ અનામત રાખી એનું વયાજ વધારયા જવું અને લાંબે વખતે દોખમાની મરામત સારૂં કાંઇ ખરચ કરવો પડે તો ત્રસ્ટીઓએ એમાંથી ખરચ કરવો, અને સાઠ પોણુસો વરસે વ્યાજ સાથે રૂ૪૫૦૦૦ ઉપરની રકમ થાય અને નવા દોખમાની આ કસ્બાને જરૂર માલમ પડે તો એ રૂપયામાંથી રૂ૪૦૦૦૦ સુધીનો ખરચ કરી નવું ધનભુરાને નામનું દોખમું બાંધવું, અને એમાં એક પણ પઇસો બહારનો લેવો નહી. અને બાકી વધેલા લગભગ રૂપઆ પાંચ હજાર પાછા કાયમ રાખી વયાજથી રકમ વધારવી કે હમેશા જયારેબી વલસાડમાં લાંબે વખતે નવું દોખમું બાંધવાની જરૂર પડે સારે ધનભુરાના નામથી નવું દોખમું બાંધવાને બને. ઉપલા રૂ૫૫૦૦ હમારા બાવાજી ધનજીભાઇ ભુરાભાઇએ જે રકમ દોખમું બાંધવા કહાડેલી તેમાંથી આ નવું દોખમું બાંધવા પછી વધેલી હતી તે ઉપર જણાવવા મુજબ આપવામાં આવી છે. શેઠ કાવસજીએ પોતાનું બોલવું પુરૂં કરી, ત્રસ્ટી શેઠ રૂસતમજી ધનજીભાઇ માસ્તરને દોખમાની કુંચી અને રૂ૫૫૦૦ ના બોનડ તાળીઓના અવાજ વચે સ્વાધીન કીધા. શેઠ રૂસતમજી માસ્તરે ધનભુરા કુટુંબનો આભાર માનવા પછી હાજર રહેલાઓ ચાશની કરી વીખેરાઇ ગયા હતા.

વલસાડ નજદીક તીથલમાં નવાં પારસી સેનેટેરીયમનો પાયો નાખવાનું મહુરત રોજ ૪ થો માહા ૭ માને દીને એક મેળાવડા સનમુખ શેઠ દીનશાહ પીરોશાહ શેઠનાના પ્રમુખપણા હેઠળ કરવામાં આવયું હતું. શરૂઆતમાં ડા૦ ધનજીશાહ હીરજીભાઇ પટેલે સેનેટેરીયમ વીષે કેટલીક વીગત આપતાં જણાવયું કે તીથલનું હવા પાણી ઘણું સરસ માલમ પડવાથી તથા બીજી સેનેટેરીયમો હોવા છતાં ઘણીકવાર હાજતમંદોને જગાની કોટાઇને લીધે નીરાશ થવું પડતું હોવાથી વધુ સેનેટેરીયમની જરૂર જણાવવાથી આ ધરમખાતું સ્થાપવામાં આવયું છે. આ ખાતાંનો પહેલો બલોક ત્રણ કુટુંબ રહે તેવી ઇમારત માનવંત મરહુમ પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ અને લેડી શાકરબાઇ દીનશાહ પીટીટ તથા એવોના બેટી બાઇ નવાજબાઇના પુણ માટે મરહુમ સર દીનશાહજીના સખી બેટીઓ બાઇઓ હીરાબાઇ, બચુબાઇ અને માણેકબાઇ તરફથી લગભગ રૂપયા આઠ હજારની કરવામાં આવેલી બક્ષેસમાંથી બાધવામાં આવશે. ડા૦ ધનજીશાહે એ સખી બાઇઓનો તથા ઇજનેર શેઠ મનચેરશાહ પા૦ કંત્રાકટર જેમણે આ કામમાં કીમતી મદદ આપી હતી તેવણુનો તેમજ શેઠ માણેકજી ધનભુરાએ

રૂ૬૦૦ નો ખરચ કરી પોતાની વાડીમાંથી સેનેટેરીયમ માટે રસ્તો તથા દરવાજો પોતાની મરહુમ બેટીઓ બાઇઓ ડોશીબાઇ તથા જરબાઇના પુણ્ય માટે બંધાવી આપયો અને શેઠ જ. હો. ચોઠીઆએ પણ પોતાની જગામાંથી પોતાના બાવાજીના પુણ્ય માટે રસ્તો આપવા કબુલયો છે તે માટે સરવેનો ઉપકાર માનયો હતો. એ પછી સરનશીન શેઠ શેઠનાએ ડા૦ ધનજીશાહે આવા ધરમી કામમાં નાણા ભરાવવા માટે જે આગેવાનીભરયો ભાગ લીધો હતો તે માટે શાબાસી આપી હતી અને શેઠ સોરાબજી ખરશેદજી ઘાંડીને આ ઇમારતનો પાયો નાંખવાની અરજ કરતાં જણાવયું કે જેવી કાળજીથી દેવલાલીનું ગામ પારસીઓના લાભ સારૂ વસાવવા ફતેહ પામયા તેવીજ રીતે આ કામમાં મદદ કરશો. સેવટે શેઠ ઘાંડીએ પાયો નાંખવાની ક્રીયા કરતાં ડા૦ ધનજીશાહની કીમતી મદદની સ્તુતી કરી ડા૦ ધનજીશાહે પોતાના મુરબીઓ શેઠ હીરજીભાઇ તથા બાઇ રતનબાઇ હીરજીભાઇ પટેલની યાદમાં એક કુવો બાંધી આપયો તે માટે ઉપકાર માનયો હતો, અને આ બલોક બંધાવી આપનાર પીટીટ કુટુંબના બાનુઓનો ઉપકાર માનતા જણાવયું કે એ કુટુંબના સખી નર શેઠ બમનજીની આજ દીને બખતાવર સાલગ્રેહ છે તેની સલામતી આ ઉતમ કામનો પાયો નાખીને એ સાહેબની સાલગ્રેહની દુવા ચાહું છું. જે પછી હાજર રહેલાઓ વીખેરાઇ ગયા હતા.

નવસારીની શેઠ જમશેદજી નશરવાનજી તાતા ઈંડસ્ત્રીઅલ સ્કુલ હુનરશાળાની ધી ફ્રેખશરૂ એદલજી બામજી ખુશરૂ બીલડીંગ ખુલ્લી મેલવાની ક્રીયા નામદાર શ્રીમંત મહારાજા શયાજીરાવ ગાયકવાડે એક મોટા મેળાવડા સનમુખ રોજ ૬ ઠો માહ ૭ મો યાને તા૦ ૧૭ મી મારચે કરી હતી. શરૂઆતમાં એ ખાતાનાં સેક્રેટરી શેઠ ફરદુનજી માણેકજી કાંગાએ એ હુનરશાળાને લગતી ટુંક તવારીખ આપતાં જણાવયું કે અતરેની સર કાવશજી જાહાંગીર હાઇ સ્કુલ સાથે એક હુનરશાળા જોડવાનો વીચાર લાંબો વખત થયા ચરચાયા કરતો હતો પણ નાણાની કોટાઇને લીધે બનયું હતું નહી. તે પછી બીલડીંગ વગેરેના ખરચ માટે સખી વજુદ બાઇ રતનબાઇ બામજી તરફથી રૂપયા પંદર હજાર મળવાથી અને બાકીની રકમ માટે દીવાન સાહેબ કેરસાસ્પજી અને વીદયાધીકારી ખા. બા. મસાણી તરફથી ટેકો મળવાથી આપ નામદારે રૂ૧૨૫૦૦ આપવાને ઉદારતા બતાવયાથી અને એ સ્કુલના ચાલુ ખરચ માટે સાહાસીક વેપારીઓ શેઠો દોરાબજી તથા રતનજી જમશેદજી તાતાએ વારસીક રૂ૧૨૫૦ અને એટલીજ રકમ આપ નામદારે આપવા કબુલ્યાથી હાલ તરત એ સ્કુલનું કામ ચલાવી શકાશે. એ ઉપરાંત બાઇ રતનબાઇ બામજીએ એ સ્કુલની બાજુમાં આવેલી જમીન રૂ૧૮૦૦માં ખરીદી ભેટ આપી છે તથા આજની ક્રીયાનો તમામ ખરચ અને મકાનના કમપાંઉડની ભીત તથા તેના કટેરાનો ખરચ આપવાને એવણે કબુલ્યું છે. વળી બાઇ સાહેબ રતનબાઇએ આપ નામદારની આજની મુલાકાતની યાદમાં આપના નામથી હુનરશાળામાં એક ચાંદ તથા સ્કોલરશીપ સ્થાપવા રૂ૧૦૦૦ તેમજ અતરેના નોશેરવાન અડલ ફંડમાં રૂ૧૦૦૦ આપયા છે. શેઠ ફરદુનજીએ નામદાર માહારાજાએ લીધેલી તસ્દી માટે ઉપકાર માનવા બાદ તાળીઓના અવાજ વચે નામદાર માહારાજાએ મકાન ખુલ્લું મેલાયલું જાહેર કીધું હતું. એ પછી નામદાર માહારાજાએ ભાષાણ કરતાં જણાવયું કે મારા રાજયમાં હુનરઉદયોગની કેળવણી ખીલવવા માટે હું દરેક કોશેશ કરીશ અને મારી રઇયત સુખી થાય એવી કેળવણી માટે હમેશ કાળજી રાખીશ તેમજ પારસી કોમ કેળવણીના કામ માટે જે ઉદાર મદદ કરે છે તે માટે પારસીઓનો આભાર માની આવા કામમાં સખી દીલગુરદો દેખાડવા માટે બાઇ રતનબાઇ બામજીને તથા શેઠો તાતા કુટંબને મુબારકબાદી આપી હતી. સેવટે આ બીલડીંગ બાંધનાર કંત્રાકટર ખા. સા. કાવશજી હોરમજી દાદાચાનજીને શ્રીમંત મહારાજાને હાથે બાઇ સાહેબ રતનબાઇ બામજી તરફથી એક શીયાલ તથા સોનાનું ઘડીયાલ ભેટ આપવામાં આવયા પછી મેળાવડો વીસરજન થયો હતો. બાઇ રતનબાઇ એદલજી બામજીએ નવસારી ખાતે ઉદયોગશાળા માટે ઉપર જણાવવા મુજબનું મકાન તથા તેને માટે જોઇતાં યંત્રો અને ફરનીચર વગેરે સારૂ રૂ૧૨૫૦૦ની મદદ આપી છે. આ એમનું ઉદારતા ભરેલું કામ સ્તુતીપાત્ર હોવાથી નામદાર ગાયકવાડ સરકાર તરફથી તેની કદર કરવાની અગસ સ્વીકારવામાં આવી હતી, અને આવા ઉદાર ચરીતનું અનુકરણ કરવા બીજા ગ્રહસ્થો લલચાય એવા હેતુથી બાઇ રતનબાઇને સરકાર તરફથી સાબાશી આપવાનો ઠરાવ કરવામાં

આવયો હતો. તેમજ મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી તાતાના નામથી ચાલુ થનારી ઉદ યોગશાળાના ચાલુ ખરચ માટે દર વરસે બારસો રૂપીઆ એ મરહુમના બેટાઓએ આપવા ને કબુલયું છે, તેમાં વધારો કરીને બે હજાર રૂપીઆ આપવાની મરજી દેખાડવાથી નામદાર ગાયકવાડે એ તાતા ખાનદાનનો ઉપકાર માનવાને હાઈ સ્કુલના હેડ માસ્તર મી० ધનજી શાહ પટેલને પત્ર લખી જણાવયું છે.

નારગોલ ખાતે રોજ ૧૩ મો માહા ૭ માને દીને એક સ્કુલ ઉઘાડવાની ક્રીયા થાણા ના કલેકટર મી० રયુએ શેઠ કીકાજી પેસતનજી કારભારીના મકાનમાં એક મોટા મેળાવડા સનમુખ કરી હતી. શરૂઆતમાં મુંબઈના વકીલ શેઠ મેરવાનજી માણેકજી કારભારીએ નાર ગોલમાં પારસીઓ કેવી રીતે આવી વસયા અને તેઓ ખેતીનો ધંધો કેમ પ્રમાણીકપણે ચલાવે છે વગેરે વીગત કહી હતી તથા આ સ્કુલનું કામ શરૂ કરનાર કસતમ કલેકટર શેઠ રૂસતમ જી પેસતનજી તાલીયારખાન અને એવણના ધણીયાણીનો તેમજ એ સ્કુલના ફંડમાં નાણા ની મદદ કરનારાઓનો ઉપકાર માની કલેકટર મી० રયુને સ્કુલ ઉગાડવાની અરજ કરી હ તી. જે પછી મી० રયુએ પોતાને આપવામાં આવેલા માન માટે પારસી કોમનો આભાર માની જણાવયું કે જાથુકની નીશાળ રહે તે માટે સખી ગ્રહસ્થોએ નાણાની સારી મદદ આ પવી જોઈએ. સેવટે શેઠ રૂશતમ તાલયારખાને કલેકટર તથા એવણના ધણીયાણીનો ઉપકાર માનતા જણાવયું કે શેઠ માણેકજી મેરવાનજી કારભારીએ એ સ્કુલના નીભાવ માટે રૂ૧૦૦૦ આપવા ઉપરાંત એવણે બીજા રૂ૧૦૦૦ મારી ઉપર મોકલાવી આપયા છે કે એના વયાજ માંથી કલેકટર મી० રયુના નામથી એક સ્કોલરશીપ આપવી. એ સ્કુલનું નામ નારગોલ પારસી સ્કુલ આપવામાં આવયું છે અને તે ખુલ્લી મેલાયાના દીવસથી ચાલુ કરવામાં આ વી છે. એમાં ઈંગ્રેજી, ગુજરાતી અને મરાઠી ભાષાનું શીક્ષણ આપવામાં આવશે. હાલમાં એ સ્કુલ નારગોલ મધે મુંબઈવાળા મરહુમ શેઠ માણેકશાહ જહાંગીરશાહ તાલયારખાનવાળા બંગલામાં મરહુમના છોકરાઓની મેહેરબાનીથી વગર ભાડે રાખવામાં આવી છે. એ સ્કુલ માટે શેઠ માણેકજી મેરવાનજી કારભારીએ પોતાનો દરીયા નજીકમાં આવેલો એક જમીનનો ટુક ડો તે ઉપર એક ઈમારત બાંધી તે સ્કુલ કમીટીને સોંપવાનો પોતાનો ઈરાદો જણાવયો છે. તેમજ એ સ્કુલ ચલાવવાનો ખરચ એ માટે ઉઘાડવામાં આવેલા ફંડમાંથી કરવામાં આવે છે જેમાં કુલે રૂ૭૦૬૧ ભરાયા હતા, તેમાં નીચલી મુખય રકમો હતી:—શેઠો રૂસ્તમ પેસ્તનજી જહાં ગીર તાલયારખાન રૂ૨૫૧, નવરોજી રૂસ્તમજી અછડવાલા અને ભાઈઓ રૂ૨૫૦૧, માણે કજી મેરવાનજી કારભારી રૂ૧૦૦૧, કીકાજી પેસ્તનજી કારભારી રૂ૫૦૧, નવરોજી દાદાભાઈ ફટાકયા રૂ૫૦૧, પાલનજી વીકાજી ભીલાડવાળા રૂ૨૨૫, દીનશાહ આદરજી વહાડયા અને ભાઈઓ રૂ૨૦૧, શેહરયારજી માણેકજી ગોંદા અને ભાઈ રૂ૨૦૧, હોરમજી ભીમજીભાઈ વર વાડેવાલા રૂ૨૦૧, ખરશેદજી ફરામજી ગોવાડયા રૂ૧૦૧, દાદાભાઈ જીવણજી કારભારી રૂ૧૦૧, બેરામજી કાનજીભાઈ પટેલ રૂ૧૦૧, જીવણજી શાપુરજી મલ્યા રૂ૧૦૧, રૂસતમ પાલનજી ભી લાડવાળા રૂ૧૦૧, ભીખાજી બેરામજી પટેલ રૂ૭૧, કાવસજી ટેમુલજી ભેંસડયા રૂ૫૧, ટેમુલ જી જીવણજી કારભારી રૂ૫૧, નવરોજી નશરવાનજી પંથકી રૂ૫૧, દીનશાહ નવરોજી નાના દાર રૂ૫૧, સોરાબજી માણેકજી વલસાડા રૂ૫૧, સોરાબજી ફરામજી પલસેટીયા રૂ૫૧, એજ યારજી બેરામજી ઝરોલીવાળા તથા ભાઈઓ રૂ૫૧, રામજીભાઈ રતનજી પટેલ રૂ૫૧ અને સો રાબજી બેરામજી પટેલ રૂ૫૦ તથા બાઈઓ કુંવરબાઈ માણેકજી કારભારી રૂ૧૦૧ અને રત નબાઈ પાલનજી ભીલાડવાળા રૂ૫૧. એ ઉપરાંત શેઠ બેરામજી દીનશાજી તારાપોરવાળા દર માસે રૂ૫ આપે છે તથા શેઠ મનચેરશાહ માણેકજી કારભારીએ દર વરસે રૂ૫૦ આપવા કબુલ્યું છે.

મરહુમ બાઈ સાહેબ આવાબાઈ ફરામજી પીટીટની સખાવતથી તારદેવ ગીલડર સ્ટ્રીટ માં આવેલા એડમસ વાઈલી આસપીટલમાં ખહીના દરદીઓ માટેનો ધી નશરવાનજી મા ણેકજી પીટીટ વારડ ખુલ્લો મુકવાની ક્રીયા એક મેળાવડા સનમુખ રોજ ૨૦ મો માહા ૭ મો યાને તા० ૩૧ મી મારચે નામદાર ગવરનર સર જયોરજ સીડનહેમ કલારકે કરી હતી. શરૂઆતમાં મીસીસ ડાકટી વાઈલીએ જણાવયું કે હીંદુસ્તાનમાં આ પહેલોજ ખહી ના દરદીઓનો વારડ છે. અત્રે ઘણાં ખહીનાં દરદીઓ આવયાં હતાં. મુંબઈની મોટી આ સપીટલો ખહીના દરદીઓને દાખલ કરતી નથી, ફકત તેઓની દવા કરે છે. ખહીના દર

દીને બનતાં સુધી અલાહેદા રાખવાની જરૂર છે, કારણ કે મુંબઇમાં એક ઓરડામાં ઘણા માણસો રહેતા હોવાથી બીજાઓને તેનો રોગ ઉડવાની ચીંતા રહે છે. આ આસપીટલમાંનો ખહીનો વારડ ઘણો નાનો છે પણ ઉમેદ છે કે એ રોગના દરદીઓની અલગ સારવાર કરવા માટે તેની ઘણે ઠેકાણે નકલ કરવામાં આવશે. આ આઠ દરદીઓ માટેનો આ વારડ બાઇ આવાંબાઇ પીટીટની રૂ૨૫૦૦૦ ની સખાવતમાંથી ખુલ્લો મુકી શકાયો છે. એ પછી નામદાર ગવરનરે ભાષાણ કરતાં જણાવયું કે આ આસપીટલ માટે રૂપયા એક લાખનું ફંડ થયું છે જે બતાવે છે કે મીસીસ એડમસ વાઇલી તથા બીજાઓ આસપીટલને ફતેહમંદ કરવા માટે સારી મેહેનત લે છે. આ નવો ખહીનો વારડ ઉઘાડવામાં ઘણુંજ આવકારદાયક પગલું ભરવામાં આવયું છે. હું જોઇને દલગીર છું કે ખહીના દરદીઓને આસપીટલોમાં અલાહેદા રાખવાની કાંઇ ગોઠવણ નથી, જોકે એ રોગ ચેપી છે. ઈંગલાંડમાં ખહીના દરદીઓને અલાહેદા રાખવા તથા શરૂઆતને તબકકે જે તેઓની સારવાર કરવાની સંભાળ લેવામાં આવે છે જેથી ત્યાં ખહીના રોગને દુર કરવામાં ઠીક ફતેહ મળે છે. એ પછી નામદાર ગવરનરે વારડનો દરવાજો રૂપાની ચાવી વડે ઉગાડી તે ખુલ્લો મેલાયલો જાહેર કરવા બાદ મેળાવરો વીસરજન થયો હતો.

ડા૦ જે૦ એન૦ બહાદુરજી જેઓ ઈંગલનદમાં ચહડતો વઇદક અભયાસ કરી આવયા પછી અત્રે ફતેહમંદી સાથે પોતાનો ધંધો ચલાવે છે તેઓએ આંખના બીમારો માટે કોમ કે ધરમનો કાંઇ પણ તફાવત નહીં જાળવનારૂં એક નવું ખાતું સ્થાપવાની પહેલ ગયા એપ્રીલ માસથી કહાડી છે. આ ખાતાંને તેઓએ પુવર મેનસ આઇ કલીનીક એટલે ગરીબો માટેનું આંખનું ખાતું એવું નામ આપયું છે. સર જમસેદજી હાસ્પીટલની સામે પરેલ રોડ ઉપર બાંધેલી પ્રીનસેસ બીલડીંગમાં તે ઉઘાડવામાં આવયું છે. આ ખાતાંને છેલ્લામાં છેલ્લી શોધો મુજબની વઇદક સામગ્રીઓથી સંપુર્ણ બનાવવાને ડોકટર બહાદુરજીએ ઘણો ખરચ કરયો છે, અને તુરતવેળા તેમાં છ બીછાનાંઓની સગવડ રાખી છે. આ માહેલાં ત્રણનો ગરીબ દરદીઓને તદનજ મુફત લાભ આપવામાં આવશે, અને સારવાર દરમીઆન ખોરાકી વગેરેનો બોજો પણ એ ખાતુંજ ઉપાડી લેશે. આ ઉપરાંત સહવારના નવથી દશ સુધી બાહેરના ગરીબ દરદીઓને મુફત દાખેલ કરી તેમની તપાસ કરવામાં આવશે, અને તેઓમાંથી જેઓ કામદાર વરગના અને ખરેખરા હાજતમંદ જણાશે તેમને દવા સલાહ અને સારવારનો મુફત લાભ આપવામાં આવશે.

સુરત ખાતે વાંકીબોરડી આગળ તયાંના જાણીતા મરહુમ ડાકટર બેરામજી પેસતનજીના નામથી એવણના ઘર આગળ નવી બંધાયલી ચેરીટેબલ ડીસપેનસરીમાં ગયા એપ્રીલ મહીનાની પેહેલી તારીખથી ખોલી મેલવાની કાંઇબી ક્રીયા કરવા વગર દવા વગેરે આપવાનું કામ શરૂ કરવામાં આવયું હતું.

દેવલાલી મધે ભગુર રોડ ઉપર આવેલી સેનેટરીઅમ જે મરહુમ શેઠ નશરવાનજી જમશેદજી કુપરને નામે સને ૧૨૭૩ માં બંધાવેલી તે મરહુમના ભાઇ શેઠ રતનજી દુબાશની મારફતે ઘણી સરસ રીતે ચાલે છે, અને આખું વરસ બધી મોસમોમાં જરથોસ્તીઓને હવાફેર તથા બીજાં કારણોસર વાપરવાને ઘણી ઉપયોગી થઇ લાગી છે. તેની માંગણી દીનપરદીન વધુ થવા લાગયાથી શેઠ રતનજી જમશેદજી દુબાશે એ સેનીટરીઅમને લગતા બીજા બે બલોકો વધારીને જરથોસ્તીઓને વાપરવા સારૂ ખુલા મેલયા છે. એ નવા બલોકો એઓએ પોતાના એક મરહુમ જવાન બેટા શેઠ જમશેદજી રતનજી દુબાશ, જેમનું મરણ ૧૨૭૭ ના રોજ ૨૨ મો માહા ૨ જાને દીને ૧૮ વરસની વયે નીપજેલું તેવણની યાદગારી માટે મરહુમના નામથી બાંધી આપયા છે. જેનાં જશનની ક્રીયા રોજ ૨૨ મો ગુવાદ માહા ૮ મો આવાં યાને મરહુમની છમસીને દીને કરીને ખુલા મેલયા છે. તે ઉપરાંત મરહુમ શેઠ જમશેદજીનાં પુનને માટે એવણના પીતા શેઠ રતનજી જમશેદજી દુબાશે છેઠમણામાં ભણાવેલા રૂ૫૦૦ હવડાં દેવલાલીનાં દોખમાં ફંડને લગતા ખાંધીઆ નશેશાલારોને માટે ઉભાં થયલાં નવાં ફંડમાં આપવાનું જાહેર કીધું છે. વળી એજ નવાં ફંડમાં બીજા રૂ૫૦૦ શેઠ ડોસાભાઇ શોરાબજી બાટલીવાલાએ આપીને એ અગતવાળાં ફંડની શરૂઆત કરવાથી દેવલાલીની અનજુમનને મોટો સંતોષ ઉપજયો છે.

શેઠ અરદેસર ભીખાજી પટેલે પોતાના મરહુમ બેટા શેઠ પીરોજશાહના પુણ માટે અંદેરીમાં અરધા લાખ રૂપયાના ખરચે બંધાવેલી નવી અગીયારીમાં આતશ આદરાન તખત નશીન કરીને તે ખુલ્લી મેલવાની ક્રીયા દીનદાર જરથોસ્તીઓના મેલાવડા સનમુખ રોજ ૯ મો માહા ૯ માંના દીને કરવામાં આવી હતી. દરેહમહેરને ઈજવાની ક્રીયા મુંબઈનાં અનજુમનના આતશબેહેરામમાંથી આલાત લાવીને કરવામાં આવી હતી, જેની દેખરેખ વાંદરાની શેઠ તાતાવાળી અગીઆરીના દસતુર ખરશેદજી બેહેરામજી સહીયારે તથા મુંબઈની શેઠ વાછાની અગીઆરીવાળા મોબેદ એરવદ માણેકજી રૂસતમજી ઉનવાળાએ રાખી હતી. ઘટતી ક્રીયા સાથે તઈયાર કરવામાં આવેલા પવીત્ર આતશ આદરાનને કેબલાના ઘુંબજમાં તઈયાર રાખવામાં આવેલાં મોટાં અફરગાનીયામાં સવારના ૯ કલાકે તખત નશીન કરવામાં આવયા હતા, અને તેની પેહેલી બોય મોબેદ વીરાફ ફરામજી રાણીએ કરવા પછી હાજર રહેલા સઘળાઓએ આતશની નયાસ કરવા બાદ જશનની ક્રીયા કરવામાં આવી હતી. આ પાક ક્રીયાઓમાં ભાગ લેવા ખાસ આમંત્રણથી નવસારીના વડા દસતુરજી કેકોબાદ દારાબજી માહીયારજી પધારયા હતા. એવણુને શેઠ અરદેસર પટેલ તરફથી એક શીયાલ ઓઢાડવામાં આવી હતી. જે પછી હાજર રહેલાઓએ બપોરનું ખાણું લીધા બાદ વીખેરાઇ ગયા હતા. આ અગીઆરીનું મકાન ખા૦ બા૦ મનચેરજી કા૦ મરઝબાનનાં પલાન મુજબ બાંધવામાં આવયું છે. એ દીને સાંજે શેઠ અરદેસરે અગીઆરી બંધાવી આપી તે માટે એવણુને માનપત્ર એનાયત કરવા માટે ખા૦ બા૦ મનચેરજી કાવશજી મરઝબાનના પ્રમુખપણા હેઠળ એક મેળાવડો કરવામાં આવયો હતો. શરૂઆતમાં શેઠ અરદેસર બોલયા કે આ અગીઆરીનું મકાન મારા બેટાની યાદમાં જરથોસ્તી અંજુમનને ભેટ કરૂં છું. તે પછી ખા૦ બા૦ મનચેરજીએ જણાવયું કે અતરે અગીઆરીની જરૂર જણાવવાથી શેઠ અરદેસરે પોતેજ અગીઆરી બાંધવાનું કામ માથે લીધું હતું. એવણુ શેઠે આ ઈમારતનીજ પછવાડે લગભગ સુમારે રૂ૨૦૦૦૦ નો ખરચ કીધો છે તથા અગીઆરીના નીભાવ માટે આ જગાપર એક ચાલી બાંધવાનું કામ શરૂ કીધું છે, જેમાં ૨૦ ઓરડાઓ માટે સગવડ કરવામાં આવેલી છે. તેમાં ૮ નાનાં તથા થોડાંક મોટા કુટુંબો રહી શકશે. એ મકાન પાછળ રૂ૧૫૦૦૦ નો ખરચ થવા જશે. એ મકાનનું ભાડું અગીઆરીના નીભાવ માટે વાપરવામાં આવશે. તેમજ મોબેદને રહેવા માટેના ઘર પાછળ રૂ૪૦૦૦ નો, તથા કમપાઉંડની દીવાલ વગેરે પાછળનો પરચુટણુ ખરચ રૂ૧૦૦૦ થવા જશે. તે ઉપરાંત શેઠ અરદેસરે રૂ૫૦૦૦ રોકડા નીભાવ માટે આપયા છે તથા તેવણે શેઠ હોરમસજી દોરાબજી ગઝદર પાસે કીફાયતથી રૂ૫૦૦૦ ની કીમતે જમીન લીધી છે અને બીજા એક ગ્રહસ્થ પાસેથી રૂ૨૫૦૦ ની કીમતે જમીનનો એક બીજો ટુકડો લીધો છે. એ રીતે શેઠ અરદેસરે કુલ્લે રૂ૫૨૫૦૦ ના ખરચે પોતાની કોમને મોટી સગવડ કરી આપી છે. વળી શેઠ હોરમસજી ગઝદરે રૂ૨૦૦૦ ના ખરચે અગીઆરાના કમપાઉંડમાં કુવો બંધાવી આપયો છે. ખા૦ બા૦ મરઝબાને શેઠ અરદેસરનો તથા એવોને મદદ કરનારાઓનો ઉપકાર માનયા બાદ શેઠ શાપુરજી બેરામજી કાતરકે માનપત્ર વાંચયા પછી ખા૦ બા૦ મરઝબાને શેઠ અરદેસરને એ માનપત્ર ચાંદીના કાસકેટમાં મુકી તેની સાથ ચાંદીનો એક ટી સેટ ભેટ આપયો હતો. ત્યાર બાદ શેઠો કાવશજી સોરાબજી બાટલીવાળા તથા ખરશેદજી મનચેરજી બેસાનીયા તરફથી એક શીયાલ શેઠ અરદેસરને એનાયત કરવામાં આવી હતી. સેવટે શેઠ અરદેસર તરફથી એ અગીઆરીના પલાન મેકર તથા કંત્રાકટર વગેરેને શયાલ તથા નાણા ભેટ આપવા બાદ મેળાવડો વીસરજન થયો હતો.

પોરબંદરના જાણીતા રહીશ શેઠ હીરજીભાઈ નવરોજી વહાડયાએ પોતાના ધણીયાણી બાઈ રતનબાઈના નામથી રોજ ૨૩ મો માહા ૮ માને દીને દવારકાં જવાના રસ્તા ઉપર જુના બોખીરા ગામની વાવ બીસમાર હાલતમાં આવવાથી ફરીથી બંધાવી આપી એ વાવને લગતાં જાનવરોને પીવા માટેના હવાડા કાયમ ભરાયા કરે તેવો બંદોબસ્ત કરી આપયો છે. તેમજ બાજુમાં વટેમારગુ માટે એક પાકી ધરમશાળા તથા ત્યાંજ ભારદારીઓ માટે ત્રણ વીસામાં બંધાવી આપયા છે. એ સરવે માટે લગભગ રૂપયા એક હજારનો ખરચ શેઠ વહાડયા તરફથી કરવામાં આવયો હતો. આ ધરમશાળા સરવે કોમ માટે ખુલ્લી મેલવાની ક્રીયા રોજ ૧૬ મો માહ ૯ માને દીને કરવામાં આવી હતી. વળી એ દીને શેઠ

વહાડયા તરફથી લગભગ રૂપયા એકસોને ખરચે ગરીબોને મીઠાઇ તથા ખાણું આપવામાં આવયું હતું.

ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટી તરફથી તારદેવ ખાતે પારસીઓ માટે સસતાં ભાડાંની બાંધવામાં આવેલી પેહેલી ચાલી ખુલ્લી મેલવાની ક્રીયા જરથોસ્તીઓના એક મોટા મળાવડા સનમુખ નામદાર જજ મી૦ દીનશાહ ધનજીભાઇ દાવરના હાથે રોજ ૧૬ મો માહા ૯ માને દીને કરવામાં આવી હતી. નામદાર જજ મી૦ દાવરે પ્રમુખસ્થાન લેવા બાદ મંડળીના સેક્રેટરી ડા૦ જેહાંગીર ખરશેદજી દાજીએ રીપોર્ટ વાંચતા જણાવયું કે જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીએ કોમના લાભનાં કયા કામો પહેલાં હાથ ધરવાં જોઇએ તે માટે નેમાયલી કમીટીની સલાહથી પાંચ લાખની થાપણવાળી એક બીલડીંગ સોસાયટી ઉભી કરી, તેને રૂ૧૦૦ ના ૫૦૦૦ શેરોમાં વહેંચી નાખવી અને મકાનના ભાડાંમાંથી ભાગીદારોને ચાર ટકા વયાજ ઉપજે એમ ભાડાંનો દર નકી કરવો. આ થયલા ઠરાવ મુજબ તા૦ ૧૩ મી આગસ્ટ ૧૯૦૬ ને દીને એ સોસાયટીને ઈંડીયન કંપનીના કાયદા મુજબ રેજીસ્ટર કરવામાં આવી હતી. સોસાયટીના ૫૦૦૦ શેરોમાંથી અત્યારતુલીક ૩૦૫૫ શેરો ભરાયા છે. એ ઉપરાંત આ મંડળી તરફથી બાંધવામાં આવતી ચાલીના ઓરડાઓ ગરીબોને ખાસ ઓછે ભાડે આપી શકાય તે માટે ઉભાં કરવામાં આવેલાં ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડમાં રૂ૭૩૫૦૭ ભરાયા છે. શેઠ કેખશરૂ દોરાબજી પાંડે તથા બાઇ ગુલબાઇ રૂસ્તમજી કામાએ પોતાનાં મરહુમ બેટી બાઇ સુનાબાઇનાં પુન માટે રૂ૭૦૦૦ આપવાથી આ ફંડનું શુભ મુહુરત થવા પામયું હતું અને આ મળેલાં ઉતેજનથી આ સોસાયટીનું પેહેલું મકાન બાંધવામાં આવયું છે જે આજે ખુલ્લું મેલવાને આપણે ભેગા મળયા છીએ. એ ઉપરાંત, મરહુમ સર દીનશાહ પીટીટનાં બેટી બાઇ હમાબાઇએ પોતાના ધણી શેઠ ફરામજી રૂસ્તમજી કામાનાં ઉઠમણામાં થયલી રૂ૧૬૦૦૦ ની સઘળી સખાવત આપી દીધી છે. તેમ જ શેઠ હોરમસજી શાપુરજી ચોથીઆ વકીલના વારેસોએ રૂ૨૦૦૦૦ ચાલી બાંધવા અને ભાડાંમાં કીફાયત કરવા આપયા છે તથા શેઠ બરજોરજી સોરાબજી ગોદરેજે રૂ૭૦૦૦, શેઠ મેરવાન ખુશરો ઇરાનીએ રૂ૫૦૦૦ અને શેઠ શાપુરજી જીવાજીએ રૂ૩૩૦૦ બક્ષેશ આપયા હતા, જયારે બાઇ મોતીબાઇ દોરાબજી મીઠાઇવાળાએ ચોકસ શરતે રૂ૯૦૦૦ આપવા નકી કીધા છે. આ બધી બક્ષેશો ઉપરાંત શેઠ હોરમસજી બમનજી જનરલનાએ પરેલ ખાતે આવેલી પોતાની મોટી મીલકતમાંથી જમીનનો એક ટુકડો તથા તેની ઉપર આવેલો એક બંગલો મંડળીને ચોકસ શરતોએ ભેટ આપવાને કબુલ્યું છે. શેઠ ખરશેદજી મેરવાનજી બાલીવાળા અને સોશીયલ એમેચ્યુર કલબ તથા પરશીયન એમેચ્યુઅરસ કલબ તરફથી ફંડને માટે એકેક ખાસ ખેલો કરી તેની સઘળી આવક આપવામાં આવી હતી. જામે જમશેદના માલેક શેઠ જહાંગીર બેરામજી મરઝબાને પોતાના પેપર મારફતે લગભગ રૂ૩૧૨૦૮ ની રકમ એકઠી કરી મોકલાવી હતી. ઉપલા સરવે ગ્રહસ્થોએ આપેલી મદદ માટે તેવોનો ઉપકાર કમીટી તરફથી માનવામાં આવે છે. ઉપલો રીપોરટ વંચાઇ રહયા બાદ આ૦ મી૦ જસટીસ દાવરે ઇમારત ખુલ્લી મેલાયલી જાહેર કીધી હતી. એ પછી નામદાર જજ મી૦ દાવરે ભાષાણ કરતાં જણાવયું હતું કે, આપણી કોમના વડા નામદાર સર જમશેદજી જીજીભાઇના દરજજા અને લોકપ્રીયતા સાથ કામ કરવાથી આ મંડળીને જરૂર દરેક વાતે ફતેહ મળશે. મંડળીએ ટુંક મુદતમાં એક બલોક બાંધી તઇયાર કીધો, બીજા બંધાય છે, અને બીજી બે ઇમારતોના પાયા નાખયા છે. તે ઉપરાંત રૂપયા એક લાખ જેટલું ફંડ થયું છે અને ભવીશયમાં આ બારસો ચોરસવાર જમીન ઇમારતોથી હળીમલી રહેશે. અરધી સદીની વાત ઉપર આપણી કોમના શ્રીમંતો ગરીબો માટે એવું ધારતા કે તેઓ તેમના બાળક છે અને તેટલા માટે ગરીબોના લાભ અરથે સખાવતોના કામો કરી ગયા છે. તેઓમાં નામદાર પહેલા સર જમશેદજી જીજીભાઇ તથા સખી વજુદ શેઠ પહેલા સર દીનશાહ માણેકજી પીટીટ વગેરે હતા. એ મીસાલ આપણી કોમમાં હમણા સારી આશા આપનારા ગ્રહસ્થો ઉતપન થવા લાગયા છે એ ખુશી ભરેલી વાત છે. શેઠ બમનજી દીનશાહ પીટીટે રૂ૬ લાખની નાદર રકમ ખુદ એકલી પારસી કોમ માટેની હાસ્પીટલ સારૂ આપી છે. શ્રીમંત પારસીઓ તરફથી કરવામાં આવતી સખાવતના સંબંધમાં બોલતાં તેઓએ જણાવયું કે તેઓની સખાવતનો લાભ

પહેલા પારસી કોમને મળે. પારસી કોમમાં વધેલી ગરીબાઈ તથા તેને માટે સુખશાંતી ભરેલાં મકાનોની જણાતી હાજત પુરી પાડવા ઉપર પેહેલું ધયાન આપવું જોઇએ છે. એવણે પારસીઓને હાથે મુંબઈમાં ચાલતાં વરતમાનપત્રોને કોમની આ હાજત તરફ પારસીઓનું ધયાન ખેંચતાં રહેવાનો આગ્રહ કીધો હતો. સેવટે નામદાર જડજ મી૦ દાવરે જાહેર કીધું કે શેઠ નવરોજી માણેકજી વહાડયાએ પોતાનાં મરહુમ માતાની યાદમાં એક ચાલી પારસી વીધવાઓ તથા ગરીબ સ્થીતીની સ્ત્રીઓ સારૂ બાંધવા માટે વીસ હજાર રૂપીયાની રકમ આપવા કબુલયું છે. એ પછી શેઠ ખરશેદજી રૂ૦ કામાએ તથા ડા૦ દીનશાહ માસ્તરે પ્રમુખનો તથા સેક્રેટરી ડા૦ દાજી અને સીલપી મી૦ જમશેદજી મીસ્ત્રીનો ઉપકાર માનવા બાદ મેળાવડો વીસરજન થયો હતો. આ બલોકનું નામ સુના બીલડીંગ આપવામાં આવયું છે અને તે ત્રણ મજલાનું સુખશાંતી ભરેલી રીતે બાંધવામાં આવયું છે. દરેક માળપર ત્રણ પારસી કુટુંબો રહી શકશે અને તેઓ દરેકને બે ઓરડા તથા એક રાંધણી મળશે.

વડોદરાની બાઇ ધનબાઇ દાદાભાઇ ઉમરીગરવાળી દરેમેહર તથા તેની પાસેનું મોબેદોનાં રહેઠાણનું અંજુમનવાળું મકાન ઘણી બીસ્માર હાલતમાં આવયાથી તા૦ ૨૦ મી માર્ચ ૧૯૦૮ ને દીને મળેલી અંજુમનની વારસીક સભામાં થયલાં ઠરાવ મુજબ પહેલા એ મકાનનો ઉગરાતું કરી તેમાંથી ખરચ કરવાનું નકી કરવામાં આવયું હતું પણ તેમ ન બની શકવાથી વડોદરાવાસી સખી શેઠ મનચેરજી પેસ્તનજી પટેલે પોતાને ખરચે નવું મકાન બંધાવી આપયું હતું. તે ઇજાવી ખુલું મેલવાની કીયા રોજ ૨૦ મો માહા ૯ માને દીને એક મોટા મેળાવડા સનમુખ કરવામાં આવી હતી. એ દીને સાંજે શરૂઆતમાં શેઠ મનચેરજી તરફથી જશનની કીયા કરવામાં આવયા પછી એવણ શેઠ તરફથી મોબેદ વગેરેમાં આશોદાદ વહેંચવામાં આવી હતી. જે પછી એ અગીઆરીના ત્રસ્ટી શેઠ રૂસ્તમજી હોરમજી વાહાડયાએ જણાવયું હતું કે બાઇ ધનબાઇ ઉમરીગરે આ અગીઆરી બંધાવી આપી હતી પણ તેના નીભાવ માટે કાંઇ રકમ નહતી તેથી એ મકાન આજ સુધી અનજુમનનાં ખરચે દરૂસ્ત થતું હતું. એ બેઉ મકાનની દરૂસ્તીમાં લગભગ રૂ૩૦૦૦ ખરચાયા છે, અને એ મકાનો હાલમાં શેઠ મનચેરજીએ સારી જેવી રકમ ખરચી સમરાવી આપયા છે તેથા અત્રેના સરવે જરથોસ્તીઓ એઓના આભારી થયા છે. તેમજ શેઠો રૂસ્તમજી આદરજી ડાકટરે તથા અરદેસર રૂસ્તમજી હીરજી બેહદીને પટેલ ખાનદાનની ઉદારતાના વખાણ કરી શેઠ મનચેરજીને એવણની સખાવત માટે ધનયવાદ આપયો હતો તથા બીજા શેઠયાઓ પણ એવું ઉદાર દીલ દેખાડી એવા નેક કામો કરે એવી દુવા ગુજારી હતી. એનો વળતો જવાબ આપતાં શેઠ મનચેરજી પટેલે અનજુમનનો પોતાની તરફની ભલી લાગણી માટે આભાર માની પોતાની ફરજ સીવાય વધુ કાંઇ કીધું નથી એમ જણાવયું હતું. બાદ ચાસણી કરી સરવે વીખેરાઇ ગયા હતા.

સુરતમાં રૂસ્તમપરાની ભગર સાથ અંજુમનને લગતી દેશાઇજી મીનોચેરજીવાળી દરેહમેહર બીસમાર હાલતમાં આવવાથી શેઠ કેકોબાદ હોરમજી રાવે પોતાના મરહુમ બાવા એરવદ હોરમજી તથા મરહુમ માતાજી બાઇ માણેકબાઇના પુણ માટે લગભગ રૂપયા ૧૫૦૦૦ ને ખરચે એનું નવું મકાન બંધાવી આપવાથી એ દરેહમેહર ઇજાવી ખુલ્લી મેલવાની કીયા રોજ ૨૧ મો માહા ૯ માને દીને કરવામાં આવી હતી. આ દરેહમેહર પરથવા અગાઉ છેલ્લા ચાર દીવસ સુધી સઘળી કીયા કરવા નવસારીથી પગ રસ્તે મોબેદોની છ જોડી આવી હતી. પરથવાને દીને શરૂઆતમાં જશનની કીયા કરવા પછી ત્યાંની અનજુમનના સેક્રેટરી ડા૦ મેરવાનજી ટેમુલજી વઇદે અંજુમન પત્ર વાંચતાં એ જુની દરેહમેહરને લગતી આગલી ટુક હકીકત આપતાં જણાવયું કે, એ દરેહમહેરની શરૂઆત પહેલવહેલા ઇ૦ સ૦ ૧૭૭૬ માં એટલે આજથી આશરે ૧૩૨ વરસની વાત ઉપર થઇ હતી. તે વેળાએ ફકત બે ત્રણ હીંધોળા ધરમની કીયા કરવાને માટે કામચલાઉ કરાવયા હતા. એ પ્રમાણે આશરે ૩૦ વરસ વહી ગયાં તયાર પછી ઇ૦ સ૦ ૧૮૦૬ ના સાલમાં એટલે આશરે એકસો વરસ ઉપર આજ જગા ઉપર એક દરેહમેહરનું મકાન નવેસરથી બંધાવયું અને પરથાવયું હતું. એ મકાન લાંબોવાર ટકી નહી શકે તેથી હાલતમાં આવવાથી પહેલા ઉગરાતું કરવામાં આવયું હતું, પણ તેમાં ઝાઝી રકમો નહી ભરાવવાથી શેઠ કેકોબાદ હો

રમજી રાવને અરજ કીધી હતી. એવો શેઠ પોતાને ખરચે ખુશીથી આ નવું મકાન બંધાવી આપી અનજુમનને ઉપકારી કીધી છે. એવણના ભાઇ શેઠ હીરાજી હોરમજી રાવે પોતાને ખરચે દરેહમહેરમાં જોઇતા વાસણ, ફર્નીચર વગેરે સરવે સામાન ભેટ આપયા છે, તથા આ દરેહમહેરની પડોશમાં મરહુમ એરવદ હીરાજી દાદાભાઇ માદનની ૧૩૩ ચોરસ વાર ખાલી જગા એ મરહુમ શેઠના વારસોએ દરેહમહેરને લગતા વપરાસ માટે બક્ષેસ આપી છે. આ નવું મકાન શેઠ જમશેદજી દાદાભાઇ નાદીરશાહના પલાન મુજબ ઘણી સરસ રીતે બાંધવામાં આવયું છે. વળી શેઠ કેકોબાદજીની ખાહેશ હતી કે આ દરેહમહેરનાં નવા મકાનને હમેશાં આરાસ્તા રાખવાને અને જોઇતું રીપેરકામ કરવાને એક ફંડ અલાહેદું કહાડવું, તેથી રૂ૩૦૦૦ આપણી અનજુમન તરફથી અલાહેદા કહાડીને મુંબઇની પારસી પંચાયતના ત્રસ્તી સાહેબોને સ્વાધીન કરવામાં આવશે, અને તેના વયાજમાંથી દરેહમહેરના મકાનને રીપેર કરવાનો ખરચ કરવામાં આવશે. એ ઉપરાંત આ દરેહમહેર મધે અનજુમનનું યોજદાથરેગરીનું કામ કરનારા અથોરનાનોને પગાર આપવાનો. કાઠી બતી વગેરેનો, નશેશાલારોને લવાજમ આપવાનો, મકાનને સાફ કરાવવા વગેરે માટે ઉભા કીધેલાં નીભાવ ફંડમાં શેઠ મેરવાનજી નવરોજી ગોભાઇ રૂ૫૦૧, મરહુમ શેઠ જમશેદજી બરજોરજી સંજાણાની નઇયતે રૂ૫૦૧, શેઠ બમનજી દીનશાજી પીટીટ રૂ૨૫૦, શેઠ ખરશેદજી મનચેરજી ભેસાણીઆ રૂ૧૫૧, શેઠ નશરવાનજી ખરશેદજી ભેસાણીયા રૂ૧૦૧, શેઠ જમશેદજી ભીખાજી પંથકી રૂ૧૦૧, શેઠ તેમુલજી દાદાભાઇની કું૦ રૂ૧૦૧, શેઠ દીનશાહ દોસાભાઇ કરાણી રૂ૧૦૦, શેઠ પેસ્તનજી નશરવાનજી પાવરી રૂ૫૧, શેઠો નશરવાનજી તથા રતનજી મેરવાનજીની કું૦ રૂ૫૧, શેઠ શેરીઆરજી દાદાભાઇ કરંજીઆ રૂ૫૧, શેઠ જમશેદજી માણેકજી ગાયના રૂ૫૧, જાપાનના જરથોસ્તીઓ રૂ૧૦૫, શેઠ ખરશેદજી કાવસજી પાવરી રૂ૫૦, નાગપોરના જરથોસ્તીઓ તરફથી રૂ૧૬, મરહુમ શેઠ રૂસ્તમજી હોરમજી હકીમની નઇયતે રૂ૫૦૧, શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા રૂ૨૫૧, શેઠ માણેકજી બરજોરજી કોટવાલ રૂ૧૫૨, શેઠ નશરવાનજી ખરશેદજી બીંબુવાળા રૂ૧૦૧, શેઠ જામાસજી રતનજી મીસ્ત્રી રૂ૧૦૧, શેઠ બેરામજી નવરોજી કરંજીઆ રૂ૧૦૧, શેઠ પાલનજી શેરીઆરજી માદનના છોકરાઓ રૂ૧૦૧, શેઠો બીલીમોરીયા બ્રધરસ રૂ૫૧, શેઠ રતનજી મેરવાનજી ચીચગર રૂ૫૧, શેઠ ધનજીશાહ ફરામજી બેલીફ રૂ૫૧, હાંગકાંગ, કનતાન, શેંગાહીના જરથોસ્તી રૂ૧૧૦૨, શેઠ બરજોરજી જમશેદજી વાણીયાના છોકરાઓ રૂ૧૦૧, બદનેરાના જરથોસ્તીઓ રૂ૨૫ અને પરચુટણ ભરાયલા રૂ૪૩૨ાા મળી કુલે રૂ૫૩૦૨ાા ભરાયા હતા. એ પછી ડા૦ મેહરવાનજીએ આ અગીઆરી બાંધવા વગેરેમાં મદદ કરનારાઓનો ઉપકાર માનયા બાદ અનજુમનના ત્રસ્ટી શેઠ દીનશાહ બરજોરજી વાણીયાએ એક માનપત્ર વાંચી સંભળાવયું હતું. એ માનપત્ર રૂપાના દાબડા સાથે શેઠ કેકોબાદજીને વડા દસતુરજી કેકોબાદ દારાબજી મહીયારજીએ એનાયત કીધું હતું. જે પછી શેઠ કેકોબાદજીને અનજુમન તરફથી, પુનાવાળા દસતુર મરહુમ હોશંગજી તરફથી, પુનાવાળા દસતુર બમનજી, એવણના ભાઇ શેઠ કાવસજી રાવ, મરહુમ શેઠ નશરવાનજી રાવના છોકરાઓ, રૂસતમપુરાના દસતુર બરજોરજી દારાબજી, સુરત ભગરસાથના અનજુમનના મોબેદો તરફથી, બાઇ રતનબાઇ શાપુરજી દલાલ, શેઠ શાપુરજી દોરાબજી રબાડી, શેઠ શેહેરીઆરજી દોરાબજી રબાડી, શેઠ શાપુરજી રૂસતમજી પાવરી અને શેઠ શયાવકશા હોરમસજી રાવ તરફથી અકેક શીયાલની પેહરામણી કરવામાં આવી હતી. તેમજ ભગર સાથની અનજુમન તરફથી શેઠ કાવસજી હોરમસજી રાવને એક શીયાલ આપવામાં આવી હતી. વળી શેઠ કેકોબાદ તરફથી નવસારીવાળા દસતુરજી કેકોબાદજી દારાબજી માહીયારજીને, સુરત ભગરસાથના દસતુરજી બરજોરજી દોરાબજીને, મોટા દેસાઇજી રૂસતનજી ખરશેદજીને, પોળીઆ દેશાઇ શેઠ તેમુલજી જામાસપજીને, સુરતની ભગર અનજુમનના સેક્રેટરી શેઠ મેરવાનજી તેમુલજી વઇદને, ઇજનેર શેઠ જમશેદજી દાદાભાઇને અકેકી શીયાલ આપવામાં આવી હતી તથા શેઠ કેકોબાદે એક ઘડીઆળ છેડા સાથે એ દરેહમેહેરના બાંધકામ ઉપર દેખરેખ રાખનાર શેઠ મેરવાનજી હોરમસજી નરીમાન શાસ્ત્રીને ભેટ આપયું હતું. સેવટે શેઠ કેકોબાદે પોતાને આપવામાં આવેલા માન માટે સરવેનો ઉપકાર માનવા બાદ મેળાવડો વીસરજન થયો હતો. એ દીને શેઠ કેકોબાદ તરફથી બપોર રાતનું જમણ કરવામાં આવયું

હતું તથા અતરૈના જાણીતા ફોટોગ્રાફર શેઠ પરવેજી દાદાભાઇ તરફથી અગીઆરી અને જશનના મેળાવડાનો ફોટોગ્રાફ પાડી લેવામાં આવયો હતો. ઉપલી દરેહમહેરમાં આતશદાદગાહ હતા તે શેઠ કેકોબાદ રાવે પોતાનાં મરહુમ માતા બાઇ માણેકબાઇના પુન સારૂ રોજ ૩ જો માહ ૧૨ માને દીને મરહુમ બાઇ માણેકબાઇની બાજનો દીવસ હોવાથી જશનની કીયા કરી નવા આફરગાનીયામાં મુકી ઘટતી કીયા સાથે તખતનશીન કરાવયા હતા અને એ દીનથી એ દરેહમેહરમાં દરરોજ પાચે ગેહેમાં બોય દેવાનો ઠરાવ કરવામાં આવયો છે. આ કીયામાં ભાગ લેવા નવસારીથી કામચલાઉ વડા દસ્તુરજી ફરામજી કેકોબાદજી સુરત ગયા હતા, અને તેવણેજ જશન માંડયું હતું. આ દરેહમેહરની આસપાસ શેઠ કેકોબાદે ફરતી ઉંચી દીવાલ બાંધી તે ઉપર લોખંડના કટેરા મુકી કંપાઉંડ બનાવી આપયો છે.

સોલાપુરની દરેહમેહરને લગતા મોબેદોને રહેવાનું મકાન બંધાઇ તઇયાર થવાથી ખુલું મેલવાની કીયા રોજ ૨૫ મો માહા ૧૨ માને દીને સોલાપુર ખાતે ડાં૦ એરચશાહ ફરામજી શેઠનાએ કરી હતી. શરૂઆતમાં જશનની કીયા કરવા પછી ત્યાંની અનજુમનના આનરરી સેક્રેટરી શેઠ આદરજી કાવસજી નગરવાળાએ જણાવયું કે એ મકાન પાછળ લગભગ રૂ૩૩૦૦ નો ખરચ થયો છે, જેમાં રૂપયા ૨૫૭૦ ની મદદ મળી છે. જે પછી આ મકાન બાંધવામાં મોટી મદદ કરનાર શેઠ ડોસાભાઇ રૂસતમજી ઉમરીગરને આપવામાં આવનારૂં માનપત્ર વાંચવા બાદ અનજુમનના મોબેદ શાપુરજી ધાભરને એક શયાલ ઓઢાડવા પછી હાજર રહેલાઓ ચાશની કરી વીસરજન થયા હતા. આ મકાન બાંધવાના ખરચમાં મોટો હીસ્સો શેઠ ડોસાભાઇ રૂસતમજી ઉમરીગરે આપવાથી એ નવાં મકાનનું નામ બાઇ પીરોજા ડોસાભાઇ ઉમરીગર બીલડીંગ આપવામાં આવયું છે અને તે મરહુમના રોજગારને દીવસે ખુલું મેલવામાં આવવાથી શેઠ ડોસાભાઇએ એ દીને થયલાં જશન વગેરેનો સરવે ખરચ પોતાની ગીરોથી આપયો હતો.

કોલાબા જીલ્લાના આબકારી ઇજારદાર ખાં૦ બાં૦ હોરમસજી માણેકજી ભીમડીવાળાએ પેનમાં હોમી લોજ નામે નવો બંગલો પોતાને ખરચે બાંધયો છે. એ બંગલામાં હેઠેના ભાગમાં ગોડાઉન અને રહેવાનું કીધું છે ને ઉપલો હોલ, સારે રૂડે અવસરે નવજોત લગન અને ખાણાપીણા તથા મેળાવડા સારૂ જરથોસતીઓને મુફત વાપરવા માટે આપયો છે. એમાં ફરનીચર, વાસણો વગેરેની ગોઠવણ્ બી કરી છે.

નવસારીના જાણીતા રહીશ શેઠ મેહેરવાનજી નાનાભાઇ મેહેતાએ નવસારીના દુધા મહોલ્લામાં આવેલું આશરે રૂ. ૧૫૦૦૦ ની કીંમતનું પોતાનું મકાન ત્યાંની રૂસતમજી જીજીભાઇ એંગલો વરનાકયુલર સ્કુલના ઉપયોગ સારૂ હમેશ માટે ભેટ આપયું છે. એવી બતાવેલી ઉદારતા બદલ ત્યાંના શાળા ખાતાં તરફથી તા૦ ૧૬-૬-૦૮ ને દીને લખાણ થવાથી નામદાર ગાયકવાડ સરકાર તરફથી ઉપર જણાવેલું ઉદારતા ભરેલું કરતય સતુતીપાત્ર છે તેની કદર કરવાની અગતય સ્વીકારવામાં આવી હતી. અને આવી ઉદાર ચરીતનું અનુકરણ કરવા તરફ બીજા ગ્રહસ્થો લલચાય એવા હેતુથી શેઠ મેહેરવાનજી નાનાભાઇ મેહેતાને શાબાશી આપવાનો ઠરાવ કરવામાં આવયો હતો.

## ખેતાબો.

ખેતાબના બાબમાં ગુજસ્તે સાલે મોટી નામના મેળવી છે. એ સાલમાં પારસી કોમમાં એક નવા "બેરોનેટ" વધયા છે, એ બનાવ ઘણો ભાયગશાલી ગણાયો છે, અને વફાદાર પારસી કોમના હરખનો પાર રહયો નથી. તા૦ ૨૬ મી જુન ૧૯૦૮ ને દીને નામદાર શેહેનશાહ એડવરડની સાલગરેહનો તેહેવાર પાળવામાં આવયો હતો. તે દીને સર જાહાંગીર કાવસજી રેડીમની નાઇટને "બારોનેટ" ના માનવંત ખેતાબથી નવાજવામાં આવયા હતા. એ ખેતાબ પેહેલાં વેલાતનાં સરકારી ગેઝેટમાં પ્રગટ થયા પછી તેના સંદેશા અતરે ફરી વળયા હતા, જેથી લોકોમાં નેહાત ખુશી ઉપજી રહી હતી.

શાજકરતી કોમના ઇસ્વી સને ૧૯૦૮ નાં નવાં વરસની ખુશાલીમાં નામદાર સરકાર તરફથી જે ખેતાબો વેહેંચવામાં આવયા હતા તેમાં સુરતવાલા શેઠ બમનજી એદલજી મોદી જડજને ખાન બહાદુરનો ખેતાબ બક્ષવામાં આવયો હતો.

સુરતના જાણીતા શેઠયા દાવર કેખશરો એદલજી મોદીને નામદાર સરકારે દખણના પેહેલા વરગના સરદાર નેમયા હતા.

દસ્તુર કેકોબાદ આદરબાદને દખણના જરથોસ્તી કોમના વડા દસ્તુર તેમજ નામદાર સરકાર તરફથી એવણને દખણના પેહેલા વરગના સરદારનો એલકાબ બક્ષવામાં આવયો હતો તથા એવણ પુણાની સીટી મયુનીસીપાલીટીના નાયબ પ્રમુખ નેમાયા હતા.

## ઓધા—નેમણુક—વગેરે.

ઓનરેબલ સર ફીરોઝશાહ મેરવાનજી મેહેતાની નામદાર ગવરનરની ધારાસભાના કોરપોરેશન તરફના પ્રતીનીધી તરીકે, અને અમદાવાદવાળા ખાં૦ બાં૦ નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ. ની એજ ધારાસભાના વધારાના મેમબર તરીકે નેમણુક કરવામાં આવી હતી.

શેઠ રૂસ્તમજી જામાસજી ગારડાને વડોદરાની ધારાસભાના મેમબર તરીકે નવસારી પ્રાંત તરફથી નવસારીની લોકલ બોરડે ચુંટી કાઢયા હતા.

શેઠ હોરમજી કાવસજી દીનશાહને એડન ખાતેના પોરટુગીઝ કોનસલ નેમવામાં આવયા છે.

શેઠ મરઝબાન મનચેરજી મરઝબાન બારીસ્ટરને લાઇબીરીઆની રીપબલીક સરકારના કોનસલ નેમવામાં આવયા હતા.

શેઠો અરદેશર જમશેદજી બીલીમોરીયા, પીરોશાહ બી. આર. મોદી, બેરામજી રૂસ્તમજી બેરામજી જીજીભાઇ, કાવસજી મેરવાનજી શેઠ, સોરાબજી લીમજી પાંડે, ઉકરજી કાવસજી ઉમરીગર અને ખાં૦ બાં૦ ડાં૦ રતનજી રૂસ્તમજી દાદીનાને આ વરસે નવા સુલેહના અમલદાર નેમવામાં આવયા હતા.

શેઠ રૂસ્તમ બમનજી વકીલને વડી સરકારની ચોકસ સતાઓ પ્રાંતીક સરકારોને આપવાના સંબંધમાં તપાસ ચલાવનારાં કમીશનને જોઇતી વીગતો પુરી પાડવાના ખાસ કામ ઉપર સપટેમબર ૧૯૦૭ માં મુંબઇ સરકારે નેમયા હતા. તે પછી એવણ મુંબઇ સરકારના રેવનયુ અને ફીનાનશીયલ ખાતાના કામચલાઉ મદદનીશ સેક્રેટરીબી નેમાયા હતા.

શેઠ જમશેદજી મેરવાનજી આંટયાને મુંબઇ સરકારના જનરલ ડીપારટમેંટના કામચલાઉ મદદનીશ સેક્રેટરી નેમવામાં આવયા હતા.

શેઠ મનચેરશાહ ફરામજી ઉનવાળાને બંગાળ સેક્રેટરીએટના ફીનાનસ ખાતાંના રેજીસ્ટારના ઓધા ઉપર નેમવામાં આવયા હતા.

શેઠ જી. ડી. પદમજી મુંબઇના એકાઉનટન્ટ જનરલ નેમાયા હતા.

શેઠ ફરામરોજ રૂસતમજી માદનની નેમણુંક ઇમપરીયલ ફોરેસ્ટ સરવીસમાં થઇ છે.

શેઠ એદલજી રૂસ્તમજી કાંગા એડનની રેસીડનસી આફીસના સુપ્રીંનટેનડંટ નેમાયા હતા.

શેઠ રૂસ્તમજી નસરવાનજી સુરતીને આકોલા જીલાના આરમ પોલીસના ડેપયુટી સુપ્રીંનટેનડંટ નેમવામાં આવયા હતા.

સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બારોનેટને જરથોસ્તી કોમના પ્રમુખ અને પારસી પંચાયતના નવા ત્રસ્ટી તથા સરનશીન તેમજ મેટરીમોનીયલ કોરટના ડેલીગેટ નેમવામાં આવ્યા હતા.

શેઠ રૂશતમજી બેરામજી જીજીભાઇ સર જમશેદજી ઇનસ્ટીટયુશનના સરકાર તરફના એક ત્રસ્ટી નેમયા હતા.

શેઠ આદરજી મેહેરનોસજી મસાની લંડન યુનીવરસીટીની ઇનટરનેશનલ મોરલ એજયુકેશનલ કોનગરેસની કમીટીના ઉપપ્રમુખ નેમાયા હતા.

શેઠ નવરોજી જાહાંગીરજી ગામડયા મુંબઇના પોરટ ત્રસ્ટના ત્રસ્તી નેમાયા હતા.

સર મનચેરજી મેરવાનજી ભાવનગરીને લંડનનાં પારસી સોશીયલ યુનીયનના વાઇસ પ્રેસીડંટ નેમવામાં આવયા હતા.

શેઠ દાદાભાઇ નવરોજીને યુનાઇટેડ સ્ટેટસના ગ્રીન એકર ખાતેની ઇંડો અમેરીકન નેશનલ એસોસીએશનના આનરરી પ્રમુખ ચુંટી કાહાડયા હતા.

પ્રો૦ સોરાબ રૂ. દાવર તા૦ ૨૬ અને ૨૭ મી અકટોબરે ત્રીચીનાપોલીમાં ભરાયલી મધરાસની સાઉથ ઇંડીઆ એડયુકેશનલ અને સોશીયલ કોનફરંસના પ્રમુખ નેમાયા હતા.

શેઠ દીનશાહ એદલજી વાચ્છાને અતરેની ટેકનીકલ વીકટોરીયા જુબીલી ઇનસટીટયુટના આનરરી સેક્રેટરી નેમવામાં આવયા હતા.

પુણાવાલા શેઠ કેખશરૂ આદરજી ઘાસવાલાને પુણા વાલંટીયર રાઇફલ કોરના એક નવા અમલદાર, લફટનંટની પદવી સાથ નેમવામાં આવયા હતા, તેમજ એવણ ખડકી કેનટોનમેંટ કમીટીના સભાસદ નેમાયા હતા.

શેઠ હોસંગજી બરજોરજી વાણીયાને અમદાવાદની પારસી મેત્રીમોનીયલ કોરટના ડેલીગેટ નેમવામાં આવયા હતા.

શેઠ અરદેશર સોરાબજી પોસ્ટવાળાને દમણની પારસી અંજુમનના ત્રસ્ટી તથા ત્યાંની મયુનીસીપાલીટીના સભાસદ નેમવામાં આવયા હતા.

શેઠ રૂસતમજી હોરમસજી પ્રીંટર બદનેરા ઉમરાવતી અનજુમનના આનરરી સેકરેટરી નેમાયા હતા.

શેઠ બેરામજી મનચેરજી ભગવાગરને ઇરન નજદીક કાઢવામાં આવેલા નવા સેવા બારજના સોલટ પ્રીવેનટીવ આફીસર નેમવામાં આવયા હતા.

શેઠ જમશેદજી શાપુરજી શેઠના વીરમગામના સ્ટેશન ઉપર કસતમ મેનેજર નેમાયા હતા.

શેઠ હોરમજી જે. આંટીયાને છોટા ઉદેપુર રાજયના દીવાન નેમવામાં આવયા હતા.

શેઠ હોરમઝ હીરજીભાઇ વાહાડયાને પોરબંદરના મહારાણાએ પોતાના પ્રાઇવેટ કારભારી નેમયા હતા.

શેઠ અરદેશર જમશેદજી દસ્તુરને જુનાગઢ દરબારે માંગરોળ રાજ્યના કારભારી નેમયા હતા.

શેઠ કેકોબાદ એદલજી સંજાણાને મધય પ્રાંતોની સરકારે આકોલાના મદદનીશ કમીશનર નેમયા હતા.

શેઠ જે. કે. કાબરાજીને જંજીરાના પોલીટીકલ એજંટ તથા કોલાબાના કલેકટર અને એ જીલ્લાની લોકલ બોરડના પ્રમુખ, શેઠ એ. કે. કામાને થાણાના મદદનીશ કલેકટર, શેઠ રૂસ્તમ પેસતનજી જાહાંગીરને થાણા તથા કોલાબા જીલ્લાના એકસાઇઝના મદદનીશ કલેકટર, શેઠ એદલજી બેરામજી હોડીવાળાને અમદાવાદના ડીસ્ત્રીકટ ડેપયુટી કલેકટર તથા વીરમગામની તાલુકા લોકલ બોરડના પ્રમુખ અને શેઠ ફરામરોજ ધનજીશાહ લાલકાકાને કરાંચીની ઇમપીરીયલ કસટમસ સરવીસના આસીસટંટ કલેકટર નેમવામાં આવયા હતા.

શેઠ નાનાભાઇ દાદાભાઇ સતારાવાલાને નવસેરાના, શેઠ અરદેશર નસરવાનજી માસ્તરને કનારાના, અને ડા૦ નોશીરવાન ગુસતાસ્પને ઉતર થાણાના ફોરેસ્ત આફીસર નેમવામાં આવયા હતા.

શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયાને મુંબઇની સ્મોલ કોઝીઝ કોરટના કામચલાઉ જડજ નેમવામાં આવયા હતા.

શેઠ પી. જે. તાલયારખાનને કનારાના સેશનસ જડજ અને શેઠ રતનજી મનચેરજીને પુણાના મદદનીશ સેશનસ જડજ નેમવામાં આવયા હતા.

શેઠ માણેકશાહ કેખશરૂ નાદરશાહને મુદેબીહાલના, શેઠ તેમુરસ નવરોજી સંજાણાને સુરત, ભરૂચ જીલ્લાના, શેઠ ધનજીશાહ ડોસાભાઇ કુપરને વસઇના અને શેઠ કાવશાહ ખરશેદજી સોનાવાળાને અમદાવાદના સબોરડીનેટ જડજ નેમવામાં આવયા હતા.

મુંબઇ માટે ચાલુ સાલના નીચલા આનરરી માજીસ્ટ્રેટો નેમાયા હતા:—ખા૦ બા૦ દારાશાહ રતનજી ચીચગર, શેઠો બેહેરામજી નવરોજજી ગામડયા, બેહેરામજી આર. બેહેરામજી જીજીભાઇ, ફરદુનજી જમશેદજી પારખ, ફરદુનજી મેરવાનજી બનાજી, ફરામજી દોરાબજી પાંડે, ફરામરોઝ રૂસતમજી જોશી, હોરમસજી મનચેરજી કામા, હોરમસજી લીમજીભાઇ બાટલીવાળા, નવરોજજી જહાંગીરજી ગામડયા, નવરોજજી નશરવાનજી વાહડયા, નવરોજજી સોરાબજી બંગાલી, પેસતનજી નશરવાનજી વાહડયા, ફીરોઝશાહ ખરશેદજી શેઠના, ફીરોઝશાહ બમનજી જીજીભાઇ દાદાભાઇ, ફીરોઝશાહ બી. આર. મોદી, જમશેદજી ખરશેદજી જમશેદજી, જમશેદજી માણેકજી ફરામજી પટેલ

જહાંગીર બમનજી પીટીટ, જહાંગીર એદલજી દાવર, રૂસતમજી સોરાબજી પાહુંવાળા, રૂસતમજી બેહેરામજી જીજીભાઈ, રૂસતમજી જમશેદજી જીજીભાઈ, કાવશજી દાદાભાઈ દુબાસ, ખરશેદજી રૂસતમજી કામા, રતનજી જમશેદજી તાતા, શાવક રતનજી બમનજી, સોરાબજી એદલજી વારડન, ધનજીભાઈ બમનજી પીટીટ, ડા૦ રૂસતમજી નાનાભાઈ રાણીના, ડા૦ મહેરજીભાઈ રૂશતમજી શેઠના, ડા૦ નાનાભાઈ નવરોજી કાતરક અને ડા૦ અરદેશર દાદાભાઈ મોદી.

શેઠો રતનજી એદલજી કાંગાને ભરૂચ જીલાના, બમનજી એદલજી મોદીને સુરત જીલાના, બમનજી અરદેશર દલાલને પંચમહાલ જીલાના, વીકાજી મહેરજીભાઈ તારાપોરવાળાને થાણા જીલાના, એરચશાહ ફરામજી શેઠનાને સોલાપુર જીલાના, અરદેશર ફરદુનજી દલાલને અમદાવાદ જીલાના, શેઠ દોરાબજી બેરામજી લુવારને ડાર્જીલીંગના, તથા ખા૦ બા૦ ડી. ડી. ખંબાતા અને ખા૦ સા૦ દોરાબજી દાદાભાઈ બુટીને પુનાના આનરરી માજીસ્ટ્રેટ નેમવામાં આવયા હતા.

શેઠ આર. ડી. શેઠનાને મુંબઈની હાઈ કોરટના ઓફીશીયલ એસાયની, શેઠ હીરજીભાઈ હોરમજી વહાડયાને એજ કોરટના વધારાના ડેપયુટી રેજીસ્ત્રાર, શેઠ એદલજી જાહાંગીર દાવરને એજ કોરટમાં સોગંદનામા નોધનાર તરીકે, અને શેઠ ફીરોઝશાહ બેરામજી મબારીને એજ કોરટના પ્રોથોનોટરીના કામચલાઉ વડા મદદનીશ નેમવામાં આવયા હતા.

શેઠ બેરામજી અરદેશર રાંદેરીઆને ગણદેવી કસ્બામાં મેજીસ્ત્રેટની કોરટમાં કામ કરવાને સરકારી વકીલ, શેઠ નશરવાનજી કાવસજી પટેલને સોલાપુરની અને શેઠ બેહેરામજી ફરદુનજી દાવરને રતનાગીરી જીલાની પોલીસના પબલીક પ્રોસીકયુટરો નેમવામાં આવયા હતા.

શેઠો એદલજી દોરાબજી તલાટી, જમશેદજી અરદેશર દલાલ અને નાનાભાઈ નશરવાનજી શાહેરને અતરેની યુનીવરસીટીના ફેલો, તથા ડા૦ તેમુલજી ભીખાજી નરીમાનને એજ યુનીવરસીટીની તબીબી ફેકલટીના સીનડીક અને ઓ૦ સર પીરોશાહ મેરવાનજી મેહેતાને લોની ફેકલટીના સીનડીક તેમજ શેઠ ફરદુનજી એમ. દસ્તુરને એજ યુનીવરસીટીના રેજીસ્ત્રાર ચુંટી કાઢવામાં આવયા હતા.

શેઠ નાનાભાઈ નશરવાનજી શાહેરને સરકારી લો સ્કુલના કાયદાના પ્રોફેસર, શેઠ એરચ જાહાંગીરજી સોરાબજી તારાપોરવાલાને લંડનની યુનીવરસીટી કોલેજના સંસકૃતના પ્રોફેસર, શેઠ હોરમઝશાહ એમ. ચીબરને પુણાની ખેતીવાડીની કોલેજના વનસ્પતી વીદયાના મદદનીશ પ્રોફેસર નેમવામાં આવયા હતા.

ડા૦ ભીખાજી એદલજી ઘાસવાલા મુંબઈના કામચલાઉ કેમીકલ એનાલાઈઝર નેમાયા હતા.

ડા૦ જમશેદજી નશરવાનજી ડગનને સર કાવસજી જહાંગીરવાળી આંખની હાસ્પીટલના ઓપથેલમીક સરજયનના ટયુટર તરીકે નેમવામાં આવયા હતા.

ડા૦ જમશેદજી જીવણજી મોદીને તથા ડા૦ હીરજી નવરોજી અંકલેસરીયાને સર જમશેદજી જીજીભાઈ આસપીટાલના આનરરી સરજ્યન નેમવામાં આવયા હતા.

ખા૦ બા૦ ડાકટર નવરોજી કાવસજી કલીમાણીવાલાને જામનગર સ્ટેટના વડા તબીબી અમલદાર નેમવામાં આવયા હતા.

ડા૦ શીરીન હોરમજશાહ પીરોજશાહને સુરતની મરહુમ શેઠ મોરારભાઈ વીજભુખણદાસવાલી સ્ત્રી છોકરાંઓની હાસપીટાલના લેડી ડાકટર નેમવામાં આવયાં હતાં.

લેફટનંટ કરનલ એદલજી પાલનજી ફ્રેંચમેનને બરમાની આસપીટલોના ઇનસપેકટર જનરલ નેમવામાં આવયા હતા.

ડા૦ અરદેશર દાદાભાઈ જીલા છોટા ઉદેપુર રાજ્યના વડા તબીબી અમલદાર નેમાયા હતા.

ડા૦ એસ. જે. મહેરહોમજી બાઇ મોટલાબાઈ તથા પીટીટ આસપીટલોના આનરરી આસીસટંટ ઓબટેત્રીક ફીઝીશન નેમાયા હતા.

સરજયન લેફટેનંટ એદલજી સોરાબજી ચીનાઈની સરજ્યન કેપટન તરીકે અને ડા૦ શપાવક્ષ બેરામજી મહેતા, ડા૦ ફીરોઝ ખરશેદજી તારાપોરવાળા અને ડા૦ સોરાબજી જામાસજી ભાઠેના હીંદી તબીબી નોકરીમાં પસાર થયલા હોવાથી એઓને નવા લેફટનંટો તરીકે દાખલ કરવામાં આવયા હતા.

નામદાર ગવરનર સર જયોરજ કલારકના આશરા હેઠળ આવતા સાલમાં મુંબઈમાં જે તબીબી કોનગ્રેસ ભરવામાં આવનાર છે તેમાં મુંબઈની ગ્રાંટ મેડીકલ કોલેજ સોસાયટી તરફથી ડા૦ ટેમુલજી ભીખાજી નરીમાનને ચુંટી કહાડવામાં આવયા હતા.

તબીબ કેપટન મેહરવાન સોરાબ ઈરાનીને પંજાબમાં પલેગ ડયુટી ઉપર નેમવામાં આવયા હતા.

ડા૦ કેખશરો મનચેરજી હીરામાણેકને નેટલના સંસ્થાનમાં તબીબી સરજીયન તરીકે ધંધો ચલાવવાનો પરવાનો આપવામાં આવયો હતો.

શેઠ ફીરોઝ પેસતનજી મુશ નીજામાબાદના તેહસીલદાર નેમાયા હતા.

શેઠ બેરામજી આદરજી તારાપોરવાલા અઉરંગાબાદના ખજાનદાર નેમાયા હતા.

શેઠ પેસતનજી બાપુજી ચીનાઈને નામદાર નીઝામ સરકારની ટંકશાળના ખજાનચી નેમવામાં આવયા હતા.

શેઠ બરજોરજી એદલજી બમનજીને રાયચુર ડીસ્ત્રીકટના તાલુકદાર નેમવામાં આવયા હતા.

શેઠ રૂશતમજી જ. ચીનાઈ દખણ હેદરાબાદના કામચલાઉ એસીસટંટ પોસટ માસતર જનરલ, શેઠ સોરાબજી દાદાભાઈ સુરતીને અમદાવાદના પોસ્ટ માસ્તર, શેઠ એન. એમ. કામાને રાવલપીંડીના પોસ્ટ માસ્તર અને શેઠ અરદેશર રૂસતમજી સોગુને નાસકના પોસ્ટ માસ્તર નેમવામાં આવયા હતા.

શેઠ નશરવાનજી રૂસ્તમજી વાછા અમદાવાદની તુરંગના સુપ્રીનટેનડંટ નેમાયા હતા.

શેઠ સોરાબજી મનચેરજી દેશાઈને નવસારી પ્રાંત પંચાયતે હેડ કલારક તરીકે નેમયા હતા.

શેઠ બેરામજી મનચેરજી દેશાઈ મહાલ પંચાયતના ઈનામદાર નેમાયા હતા.

શેઠ હોરમશાહ શાપુરજી દાદાભાઈ પટેલને ઉમરાના મુલકી પટેલ તથા શેઠ હોરમજી એદલજી પટેલને તવડીના આઠ વરસ સુધી પોલીસ અને મુલકી પટેલ નેમવામાં આવયા હતા.

શેઠ બમનશા જામાસ્પજી જંબુસરવાળાની અંકલેશ્વર તાલુકાના, તથા શેઠ હીરજીભાઈ લીમજીભાઈની હાંસોટ પેટા મહાલોના કનસીલીએટરો તરીકે નેમણુંક કરવામાં આવી હતી.

શેઠ કાવસજી દાદાભાઈ કાંગાને વડોદરા રેલવેના ભરૂચ વીભાગના એસીસટંટ એનજીનીયર, શેઠ કે. એસ. ફરામજીને કુલેલી જીલાની નહેરના એકઝીકયુટીવ એનજીનીયર, શેઠ અરદેશર કાવશાહ વકીલને બીકાનેર રાજયના વડા ઈજનેર અને એવણના મદદનીશ તરીકે શેઠ એન. એમ. ગોભઈને તથા શેઠ પેસ્તનજી બરજોરજી ડાકટરને ભાવનગર રાજયના વડા સ્ટેટ એનજીનીયર નેમવામાં આવયા હતા.

શેઠ જીજીભાઈ દાદાભાઈ મુલ્લાને સુરતની સર જમશેદજી જીજીભાઈ અંગ્રેજી સ્કુલના હેડ માસ્તર, શેઠ બેજનજી ખરશેદજી દેશાઈને નવસારીની સર કા૦ જા૦ મદરેસાના અવસતા પહેલવીના શીક્ષક, શેઠ ખરશેદજી નસરવાનજી કંત્રાકટરને કરાંચીની એન૦ જે૦ હાઈ સ્કુલના હેડ માસ્તર નેમવામાં આવયા હતા.

શેઠ અરદેશર નવરોજી ગીલડર લંડનની સોસાયટી ઓફ આર્ટસના મેમબર નેમાયા હતા.

શેઠ કાવશજી હોરમજી બાટલીવાળાને વેલાતની નયુકેસટલ ઓન ટાઈનના ઈજનેરી બોરડે મેમબર ઓફ ઈનસટીટયુટ ઓફ એનજીનીયરસ એંડ શીપ બીલડરસના મેમબર નેમયા હતા.

શેઠ પેશોતન આર. બામજીને લંડનની સોસાયટી ઓફ સરટીફાઈડ ટીચરસ ઓફ શોરટ હેંડના ફેલો, અને શેઠ ફરામજી દોરાબજી કાપડયાને લંડનની મેટરીઓ લોજીકલ સોસાયટીના ફેલો નેમવામાં આવયા હતા.

શેઠ અરદેશર બમનજી શરાફને લંડનની નેશનલ ફેડરેશન ઓફ એકાઉનટંટસના એક એસોસીએટ તરીકે ચુંટી કાઢવામાં આવેલ હતા.

શેઠ રૂશતમ પેસતનજી મસાની અત્રેની મયુનીસીપાલીટીના સેક્રેટરી અને શેઠ નશરવાનજી દોરાબજી ભરડા એજ મયુનીસીપાલીટીના પાણી ખાતાંના વડા ઈજનેર નેમાયા હતા.

ડા૦ હોમી ફ૦ માણેકશાહ અમરીતસરની મયુનીસીપાલીટીના હેલથ આફીસર તથા ખા૦ બા૦ બેજનજી નવરોજી કુતાર વડોદરા શહેરના મયુનીસીપલ કમીશનર નેમાયા હતા.

શેઠ જમશેદજી બેજનજી વાચછાને ભીવંદી, વાડા તથા માહીમની તાલુકા લોકલ બોરડના પ્રમુખ, સરદાર નવરોજી પદમજીને પુણાની સીટી મયુનીસીપાલીટીના પ્રમુખ, ખા. સા. બેહેરામજી સોરાબજી કારડ માસ્તરને અહમદનગરની મયુનીસીપાલીટીના વાઈસ પ્રેસીડંટ અને શેઠ આર. ડી. મેહેતા સી. આઈ. ઈ. ને કલકતાની ધરમતોલા મયુનીસીપાલીટીના સરનશીન નેમવામાં આવયા હતા.



## કેળવણી-પરીક્ષા-સ્કાલરશીપો વગેરે.

મી૦ અરદેશર રૂસ્તમજી દલાલે લંડનમાં સાવીલ સરવીસની પરીક્ષા પસાર કીધી હતી.

એરવદ માણેકજી નશરવાનજી ધાલાએ અમેરીકા ખાતે એમ. એ., પી. એચ. ડી. ની ડીગ્રી મેળવી હતા.

ડા૦ માણેકશાહ ધનજીશાહ વાહાડયા અને ડા૦ સોરાબજી શાપુરજી વજીફદાર લંડન ખાતે લેવાયલી આઇ. એમ. એસ. યાને હીંદી તબીબી નોકરીની પરીક્ષામાં પસાર થયા હતા.

ડા૦ કે. આર. દલાલે ગરમ દેશના દરદોના ખાસ અભયાસને લગતી લીવરપુલની ડી. ટી. એમ. ની ડીગ્રીની પરીક્ષા પસાર કરી હતી.

મી૦ એસ. બી. પાંચાએ લંડનની બી. બી. એસ. ની ડીગ્રીની પરીક્ષા પસાર કીધી હતી.

ડા૦ બરજોરજી પીરોજશાહ બનાજીએ ડબલીનની એફ. આર. સી. એસ. ની પરીક્ષા પસાર કરી એવણે ત્યાંની કાન તથા આંખની રૈયલ વીકટોરીયા આસપીટલમાં છ મહીના કામ બજાવ્યા પછી એવણ તે આસ્પીટલના હાઉસ સરજયન નેમાયા હતા. વળી એવણ બયા મે મહીનાથી અતરેની બોમબે નેટીવ ડીસપેનસરીના આનરરી ઓફથાલમીક સરજીયન નેમાયા છે.

વેલાતની એલ. આર. સી. પી. અને એમ. આર. સી. એસ. ની પરીક્ષામાં નીચલા પારસી જવાનો ફતેહમંદ થયા હતા :-મેશરસ ફરામરોજ જમશેદજી કોલાપુરવાલા, નશરવાનજી હોરમજી વકીલ, જાહાંગીર અરદેશર માસ્તર, દીનશાહ દારાશાહ બારીયા, કેકોબાદ કાવશજી અંકલેશરીયા, રતનશાહ બમનજી ખંબાતા, સોરાબ મનચેરજી હોડીવાળા અને ફરામરોજ માણેકજી વજીફદાર તથા બાઇ રતનબાઇ કુવરજી નાજર.

મી૦ અરદેશર પેસતનજી બચાએ અને ડા૦ જાહાંગીર કાવશજી ધનભુરાએ લંડનની એલ. આર. સી. પી. ની પરીક્ષા પસાર કીધી હતી.

ડા૦ મેરવાન એસ. કાપડયાએ એડીનબરોની એફ. આર. સી. એસ. ની; મી૦ ડી. ડી. ગીલડરે લંડનની એફ. આર. સી. એસ. ની; ડા૦ માણેક પીરોશાહ કેરાંવાલાએ એડીનબરોની એફ. આર. સી. એસ. ની પરીક્ષા પસાર કીધી હતી.

એલ. એમ. એનડ એસ. યાને વઇદાની છેલ્લી પરીક્ષા જે વરસમાં બે વાર લેવામાં આવે છે, તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતા :-બાઇઓ શીરીન રૂસ્તમ આગા અને શીરીન અરદેશર લાલ તથા મેસરસ રૂસતમ હોરમજી ભરૂચા, બરજોરજી હીરજીભાઇ બીલપુડીવાલા, એચ. જે. એમ. ખરશેદજી, સંતોક નાનાભાઇ દાવર, કે. બી. સોરાબજી ડાકટર, દીનશાહ બરજોરજી એનજીનીયર, એરચ પેસ્તનજી ઘડીયાલી, નઉશીરવાન ફરામજી જાલનેવાલા, સોરાબ ફીરોજશાહ કાપડીયા, જાલ માનેકજી મોદી, રૂસતમ ધનજીભાઇ મોદી, કેખસરૂ સોરાબજી શેઠના, જેહાંગીર એદલજી સ્પેનસર, સોરાબ બરજોરજી વકીલ, લવજી શાપુરજી મોદી, કેખસરૂ નશરવાનજી સહીઆર અને જમશેદજી બી. દાદીબરજોર. એમાં પસાર થયલાકે મી૦ રૂસતમજી બીલીમોરીયાને બાલકીશણુ સુદામાજી પ્રાઇઝ અને જે. સી. લીસલોનો સોનાનો ચાંદ તેમજ એલ. એમ. એંડ એસ. ની બીજી પરીક્ષામાં પસાર થયલા મી૦ જાહાંગીર હોરમજી ઉનવાળાને શેઠ નશરવાનજી જાહાંગીરજી વાહાડયા સ્કોલરશીપ મલી હતી.

મી૦ નાદરશાહ ધનજીભાઇ દામરીએ મદરાસ યુનીવરસીટીની એલ. એમ. એંડ એસ. ની સેવટની પરીક્ષા પસાર કીધી હતી.

બોમબે સેનીટરી એસોસીએશનની આગેવાની હેઠળ લેવામાં આવેલી એલીમેનટરી સેનીટરી પરીક્ષામાં નીચલા પારસી જવાનો પસાર થયા હતા :-મેશરસ શીયાવક્ષ અરદેશર પેમાસતર, મેરવાનજી રૂસ્તમજી આદરબાદ, દારબશાહ નશરવાનજી મારકર અને ફરામરોજ માણેકજી મેહેતા.

એલ. એલ. બી. ની સેવટની પરીક્ષા જે વરસમાં બેવાર લેવામાં આવે છે તેમાં નીચલા પારસીઓ પસાર થયા હતા :-પહેલા વરગમાં મી૦ બાપુજી દાદાભાઇ લામ; બીજા વરગમાં મેશરસ હોરમજી જમશેદજી ભરૂચા, ડોશાભાઇ કાવશજી બીલીમોરીયા, જમશેદજી નવરોજી દસ્તુર, માણેકજી એન. બોરી, કેખસરૂ માણેકજી સરવેયર, જમશેદજી મંચેરશાહ બીલીમોરીયા, હોરમજી સોરાબજી કાંગા અને કેખશરૂ હીરજી વહાડયા; વરગ વગરનામાં મે

સરથ કાવસજી અરદેશર ધાલા, કેખસરૂ જહાંગીર દીવેચા અને મંચેરજી પાલનજી મેહેતા. નીચલા ઉમેદવારો ૧૮મા કાયદા પ્રમાણે પસાર થયા હતા:–મેસરસ અરદેશર મેરવાનજી બહાદુરજી, સોરાબજી મંચેરજી મોબેદજીના અને હોરમજી અરદેશર વકીલ. એમાં પસાર થયલા મી૦ બાપુજી દાદાભાઇ લામને જડજ સ્પેનસર પ્રાઇઝ અને બનાજી સ્કોલરશીપ તેમજ પેહેલી એલ. એલ. બી. ની પરીક્ષામાં પસાર થયલા મી૦ પેસતનજી લીમજી પારખને કીનલોક ફોરબસનો સોનાનો ચાંદ અને ઇનામ મલયાં હતાં.

બેરીસ્ટરની પરીક્ષામાં મેસરસ રૂસ્તમ જીવણજી જમશેદજી મોદી, સોરાબજી આદરજી દલાલ અને ભીખાજી બેરામજી કાંગા પસાર થયા હતા.

મી૦ હોરમજદયાર કુંવરજી કોયાજી પલીડર જેવણુ હાઇ કોરટની અપેલેટ સાઇડ ઉપર બહોળી પ્રેકટીસ ધરાવતા હતા અને જેમણે એક વરસ સુધી પલીડર તરીકે કામ કરવાનું બંધ રાખયું હતું. એવણુની એડવોકેટ તરીકે નેમણુક થવાથી એવણે તા૦ ૨૨ મી જુને હાઇ કોરટમાં નામદાર મી૦ જસટીસ દીનશાહ ધ૦ દાવર સનમુખ હાજર થઇ હાઇ કોરટના એડવોકેટ તરીકે કામ કરવાના સરેશતાના સોગંદ લીધા હતા.

સોલીસીટરની પરીક્ષામાં મેશરસ હોરમજી બેજનજી બામજી, બાપુજી દાદાભાઇ લામ, રૂસ્તમજી સોરાબજી કેપટન અને રૂસ્તમ ફીરોશાહ મોદી પસાર થયા હતા.

મુંબઇની યુનીવરસીટીએ આ સાલથી એલ. એલ. એમ. યાને માસ્તર ઓફ લોઝની એક નવી કાયદાની ડીગ્રી માટેની પરીક્ષા શરૂ કીધી હતી, જે એલ. એલ. બી. કરતાં ચઢયાતી ડીગ્રીની છે, એમાં હાજર થયલા ૩ ઉમેદવારોમાંથી મી૦ જાહાંગીર સોરાબજી એ. રગામવાલા બી. એ., એલ. એલ. બી. પસાર થયા હતા.

હાઇ કોર્ટ પલીડરોની પરીક્ષામાં મી૦ અરદેશર ફરામજી બીલીમોરીયા પસાર થયા હતા.

મી૦ બેરામશાહ ધનજીશાહ નવરોજીએ મધરાસ યુનીવરસીટીની બી. એલ. ની પરીક્ષા પસાર કીધી હતી.

એમ. એ. ની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૬૬ ઉમેદવારોમાંથી ૩૧ જણા પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:–પાસ વરગમાં બાઇ હમાબાઇ રતનજી કોલાહ તથા મેસરસ રૂસ્તમજી સોરાબજી બીલીમોરીયા, દોરાબ નોશીરવાન ફરબસ, અરદેશર એચ. એ. વાહાડીયા, ફરામરોજ જમશેદજી જીનવાલા અને અરદેશર નશરવાનજી પેસતન જામાસ.

મી૦ રૂસ્તમ કાવસજી જાલે અલાહબાદ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કીધી હતી.

બી. એસ. સી. યાને બેચેલર ઓફ સાયનસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૫ ઉમેદવારોમાંથી ૧૦ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા:–બાઇ જરબાનુ બમનજી એનજીનીયર, તથા મેસરસ એરચશાહ બમનજી ગીમી, કેકોબાદ સોરાબજી સંજાણા અને મનચેરશાહ ફરદુનજી મુલ્લા.

ઇનટરમીડયેટ સાયનસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૩૫ ઉમેદવારોમાંથી પસાર થયલા ૨૧ જણામાં નીચલા પારસીઓ હતા:–બાઇ જરબાનુ બમનજી એનજીનીયર અને મેસરસ જાંહાંગીર ફરદુનજી દસ્તુર, એરચશાહ બમનજી ગીમી, કેખસરૂ પેશોતન સીનોર અને મનચેરશાહ ફરદુનજી મુલ્લાં.

બી. એ. ની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૪૭૩ ઉમેદવારોમાંથી ૨૮૫ જણા પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા:–પહેલા વરગમાં મેસરસ મેરવાનજી જમશેદજી આંટીયા, દીનશાહ મેરવાનજી નારગોલવાળા અને દારબ ખરશેદજી ડ્રાઇવર; બીજા વરગમાં બાઇ સુનાબાઇ બમનજી વાહાડયા તથા મેસરસ રૂસ્તમ કે. આલબલેસ, ફરામજી શાપુરજી દલાલ, ફરામરોજ મેરવાનજી દલાલ, માણેકજી ભીખાજી દારૂવાળા, નોશેરવાન જહાંગીરશાહ કોહીયાર, બરજોર ફરામજી મેહેતા, જમશેદજી મેરવાનજી પાવરી, જીવણજી ખરશેદજી તારાપોરવાળા, ફીરોઝ મેરવાન ખરેઘાટ, રૂસ્તમ મેરવાનજી આલપાઇવાળા, કેખસરૂ રૂસ્તમજી દોટીવાળા, જમશેદ દીનશાહ આંટયા, સોરાબ ખરશેદજી કનત્રાકટર, બેરામજી કાવસજી મીસ્ત્રી, મીનોચેહેર પીરોજશાહ મુલાં અને અરદેશર જમશેદજી સુનાવાલા; પાસ વરગમાં બાઇ પુતલીબાઇ બમનજી વાહાડયા તથા મેસરસ ફીરોઝશાહ બરજોરજી બીલીમોરીયા, કેખસરૂ બેજનજી કાપડીયા, એરચશાહ પેસતનજી દલાલ, રૂસ્તમ પેસતનજી ગાંધી, ધનજીશાહ ફરા

મજી કામદીન, ફીરોઝ ધનજીશાહ કોઠાવાળા, ફરદુનજી ફરામજી પારખ, કાવસશાહ માણે શાહ તાલીયારખાન, નશરવાનજી એમ. એન. વહાડયા, રૂસતમ જમશેદજી દસતુર, રૂસ્તમ શોરાબ ઇરાની, માણેકશાહ પેસતનજી મેહેતા, પોચાજી પેસ્તનજી પોચા, રૂસ્તમજી સોરાબ જી ગાંધી, પદમ કેરબાદજી એલાવીઆ, માણેકશાહ પીરોજશાહ કાપડીયા, રૂસ્તમ મેરવાન ખરેઘાટ, આદરજી સોરાબજી માદન, ફરામરોજ રૂસ્તમજી માદન, હોરમસજી ફરદુનજી મુલાં, બરજોર મનચેરજી વજીફદાર, પીરોશા રૂસ્તમજી વાડીયા, બેરામજી હોરમસજી ઘડીઆલી, જહાંગીર ફરામજી કોટવાલ, અરદેશર ડોસાભાઇ ઉમરીગર, એરચશાહ માણેકજી બહાદુરજી, હોશંગ નાદીરશાહ શરાફ અને હોરમસજી જહાંગીર કાંગા. એમાં પસાર થયલા મી૦ મેરવા ન જમશેદજી આંટયાને એલીસ સ્કોલરશીપ અને ડયુક ઓફ એડીનબરો ફેલોશીપ, મી૦ જીવનજી ખરશેદજી તારાપોરવાલાને શેઠ પીરોજશાહ મેરવાનજી જીજીભાઇ અવસતા અને પહેલવી સ્કોલરશીપ તથા મી૦ ફીરોજ મેરવાન ખરેઘાટને વર્ડસવર્થ સ્કોલરશીપ અને ઇનામ મળ્યાં હતાં.

બાઇ ડોશીબાઇ રૂશતમજી પટેલે લંડન યુનીવરસીટીની ઇનટરમીડીયતની પરીક્ષા પસાર કીધી હતી.

અલાહબાદ યુનીવરસીટીની બી. એ. ની પરીક્ષામાં મેસરસ કાવસજી બમનજી પારખ અને જાહાંગીર એદલજી કુતાર પસાર થયા હતા.

ઇનટરમીડયટ આરટની પરીક્ષામાં બધી જ્ઞાતના હાજર થયલા ૬૬૧ ઉમેદવારોમાંથી ૩૬૭ પસાર થયા હતા તેમાં ૪૫ પારસી જવાનો અને ૧) બાનુ રોશન અરદેશર કરંજા વાલાં મલી ૪૬ પારસીઓ હતા. એમાં પસાર થયલા મી૦ જમશેદજી માણેકજી ઉનવાલાને શેઠ ફરામજી સોરાબજી ભાવનગરી સ્કોલરશીપ મલી હતી.

અલાહબાદ યુનીવરસીટીની ઇનટરમીડીયેટ પરીક્ષામાં મેશરસ કેકોબાદ સોરાબજી આં ટીયા અને કેખસરૂ અરદેશર દારૂખાનાવાળા પસાર થયા હતા.

પ્રીવીયસની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૧૨૩૬ ઉમેદવારોમાંથી ૫૦૩ પસાર થયા હતા તેમાં ૭૨ પારસી જવાનો અને ૮ બાનુઓ મલી ૮૦ પારસીઓ હતા. એમાં પસાર થયલા મી૦ જમશેદજી દીનશાહ ભેદવારને બાઇ આઇમાય ખરશેદજી આર. કામા સ્કોલરશીપ મળી હતી.

મેટ્રીકયુલેશનની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૨૫૩૫ ઉમેદવારોમાંથી ૧૧૨૧ જણાઓ પસાર થયા હતા તેમાં ૧૬૧ પારસી જવાનો હતા. એમાં બધા મલી હાજર થ યલી ૫૧ બાનુઓમાંથી ૩૯ બાનુઓ પસાર થઇ હતી તેમાં નીચલી પારસી બાનુઓ હતી:–બાઇઓ ગુલબાઇ જે. બહાદુરજી, મનીજેહ કે. કામા, ફરેની એ. એનજીનીયર, તેહેમીના એચ. ખંબાતા, શીરીન પેસતનજી લશકરી, પુતલી એચ. પેસીકાકા, સીલ્લા કામા, ધનબા ઇ પી. મેહેતા, બમનબાઇ પી. વીરજી, ગુલબાનુ ડી. જીનવાળા, શીરીન એસ. હોમાવાળા, ગુલબાનુ મેઘીરા, માણેકબાઇ મેઘીરા, મેહેરબાનુ વકીલ અને આવાંબાઇ એસ. સપેનસર. એમાં પસાર થયલા મી૦ શાપુરજી મનચેરજી રાજાને શેઠ ડોસાભાઇ ફરામજી કામા સ્કોલરશી પ તથા બાઇ ગુલબાઇ જમશેદજી બહાદુરજીને શેઠ બહેરામજી નશરવાનજી કોયાજી સ્કોલર શીપ અને રૂપાંનો ચાંદ મલ્યો હતો; તેમજ અલાહબાદ યુનીવરસીટીની મેટ્રીકયુલેશનની પ રીક્ષામાં પાંચ પારસી જવાનો ફતેહમંદ થયા હતા.

સ્કુલ ફાઇનલની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ઉમેદવારોમાંથી ૩૦૪ પસાર થયા હતા, તેમાં નીચલા પારસીઓ હતા :–મેશરસ માણેકજી રૂસતમજી ગઝદર, પીરોશાહ ડોસાભાઇ કાતરક, બરજોરજી ડોસાભાઇ લવજી, રૂસતમજી બેરામજી પટેલ, ફરામજી માણેકજી વાઘમાર, જમશેદજી પાલનજી જંબુડીવાળા, રતનશાહ નરીમાન કાપડયા અને જેહાંગીર પેસતનજી મુનશી.

ખેતીવાડીની સેરટની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૨૫ ઉમેદવારોમાંથી ૨૧ જ ણા પસાર થયા હતા તેમાં મી૦ નોશીરવાન પીરોશાહ કામાકાકા હતા.

આરટ ડરોઇંગની પરીક્ષામાં બધા મલી હાજર થયલા ૪૮ ઉમેદવારોમાંથી ૪૫ જણા પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા :–મેશરસ હીરાજી નવરોજી બારીયા, માણેકજી જીવણજી ભાઠેના, મેરવાનજી પાલનજી કાટગરા, માણેકશાહ બેજનજી કાતરક, નવરોજી અરદેશર

બાલા, જાહાંગીર હોરમજી મહેતા, બમન સોરાબ સંજાના અને બરજોર પેસતનજી સીરવઇ.

એલ. સી. ઇ. યાને સીવીલ ઇજનેરોની પરીક્ષામાં બધા મળી હાજર થયલા ૪૯ ઉમેદવારોમાંથી ૩૩ પસાર થયા હતા તેમાં નીચલા પારસીઓ હતા :–પહેલા વરગમાં મી૰ રતનશાહ ફરદુનજી મોતીવાલા; બીજા વરગમાં મેશરસ મહેરજીભાઇ ખરશેદજી વરયાવા, અરદેશર એદલજી કુપર, મેરવાન સોરાબજી કાપડયા અને મેરવાનજી ફરામજી સરવેયર. એમાં પસાર થયલા મી૰ રતનશાહ ફરદુનજી મોતીવાલાને શેઠ જમશેદજી દોરાબજી નાયગામ વાળાનું ઇનામ મલ્યું હતું.

મીકેનીકલ ઇજનેરની પરીક્ષા જે વરસમાં જુદી જુદી વખત લેવામાં આવે છે, તેમાં નીચલા પારસી જવાનો પસાર થયા હતા:–પહેલા વરગમાં મેસરસ દીનશાહ પેસ્તનજી મુનશી, હોરમજી એરચશાહ સુરતી, દાદાભાઇ નવરોજી ભગત, બેરામજી હોરમજી દુબાસ, સોરાબજી જીજીભાઇ બીલીમોરયા, બમનશાહ બેરામજી મેહેતા, સોરાબજી શાપુરજી હોમાવાળા, હોરમજી ફરામજી બનાજી, કામાજી રૂસ્તમજી કવીના, રૂસ્તમજી હોરમજી કોટવાલ, પોચા બરજોરજી લામ, જાલ ફીરોઝશાહ સુખડવાળા, હોરમસજી ફરામજી કામા, શીયાવક્ષ સોરાબજી દાવર, કેખશરૂ સોરાબજી ગઝદર, નવરોજી ભીખાજી જીજીના અને બેરામજી બમનજી શેઠના; બીજા વરગમાં મેસરસ દોરાબજી અરદેશર ડોકટર, માણેકશાહ બમનજી ઇનજીનીયર, કાવસજી ફરામજી પીઠાંવાળા, માણેકશાહ ફીરોઝશાહ કરાકા, જાહાંગીરજી ફરામજી કેરાંવાલા, સોરાબજી બમનજી એનજીનીયર, એરચશાહ પેસ્તનજી મીસ્ત્રી, હોરમજી હીરજીભાઇ ચીનાઇ, મનચેરશાહ હોરમજી ભાભા, હીરાજી ડોસાભાઇ ઇલાવયા, જમશેદજી ધનજીભાઇ કુપર, દીનશાહ દાદાભાઇ લાકડાંવાળા, રૂસ્તમજી ખરશેદજી વરીયાવા, જમશેદજી અરદેશર અંકલેસરયા, બેજનજી મેહેરજીભાઇ ધાલા, એરચશાહ મનચેરશાહ ચીનીમીની, બમનજી એદલજી અપારી, નવરોજી ભીખાજી વકીલ, કેશવજી એમ. દીવેચા, ધનજીભાઇ સોરાબજી એલાવીઆ, હોરમસજી દોરાબજી બીલીમોરીયા, માણેકશાહ સોરાબજી ઘાટીગરા, મેહેરજીભાઇ નવરોજી મીઠાઇવાલા, નશરવાનજી જામાસજી માસ્તર, રૂસ્તમજી કાવસજી દારૂવાળા, નરીમાન દાદાભાઇ દોરડી, જહાંગીર શાપુરજી દુબાશ, એરચશાહ રાણાજી વહાડીયા, ફીરોઝશાહ એચ. લાહેર, મરઝબાન બેજનજી દમરી, ફીરોઝશાહ શાપુરજી દુબાશ, બરજોરજી ધનજીભાઇ સીઓદીઆ, ધનજીશાહ નવરોજી પટેલ, પેસતનજી ફકીરજી એલાવીઆ, નશરવાનજી રૂસ્તમજી દારૂખાનાવાલા, ધનજીભાઇ પેસતનજી રાંદેલીયા, ફીરોઝશાહ ફરામજી દારૂવાળા, નવરોજી રૂસ્તમજી મીસ્ત્રી, કેકોબાદ ખરશેદજી એનજીનીયર, આદરજી પેસતનજી પટેલ, હોરમજી રૂસ્તમજી કામુસ, ખરશેદજી મેરવાનજી કુપર, બેરામજી આદરજી શરાફ, દીનશાહ જીવાભાઇ અખુરા, ફરામરોઝ દોરાબજી કાંગા, ફીરોઝશાહ બમનજી ખંભાતા, કાવસજી રૂસ્તમજી મીરઝાં, સોરાબજી રતનજી સતારાવાળા, માણેકજી નશરવાનજી ભમગરા, નશરવાનજી એચ. ઉમરીગર, યઝદેઝરદ માણેકજી વલસાડા, ફરામરોઝ ધનજીશાહ મહેતા, મનચેરશાહ રૂસ્તમજી ભવાનીશંકર, બરજોરજી દોરાબજી ગઝદર, જહાંગીર અરદેશર મોબેદજી, ફીરોજશાહ દોરાબજી શેઠના, લવજી બમનજી શરાફ, નશરવાનજી પાલનજી પટેલ, હીરજીભાઇ નશરવાનજી બનાજી, પાલનજી સોરાબજી ભરૂચા, બાપુજી દાદાભાઇ દોરડી, અને હોરમજી પદમજી શેઠના; ત્રીજા વરગમાં મેસરસ પીરોશાહ રતનજી ગીયારા, હોરમજી પાલનજી ફીટર, ફરામરોજ અરદેશર મીસ્ત્રી, હોરમજી એદલજી દરજી, અરદેશર બેરામજી તાડીવાલા, નાદીરશાહ હીરજીભાઇ અમરોલીવાલા, નાનાભાઇ કુવરજી ભાઠેના, દારાબશાહ ધનજીભાઇ મીસ્ત્રી, ગુશતાદજી એદલજી વેસુવાલા, કાવસજી દાદાભાઇ ડુંગોરે, નરીમાન ડોસાભાઇ વરીઆવા, રતનજી નશરવાનજી ગબા, શાવકશાહ નશરવાનજી દલાલ, રૂસ્તમ ખોદાદાદ ઇરાની, જાલ જમશેદજી ઇરાની, રતનજી સોરાબજી દારૂવાલા, જમશેદજી પીરોશાહ હોડીવાલા, કેખશરૂ બરજોરજી, કેખશરૂ રૂસ્તમજી દારૂવાલા, કેખશરૂ દાદાભાઇ સરકારી, જમશેદજી ધનજીભાઇ શરાફ નશરવાનજી નવરોજી મેહેતા, ફીરોઝશાહ જમશેદજી ફીટર, એદલજી જીજીભાઇ વેસુના, જાહાંગીર રતનજી દુમસીઆ, જાહાંગીર કાવસજી ફીટર, દારાશાહ ખરશેદજી પાલીઆ, એદલજી રતનજી ઘડીયાલી, સોરાબજી હીરજીભાઇ પારેખ, ગુસતાદજી ભીખાજી વાડીવાળા. દીનશાહ નવરોજી, જમશેદજી ફકીરજી પટેલ, દીનશાહ દોરાબજી માદન, દોરાબશાહ સોરાબજી ઉમરીગર, નશરવાનજી કાવસજી પટેલ, નાનાભાઇ રૂસ્તમજી પટેલ અને પીરોશાહ માણેકજી ખજોતીયા.

મી૦ સોરાબશાહ ફરામજી એસવાળાએ કાનપોરની મીકેનીકલ ઇજનેરની પરીક્ષા પસાર કીધી હતી.

મી૦ રૂસતમજી જહાંગીર પટેલે કરાંચીમાં મીકેનીકલ એનજીનીયરની પરીક્ષા ફરસટ કલાસમાં પસાર કરી હતી.

વીકટોરયા જુબીલી ટેકનીકલ ઇનસટીટયુટમાં નામદાર સરકાર તરફથી ઉઘાડવામાં આવેલા મોટર મીકેનીકના ચહડયાતા વરગની પરીક્ષામાં નીચલા પારસી ઉમેદવારો પસાર થયા હતા:—મેશરસ બહેરામશાહ ન. કુપર, અરદેશર પી. પ્રેસ, આદરજી હો. તારાપોરવાળા, કુંવરજી જે. લેલીનવાળા, કેખશરૂ બી. પટેલ, રૂસતમ એમ. સેટીન, બમનજી ઇ. કાપડીઆ અને કેખશરૂ બી. ભરૂચા.

દરીયાવરધી ખાતાંના મરીન એનજીનયરોની લેવાયલી પરીક્ષામાં નીચલા પારસીઓ પસાર થયા હતા:—પહેલા વરગમાં મી૦ બેહેરામજી અરદેશર વકીલ; બીજા વરગમાં મેસરસ ફરામજી રૂસતમજી મીસ્રી, જમશેદજી નશરવાનજી ડરાઇવર, મનચેરશાહ માણેકજી ઉદવાડીયા, હોરમસજી ખરશેદજી ગઝદર અને ફરદુનજી દોરાબજી મેહેતા.

પુના જીલ્લામાં આવેલા ભામબુરડા ખાતેની પોલીસનાં કામકાજ માટેની તાલીમ આપનારી શાળાની પરીક્ષામાં નીચલા પારસી પસાર થયા હતા:—મેસરસ જહાંગીર રૂસતમજી સુખીઆ, નાદીરશાહ દાદાભાઇ શરાફ, નશરવાનજી નવરોજજી સદરી અને દારાશાહ કુંવરજી કંત્રાકટર.

ડીવીઝનલ ફોરેસટ ઓફીસર ડા૦ નોસીરવાન ગુસતાસપે કેનેરીસ ભાષાની પરીક્ષા પસાર કીધી હતી.

મેસરસ જાલ કે. એન. કાબ્રાજી, શાપુરજી દારાશાહ, બેરામજી ફરદુનજી દાવર, નશરવાનજી કાવશજી પટેલ અને કેખશરૂ પેસતનજીએ મરાઠી ભાષાની પરીક્ષા પસાર કીધી હતી.

સર જમશેદજી જીજીભાઇ આરટસ સ્કુલની ડરોઇંગની જુદી જુદી લેવાયલી પરીક્ષાઓમાં ડરાફટસમેનની પરીક્ષામાં મી૦ એમ. ડી. શેઠના, ડરોઇંગ ટીચરસ સરટીફીકેટમાં મેસરસ એન. એસ. શેઠના અને બરજોરજી પેસતનજી સેક્રેટરી પસાર થયા હતા.

ડા૦ બેહેરામ શીયાવક્ષ તારાપોરવાળાને બેકટીરીઓલોજી તથા આરોગય વીદયાનો ચઢતો અભયાસ કરવા સારૂ યુરોપ જવા માટે નામદાર નીઝામે ૨૦૦ પાઉંડની વારસીક સ્કોલરશીપ આપી છે જે બે વરસ સુધી ચાલુ રહેશે. તે ઉપરાંત મુસાફરીના ખરચ માટે ૬૦ પાઉંડ આપવામાં આવયા છે અને બે વરસ પછી તેવણ પાછા ફરશે તયારે ૬૦ પાઉંડની વધુ રકમ તેવણને આપવાને ફરમાવવામાં આવયું છે.

મી૦ રૂસ્તમ ડી. સીઓદીઆને લંડનની રોયલ એકેડમી ઓફ આરટસના પ્રેસીડંટ અને કાઉનસલે પોતાની સ્કુલમાં વગર પરીક્ષાએ ત્રણ વરસની મુદત માટે દાખલ કીધા હતા.

પારસી એમબયુલંસ બ્રીગેડ ડીવીઝન તથા સેંટ જોન એમબયુલંસ એસોસીએશન નામનું ખાતું જે ઈંગલંડમાં જાણીતા ગ્રહસ્થોની દેખરેખ હેઠળ ચલાવવામાં આવે છે તેની નેમ અકસ્માત વેળા અથવા એકાએક લાગુ પડેલી બીમારી વેળા ઇજા પામેલાં અથવા બીમારોને ડાકટર આવી પોંહાચે તે આગમજ તુરતાતુરત મદદ કેમ આપી શકાય તેને લગતું શીક્ષણ આપવાની છે. એ શીક્ષણ એટલું બધું તો ઉપયોગી છે કે કોલેજયનો, ધંધાદારીઓ વગેરે તેનો લાભ લે છે, એટલુંજ નહી પણ તબીબી કોલેજના વીદયારથીઓ પણ મોટી સંખયામાં એ શીક્ષણને લગતા વરગોમાં જોડાય છે. હાલમાં ક્રીકેટ, ફુટબોલ, હોકી પોલો, મોટોરકારનીવલ વગેરે મરદાનગીભરેલી રમતો પાછળ પણ નીશાળો અને કોલેજોના અધીકારીઓ પુરતું ધયાન આપતા હોવાથી એ રમતો વેળા અકસમાત થતાં પોતાની નીશાળના વીદયારથીઓ પણ તાબડતોબ પોતાના ભાઇબંધોને પ્રાથમીક મદદ કરી શકે તે માટે તેઓએ એ શીક્ષણ પોતાની નીશાળોમાં દાખલ કરવું ઇછવાજોગ છે. ગયે સાલ સર જમશેદજી જીજીભાઇ સ્કુલે તથા ટયુટોરીઅલ હાઇ સ્કુલે અને આ સાલ નયુ હાઇ સ્કુલ, ફોર્ટ હાઇ સ્કુલ, સુરત સર જમશેદજીની સ્કુલે એ શીક્ષણ દાખલ કરયું છે. એ શીક્ષણ માટે કશો લવાજમ લેવામાં આવતો નથી. ગયે સાલ નીચલા પારસી ગ્રહસ્થોએ એ એસોસીએશનને લગતી જુદી જુદી પરીક્ષાઓ પસાર કરી ચાંદો તથા સરટીફીકેટ મેળવયાં છે:—ચાંદ મેળવનારા:—મેશરસ એદલજી ફરામજી ખંબાતા, ફરેદુન નશરવાનજી મોતીશાહ, રૂસતમ પે

રતનજી ધાણુવાલા, સોરાબજી ખરશેદજી ભાયા અને ધનજીશાહ હોરમસજી આદરબહમન; ફર્સ્ટ એડની સરટીફીકેટ મેળવનારા:—મેશરસ કેખશરૂ કા. અમા, ખરશેદજી જ. મેહેતા, નશરવાનજી બેસમજી પટેલ, દોરાબજી ન. બારીઆ, માણેકજી હો. મીસ્રી, અરદેશર હો. પાલખીવાલા, શયાવક્ષ અ. કનફેકશનર, બમનજી ન. કાપડયા, નાદીરશાહ રૂ. પટેલ, રૂસ્તમજી એ. પાપા, શાપુરજી સો. બામજી, બમનજી બે. ખાન, હોરમસજી ફ. બામજી, કેખસરૂ જ. દસતુર, શીયાવક્ષ કા. ડ્રાઇવર, સોરાબજી રૂ. ઇજનેર, પાલનજી એ. ગોળવાલા, ટેમુલજી બ. લાહ, બમનજી હો. મેહેતા, નવરોસજી દા. મેહેતા, ધનજીશાહ બ. મીસ્રી, અરદેશર કે. મોદી, પીરોજશાહ ધ. નીરમવાલા, ફરામરોઝ હો. પારડીવાલા, હોરમસજી ટે. પારડીવાલા; મીનોચહેર ર. પારખ, રૂસ્તમજી મં. પોસ્ટવાલા, નરીમાન બે. સાહુ, બેહરામ હો. સંતોક, રતનજી પા. જરીગર, અરદેશર પે. આરટીસ્ટ, નવરોસજી ફ. દાવર-અને કેખસરૂ ફ. શરાફ, હોમર નરસીંગની સરટીફીકેટ:—મેશરસ હોરમસજી ફ. બામજી, શાપુરજી સો. બામજી, ફરેદુન ખ. બરડી, ધનજીશાહ સો. ભરૂચા, ફરામજી દા. મેહેતા, માણેક હો. મીસ્રી, ફરામરોઝ જાં. મીઠુજી અને નશરવાનજી બે. પટેલ; હોમ હાઇજીનની સરટીફીકેટ—મેશરસ સો. શા. બામજી, ફ. ખ. બરડી, અ. ડી. એદલબેહરામ, એ. ફ. ખંબાતા, કે. એ. માડન, ખ. જ. મેહેતા, ન. પે. મેહેતા, મા. હો. મીસ્રી, ફ. જાં. માઠુજી, ફ. ન. મોતીશાહ, મા. ફ. મુલાં, ધ. સો. નાઝીર, કે. સો. પટેલ, ન. બે. પટેલ અને રૂ. પે. થાણાવાળા.

## પરચુટણ બનાવો.

અમદાવાદ ખાતે શેહેનશાહી પારસીઓના નવા વરસને દહાડે પારસી જીમખાનામાં બાનુઓ તથા ગૃહસ્થોની હાજરીમાં એક રમત ગમતનો મેલાવડો કરવામાં આવ્યો હતો. એ વખતે અંગબલની, જુદી જુદી કસરતો કરવામાં આવી હતી તથા બીલીયરડ ટુરનામેંટ વગેરે રમતની મજાહ ચાખી મેલાવડો વીસરજન થયો હતો.

લંડન ખાતે નવા વરસનો દીવસ ખુશી ખુશાલીમાં ગુજારવા માટે ત્યાં વસ્તા ઘણાક બાનુઓ તથા ગ્રહસ્થોનો એક બેગો મેલાવડો સર મનચેરજી મેરવાનજી ભાવનગરીના પ્રમુખપણા હેઠલ એકઠો મળ્યો હતો. એને લગતી સરવે ગોઠવણ ત્યાના ઝોરાસ્ટ્રીયન ફંડની કમીટી તરફથી કરવામાં આવી હતી. આખી ટોલી બપોરના ૨॥ વાગે પેડીંગટન સ્ટેશન ઉપરથી ઉપડી મેડન હેડ ખાતેના સ્કીડલસ હોટેલમાં ઉતારો લીધો હતો. હયા સરવેનો ફોટો પાડવા પછી બધા જણાઓ સ્ટીમર ઉપર સવાર થઇ બે ત્રણ કલાક નદીની શેહલ કરી આવ્યા હતા. રાતે સરવે જણાઓએ એ હોટલમાં ખાણુ લીધા બાદ આખા દહાડાની મજાહ ચાખી આખી ટોલી પોત પોતાને મુકામે પાછી ફરી હતી. તેમજ એ દીને શેઠ જમશેદજી ફરામજી ભમગરાએ પોતાના મકાનમાં એક મેલાવડો કરી રાતે સરવેને ખાણુ આપ્યું હતું. એ મુજબ એડીનબરોગમાં વસ્તા સરવ જરથોસ્તીઓએ ત્યાના પારસી યુનીયનના પ્રમુખ શેઠ આર. એચ. અપુની આગેવાની હેઠલ એકઠા થઈ સટરલીંગ શેહરની મુલાકાતે ગયા હતા. જ્યા જોવા લાયક જગાઓએ ફરીહરી ત્યાથી પાછા ફરવા બાદ રાતે સઘલાઓએ સાથે ખાણુ લઇ ગાયન વગેરેની મજાહ ચાખી મોહેથી વીખેરાઇ ગયા હતા.

શેઠ માણેકજી હોરમજી મેનટીવાલી કસરતશાલાના મકાનમાં શેહેનશાહી ખોરદાદશાલને દીને એ કસરતશાલાના જરથોસ્તી સભાસદોએ પોત પોતામાં ઉભા કીધેલા ફંડમાંથી અરસપરસનો ભાઇચારો વધારવા તથા ઈનામો વગેરે વેહેચી આપવાનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો. સરૂઆતમાં ઉસ્તાદ શેઠ માણેકજીની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી ચેલાઓએ જુદી જુદી કસરતો કરી બતલાવવા બાદ પારસી સભાસદોને રૂપાનાં ચાંદ, ચોપડી વગેરે ઇનામો વેંહેંચી આપ્યાં હતાં. જે પછી હાજર રેહેલાઓએ રીફ્રેશમેંટ લઇ મેલાવડો વીસરજન થયો હતો.

અતરેની જાણીતી ગાયન ઉતેજક મંડળીનો નવાં સાલની ખુશાલીનો મેલાવડો એ કલબના મકાનમાં ખોરદાદશાલને દીને કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં સભાસદોના બાલકોએ જુદા જુદા ગીતો ગાયા હતા, તેમજ મીસ રતા નવલ નાયગામવાલાએ સીતાર ઉપર ઘણા સરસ ગીતો ગાઇ

સંભલાવ્યા હતા. એ પછી બાલકોને સ્કોલરશીપો તથા રમકડા વગેરેના ઇનામો વેહેચી આપવા બાદ રાતે હાજર રહેલાઓએ ખાણું લઇ વીખેરાઇ ગયા હતા.

ધી વેજીટેરીયન કલબ તરફથી ખોરદાદશાલની ખુશાલીમાં ધી ફરામજી કાવશજી ઇનસટીટયુટમાં શમસુલ ઓલમાં એરવડ જીવણજી જમશેદજી મોદીના પ્રમુખપણા હેઠલ સરવે જરથોસ્તી બાનુઓ તથા ગૃહસ્થોની હાજરીમાં એ દીને સાંજે સરૂઆતમાં ખાસ ચુંટી કાઢેલી ભેગી બંદગી કરવામાં આવી હતી. એ પછી જુદા જુદા ગ્રહસ્થોએ પ્રસંગને અનુસરતા ભાષણો કીધા બાદ મેલાવડો વીસરજન થયો હતો. વલી એ કલબ તરફથી સવારના ફોટમાં માણેકજી શેઠની અગીયારીમાં એક જાહેર જશન બી કરવામાં આવ્યું હતું.

મી૦ આર. પી. લેડલો એમ. પી. તરફથી હીંદની ચોકસ રાજદ્વારી બાબદો ઉપર માંગવામાં આવેલાં ઈનામી વીષય માટે સઉથી સરસ વીષય લખનાર તરીકે ફતેહ મેળવનાર અત્રેના મી૦ એચ. પી. મોદીને રૂ૨૦૦૦ નું ઈનામ મળ્યું હતું.

મુંબઇ યુનીવરસીટી તરફથી કારલાઇલ એક તવારીખનવેશ તરીકેના વીશય ઉપર માગેલા એક રેસાલામાં આ વખતે ફતેહ મેળવનાર એલફીનસટન કોલેજવાળા મી૦ મેરવાનજી જમશેદજી આંટી-યાને શેઠ હોમજી ખરશેદજી દાદી પ્રાઇઝ મળયું હતું.

ખા૦ બા૦ ડા. એન. એસ. ચોકસીએ મરકીના સંબંધમાં શોધ ખોલ ચલાવવા માટે ઉઠાવેલી જેહમતની પીછાનમાં ફ્રાનસની એકેડમી ડ મેડસીન તરફથી ડા. ચોકસીને એક બ્રોનઝનો ચાંદ એનાયત કરવામાં આવ્યો હતો.

સુરત એજનસીના ડાંગના જંગલમાં તા૦ ૧૦ મી સપટેમબર ૧૯૦૭ ને દીને ત્યાના ભીલ લોકોએ કરેલા હુલડ વખતે હુલડખોરો હથીયારબંધ થઇ ત્યાનાં દીવાનને ત્યાં જતા હતા તેટલા ભીલોને ઉબડાર્ક આપી બાઈ ધનબાઇ તે મરહુમ શેઠ એદલજી નશરવાનજી વાંસણુયાના વીધવાએ પોતાની દારૂની દુકાને એસાડી દીવાનને છુપી ખબર આપી હુલ્લડખોરો સામે તૈયાર રહેવાની ચેતવણી આપી હતી. બાઇ ધનબાઈની આ મદદ માટે નામદાર સરકારે એવણનો ઉપકાર માનનારૂ સરટીફીકેટ આપ્યુ હતું.

છોટા ઉદેપુરના મયુનીસીપલ સેક્રેટરી શેઠ જામાસજી રૂસતમજી પોસટવાળાની લાંબી મુદતની ખંતીલી સેવાઓની પીછાન તરીકે છોટા ઉદેપુરના નામદાર મહારાજા ફતેહસીંગજીએ શેઠ પોસટવાળાને એક બંદુકની ભેટ કરી હતી.

સોલધરા ગામના પટેલ શેઠ ફકીરજી કુવરજી ચારનાંને સારી નોકરી બજાવવાં માટે સુરત જીલ્લાના કલેકટરે ચીખલી ગામમાં તા૦ ૬ ઠી મારચને દીને પાઘડીનું ઇનામ આપ્યું હતું તેમજ ૧૮૬૭ના પોલીસ એકટની ૧૫ મી કલમનો પાવર (પાચ રૂપ્યાં દંડ તથા ૨૪ કલાક કેદમાં રાખવાનો) પણ આપ્યો હતો.

આગસ્ટ ૧૯૦૭ માં રમાયલી ત્રાયંગયુલર મેચોમાં પારસીઓએ મેલવેલી જીત માટે એમા ભાગ લેનારા નીચલા દરેક પારસી ખેલાડીઓને સોનાનું એકેક ઘડીયાલ તા૦ ૨ જી મેને દીને મલેલી પારસી જીમખાનાની સભા વખતે એનાયત કરવામાં આવ્યું હતું.—ડા૦ પાવરી (કપટન), મેસરસ કે. એચ. મીસ્ત્રી, કે. બી. મીસ્ત્રી, વલસાડા, મેહેરહોમજી, ડી. ઇ. મોદી, મુલ્લાં, વારડન, એસ. ચોથીઆ, ડી. સી. દારૂવાળા અને ડી. એન. રાજા (મોટો.)

શેઠો આર. પી. મેહરહોમજી અને હોમી એફ. મુલ્લાએ આગસ્ટ ૧૯૦૭માં રમાયલી ત્રાયંગયુલર મેચમાં બેટીંગમાં સારો દેખાવ કરવા માટે પારસી બેરોનેટ ક્રીકેટ કલબ તરફથી તા૦ ૨ જી નવેમબરને દીને ખાણાનો મેલાવડો કરી એ બેઉ જણાઓને એકેક પરસ એનાયત કરવામાં આવી હતી. તેમજ શેઠ દીનશાહ માણેકજી પાવરીએ ઉપલી મેચમાં ૫૭ રનનો સારો સ્કોર કરવાથી એવણને લીબરલ ક્રીકેટ કલબે રૂ ૪૦ ની કીમતનું રૂપાનું કપ ભેટ આપ્યું હતું.

લીગ મેચમાં શેઠ દાદી એમ. રાજાએ બેટીંગમાં અછો દેખાવ કરવાથી ઉપલાં મંડલના સથાપક મી૦ લેસલીએ સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો તેમજ ત્રાયગયુલર મેચમાં સારો સ્કોર કરવા માટે એવણને શેઠ જમશેદજી પટેલ તરફથી એક બેટ ભેટ આપવામાં આવ્યું હતું.

શેઠ જમશેદજી જે. વાસનીયાને હોંગકોંગ ખાતે રમાયલી મેચોમાં બેટીંગમાં પેહેલે નંબરે આવવા માટે ત્યાની પારસી ક્રીકેટ કલબે સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો.

હેરીસ ચેલેંજ શીલડને લગતી મુંબઇની હાઇ સકુલોની ક્રીકેટ મેચમાં આ વરસે ચેમપીયન નીવડેલી ફોરટ એંડ પ્રોપ્રાયટરી સકુલના ક્રીકટરો મેસરસ ડોસાભાઇ એફ. દારવાળા, રૂસતીમ એસ.

પંથકી, દીનશા ડી. ડરાઇવર અને તેમુરશ આર. પારખને એ સ્કુલના એક હીતેચ્છુ તરફથી તા૦ ૭ મી નવમબરે સોનાનાં બટનો તથા રૂપાનું કપ વગેરે ભેટ આપવામાં આવ્યાં હતાં.

જાણીતા ક્રીકેટર શેઠ કેકી માણેકશાહ મીસતરીએ ગયા નવેમબર માસમાં લાહોર યુરોપ્યન જીમખાના અને મુલતાનના યુરોપ્યનો વચ્ચે રમાયલી મેચમાં ૨૧૧ રનનો મોટો સકોર કરવાથી એવણને લાહોરના યુરોપ્યન જીમખાના સભાસદ નેમવામાં આવ્યા હતા.

ખા૦ બા૦ કેપટન દીનશાહ ડોસાભાઇ ખંબાતાને ૨૦ વરસની લાંબી નોકરી બજાવવા માટે નામદાર બ્રીટીશ સરકારે લોંગ સરવીશ મેડલ આપી નવાજ્યા હતા. વલી એવણને ગયા જુલાઈ માસમાં વોલનટીયર ડેકોરેશન એનાયત કરી એજ મહીનામાં પુણાની વાલંટીયર કોરના કામચલાઉ કમાનડર પણ નેમવામાં આવ્યા હતા. કેપટન ખંબાતા ૩૨ વરસની લાંબી નોકરી બજાવી રીટાયર થવાથી એવણના માનમાં પુણાના રહીશોએ તા૦ ૧૪ મી ડીસેમબરે એક ઇવનીંગ પારટીનો મેલાવડો ખંડવાની મેનશનમાં કરયો હતો. જ્યાં ખા૦ બા૦ નવરોજી ડી૦ ખંડાલાવાળાએ એવણની તારીફમાં વીવેચન કરતા જણાવયું હતું કે એવણે પોતાના ઓધ્ધાની ફરજો ઘણી સરસ રીતે બજાવી પોતાના ઉપરી અમલદારોના વખાણ મેલવવા પામયા હતા, તથા પોતાના હાથ હેઠલના પારસી બીરાદરોને પોતાથી બનતી મદદ કરી તેઓનો ચાહ મેલવયો હતો.

પુણા વાલનટીયરવાલા સારજંટ આર૦ એચ૦ નીમચવાલા ગયા નવેમબર માસમાં મીરત-ખાતે નીશાનબાજીમાં સારો દેખાવ કરી મીરત કંપની સવીપ સુધા લગભગ રૂ ૧૩૫ ની કીમતના છ ઇનામો જીતી ગયા હતા. વલી ટાઇગરસ હેડની મેચમાં એવણે એક રૂપાનું ઘડીયાળ તથા બીજી હરીફાઈમાં રૂપાનો ચમચો મેલવ્યો હતો. એ ઉપરાંત મી૦ નીમચવાલાને ગયા અકટોબર માસમાં પુણામાં રમાયલી નીશાનબાજીની મેચમાં પેહલા આવવાથી સરદાર દોરાબજી પદમજીની યાદગારી માટે એમના કુટુંબીઓ તરફથી અપાયલું રોકડ ઇનામ તથા રૂપાનો ચાંદ મલ્યો હતો.

મલબાર વોલંટીયર રાઇફલ કોરવાળા સારજંટ હોશંગ કાવશજી હીરજી માલેગામવાળાએ આખા મલબારમાં નીશાનબાજીમાં સઉથી વધુ મારક મેલવવાથી એવણને સોનાનો ચાંદ મલયો હતો.

અતરેના જાણીતા એરવદ રૂશતમજી એજનજી રાનજીએ મરહુમ લેફટેનન્ટ કરનલ સરજયન ડા૦ એદલજી માણેકજી દામલાની યાદગારીમાં નવસારીમાં અંગબળની કસરતના ઉત્તેજન માટે આ વરસથી ચાંદોનું ઇનામ આપવાનું શરૂ કરવાથી તેને સારૂ ઉતેજન લાયકના ત્યાના બે પારસી ઉસ્તાદ બીરાદરો મેસરસ માણેકજી અને ફરામજી પેસતનજી બારીયાને પસંદ કરવામાં આવયાથી તા૦ ૨૦ મી સપટેમબરે ત્યાંના લુઇસી કુઇનાં મેદાનમાં થયલા ગણપતીના મેલાવડા વખતે એ બંને બીરાદરોએ કસરતના કેટલાક પ્રયોગો કરી બતાવ્યા બાદ સુબા સાહેબ રા૦ બા૦ માણેકલાલ શાકરલાલ દેશાઇએ એ બંને ઉસ્તાદો મેસરસ માણેકજી તથા ફરામજીને અકેકો ચાંદ એનાયત કરી એરવડ રૂસ્તમજી રાનજીએ અંગબળની કસરતને ઉતેજન આપવાની કરેલી પેહલ માટે કેટલુંક વીવેચન કરયું હતું.

મી૦ હોમી એસ૦ ડાકટરે તા૦ ૬ થી એપ્રીલને દીને સાંજે ટયુટોરીયલ સ્કુલના હોલમાં ભારી વજન ઉચકવાના કેટલાક પ્રયોગો કરી બતાવયા હતા. તેમાં લાંબા સુઈ જઇ માથા પાછલ ૧૪૦ રતલનો બોજો મુકી તે બે હાથે કોઈનીબી મદદ વગર છાતીપર લાવી તેપર એક ભારી વજનના માણસને બેસાડવામાં આવયો હતો. તેમજ એક ભારી બોજો માથા પાછલ મુકી પગવતી ખેંચી પગ તે સાથ સીધા કીધા હતા. આ પ્રયોગ માટે મી૦ હોમીને શેઠો દાદી એફ. મુલ્લા, એન. બી. દારાબશેઠ અને બી. દી. શાહ તરફથી એક સોનાનો ચાંદ આપવામાં આવયો હતો.

મી૦ કાવસજી પાલનજી ખટાઉની આલફરેડ નાટક મંડળીએ સીંગાપોર ખાતે કેટલાક નાટકો કરવાથી ત્યાના રહીશો તથા વખાણનારાઓએ ગયા અકટોબર માસમાં મી૦ કાવશજીને ડાલર ૧૨૦૦ ની કીમતનો એક હીરાજડીત મેડલ એનાયત કીધો હતો. એ મુજબ એ નાટકી ટોલીએ ગયા એપ્રીલ માસમાં સીલોન ખાતે કેટલાક ખેલો કરવાથી, તા૦ ૮ મી જુલાઇની રાતે અસીરે હીરસના ખેલ દરમ્યાન ત્યાનાં જરથોસતી રહીશો તરફનો એક હીરા જડીત સોનાનો ચાંદ ત્યાના જાણીતા રહીશ શેઠ મનચેરજી ફરામજી ખાને મી૦ કાવશજીને ભેટ આપ્યો હતો તથા શેઠ ખાને એ આખી કંપનીને તા૦ ૧૦ મી જુલાઇની રાતે પોતાના ફરામજી હાઉસમાં એક જયાફત આપી તે વખતે શેઠ મનચેરજીએ પોતાની પેઢડી તરફથી એક સોનાનો ચાંદ મી૦ કાવસજીને ભેટ કીધો હતો. તા૦ ૧૨ મીએ મી૦ કાવસજી ખટાઉએ પોતાની નાટકશાળામાં સીલોનના જરથોસ્તીઓને નોતરી

ખાણું આપયું. જ્યાં સીલોનના રહીશ મી૦ દાદાભાઈ નશરવાનજીએ મી૦ ખટાઉની ટોલીને આપેલી મદદ માટે શેઠ મનચેરજી ખાનના હાથે એવણુને એક પરશ મી૦ કાવશજી તરફથી ભેટ આપવામાં આવી હતી.

મી૦ સી. ડી. પટેલની નવી પારસી વીકટોરીયા થીયેત્રીકલ કંપનીએ હેદરાબાદ ખાતે તા૦ ૮ મી દીસેમબરે રાતે અલીગઢ કોલેજને લગતી નવાબ મોહીસીન ઉલ મુલ્ક સ્કોલરશીપ ફંડના લાભ અર્થે ધુપ છાવનો નાટક કરી ખેલની સઘલી આવક ભેટ આપવાથી એ ફંડની કમીટીએ મી૦ પટેલને સોનાનો ચાંદ ભેટ આપ્યો હતો. વળી એ કંપનીએ તા૦ ૧ લી જાનેવારીએ હેદરાબાદ ખાતે ગઉરક્ષા ફંડના લાભ માટે ધુપ છાવના ખેલની સઘલી આવક એ ફંડમાં આપવાથી મી૦ પટેલને એ મંડલી તરફથી સોનાનો ચાંદ આપવામાં આપ્યો હતો. તેમજ તા૦ ૨૧ મી જાનેવારીએ પરસ કલબના લાભ માટે ખેલ કરી તેની આવક ભેટ આપવાથી શેઠ પટેલને ચાંદીનું વાઝ ભેટ મલ્યું હતું.

શેઠ શાવકશા હોરમસજી કનત્રાકટરને પલીમથના પ્રદરશનમાંથી કાચ ઉપરના નકસીકામ માટે તથા શોધો માટે ચેમપીયન શીલ્ડ તથા ડીપલોમાં ઓફ ઓનર તથા એવાજ પ્રકારની કારીગરી માટે બ્રીટીશ સાયનટીફીક સોસાયટીનો રૂપાંનો ચાંદ, એડીનબરોના પ્રદરશનમાંથી ફોટોગ્રાફીક ચીત્રો માટે એક સોનાનો તથા એક રૂપાનો ચાંદ તેમજ ઓનરેબલ મેનશનની સરટીફીકેટ એજ હુનર માટે વીઆરસાઇડ કેમેરા કલબના ફોટોગ્રાફીક સોસાયટીના પ્રદરશનમાંથી મલી હતી.

મુંબઈની આરટ સોસાયટી તરફથી ચીત્રકળાના નાદર હુનરનું જે વારસીક પ્રદરશન ગયા માર્ચ માસમાં ટાઉનહાલમાં ભરવામાં આવ્યું હતું તેમાં શેઠ એમ. એફ. પીઠાંવાળાને શેઠ જે. એમ. ફરામજી પટેલની મોટા કદની તસવીર માટે સોસાયટીનો સોનાનો ચાંદ, બાઇ સુનાબાઇ જશાવાળાને હીંદુ મંદીરના દેખાવવાળા ઓઇલ પેંટ ચીત્ર માટે મેસરસ ધરમશી અને નરોતમ મોરારજી ગોકલદાસવાળું રૂ. ૫૦ નું ઇનામ, મીસ એસ. એચ. દાદીબરજોરને ઘરના ડેકોરેશનના ડીઝાઇન માટે શેઠ દોરાબ જમશેદજી તાતાવાલું રૂ. ૫૦ નું ઇનામ અને શેઠ જે. એસ. તારાપોરવાળાને ગામડાની જીંદગી, ગામડાનો ગવઇયો, જીંદગીભર મેહેનત કરવાનેજ સરજેલો મજુર વગેરે ૭ સબીહો માટે સર જમશેદજી જીજીભાઈવાલું રૂ. ૫૦ નું ઇનામ મલયું હતું.

કલકતા ખાતે ઇંડીયન સોસાયટી ઓફ ઓરીયેંટલ આરટ તરફથી જાનેવારી મહીનામાં ભરાયલા ઓરીયેંટલ ચીતરોના પ્રદરશનમાંથી શેઠો પેસતનજી બમનજી તથા એ. ડી. તવરીયા દરેકને રોકડ રૂ ૫૦નું ઇનામ મળ્યું હતું.

મદરાસનાં ચીત્રકલાનાં પ્રદરસનમાંથી શેઠ અરદેશર દીનશાહ તવડયાને પેંનટીગના નમુના માટે એક રૂપાનો અને બે બ્રોનઝના ચાંદો તથા શેઠ રૂશતમ ડી. સીઓડયાને એક રૂપાનો ચાંદ મલ્યો હતો.

સીમલા ખાતે ગયા આગસ્ટ માસમાં ચીત્રકળાના ભરાયલા પ્રદશનમાં શેઠ એમ. એફ. માઠાવાળાને શેઠ જે. એમ. ફરામજી પટેલના પોરત્રેટ માટે એ સોસાયટીનું ઇનામ અને શેઠ એ. ડી. તવરીયાને એક સાધુના પીકચર માટે મી૦ હુસેન બખશવાળું ઇનામ મળ્યું હતું.

ભાવનગર ખાતે ગયા એપ્રીલ માસમાં ભરાયલા ઇનડસ્ત્રીયલ એકઝીબીશનમાં બાઇ બીખાઈજી લી. પાલમકોટને લેસના નમુના માટે સોનાનો ચાંદ, શેઠ પીરોશાહ દારાજી મીરજાને મશીનરી માટે સોનાનો ચાંદ, શેઠો મેહરજીભાઈ દાદાભાઇ પટેલની કંપનીને હારનેસ માટે સોનાનો ચાંદ, શેઠો હોમી હોરમની કંપનીને મશીનરી માટે સોનાનો ચાંદ અને બાઇ શીરીનબાઇ હીરજીભાઇ મારકરને કસબી કારીગરીની સાડી માટે સોનાનો ચાંદ; તથા શેઠ અરદેશર ડી. તવડયાને પેંટીંગ માટે રૂપાનો ચાંદ, શેગામવાલા શેઠો આર. એમ. દારૂવાળા એન્ડ સનસને ચટણી અચાર માટે રૂપાનો ચાંદ અને શેઠ હો. રૂ. બનાને પરફયુમરી માટે રૂપનો ચાંદ મળ્યા હતા.

સુરત ખાતે સને ૧૯૦૭ના મારચ માસમાં પ્રાંતીક કોનફરનસના સંબધમાં ભરાયલા ઉધ્યોગ હુનરનાં પ્રદરશનમાં શેઠ અરદેશર રૂશતમજી કનફેકશનરને ખાંડના બંગલા માટે સોનાનો ચાંદ અને શેઠ નશરવાનજી પાલનજી બેજનજી કોટવાલને હાથનાં દરોઇંગ વરકસ માટે કાંસાનો ચાંદ મળ્યા હતા.

કરાંચી ખાતે ગયા દીસેમબર માસમાં ભરાયલાં સ્ત્રીઓના હાથનાં નમુનાવાળા પ્રદરશનમાં મીસ બચુબાઇ પંથકીને રેસમ ઉપર તારવતી કરવામાં આવેલાં ભરત કામ માટે સોનાનો ચાંદ તથા માસીસ એરચ એન. ખરેગાટને જાળીના ગુથણ કામ માટે, મીસ સુનાબાઈ દસ્તુરને તારના ભરત કામ માટે, મીસ બીખાઇજી બીલીમોરીયાને રીબન વરક માટે, મીસ જરબાઈ કરાણી તથા મીસ એમ. પી. ખરેગાટને ચીત્ર કળા માટે એવોને રૂપાના ચાંદો તથા સરટીફીકેટ આપવામાં આવ્યાં હતાં.

મોટોર યુનીયન ઓફ વેસટરન ઇંડિયા તરફથી ઓટોમોબાઇલનું પ્રદરશન અને મોટોર જીમખાનાનો અખાડો ગયા મારચ માસમાં થયો હતો તે વખતે પ્રદરશનમા મોટોર ગાડીઓ મેલનારાઓમાં શેઠ હોરમજી સોરાબજી સનસને રૂપાનો ચાંદ અને ડીપલોમાં, ફોરટ કોચ ફેકટરીના માલેક શેઠ પેસતનજી બી. પરેસને ગાડીના તયાર કરેલાં ખોખા માટે સોનાનો ચાંદ અને ડીપલોમાં મળ્યા હતા.

ફ્રીમેસનોની લોડજ રાઈઝીંગસનનો વારસીક મેલાવડો તા૦ ૨૮ મી જાનેવારીએ ફ્રીમેસન હોલમાં થયો હતો તે વખતે એ લોડજના પાસટ માસતર શેઠ નવરોજજી જીવનજી ગજદર જેઓ ગ્રાંડ લોડજના પાસટ સબસટીટયુટ ગ્રાંડ માસતર છે તેઓ હજુર પોતાની લોડજના ભલાં માટે ઉલટથી ભાગ લેતા હોવાથી એ લોડજના બીરાદરો તરફનું કારીગીરીવાળુ ચાંદીનું એક બોલ ગ્રાંડ માસતર કરનલ ફેરમેને ઘટતા શબદોમાં શેઠ નવરોજજીની તારીફ કરી એનાયત કીધું હતું.

શેઠ રૂશતમજી બીલીયા કરાંચીની મેસરસ રાલી બ્રધરસની આફીસની નોકરી છોડી જાથુકના મુંબઇ આવેલા હોવાથી એવણના દોસ્ત તથા વખાણનારાઓએ તા૦ ૩ જી મે ને દીને ત્યાના પારસી જીમખાનામાં એક મેલાવડો કરયો હતો. એ વખતે ત્યાના વેપારી શેઠ નશરવાનજી મેહેતાએ મી૦ બીલીયાએ કરાંચીના પારસીઓને સર અવસરે કરેલી મદદો માટે એવણની તરીફમાં કેટલુક વીવેચન કરવા પછી મીસીસ નશરવાનજી મેહતાએ શેઠ બીલીયાને આશરે રૂપ્યા બારસોની પરસ એનાયત કીધી હતી. રાતે ખાણુ લઇ સરવે વીદાય થયા હતા.

શેઠ કાવશજી રૂશતમજી બાટલીવાલાએ બેલગામની અંજુમનની ૧૫ વરસ સુધી બજાવેલી સેવાની પીછાનમાં એવણના માનમાં તા૦ ૫ મી એપ્રીલે શેઠ બાઇસની દરેહમેહરમાં ત્યાની પારસી અંજુમન તરફથી એક મેલાવડો કરી ડા. બાઇસે શેઠ કાવશજીએ આપેલી મદદ માટે ઉપકારમાંની અંજુમન તરફથી એવણને એક સોનાનું ઘડીયાલ ભેટ આપયું હતું.

રંગુનના પોસ્ટ માસ્તર જનરલ શેઠ કાવશજી લાલકાકા પેનસનપર રીટાયર થવાથી એવણના માનમાં તા૦ ૮ મી મારચે એવણના બંગલામાં એક મેલાવડો કરી શેઠ મેરવાનજી કાવશજી કપતાને એવણની તારીફમાં ટુંક વીવેચન કરી ત્યાની પારસી કલબના મેમબરો તરફનું સોનાનું ઘડીયાલ શેઠ લાલકાકાને એનાયત કીધુ હતું.

કાશમીરના સેનેટરી સુપરીનટેનડન્ટ ડા. સોરાબજી પેસતનજી શરાફ ચઢતા અભીયાસ માટે ગયા મારચ માસમાં વેલાત ઉપડી જવાથી અને ત્યા કોલેરા ફાતી નીકળ્યો તે વખતે ત્યાંના જરથોસ્તીઓને પોતાની કીમતી મદદ આપેલી હોવાથી ડા. સોરાબજીને એવણના મીત્રો તથા વખાણનારાઓ તરફથી એક સોનાનું ઘડીયાલ ભેટ આપવામાં આપયું હતું. તથા ત્યાની જમ્મુ કોલેજના પ્રીનસીપલ પ્રો. દાદીનાએ ડા. સોરાબજીના માનમાં એક ખાણું આપ્યું હતું.

કુંડલાની દરબારી ડીસપેનસરીના વડા તબીબ ડા. બમનજી દાજીભાઇની બદલી તાલજા ખાતે થવાથી અને એવણે મરકીના વખતમાં ત્યાની પ્રજાની સારી સેવા બજાવવાથી એવણને ત્યાની પ્રજા તરફથી વીદાયગીરીનું માન આપવાનો એક મેલાવડો ત્યાના વડા જડજ મી૦ ઠાકોરદાસ નવલચંદના મકાનમાં કરવામાં આવ્યો હતો. એ વખતે મામલતદાર શેઠ હોરમજશાહે ડા. બમનજીએ બજાવેલી સેવાની સ્તુતી કરી ત્યાની પ્રજા તરફનું સોનાનું એક ઘડીયાલ એવણને એનાયત કીધું હતું.

શેઠ એદલજી જાહાંગીરજી કોબલા બરોડા રેલવેમાં ગારડ તરીકે ૩૫ વરસની લાંબી નોકરી બજાવી રીટાયર થવાથી એવણના માનમાં એક મેલાવડો ડા. રૂબીનના પ્રમુખપણા હેઠલ તા૦ ૧૫ મી જાનેવારીને દીને ગારડો તથા રેલવે સ્તાફ તરફથી કરવામાં આવ્યો હતો. જે વખતે શેઠ કોબલાની તારીફમાં કેટલુક વીવેચન કરી રેલવે સ્ટાફ તરફથી એક વીટી ભેટ આપવામાં આવી હતી.

સેનચરી મીલના સાઈઝીંગ માસતર શેઠ પાલનજી પીરોશાહ પટેલ એ મીલ સાથનો સંબંધ છોડી જવાથી એવણના માનમાં તા૦ ૩૧ મી જુલાઇએ ડા. જોહબક્ષ થાણેવાલાના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરવામાં આવ્યો હતો. જયાં પ્રમુખે શેઠ પાલનજીની સેવાની તારીફ કરી એવણને સોનાના ઘડીયાલ સાથ એક માનપત્ર એનાયત કયું હતું.

ધી બમનજી પીટીટ મીલના સાઈઝીંગ માસતર શેઠ ધનજીભાઈ ફરામજી ગઝદર મીલ સાથનો સંબંધ છોડી જવાથી એ મીલના કપડાં ખાતાના કામદારોએ એક મેલાવડો શેઠ ડોશાભાઈ મા૦ વાહાડયાના પ્રમુખપણા હેઠળ કરયો હતો. પ્રમુખે શેઠ ગઝદરની સેવાની સ્તુતી કરી એવણને માનપત્ર સાથ એક સોનાનું ઘડીઆલ અને રૂપાનું ફુલાવરવાઝ તથા જગ ભેટ આપ્યા હતા.

શેઠ ખરશેદજી કાવશજી ફોજદાર તે હુબલીની સધરન મીલના મેનેજર એ મીલ સાથનો સંબંધ છોડી જવાથી એવણના માનમાં એ મીલના માણુસોએ એક મેલાવડો તા૦ ૨૪ મી મે ને દીને ત્યાના

મ્યુનીસીપાલ હોલમાં એ મીલના સેકરેટરી મી૦ ડી. યેટશના પ્રમુખપણા હેઠલ કરયો હતો. પ્રમુખે શેઠ ખરશેદજીની અઢાર વરસની નોકરીની સ્તુતી કરી એવણુને માનપત્ર સાથ એક ચાંદીતું કપ અને બે વાઝો ભેટ આપ્યા હતા.

એડીનબરો પારસી યુનીયનનાં સ્થાપક શેઠ રૂસતમજી હીરજીભાઈ અપ્પુ મુંબઇ આવવા ઈંગ્લંડથી ઉપડયા તે આગમજ એ યુનીયનનાં સભાસદો તરફથી ગયા આગસ્ટ માસમાં એવણે એ યુનીયન માટે બજાવેલી બીનસવારથી સેવાની તારીફ કરી શેઠ રૂશતમજીને એક માનપત્ર સુંદર કાસકેત સાથ એનાયત કરવામાં આવ્યું હતું.

ધી માણેકજી પીટીટ મીલના વીવીંગ માસ્તર શેઠ જાલભાઈ સોરાબજી જસાવાલા મીલ સાથનો સંબંધ છોડી જવાથી એ મીલના માસતરો તથા કામદારોએ તા૦ ૩૦ મી મે ને દીને સુપ્રીનટેનડીંગ એનજીનીયર મી૦ કરૂડના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરયો હતો. જયા પ્રમુખે શેઠ જશાવાલાની તારીફમાં કેટલુંક વીવેચન કરી એવણુને એક માનપત્ર ચાંદીના દાબરા સાથ એનાયત કીધું હતુ.

અતરેની બલેની કલબના માજી સેકરેટરી શેઠ એદલજી ન. દુબાશ યુરોપની શેલગાહે જવાથી એ કલબના મેમબરોએ એક ખાણાનો મેલાવડો તા૦ ૧૧મી એપ્રીલે શેઠ બાલીવાલાની વાડીમાં કરયો હતો. જયા કલબના પ્રેસીડંટ શેઠ પેસતનજી દાદાભાઇ પાવરીએ શેઠ દુબાશની કલબ તરફની દીલસોજી અને કદરનાસીની પીછાનમાં મેમબરો તરફથી એક માનપત્ર ચાંદીના કાસકેટ સાથ ભેટ આપ્યું હતું.

અલાહબાદના જાણીતા વેપારીઓ મેસરસ જે. શાપુરજી કુ૦ના જોડયા માલેક શેઠ ટેમુરસ્પ જમશેદજી શાપુરજી પોતાના વેપાર ધંધા અરથે તથા એવણુના ભાઇ શેઠ શાપુરજી પણ ઉંચી કેળવણી લેવા સાથેજ વેલાત જવાથી ત્યાની જરથોસ્તી અંજુમને તા૦ ૯ મી મારચે ખાણાનો એક મેલાવડો કરયો હતો. જયા શેઠ શાપુરજી રૂશતમજી ગાંધીએ એક માનપત્ર સુંદર કાસકેટ સાથ શેઠ ટેમુરસ્પને એનાયત કરયું હતું.

ખજોદની દરેહમેહરનાં પંથકી એરવદ એદલજી નવરોજીએ ત્યાની અનજુમનની સતાવીશ વરસ સુધી સેવા બજાવી હુબલી ધારવાડ તથા ગડગના પંથકી તારીકે જવાથી એ દરેહમેહરમાં રોજ ૨૧ મો માહા ૪ ઠાને દીને એક મેલાવડો કરી ખજોદની અનજુમન તરફથી એવણે બજાવેલી સેવાની સ્તુતી કરી એક શીયાલ ઓઢાડવામાં આવી હતી.

સુરતના બાગેપારશાના આદરીયાનની ૧૩ મી શાલગ્રેહ રોજ ૧૭ મો માહા ૬ ઠાને દીને હોવાથી સાજે એક મેલાવડા સનમુખ જશન વગેરેની ક્રીયા કરવા બાદ એ દરેહમેહરના નાયબ દસ્તુર તરીકે એરવદ નવરોજી એદલજી એકરીને નેમવામાં આવ્યાથી એ દરેહમેરનાં ત્રસ્તીઓ તરફથી એક શીયાલ તથા બીજી ચાર શીયાલો મલી પાંચ શીયાલો એરવડ નવરોજીને ઓઢાડવામાં આવી હતી. ડા૦ નશરવાનજી નવરોજીએ બંદગી તથા આતશના નુરી કેબલાની મોતેબરી ઉપર વાયજ કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

ઉડવાડેવાલા દસ્તુરજી ખુરશેદજી મીનોચેરજી તારાપોર ખાતે શેઠ વીકાજી મેહરજીના છોકરાની નવજોત કરવા ગયા હતા તે વખતે એવણુને સ્ટેશન ઉપર ગામના લોકોએ હાજરી આપી સારૂ આદરમાન આપયું હતું. તેમજ દસ્તુર ખુરશેદજીને શેઠ વીકાજીએ શીયાલ ઓઢાડી એક પરસ એનાયત કરી હતી. વળી દસ્તુરજી ખુરશેદજીને તારાપોરની જરથોસ્તી અનજુમન તરફથી રોજ ૧૬ મો માહા ૫ મા ને દીને અનજુમનના સરનશીન શેઠ જાહાંગીરજી દાદાભાઇના મકાનમાં માનપત્ર એનાએત કરવાનો મેલાવડો કરવામાં આવ્યો હતો. શેઠ દાદી એદલજી તારાપોરવાલાએ માનપત્ર વાંચવા બાદ પ્રમુખે દસ્તુરજીને તે માનપત્ર એનાયત કરી શીયાલ ઓઢાડી હતી.

અતરેના વડા દસ્તુરજી સાહેબ કેખશરૂ જામાસજી જામાસ્પઆશાના પોતાના સાહેબજાદા મીનોચેહરની નાવરની ક્રીયા નવસારી ખાતે કરવામાં આવવાથી અતરેથી નવસારી ખાતે રોજ ૨૩ મો માહા ૩ જાને દીને પધારીયા હતા ત્યારે સ્ટેશન ઉપર એવોને એસતેકબાલ લેવાને નવસારીના ઘણા જાણીતા શેહેરીઓ હાજર થઈ દસ્તુરજીને ઘણુ સારૂ આદરમાન આપી હાર તોરા પેહરાવ્યા હતા. દસ્તુર મીનોચેહરની નાવરની ક્રીયાની એક મોટી મીજલશ રોજ ૨૫ મો માહા ૩ જાને દીને એવણુના મામા એરવડ નવરોજી જમશેદજી દસ્તુર જામાસ્પઆશાનાના મુકામે મલી હતી. જયા દસ્તુરો, અકાબરો તથા ઘણા સદ ગ્રહસ્થો મોટી સંખ્યામાં હાજર થયા હતા. દસ્તુરજાદા મીનોચેહેરને સખાવતે બહાદુર મરહુમ નામદાર સર દીનશાહ માણેકજી પીટીટ પહેલા બારોનેટનાં બેટી ભાઈ સાહેબ હીરાંબાઇ જમશેદજી પીટીટે પોતાને ખરચે પોતાના પીતાજીની નઇયતે નાવરની

મરતબ પદવી માટે તનદરોસતી પઢાવી તઇયાર કરયો હતો. દસ્તુર મીનોચેહેરને નાવર થવા વડી દરેમેહેરમાં જતી વેળા સખી વજુદ બાઇ હીરાંબાઇના પ્રતીનીધી તરીકે એરવદ કાવસજી બહમનજી કાતરકે મુંબઇવેરથી હાજર થઇ એક કીમતી શીયાલ તથા હીરાની વીટી પહેરાવી હતી. તેમજ દસતુરજી કેખશરૂને એક નાદર શીયાલ સાથે એક પરસ એનાયત કરી હતી તથા ગામનાં સરવે નહાના મહોટાને રૂપાનાણુ વેહચ્યું હતું. તે પછી દસતુરજી કેખશરૂને શયાલો વીગેરેની પહેરામણી બીજા સાહેબો તરફથી નીચે મુજબ કરવામાં આવી હતીઃ—જરથોસતી અંજુમનનાં આતશબેહેરામની કારોબાર મંડળી તરફની, ઝોરાસ્ત્રીયન કલબ તરફની તથા એક પરસ, જરથોસતી ધરમ તથા ક્રીયા ઉપર એતેકાદ વધરાવનારી મંડળી, લાનોલીની જરથોસતી અંજુમન તરફની તથા એક પરસ, ખા૦ સા૦ પેસતનજી દોરાબજી આદરાનવાળા, લાનોલીની દરેહમેહેરના પંથકી દસતુર દારાબ હોરમજદયાર, નાયબ દસતુર મીનોચેહેરજી જામાસપજી જામાસપઆશાના, શેઠ શાપુરજી બેહેરામજી કાતરક, શેઠ દીનશાહ દોરાબજી મીસ્ત્રી, શેઠ દીનશાહજી બાપુજી પોસટવાળા, ખા૦ બા૦ રૂસતમજી જામાસપજી ગારડા, શેઠ પેસતનજી નશરવાનજી ગોદીવાળાની દરેહમેહેરનાં મોબેદો, એરવદ દાદાભાઇ નોશેરવાનજી કાતરક વગેરે બીજા સાહેબો તરફથી મલી લગભગ ૩૦ શીયાલો તથા રૂપાંનાણાંની બીજી પહેરામણીઓ થવા બાદ દસતુરજી કેખોશરોએ પોતા તરપથી ત્યાના વડા દસતુરજી કેકોબાદજી દોરાબજી મેહેરજીરાણાની વતી કામચલાઉ દસતુર ફરામજી કેકોબાદજીને, વડા દેશાઇજી તથા પોલીઆ દેશાઇજી એ બંને અકાબર સાહેબોને, પોતાના મામાજી એરવદ નવરોજજીને, તથા એ નાવર થનાર દસતુર જાદાના શીક્ષક એરવદ દોરાબજી પેસતનજી ઉનવાળાને શયાલો ઓઢાડવા બાદ, નાવરીઆને લેઇને સરવે મીજલસ ત્યાની વડી દરેહમેહેરમાં ગઇ હતી, જયાં નાવર થનાર ઇધોલા ઉપર ક્રીયા કરવા બેઠા પછી સરવ મીજલસ બાઇ સાહેબ હીરાંબાઇની તનદરોસતી પઢી પાન, ગુલાબ લઇ બરખાસત થઇ હતી. એ પ્રસંગની ખુશાલીમાં ખુરશેદ વાડીમાં બપોર રાતનું બાનુઓ અને ગ્રેહસથોનું ખાણુ તથા રાત્રે મોટી રોશની કરવામાં આવી હતી. તેમજ રોજ ૨૬ મો માહા ૩ જાને દીને દસ્તુર મીનોચેહરને ઘર પાછા લાવવા દરેહમેહરમાં એક મીજલશ મલી હતી જયાથી ઘર આગલ આખી મીજલશ આવવા બાદ દસ્તુરજી કેખશરૂને નવસારીની અનજુમન તરફથી એક શીયાલ ઓઢાડવામાં આવી હતી.

પુણાવાલા નાયબ દસ્તુરજી કેકોબાદ આદરબાદ દસતુર નોશરવાન જેવણને હમણાં પુણાના વડા દસતુર ઠેડવવામાં આવ્યા છે, તેવણ દેવલાલીના દોખમાંની ક્રીયા પાર પાડી ત્યાથી પાછા પુણે જતા મારગમાં તા૦ ૨ જી દીસેમબરે ભુશાવલના પોતાના પંથકની મુલાકાત લીધી હતી. સટેશન ઉપર ઘણા જરથોસતી બાનુઓ તથા ગ્રહસ્થોએ હાજર થઇ હરખ ભરીયો આવકાર આપી હારતોરા પેહરાવ્યા હતા. વલી તા૦ ૩ જી ને દીને ત્યાની અનજુમન તરફથી શેઠ કાવશજી જમશેદજી અમરોલીવાલાના મેકાનમાં દસ્તુરજી કેકોબાદજીના માનમાં એક મોટો મેલાવડો કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં અનજુમનના સેકરેટરી શેઠ હો. ન. માદને આવકાર આપનારૂ માનપત્ર વાંચ્યું હતું. એ માનપત્ર પ્રેસીડંટ શેઠ નવરોજી પે૦ નારગામવાલાએ દસ્તુરજીને અરપણ કરી એક શીયાલ ઓઢાડી હતી. એ પછી દસ્તુરજી કેકોબાદે એક બોધકારક વાયજ કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો. હયાથી દસ્તુરજી કેકોબાદ તા૦ ૪ થીને દીને બદનોરા ખાતે ગયા હતા. ત્યાબી એવણને સારો આવકાર આપવામાં આવ્યો હતો. બીજે દીને ઉમરાવતી ખાતે શેઠ સોરાબજી નશરવાનજી કામાએ પોતાના બંગલામાં દસ્તુરજીના માનમાં એક ટી પારટીનો મેલાવડો કરી એવણે પોતા તરફથી દસ્તુરજીને શીયાલ ઓઢાડી એક પરસ એનાયત કીધી હતી. તા૦ ૬ ઠીને દીને દસ્તુરજી કેકોબાદના માનમાં ત્યાની દરેહમેહરમાં ખા૦ બા૦ અરદેશર ડાશાભાઇ ચીનાઇના પ્રમુખપણા હેઠલ એક મેલાવડો કરવામાં આવ્યો હતો. જયાં દસ્તુરજી કેકોબાદે તનની પવીત્રાઇ અને મનની અશોઇથી જરથોસ્તીઓને ઉપજતા ફાયદા વીષે એક શુભાખીત ભાશણ આપવા બાદ બદનેરા તથા ઉમરાવતીની અંજુમન તરફથી દસ્તુરજી કેકોબાદજીને એક શીયાલ તથા પરસ ભેટ આપવામાં આવી હતી. એજ દીને રાતે ઉમરાવતી ખાતે શેઠ જમશેદજી બેહરામજી કાંગા વકીલે દસ્તુરજીને ખાણુ આપ્યું હતું. હયાથી નાગપોર જતા મારગમાં વરધાના સ્ટેસન ઉપર ત્યાની પારસી અનજુમન તરફથી દસતુરજીને માનપત્ર એનાયત કરવામાં આવ્યું હતું. તા૦ ૭ મી ને દીને નાગપોરખાતે દસતુરજી કેકોબાદ આવી પુગતા ત્યાની અંજુમનના વડા અકાબર ખા૦ બા૦ બેજનજી દાદાભાઇના બેટા શેઠ સોરાબજીએ પોતાના બંગલામાં એવણને નોતરી કુટંબ તરફથી એક પરસ ભેટ આપી હતી. બીજે દીને ત્યાની ધરમશાલામાં અનજુમન તરફથી જશનની ક્રીયા કરી દસતુરજી કેકોબાદને એક શીયાલ ઓઢાડવામાં આવી હતી.

તા૦ ૯ મી ને દીને કામતી ખાતે દસતુરજી પધારીયા ત્યારે ત્યાના જાણીતા વેપારીઓ શેઠો ખુરશેદજી કંપનીવાલા શેઠ પેસતનજી પંથકીએ તથા શેઠ દારાશાહ મનચેરજી ડુંગાજીએ પોતાને બંગલે એવણુને વેઢી પરસો એનાયત કીધી હતી. તેમજ નાગપુર ખાતે શેઠ એમ. બી. દાદાભાઇ બારીસટરે તથા આનરરી મેજીસ્ત્રેટ શેઠ બેહરામજી પે. કનત્રાકટરે પણુ દસ્તુરજીને પરસો ભેટ આપી હતી. દસ્તુરજી સાહેબ કેખશરૂ ઇગિતપુરી જતા મારગમાં ભુશાવલ ખાતે થોડો વખત પાછો ઉતારો લીધો હતો, તે તકનો લાભ લઇ ભુશાવલની જરથોસતી અનજુમન તરફથી દસતુરજીને તા૦ ૧૩ મીને દીને એક પરસ ભેટ આપવામાં આવી હતી. છેવલા દસ્તુરજી કેખશરૂએ ઇગતપુરાની મુલાકાત લેતા ત્યાની જરથોસતી અનજુમન તરફથી ખુશાલીનું જશન કરી એવણુને એક શીયાલ ઓઢાડવામાં આવી હતી તથા શેઠ નસરવાનજી ફરામજી મારકરે એક પરસબી ભેટ આપી હતી. હયાથી ઉપડેલા દસતુરજી સાહેબ કેકોબાદ પોતાના કુટંબ સહીત પુણે પોતાને મુકામે જઈ પુગા હતા.

ગાયન ઉતેજક મંડળીના પ્રમુખ શેઠ બમનજી દીનશાહ પીટીટ તથા ઉપપ્રમુખ શેઠ જાહાંગીરજી બમનજી પીટીટ, જેવોએ પારસી જનરલ હાસપીટાલના ફંડમાં નાણુાની સારી જેવી મોટી રકમ ભરી આપી છે તથા તે હોસપીટલ ઉભી કરવામાં અને ફંડ ભરાવવામાં ભારે મેહેનત લે છે તેમના આવા કોમ ઉપયોગી કામની કદરમાં ઉપલી મંડળી તરફથી તા૦ ૨૮ મી માર્ચે રાતના મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં બંગલામાં એવો શેઠોને માનપત્રો આપવા માટે ખાણુાનો એક મોટો વગવાળો મેળાવડો કરવામાં આવ્યો હતો. શરૂઆતમાં કલબના ગવૈયાઓએ ગાયનો ગાવા બાદ ખાણુાની ટેબલ ઉપર શરનશીન શેઠ હોરમજી મનચેરજી કામાએ શેઠ બમનજીની તથા શેઠ જાહાંગીરજીની સલામતી લેવાડતા જણાવ્યું કે કીરતીવાન કામોથી પ્રજાઉપયોગી અને પ્રજાપ્રીય થઇ પડેલા આજના આપણા માનવંત મેહેમાનોની સલામતી લેવાડતા મને સંતોષ ઉપજે છે. શેઠ બમનજી અને તેમનાં ચંચળ અને કુળદીપક બેટા શેઠ જહાંગીરની, કોમ અને પ્રજાસેવા જાણીતી છે. પોતાના વખાણુાઈ ચયલા વડવાઓને પગલે ચાલીને એઓ બંને બાપ—બેટાએ, ખરેખર પોતાની કુળવંત કીરતી અને કારકીરદીને, પોતાના ઉપયોગીપણા સાથે ખરી ખાનદાની લાયકાતથી, જેમ જાત પ્રજાત તેમ દેશ—પરદેશમાં એવી તો દીપાવી દેખાડી છે કે જે માટે આ મંડળી ખચીતજ મગરૂર છે. બોહોળા વેપાર સાથે તેવીજ બોહોળી રોકાણો વચેબી એ સખી શેહેરી શેઠયાઓએ—એ ખરા પરદુઃખભંજન અને પરોપકારી પારસી નરોએ—આજ સુધી જે જે બજાવી બતાવયું છે, તે સઘળી કીરતી અને કારકીરદીમાં, પારસી જેનરલ હોસપીટલ જેવાં કોમની બેહેતરીનાં એક અતી ઘણાં અગતનાં ખાતાંની સથાપનાના કામથી, તેઓએ એક કીમતી કલગીર ઉમેરયું છે. તન, મન અને ધન સાથે દેહની પણુ દરકાર કરયા વીના, ખરી દાઝ અને દયા રાખીને, આવાં એક મહાભારત કામનું જે મંડાણુ કરયું છે તે તેમની એક યાદગાર સેવાની આપણે જેટલી તારીફ કરીશુ તે થોડી છે. શેઠ બમનજીએ પાંચ લાખથી વધુ કીમતનો ૪૮ હજાર વાર જમીનનો કીમતી કટકો આવાં નેક કામ માટે તેમરના અમલા સાથે આપી દઇ બીજી પોણા લાખની રોકડ રકમની નાદર સખાવત કરી છે, ત્યારે એમના બાહોશ બેટા ભાઈ જહાંગીરે આ મોટાં કામ માટે ૧૪ લાખની રકમ ભેગી કરવામાં જે નોંધ અને યાદ લાયક જહેમત ઉઠાવી છે તેની એક લાયક કદરસનાસી કરવાને, અને એ બંને બાપ બેટાના એ ફતેહમંદ કામ તરફ આપણો અંતકરણનો હરખ અને આભાર દેખાડવાની આપણી એક ફરજ બજાવવાને આજે આપણે અહયાં એકઠાં મળયા છીએ તો એ ખાતાંની ખીલવણી અને આબાદી સાથેજ આ બંને નામાંકીત નરોની પણ આબાદી ચાહતાં, નકકી વકી રાખશું કે એટલીજ બીજી બાદશાહી રકમ ભેગી કરવામાં એ સાહેબો એવીજ ધીરજ અને ખંત સાથની ફતેહ પામે. એનો જવાબ આપતા શેઠ બમનજીએ તથા શેઠ જાહાંગીરે પોતાને આપવામાં આવેલા આ મોટા માન માટે સરવેનો ઉપકારમાની પ્રસંગને અનુસરનું વીવેચન કરવા બાદ શેઠ ફીરોઝ રૂ. બાટલીવાલાએ એ બનાવના અવસર માટે રચેલાં ખાસ ગાયનો ગાઇ સંભલાવ્યા હતા. એ પછી મંડલીના સેક્રેટરી શેઠ પેસતનજી ખરશેદજી મેહતાએ શેઠ બમનજીને તથા શેઠ જાહાંગીરને એનાયત કરવામાં આવેલા માનપત્રો વાંચી સંભલાવ્યા હતા જેમાં શેઠ બમનજી પીટીટની અનેક પ્રકારની સખાવતોના વખાણુ કરતાં શેઠ જાહાંગીરની જાહેર ઉલટ તથા પ્રજા સેવા માટેનાં ઉમંગને ધનયવાદ આપ્યો હતો. આ માનપત્રો પ્રમુખ શેઠ કામાએ એ બંને માનવત પરોણાઓને ફુલના હાર પેહરાવી એનાયત કીધા હતા. જે સુંદર મખમલની ફ્રેમવાલી આરસીમાં જડવામાં આવ્યાં હતાં. એ માનપત્રો સ્વીકારતા બંને માનવંત પરોણાઓએ પ્રસંગોપાત જવાબો વાલ્યા પછી હાજર રહેલાઓએ ગાયનો વગેરેની મજાહ ચાખી મેળાવડો મોડી રાતે વીખેરાઈ ગયો હતો.

નવસારીના જાણીતા રહીશ શેઠ રૂશતમજી જામાસજી ગારડાને વડોડરાની ધારા સભાના એક ઓનરેબલ સભાસદ તરીકે નવસારી પ્રાંત તરફથી ચુંટી કાઢવામાં આવ્યા હતા અને એવણ પેહલા વેહલા એકલા પારસી સભાસદ હોવાથી તેમજ એ નેમણુંકથી એવણને ખાન બાહાદુરનો ખેતાબ મલવાથી તેની ખુશાલીમાં એવણના દોસતઆશના તથા વખાણનારાઓએ નવસારીના ફ્રેનડલી યુનીયન કલબવાલા બાલા બાગમાં તા૦ ૨ જી જુલાઇને દીને મેજબાની આપી હતી. ખાણાની ટેબલ ઉપર શેઠ ગારડાજીની સલામતી લેવાડતા એવણની તારીફમાં કેટલુંક વીવેચન કરવામાં આવ્યું હતું.

અતરેનાં મોટા શેર દલાલ અને જાણીતા ગ્રહસથ શેઠ શાપુરજી બરજોરજી ભરૂચા વેલાતની મુશાફરીએ ગયલા તે વખતે એડીનબરોની પારસી યુનીયન કલબ જેના તેવો એક પેટરન છે, તેની તરફથી તા૦ ૩૧ મી જુલાઇને દીને શેઠ ભરૂચાના માનમાં એક ખાણાનો મેલાવડો કરી સુંદર કાસકેટ સાથ માનપ્રત્ર એનાયત કરવામાં આવ્યું હતું. તે વેલાએ એ શેઠે હાલની હીંદી અશાંતી વીશે એક ઘણું શરશ માયાકુલ અને લંબાંણ ભાશાંણ અંગ્રેજ સરકાર અને હીંદી રઇયતનાં સંબંધમાં આપ્યું હતું. તે એટલું વખાંણવા લાયક હતું કે અતરેનાં તમામ લોકોને તે એક શરખું ઘણુંજ પશંદ પડયું હતું, અને જ્યારે તેનો લંબાણ હેવાલ મુંબઇનાં પેપરોમાં પ્રગટ થયો હતો, તયારે તે ઘણી હોંસ સાથે વંચાયો હતો. એ માટે અતરેના કેટલાક શેર દલાલોએ એવણ ઉપર એક મુબારકબાદીનો સંદેહશોબી મોકલાવ્યો હતો. વળી લોરડ મોરલીને શેઠ શાપુરજી લંડન આવ્યા છે એમ ખબર પડવાથી લોરડ મોરલીએ એવણ ઉપર એક સભયાતા ભરેલો સંદેશો મોકલાવી ચોકસ વખત ઠેડવી શેઠ શાપુરજીની મુલાકાત લેવાની ઇચ્છા દેખાડવાથી શેઠ શાપુરજીએ હીંદુસ્તાન ખાતાંની આફીશમાં એવણની મોલાકાત લીધી હતી. જે પછી લોરડ મોરલીએ શેઠ શાપુરજીને પોતાને બંગલે પોતાની સાથ લંચ લેવાને નોતરયા હતા. જયાં લોરડ મોરલીએ એવણ સાથ લગભગ બે કલાક સુધી ઘણીજ સભયતા ભરેલી રીતે વાત ચીત કરવામાં ગાળ્યા હતા અને શેઠ શાપુરજીને મોઢેથી ઘણીકવાતો લોરડ મોરલી જાણવા પામ્યા હતા.

અમદાવાદના જાણીતા રહીશ ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ. મુંબઇના નામદાર ગવરનરની ધારાસભાના સભાસદ નેમાયાની ખુશાલીમાં ત્યાંના રહીશો તરફથી તા૦ ૨ જી એપ્રીલને દીને ઇવનીગ પારટીનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો. અમદાવાદના શેહેરીઓ તરફથી દીવાન બાહાદુર અંબાલાલ શાકરલાલે ખા૦ બા૦ નવરોજીને મોબારકબાદી આપી એવોની સખાવત તથા જાહેર સેવાની અને એવણના ઉમદા ગુણોની વખાણ કરી હતી. વળી એવણના માનમાં તા૦ ૪ થીને દીને ત્યાના પારસી જીમખાના તરફથી એટ હોમનો એક મેલાવડો કરવામાં આવ્યો હતો.

શેઠ સોરાબજી ફરામજી બીલીમોરીયા અત્રેની સ્મોલકોઝ કોરટના જડજ નેમાવાથી અને એવણ અત્રેની એલફીનસ્ટન ક્રીકેટ કલબના જુના સભાસદ હોવાથી એવણના માનમાં એ કલબના સભાસદોએ તા૦ ૧૪મી મેને દીને એક ઇવનીંગ પારટીનો મેલાવડો કરયો હતો. જે વખતે શેઠ માણેકજી દોરાબજી કાગાંએ શેઠ સોરાબજીની ઉંચી બાહોશી અને લોકપ્રીયતાની તેમજ એ કલબના સુધારા વધારા માટે આપેલી કીમતી મદદની તારીફ કરી હતી.

રંગુનના જાણીતા બેરીસ્તર તથા શેહેરી શેઠ બમનજી કાવશજી ઇંગલાંડની પ્રીવી કાઉનસીલમાં ફતેહ પામી, ગયા નવેમ્બર માસમાં રંગુનખાતે પાછા ફરીયા ત્યારે ત્યાના રહીશોએ બંદર ઉપર હાજર થઈ સારૂ માન આપ્યું હતું. તેમજ શેઠ બમનજીને રંગુનની ડાયમંદ જુબીલી પાંજરાપોળની મેનેજીંગ કમીટી તરફથી તા૦ ૨ જી દીસેમબરને દીને એક માનપત્ર એનાયત કરવાનો મેલાવડો મી૦ બેનરજી વકીલના પ્રમુખપણા હેઠળ વીકટોરીયા હોલમાં કરવામાં આવ્યો હતો. એ વખતે પ્રમુખે શેઠ બમનજીએ પોતાની બાહોસીથી હીંદીવાનોના સુધારા વધારા માટે કરેલી મેહેનતની સ્તુતી કરી એવણને એક માનપત્ર ચાંદીના કાસકેટ સાથ એનાયત કીધું હતું. તેમજ એવણના માનમાં ત્યાની પારસી અંજુમને તા૦ ૧૪મી દીસમબરે ત્યાના પારસી જીમખાના કલબમાં એક ખાણાનો મેલાવડો કરયો હતો.

દાવર કોલેજ ઓફ કોમરસના પ્રીનશીપલ પ્રોફેશર શોરાબ રૂ. દાવર ગયા અકતોબર માસમાં ત્રીચીનાપોલી ખાતે ભરાયલી મધરાસની સાઉઠ ઇન્ડીઆ યંગ મેન્સ ફેડરેશનના પ્રેસીડંટ તરીકે ભાગ લેવાને જવાથી એ કોલેજના ચેલાઓએ તા૦ ૨૦ મી અકતોબરે અનહેરીમાં એક સોસીયલ ગેધરીંગનો મેલાવડો કરી ખાતું આપ્યું હતું તથા ગયા દીસેમબર માસમાં એવણને ચેલાઓ તરફથી માનપત્ર પણ આપવામાં આવ્યું હતું. ત્રીચીનાપોલી ખાતેબી પ્રોફેસર દાવરને સારૂ માન મળ્યુ હતું. કોનગ્રેસની બેઠક વખતે પ્રો. દાવરે ભાષાણ કરતા જણાવ્યું હતું કે વેપાર ધંધાથી દેશની આબાદાની વધે છે

તેમજ ખેતીવાડીની બેંકો સ્થાપવાની મજબુત હીમાયત કરી હતી. જે પછી એવણે લીધેલી તરફદી માટે એવણનો ઉપકારમાની સભા વીસરજન થઈ હતી. હયાથી એવણ તા૦ ૩૦ મી અકટોબરે તાનજોર ખાતે ભાષાણો કરવા ગયા ત્યાના સ્ટેશન ઉપર હીંદુ, મુસલમાન વગેરે ઘણા રહીશોએ આવકાર આપી એવણને એક માનપત્ર એનાયત કીધું હતું. એ ઉપરાંત પ્રો૦ દાવરે મદરાસ વગેરે ઠેકાણે વેપારી કેલવણી ઉપર જુદા જુદા ભાષાણો આપ્યા હતા.

મુંબઈના નામદાર નવા ગવરનર સર જ્યોરજ સીડનહેમ કલારક ગયા અકટોબર માસમાં લંડનથી હીંદુસ્તાન આવ્યા ત્યારે મારગમાં એડન ખાતે આવી પુગતા એ નામદારને સટીમરપર મુલાકાત આપનારાઓમાં અતરેના તેમજ તયાના શાહ વેપારી શેઠો કાવસજી દીનશાહની પેહેડીના શેઠ કેકોબાદ કાવસજી એડનવાળા પણ હતા. એ વખતે નામદાર ગવરનરે શેઠ કેકોબાદને વેપારવણજની અનેક ખબરો પુછી હતી. તેમજ ઇંગલંડના સંસથાન ખાતાનાં નાયબ પ્રધાન રાઈટ આનરેબલ મી૦ વીનસટન ચરચીલ જેઓ સોમાલીલેંડ તથા આફ્રીકાના પ્રોટેકટરો ખાતે તપાસ અરથે નીકલ્યા હતા તેવણ તા૦ ૨૦ મી અકટોબરે મનવાર વીંસનમાં એડન આવી પુગા હતા. એ નામદારે પોતાની મલવાની ખાહેશ શેઠો કાવશજી દીનશાહ ભાઇઓને જણાવવાથી એવણના આમતરનને માન આપી શેઠ કેકોબાદ મનવાર ઉપર મુલાકાતે ગયા હતા. જયા એ નામદારે એદન તથા સોમાલી કોસટાના સુધારા વધારા માટેની પુછપરછ કરી શેઠ કેકોબાદ સાથે લાંબો વખત સુધી વાતચીત કીધી હતી. તેમજ એવણની મુલાકાતથી પોતાને મલેલા સંતોશ માટે તથા શેઠો એદનવાલાની પેહેડી ૬૦ વરસ થયા એડન સાથે વેપાર ચલાવેચ તે માટે એ નામદારે પોતાની ખુશાલી જાહેર કીધી હતી. વળી એ શેઠો ઘણીક સટીમરોના માલેકો હોવાથી તેઓએ પોતાની પેહેડી માટે વેલાતથી એક ખાસ સટીમર બંધાવી મંગાવી તેને "તયુના" નામ આપ્યું હતું. એ સટીમર ગયા અકટોબર માસથી એડન ખાતેથી ઇટાલીના તાબા હેઠળ આવેલા બનાદીરના કોસટા તરપ ફરતી કીધામાં આવી હતી. એ ઉપરાંત શેઠો કાવશજી દીનશાહ અને ભાઇઓની બીજી ત્રણ આગબોટો છે જે એડનથી સોમાલી કોસટાના બંદરો ઉપર જાવ આવ કરે છે. એવો સાહેબોએ એડન ખાતેથી અતરેના વીકટોરીયા ગારડનમાં એક જવાન આફ્રીકન સીંહ અને એક આફ્રીકંન લેપરડ (ચીતો) ભેટ આપ્યા હતા.

હીંદના મહાન લોકરક્ષી નર શેઠ દાદાભાઇ નવરોજીની તબીયત લંડન ખાતે ઠીક ચાલતી નહીં હોવાથી પોતાની જીંદગીના બાકીના દીવસ પોતાના દેશમાં ગુજારવા મુંબઈ આવયા હતા. એવણે ચાલીસ વરસ સુધી ઇંગલાંડમાં વસવાત કરી પોતાનો ઘણો ખરો વખત રાજદવારી કામકાજોમાં રોકીને ગુજારીયો હતો. શેઠ દાદાભાઇ લંડનથી જાથુકના વીદાય થાય તે અગાઉ એવણના માંનમાં તા૦ ૨૩ મી સપટેમબરે લંડન ઇંડયન સોસાયટીએ અને લંડનમાં વસ્તા હીંદીવાનોએ રીસેપશનના મેલાવડા કરયા હતા. વળી આપવામાં આવનારા માનપત્રો એવણની તબીયત ઠીક નહી હોવાથી ખાનગી રીતે મોકલી આપવામાં આવયા હતા. શેઠ દાદાભાઇ લંડનથી તા૦ ૬૧ મી અકટોબરે મુંબઇ આવવા ઉપડયા ત્યારે મારગમાં એડન ખાતે ત્યાંના જરથોસ્તીઓનું એક ડેપ્યુટેશન સ્ટીમરપર ગયું હતું જ્યા શેઠ કેકોબાદ કાવશજી એડનવાલાએ એવણને હાર તોરા પેહરાવી સફર શફલ ઇચછી હતી. જે પછી શેઠ દાદાભાઈ મુંબઇ તા૦ ૧૧ મી નવેમબરે આવી પુગતા એવણની નબળી તબીયતને લીધે એવણની પધરામણી ખાનગીમાંજ રાખવામાં આવી હતી. એ વખતે નામદાર ગવરનરે એવણ ઉપર એક દીલસોજી ભરેલો તારનો સંદેશો મોકલાવયો હતો. વળી શેઠ દાદાભાઇની ૮૪ મી સાલગરેહ તા૦ ૪ ઠી સપટેમબરે પડેલી હોવાથી તેની મુબારકબાદીનો એક તાર નામદાર ગવરનરે મોકલાવયો હતો. તેમજ એ દીનની ખુશાલીમાં મુંબઇના ગુજરાતી હીંદુ સ્ત્રી મંડળે ચીના બાગમાં સઘળી વરણના બાનુઓની હાજરીમાં એક મેલાવડો કરી એ મંડળ તરફથી એક ડેપ્યુટેશન શેઠ દાદાભાઇને મુબારકબાદી આપવા વેસાવે ગયું હતું. એ મુજબ એલફીનસ્ટન કોલેજના પ્રોફેસરો અને વીદયારથીઓ તથા બોમબે કનત્રી ટોબેકો એસોસીએશન અને બોમબે નેશનલ યુનયન વગેરે ઘણાક મંડળોએ એ વરસ ગાંઠનો મહોતસવ ધામધુમથી પાલી, મુબારકબાદીના સંદેશાઓ મોકલાવયા હતા. એ ઉપરાંત સુરત, અમદાવાદ, મધરાસ રંગુન વગેરે જુદા જુદા દેશાવરો ખાતેથી મુબારકબાદી ઇચ્છનારા તારો આવયા હતા. એ બધાના આભાર માનનારા જવાબો શેઠ દાદાભાઇએ સરવે ઉપર લખયા હતા.

સુરતની પારસી કોમના વડા દાવર કેખશરૂ એદલજી મોદીને દખણના પહેલા વરગના સરદાર નેમવામાં આવ્યાથી એવણને મુબારકબાદી આપવા નામદાર ગવરનરના સુરત ખાતેના પોલીટીકલ એજંટ મી૦ પેનડર કલેકટરે તા૦ ૮ મી અકટોબરને દીને દાવર કેખુશરોની મુલાકાત તેમના દરીયા

મેહેલમાં લીધી હતી. સરદાર કેખુશરૂએ પોતાને આપેલાં માન માટે નામદાર સરકારનો તેમજ એજંટ સાહેબે લીધેલી તસદી તથા આપેલી મુલાકાત માટે તેમનો ઉપકાર માનયો હતો. તેમજ તા૦ ૨૬ મી જુને નામદાર શેહેનશાહ એડવરડની સાલગ્રેહની ખુશાલીમાં પુણા ખાતે કાઉનસીલ હાલમાં સરદારોની વારસીક દરબાર મી૦ એ. સી. ફીનકેડના પ્રમુખપણા હેઠળ ભરવામાં આવી હતી. જયા મી૦ ફીનકેડે સરદાર દાવર કેખશરૂને આવકાર આપતા એવણના કુટંબીઓ વીષે લંબાનથી વીવેચન કરી પોસાક એનાયત કીધો હતો.

સરકારી ગોદીના ફોરમેન ખાન સાહેબ બમનજી સોરાબજી વાડીયાને સને ૧૯૦૭ માં પહેલી નામદાર શહેનશાહ એડવરડની સાલગરેહની ખુશાલીમાં આપવામાં આવેલા ખાન સાહેબના ખેતાબની સનદ આપવા માટેનો એક મેળાવડો ઈંડીયન મરીનના ડીરેકટર કેપટન હયુએટે તા૦ ૭ મી અકટોબરે કીધો હતો. સરૂઆતમાં કેપટન હયુએટે શેઠ બમનજીને મુબારકબાદી આપતા જણાવ્યું કે એવણે પચીસ વરસ સુધી સરકારની નીમકહલાલીથી નોકરી બજાવાથી એઓને ખાન સાહેબનો ખેતાબ બક્ષવામાં આવયો છે તેની સનદ નામદાર હીંદુસતાનની સરકારની ફરમાસથી જાહેરમાં એઓને એનાયત કરતાં મને મોટી ખુશાલી પેદા થાય છે. શેઠ બમનજીને આપવામાં આવેલા એ માનમાં એઓના વડાઓનીજ કદર બુજાઈ છે આટલુંજ દેખાડતી નથી પણ આ ડોકયારડને પણ શાબાશી ઘટે છે કે એઓના જેવા એક ઓધેદાર પ્રમાણીક ખંત અને મેહેનતથી આવું માન મેળવે છે. એ પછી કેપટન હયુએટે શેઠ વાડીયાને સનડ એનાયત કરવાબાદ શેઠ વાડયાએ પોતાને આપવામાં આવેલા માન માટે ઉપકાર માનવા પછી મેલાવડો વીખેરાઇ ગયો હતો.

જરથોસ્તીઓનાં માનવંત પેગમબર સાહેબ અશો જરથોસ્તનો દીસો યાને ગુજર પામવાનો દીવસ શેહેનશાહી રોજ ખોરશેદ માહા દેહને દીને પડેલો હોવાથી એ બનાવની ગંભીર અને અશો યાદમાં મુંબઇ તેમજ ગામેગામના જરથોસ્તીઓ તરફથી જાહેર જશનો કરવામાં આવયા હતા. એ દીને સવારના મુંબઇનાં અંજુમનનાં આતશબેહરામમાં સ્કુલના છોકરા છોકરીઓનો ભેગો મેલાવડો કરવામાં આવયો હતો. શેઠ ડોશાભાઇ હોરમજી દસ્તુરે ગાથા ગાઈ સંભલાવયા બાદ સરવે જણાઓએ ઉભા થઇ ભેગી બંદગી કીધા પછી કેટલાક ગ્રહસ્થોએ પ્રસંગને અનુસરતી બાબદો ઉપર ટુકી વાએજો કરી હતી. સાંજે નાયબ દસ્તુર મીનોચેહર જામાસ્પજી જામાસ્પઆશાનાની આગેવાની હેઠલ જશન ક્રીયા કરવા પછીબી વાયઝો કરવામાં આવી હતી. વળી વાહાડયાજીના આતશબેહરામમાં સાંજે જાહેર જશન તેમજ જુદી જુદી દરેહમેહરોમાં મંડલીઓ તરફથી તથા લોકો તરફથીબી જશનો કરવામાં આવયા હતા. એ મુજબ પુણા, ખેરગામ, નારગોલ, કરાંચી, રાજકોટ વગેરે ઘણા દેશાવરો ખાતે અગીયારી વગેરે ઠેકાણે જશનો કરવા ઉપરાંત સુરતમાં તથા અમદાવાડમાં બપોરના ન્યાતનું ખાણબી કરવામાં આવ્યું હતું. એ દીવસ એક જાહેર તહેવાર તરીકે પાલવા સારૂ જશન કમીટી તરફથી મુંબઇની જરથોસ્તી માલેકી હેઠળ ચાલતી મીલોના શેઠયાઓ ઉપર તેમજ દીનદાર જરથોસ્તી વેપારી તથા ધંધાદારીઓ ઉપર સરકયુલરો મોકલાવી અરજ કીધી હતી. કોલાબાનું ૨ તથા શેર બજાર પણ બંધ રાખવામાં આવ્યા હતા.

સ્ત્રીબોધ ચોપાન્યાને ચાલુ કીધાને ૫૦ વરસ પુરાં થયા તેની ખુશાલીમાં પેહલો મેલાવડો તા૦ ૧ લી ફેબરવારીને દીને ટાઉન હાલમાં કરવામાં આવયો હતો. જયાં જુદી જુદી સાલાઓની બાલકીઓએ જયુબીલીની ગરબી ગાઇ સંભલાવ્યા પછી તેઓએ બીજા ગીતો તથા રમત ગમતો કરવા બાદ મીસ શીરીન માણેકજી ખરશેદજીએ છેલ્લા પચાસ વરસમાં સ્ત્રી કેળવણીએ કેટલો વધારો કીધો છે તેમજ સંસાર સુધારાની શરૂઆત કેમ થઈ વગેરે બાબદો ઉપર વીવેચન કીધું હતું. સેવટે મીસીસ મ્યુર મેકેનજીએ બાલકીઓને ઇનામો વેહચી આપવા બાદ મેલાવડો વીસરજન થયો હતો. વળી તા૦ ૩ જીને દીને નામદાર જડજ મી૦ બીમને અનજુમને ઈસલામ હોલમાં મીસીસ મયુર મેકેનઝીના પ્રમુખપણા હેઠલ સુધરેલી મંડલીમાં સ્ત્રીનો દરજનો એ વીષય ઉપર તથા તા૦ ૬ ઠી એ સમસુલ ઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદીએ ઉપલા હોલમાં સ્ત્રી જાતનું અણઘટતાં બંધનમાંથી છુટું થવું એ વીષય ઉપર ભાષણો આપ્યાં હતાં. એ ઉપરાંત તા૦ ૧૦ મીને દીને ફરામજી કાવશજી ઈનસટીટયુટમાં મીસીસ મ્યુર મેકનઝીના પ્રમુખપણા હેઠળ એક મેલાવડો કરી જુદા જુદા બાનુઓએ ભાષણો કીધા હતા. જે પછી સેવટનો તા૦ ૧૮ મી ફેબરવારીને દીને ટાઉન હોલમાં ઇવનીંગ એનટર ટેનમેંટનો મેલાવડો કરવામાં આવયો હતો. આને લગતું સ્ત્રીબોધ જુબીલી મેમોરીયલ વોલ્યુમ નામદાર શેહેનશાહબાનું એલેકઝાંડરાએ પોતાને અરપણ કરવાને કબુલ્યું હતું.

પુણાની બઝમે રોજે બેહરામે પોતાની હયાતીના ત્રીશ વરસ પુરાં કીધેલાં હોવાથી તેની સીલવર જુબીલી પાલવાનો મેલાવડો નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટના પ્રમુખપણા હેઠલ રોજ ૯ મે માહા ૧ લાને દીને કરવામાં આવયો હતો. સાંજે ખુશાલીનું જશન નાયબ દસતુર કેકોબાદની આગેવાની હેઠળ કરવા પછી બઝમના સેકરેટરી શેઠ બરજોરજી પીરોશાહે રીપોરટ વાંચતાં જણાવયું કે આ મંડળી સને ૧૮૭૭માં સથાપી હતી, અને તેમાં આગેવાન ભાગ તે વખતે કેટલાક સાહેબોએ લીધો હતો. જે વેળા ફી એક રૂપીઓ તથા ૪ આના, જુદા જુદા બે વરગો માટે રાખી હતી. હાલમાં માસીક ફી ૮ આના અને દાખલ ફી રૂ૩ રાખી છે. સઘળાં જશનો કરવા ઉપરાંત આ મંડળી તરફથી ધરમ સંબંધી વાએજો પણ અપાય છે અને તે ચોપાનીઆંના આકારમાં છપાઈને સરવ જરથોસતીઓમાં વહેંચાય છે. મંડળીના મેમબરોનાં ભાઈચારો વધે તે મતલબથી દર બેહેરામ રોજે જશન પછી વાયેજ તથા ખાણું થાય છે. લાઈફ મેમબરો તથા મેમબરોની ફી વગેરેમાંથી ખરચ બાદ જતા આ મંડલીનું ફંડ રૂપીઆ છત્રીશ હજારનું થવા ગયું છે. જે પછી હાજર રહેલાઓએ રાતે ખાણું લઇ ગાયન વગેરેની મજાહ ચાખી વીખેરાઇ ગયા હતા.

જરથોસ્તી છોકરીઓની નીશાળ મંડળીની હસતકની શાળાઓને ૧૯૦૭ના જુન માસમાં ૫૦ વરસ પુરા થવાથી તેની જુબીલી પાલવા માટે તેમજ એ મંડળીની નીશાળોનો રાંધણકળાનો તથા કેળવણી લેતી ફતેહમંદ છોકરીઓને ઇનામો આપવા માટે એક મેલાવડો તા૦ ૩ જી મારચને દીને આલબલેસ બાગમાં બાઈ જાઇજી જાહાંગીર પીટીટના પ્રમુખપણા હેઠળ કરવામાં આવયો હતો. સવારના રાધણકળાની પરીક્ષાનું કામ પુરૂ થવા પછી પાછલાપોરે એક મોટા મેલાવડા સનમુખ કેટલીક છોકરીઓએ ગીતો તથા કસરત વગેરે કરી દેખાડવા બાદ ખા૦ બા૦ દારાબશાહ રતનજી ચીચગરે એ નીશાળ મંડળીનો રીપોરટ વાચયા પછી બાઈ મેહરબાઇ દોરાબજી તાતાએ ચાંદો, ઇનામો વગેરે વેંહચી આપ્યાં હતાં. જે પછી બાઈ જાઈજી પીટીટે પ્રસંગને અનુસરતું ભાષાણ કરવા બાદ મેલાવડો વીસરજન થયો હતો.

શેઠ ખરશેદજી મેરવાનજી બાલીવાલા તરફથી તારદેવના રસ્તા ઉપર નવી બાંધવામાં આવેલી બાલીવાલા ગ્રાંડ નાટકશાલા ખુલ્લી મેલવાની ક્રીયા તા૦ ૨૭ મી નવેમબરે રાતે કામ ચલાઉ મ્યુનીસીપાલ કમીશનર મી૦ એસ. એમ. એડવરડસે એક મેલાવડા સનમુખ કીધી હતી. શેઠ બાલીવાલાએ પોતા માટે ઉભા કીધેલા ફંડમાં નાણા ભરનારાઓનો ઉપકાર માનયા પછી મી. એડવરડસે નાટક તખતા ઉપર જઇ શેઠ બાલીવાલાની તારીફમાં કેટલુક વીવેચન કરી નાટકશાલાને ખોલ્લી મેલાયલી જાહેર કરવા બાદ હરીચંદનો ખેલ શરૂ કરવામાં આવ્યો હતો. વલી એ કંપનીએ તા૦ ૧૨ મી મારચે પ્રીનસેસ મેરી વીકટોરયા જીમનેશીયમનાં લાભ માટે પરદા બાનુઓની હાજરીમાં લયલો નેહારનો ખેલ કીધો હતો તથા તા૦ ૨૬ મી મારચે શેઠ બાલીવાલાએ બોકમ બીલાશનો ખેલ ઝોરાસ્ત્રીયન બીલડીંગ ફંડના લાભ માટે કરી રૂ ૫૨૦ એ ફંડમાં આપ્યા હતા. એ વખતે શેઠ ફરામજી નવરોજીએ બીલડીંગ ફંડના સેકરેટરી ડા૦ દાજીને એક પેટી આપતા જણાવયું કે અંદરની રૂ ૯૯ા ની રકમ એવણે ઘેરે ઘેર ફરી એકઠી કરી હતી.

વડોદરાના નામદાર માહારાજા સર શીયાજીરાવ ગાયકવાદના મરહુમ પુત્ર પ્રીનસ ફતેહસીંહરાવ ગયા આગસ્ટ માસમાં સખત માંદગીને બીછાને પડેલા હતા તે વખતે વડોદરાખાતે ત્યાના અકાબર ખા૦ સા૦ ફરામજી કાવશજીની આગેવાની હેઠળ ત્યાની અગીયારીમાં તા૦ ૧૯ મી આગસ્ટે જરથોસ્તીઓએ ભેગા મલી બંદગી કીધી હતી. જે પછી શેઠ અરદેશર રૂસતમજી હીરજીબેહદીને શ્રીમંત યુવરાજ ફતેહસીંહરાવ માંદગીમાંથી જલદી સાજા થાય તે માટે દુવા ગુજારી એ વીષેનો એક ઠરાવ પારસી અંજુમન તરફથી નામદાર માહારાજા ઉપર મોકલવામાં આવયો હતો. તેમજ નવસારી ખાતેબી ત્યાના આતશબેહરામમાં જરથોસતીઓએ એકઠા મલી ભેગી બંદગી કરી તેનો અનજુમન તરફથી એક તાર મોકલવામાં આવયો હતો. વળી નવસારીના મોટા દેશાઇ ખાનદાન તરફથી પણ દીલસોજીનો એક જુદો તાર મોકલવામાં આવયો હતો.

ગવાલીયરના નામદાર માહારાજા કરનલ સર માધોરાવ સીંધીઆ મુંબઇથી ખાસ ત્રેનમાં તા૦ ૬ મી અકટોબરે ગવાલીયર જતા મારગમાં એવણની ત્રેનને મોટો અકસમાટ નડયો હતો પણ નામદાર મહારાજા સહીસલામત બચવાથી તા૦ ૧૦ મી નવેમબરે એવણની પહેલી સાલગ્રેહને દીને ગવાલીયરના સઘલા જરથોસતીઓએ શેઠ બે. જે. બલસારાના બંગલામાં સવારના એકઠા થઇ શુકરગુજારીનું જશન કીધુ હતું. હયાથી સઘલા જરથોસ્તીઓ ડેપ્યુટેશનના આકારમાં નામદાર મહારાજાના મેહલમાં માનપત્ર એનાયત કરવા ગયા હતા. જયા એરવદ મીનોચેર શાપુરજી રાવે નામદાર

મહારાજાને તીલો કરી તંદરેસ્તી ભણવા પછી શેઠ એ. જ. બલસારાએ માનપત્ર વાંચી તે ચાંદીના દાબરામાં નામદાર માહારાજાને અરપણ કીધુ હતું જેનો નામદાર મહારાજાએ પ્રસંગોપાત જવાબ આપ્યા પછી સઘલા મેહલ છોડી ગયા હતા. રાતે શેઠ બલસારાના બંગલામાં ખાણુ કરવામાં આવ્યું હતું. તેમજ ગરીબોમાં કામલીઓ વગેરે વેહચવામાં આવી હતી.

શેઠ એદલજી દોરાબજી તલાતી આશરે ૧૨ વરસ ઉપર સુરત હાઈ સકુલના હેડ માસતર હતા તયારે એવણે પોતાનો વગ લગાડી તે સકુલને "સોરાબજી જમશેદજી જીજીભાઇ હાઇ સકુલ" એ નામ અપાવયું હતું જે નામથી હાલ એ સકુલ પ્રસીધ છે. વલી એઓની જાણમાં આ વરસે આવયું હતું કે એજ મરહુમ શેઠે વડોદરા કાંપમાં સકુલ બંધાવા ૩૫૦૦૦ની રકમ આપી હતી, પણ તે મરહુમનું નામ એ સકુલને આપેલું ન હોવાથી તેઓએ દેવલાલીથી વડોદરામાં સતાવાળાઓ સાથે એ વીશે સદેશા ચલાવયા હતા અને તેનાં પરીણામમાં સતાવાળાઓએ એ સકુલને "સોરાબજી જમશેદજી જીજીભાઇ વરનેકયુલર સકુલ વડોદરા" એ નામ આપવાનો ઠરાવ ગયા અકટોબર ૧૯૦૭માં કરયો હતો. એ ઉપરાંત નામદાર મુંબઇ સરકારે દીસેમબર ૧૯૦૭માં એક ઠરાવ બહાર પાડી ભરૂચની સીવીલ હોસપીટાલને સોરાબજી જમશેદજી જીજીભાઇનું નામ જોડી હવેથી "સોરાબજી જમશેદજી જીજીભાઇ હોસપીટાલ" એ નામથી ઓળખાવવાનો હુકમ કરયો હતો. એ પ્રમાણે મરહુમની આ ત્રણ સખાવતોને માટે મરહુમનાં નામને ૪૦ વરસે ઇનસાફ મલ્યો છે. વળી રાંદેરની મુખ્ય શાળાને મરહુમનું નામ આપવા તેના લાગતા વળગતાઓએ કબુલ્યું છે.

**સુરતની મરહુમ શેઠ ફરદુનજી સોરાબજી પારખવાળી હુનરઉદયોગની સ્કુલ અને તેના ફંડનું નામ નામદાર સરકારે તેના હાલના પ્રતીનીધીની બહાલીથી ફેરવીને જાનેવારી ૧૯૦૮થી અનુક્રમે ધી ફરદુનજી સોરાબજી પારેખ ટેકનીકલ ઇનસ્ટીટયુટ અને ફરદુનજી સોરાબજી પારેખ ટેકનીકલ ઇનસ્ટીટયુટ ફંડ કરીને આપયું છે.**

જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળીની કમીટી તરફથી જાહેર કેળવણી ખાતાંના વડા ઉપર એક કાગલ લખી જણાવવામાં આવયું હતું કે ગુજરાતી પાંચમી ચોપડીના ૯ માં અને છઠી ચોપડીના ૫૭માં પાઠમાં જરથોસ્તીઓ વીષે તથા મરાઠી પાંચમી ચોપડીના ૯માં પાઠમાં વંદીદાદ વીષે કરવામાં આવેલા લખાનો બરાબર નથી. આ ઉપરથી કેળવણી ખાતાનાં વડાએ સપટેમબર ૧૯૦૭માં ગુજરાતી ચોપડીઓમાં નીચે મુજબનો સુધારો કરવા જણાવયું હતું.(૧)'નાહાસીને આવયા'ની જગાએ 'નીકળી આવયા' કરવામાં આવશે. (૨) 'પારસીઓ ઇશ્વર અને અગનીરૂપે ઇશ્વિરને પુજે છે' ની જગાએ તેઓ સુરય અને અગનીને ઇશ્વરનાં ચીનહો ગણે છે એવો ફેરફાર કરવાના સંબંધમાં વીચાર ચલાવવામાં આવશે. જરથોશત સાહેબના જમાના માટે તેઓ પુરાણા જમાના (era)માં થઇ ગયો એમ જણાવવામાં આવશે. જરથોશત સાહેબને પેગમબર તરીકે ઓળખાવવાની જગાએ ફકત એક મહાન પુરૂષ તરીકે ઓળખાવવા બાબે તેઓ લખે છે કે જરથોશતને મહાન પુરૂષ તરીકે દરશાવવામાં કાંઇપણ વાંધો લેવા જેવુ નથી. મરાઠી પાંચમી ચોપડીના પાઠના સંબંધમાં તેઓ લખે છે કે તે પાઠમાં વંદીદાદ તમારું એકલું ધરમ પુસતક છે એમ જણાવવામાં આવયું નથી, પણ વંદીદાદ ઝંદ ભાષામાં લખાઇ છે એમ જણાવવામાં આવયું છે.

નામદાર શેહેનશાહ એડવરડે તા૦ ૧ લી જુને સેંટ જેમસીસ પેલેસમાં ભરેલી લેવીમાં શેઠ જમશેદજી કાવશજી જશાવાલાને તથા તા૦ ૬ ઠી જુલાઇએ ભરેલી લેવીમાં શેઠ જીજીભાઇ એદલજી મોદીને આમત્રન કરવામાં આવયું હતું.

નામદારો શેહનશાહ તથા શેહેનશાહબાનુએ તા૦ ૨૦ મી જુને વીંડસર ખાતે પોતાનાં મેહલમાં એક મોટો ગારડન પારટીનો મેલાવડો કીધો હતો. જયા બાઈ ડોશીબાઈ કાવશજી જસાવાલાએ એ બંને નામદારોને સુખડના બાકસમાં સોનેરી રૂપેરી કસબ તથા મોતીનાં એવણના હાથનાં નાદર ભરત કામનાં કેટલાક નમુનાઓ જેમાં એક મખમલની ટોપી, પટો અને ડરેસ ફ્રનટ હતું તે એનાયત કીધું હતું. એ ટોપીપર બાદશાહી કુટુંબીઓની નાની નાની સબીઓનો સણગાર કરવામાં આવયો હતો. એમાં મરહુમ શેહેનશાહબાનુ વીકટોરીયા તથા પ્રીનસ કોનસોરટની તસવીરો પણ હતી. નામદાર શેહેનશાહની સબી ઉપર એક સોનેરી તાજ ભરવામાં આવયું હતું, જેમાં હીરા મોતીનો શણગાર કરવામાં આવેલો હતો.

શેઠ પેસતનજી બેહેરામજી પ્રેસની ફેરટ કાચ ફેકટરી છેલ્લા ચાર પાંચ ગવરનરોની પેટરોનેજ મેળવવાનું માન ભોગવતી આવી છે, અને સરકારી મેહેલની ગાડીઓ બનાવવા તથા સમારવાનું કામ

એ હાકેમોના સંતોશ તથા વખાણ વચે કરતી રહી છે તેને મુંબઈના નવા ગવરનર સર જયોરજ કલારકે પોતાના "કોચ બીલડર ઇન ઓરડીનેર" નેમીને માન આપયું છે.

અતરે પ્રગટ થતાં જાણીતાં હીંદી ચાબીકના માલેક શેઠ સોરાબ એલ. પાલમકોટ ઉપર નામદાર ગવરનર સર જયોરજ કલારકે પોતાના લશકરી સેકરેટરી મારફતે એક પત્ર લખી એ ચોપાનયાના ગ્રાહક થવાને પોતાની ઇચ્છા બતાવી હતી. આવું માન મુંબઈના ચોપાનયાને આ પહેલીજ વાર મળ્યુછે.

ડા૦ આઇમાએ માણેકજી કુપરે પ્રીનસ અને પ્રીનસેસ ઓફ વેલસનું જનમચરીત્ર લખયું છે તે ચોપડીને મધય કેળવણીની શાળાઓ માટે "પ્રાઇઝ એંડ લાઇબ્રેરી બુક" તરીકે ખરીદવાને મુંબઇના વીદયાધીકારીએ બહાલી આપી છે. તેમજ એની એક નકલ નામદાર પ્રીનસે કબુલ રાખી હતી.

નામદાર સરકારે લંડનની ઈંડિયન આફીસની સરકારી લાઇબ્રેરીમાં મેલવા માટે સુરતના મી૦ સોરાબશાહ હોરમસજી મારફતે ત્યાના પારસીઓના દાવરને પારસી અંજુમને લખી આપેલા મેહેજરો એ નામની છપાવલી ચોપડીની એક નકલ મોકલી આપવા ગયા દીસેમબર માસમાં જણાવયું હતું.

સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ, સર જહાંગીર કાવસજી જહાંગીર નાઇટ, શેઠ રૂસ્તમજી નાનાભાઇ બેરામજી જીજીભાઈ, શેઠ રતનજી જમશેદજી તાતા, શેઠ બાપુજી સોરાબજી પટેલ, શેઠ રતનજી દાદાભાઇ તાતા અને ડોકટર નાનાભાઈ નવરોજી કાત્રક મુંબઇની પારસી પંચાયતના ત્રસ્ટીઓ. સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, શેઠ હોરમસજી એદલજી આલબલેસ, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી, શેઠ મેરવાનજી મંચેરજી કામા અને શેઠ બમનજી દીનશાહ પીટીટ સામે પારસી પંચાયતના ત્રસ્ટ ડીડ સંબંધી જે દાવો માંડયો છે, તે દાવાને લગતી તપાસ નામદાર વડા જડજ આ. સર લોરેનસ જેનકીનસે વાદીઓ તરફથી થયલી આરજને અનુસરીને એકને બદલે બે જડજોએ કરવી એવો હુકમ ફરમાવયો હતો. તે મુજબ નામદાર જડજો આ. મી. જસટીસ દીનશાહ ધનજીભાઇ દાવર અને આ. મી. જસટીસ બીમનની બનેલી ખાસ કોરટ સનમુખ એ મુકદમો તા૦ ૭ મી ફેબરવારીથી હાઈ કોરટમાં નીકળયો હતો. આ મુકદમામા એક પારસી અને એક જરથોસ્તી કોણને કહેવો, દરેહમેહેરો તથા દોખમાઓને ઉપયોગ કરવાનો જુદદીન પારસીઓને કેટલો હક છે. પારસી પંચાયતનું બંધન શું છે અને પંચાયત હસતકની મીલકતોનો વહીવટ કેવી રીતે થવો જોઇયે તે વગેરે સવાલો ઉઠાવવામાં આવ્યા હતા. વળી વાદીઓએ આ મુકદમામાં એવો દાવો કરયો છે કે, કોરટે જાહેર કરવું કે પારસી પંચાયત હસતકની સથાવર તથા જંગમ મીલકતના ત્રસટીઓ તરીકે પ્રતીવાદીઓ કાયદાપુરવક નેમાયલા નથી. વધુ જાહેર કરવું કે નવા ત્રસટીઓની નેમણુંક કરવાની સતા મેળવનારા તા૦ ૪ થી ડીસેમબર ૧૮૫૧ અને તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૮૪ની તારીખનાં જે ત્રસટ દીડો થયલાં છે તે નકામાં અને રદ બાતલ છે. વધુ એમ જાહેર કરવું કે મજકુર સઘળી મીલકતોના નવા ત્રસટીઓ નેમવાની સતા હમેશાં મુંબઈની આખી પારસી કોમને હસતક રહેતી આવેલી છે અને હાઇ કોર્ટ પોતાને વાજબી લાગે એવી જે યોજનાઓ ઘડે તેની રૂએ એ સતાનો ઉપયોગ થવો જોઇએ. વધુ એ જાહેર કરવું કે તા૦ ૨૫ મી સપટેમબર ૧૮૮૪ ની તારીખનાં ત્રસટ દીડમાં ત્રણ દોખમાં, સગડીઓ તથા નસાખાનાના જે ત્રસટો જાહેર કરયા છે, ને કાયદાની રૂએ રદ બાતેલ છે કારણકે તે અસલ ત્રસટોથી જુદા પ્રકારના છે. જે ત્રસટોને આધારે પંચાયત મજકુર મીલકતો ધરાવે છે તે તપાસીને કોર્ટે જાહેર કરવાં, વધુ જાહેર કરવું કે પંચાયતે ૧૯૦૫ માં બહાર પાડેલું જાહેર નામુ, પસાર કીધેલા ઠરાવો તથા પ્રગટ કરેલી જાહેર ખબર રદબાતલ છે, મજકુર મીલકતોના તથા મજકુર દીડોમાં જણાવેલી બીજી સઘલી મીલકતોના વહીવટ માટે કોરટે એક યોજના ઘડવી અને મજકુર ત્રસટીઓમાંના જે કાયદા પુરવક ઠરે તેનો લાભ લેવાનો કયા આસામીઓને હક છે તે કોરટે જાહેર કરવું. આ કેશ કેટલાક દીવસો સુધી ચાલ્યા બાદ એ મુકદમાંના સંબંધમાં નામદાર કોરટે સુચના કીધી હતી કે ચોકસ શરતોએ સમજુતી કરવી તેથી તરસતી સાહેબોએ અનજુમનની એક જાહેર સભા તા૦ ૧૭ મી મારચે આલબલેસ બાગમાં બોલાવી હતી જ્યા સમજુતીની શરતો નહીં સવીકારવીને તેમજ એ કેશ સેવટ સુધી લડવાની હીમાયત અનજુમન તરફથી કરવામાં આવયાને લીધે એ કેશ પાછો આગલ લાંબો વખત સુધી ચાલ્યો હતો. જે ગયા એપ્રીલ મહીનાની ૧૩ મી તારીખે પુરો થવાથી તેનું જડજમેનટ નામદાર જડજોએ આપવાનું મુલતવી રાખ્યું છે.

મી૦ જમશેદજી ખરશેદજી તારાચંદે મુકતાદ ત્રસટ સંબધમાં બાઇ સુનાબાઇ અને બીજાઓ સામે હાઇ કોરટમાં એક દાવો માડયો હતો. જેની આ૦ મી૦ જસતીસ દીનશાહ ધનજીભાઇ દાવરે લંબાનથી તપાસ ચલાવીને પોતાનો ચુકાદો આપતા જરથોસ્તી ધરમ પ્રમાણે મુકતાદની ક્રીયા રવા હોવાથી અને તે આખી કોમને સામનય લાભ કરતી હોવાથી મુકતાદના ક્રીયા કામ માટે થયલાં ત્રસટોને કાયદા પુરવક ઠરાવ્યા હતા.

આજ કેટલોક વખત થયાં અમેરીકામાં જરથોસ્તી ધરમપર કુરબાન થયલા કેટલાક અમેરીકનોનો "માઝદયસનાન" નામનો એક ટોળો ઉભો થયો છે, જેઓ પોતાનું "માઝદયસનાન" નામનું એક માહવરી ચોપાનયું પણ પ્રગટ કરે છે અને જેઓએ જગેજગ યુરોપમાં માઝદયસનાન ધરમના શાક્ષણનો ફેલાવો કરવાનું માથે લીધું છે. આ ટોળાંએ અમેરીકામાં જુદે જુદે ઠેકાણે પાંચ આતશબેહેરામો બાંધવાનું હાલ ઠરાવયું તે માટેનું એક ફંડ ઉભું કરવામાં આવયું છે. તા૦ ૩૧ મી ડીસેમબર તેમજ તા૦ ૧ લી જાનેવારીનાં દીવસોએ ચીકાગોનાં ઉપલાં માઝદયસનાન ટોળાંએ ગાથા ગંબારો પણ પાળયા હતા. તેમાં આપણી તરફ થાય છે તેમ કશી પણ ખાણીપીણી કરવા વગર તે દીવસોએ પવીત્ર ભણતરો ભણી ધંબારોની ફીલસુફી સમજાવનારા ભાશણો કરવામાં આવયાં હતાં. આ મેળાવડાની આગેવાની મેડમ ઇવા મરાયા મોનટંગ માયરસે લીધી હતી અને ડાકટર ઓટોમન જેવણ ઝર–અદુશત–હનીમના નામે ઓળખાય છે તેવણે ઝંદ અને અવસ્તામાંથી બંદગી કરી તેની ઘટતી સમજ શ્રોતાજનોને આપી હતી.

મરહુમ રેવરંડ ધનજીભાઇ નવરોજી ૮૬ વરસની વયે તા૦ ૭ મી આગસ્ટે મરણ પામ્યા હતા તેવણે પોતાનાં મરણની ટુંક વખત આગમજ લખતાં જણાવ્યું હતું કે "હું પારસી તરીકે જનમ્યો હતો, અને હજી પણ હું સતર પાણીએ ધોએલો એક પારસી છું. ધરમ કે જે માણસ માટે સઉથી અગતનો છે તે સીવાય લોહીએ હું મારા ભાઈઓમાંનોજ એક છું તેઓને જેથી લાગણી થાય છે તેથી મને પણ થાય છે. તેઓની ખુશાલી અને ગમગીની તે મારી પણ છે. તેઓ માટે મને ચાહ છે, અને જો જરૂર પડે તો તેઓ માટે મારો જાન આપવાને હું તઇઆર થઇશ. જે કોમ ઘણાક સારા ગુણોને લીધે પુરવની કોમોમાં સઉથી હરોલમાં ઉભેલી છે. તે કોમને લગતો હોવા માટે હું મગરૂર છું".

ગુજરાતના જરથોસ્તીઓના મરણ વખતના અરસપરસનાં લાભના ફંડના યજદેઝરદી સને ૧૨૭૬ના સાલમાં વરસના રીપોરટ પરથી માલમ પડે છે કે એ સાલમાં કુલે ૩૨ મરણ, તથા ૧ મેમબર ડીફોલટર અને ૧૫ નવા મેમબરો થયા હતા. વલી ૩૨ મરનાર મેમબરોના નોમીનીઓને આપવાની રકમ રૂ૧૭૫૦૦ની થઇ હતી. તેમજ ૧૬ વરસની મુદતમાં ૭૮૩ મરનાર મેમબરોના નોમીનીઓને આપેલી રકમ રૂ ૬૭૭૩૪૭–૧૪–૧૧ની થઈ છે. ફંડની કુલે થાપણ રૂ ૧૯૪૫૦૭–૧૦–૦ ની છે જેમાં આ વરસમાં ફાજલ પડેલા રૂ ૩૭૦૧૩–૮–૯–ની રકમ આવી જાય છે.

મુંબઇના જરથોસ્તીઓનાં મરણ વખતનાં અરસપરસનાં લાભનાં ફંડનો યઝદેજરદી સને ૧૨૭૬ નાં સાલના રીપોર્ટ ઉપરથી માલમ પડે છે કે એ અરસામાં ૪૪ નવા મેમબરો દાખલ થયા હતા જયારે વરસની આખેરીએ સભાસદોની કુલે સંખ્યા ૧૩૮૦ ની હતી તથા ૯ સભાસદો એ ફંડ સાથનો સંબંધ છોડી ગયા હતા. એ સાલમાં ૬૪ સભાસદોનાં મરણો નીપજયાં હતાં. તેઓના નોમીનીઓને આપવાની રકમ રૂ ૪૫૬૦૦ ની થઈ હતી. નવાં ધોરણ મુજબ ફંડ ચાલુ કીધા પછીનાં સાત વરસના અરસામાં મરનાર મેમબરોના નોમીનીઓને પગાર કરેલાં નાણાની કુલે રકમ રૂ૩૭૭૭૦૦ જેટલી થાય છે. ફંડનો સઘળો ખરચ બાદ કરતાં રીપોર્ટવાળાં વરસમાં રૂ૧૯૯૧૩–૧૩–૮ નો વધારો રહયો છે, જે આગલાં ૭ વરસના વધારા સાથે લેતાં કુલે રૂ૧૪૬૮૬૬–૧૨–૧૦ થાય છે.

શેઠ એદલજી દીનસાહ સી. આઈ. ઇ. એ સથાપેલા કરાંચીનાં જરથોસતી રૂવાંનોને અવલમંજલ પોંહોચાડવાના ફંડનો, મરહુમ બાઇ બચુબાઇ નીરાશ્રીત તથા ધંબાર ફંડોનો તથા મરહુમ બાઇ સુનાબાઈ ચેરીટેબલ ફંડનો, મે ૧૯૦૭થી એપ્રીલ ૧૯૦૮ સુધી વરસ એકના હીસાબ ઉપરથી જણાય છે કે રૂવાનોને અવલમંજલ પોંહચાડવાના ફંડની થાપણનાં વયાજમાંથી આગલા વરસો માફક એક મોબેદ, નસેસાલારો તથા ખાંધીઆ રાખયા ઉપરાંત સગડીમાં દીવો કરવાનો, લાકડાં, સુખડ વગેરેનો સરવે ખરચ કરવામાં આવયો હતો. એ વરસમાં રૂ ૫૪૨ ભરાયા હતા, અને ૧૯ નાના તથા ૨૧ મોટા મલી ૪૦ રૂવાંનોને અવલમંજલ પોહચાડવામાં આવયા હતા. જયારે છેલ્લાં વીસ વરસમાં ૪૫૬ નાના અને ૩૫૮ મોટા મલી ૮૧૪ રૂવાંનોને અવલમંજલ પોંહોચાડવામાં આવયાં હતા. મરહુમ બાઇ બચુબાઇ નીરાશ્રીત ફંડમાંથી આ સાલ રૂપીઆ ૩૨૧ આપયા હતા. આ ફંડમાં શેઠ એદલજી દીનશા, સી. આઇ. ઈ. એ રૂ૬૦ ભરીયા કે ગરીબ જરથોસતીના છોકરાંની સકુલની ફી આપવી. જયારે બચુબાઇ ગંબાર ફંડમાંથી કદીમ ચોથો ગાથા ગંબાર કરવામાં આવયો હતો અને બેહેસતનશીન બચુબાઇની બાજને દીને ધરમક્રીયા કરી કુલ જરથોસતી બાનુઓનું ખાણું કરવામાં આવયું હતું. અને બાઈ સુનાબાઈ ચેરીટેબલ ફંડમાંથી કુલ જરથોસતી ગ્રહસ્થોના પાંચ ગંબાર કરવામાં આવયા હતા અને બેહેસતનશીન સુનાબાઈની બાજને દીને ધરમક્રીયા કરી કુલ જરથોસતી બાનુઓને ખાણું આપવામાં આવયું હતું. ઉપલા ચાર ફંડોની કુલ સીલક વરસની આખરીએ રૂ૧૨૦૬૬૩ હતી.

બરોડા રેલવે ઝોરાસટ્રીયન એસોસીએશનના સને ૧૯૦૭ના ૧૯ મા વરસના રીપોર્ટપરથી માલમ પડે છે કે એ વરસમાં ફાજલ સીલક તરીકે રૂ ૫૫૦૦ રહયા હતા અને ૬ મરણો નીપજયા હતા જયારે કુલે સભાસદોની સંખ્યા ૨૯૮ ની હતી. મંડલીની શરૂઆતથી આ વરસની આખેરી સુધીમાં ગુજરી ગયલા ૧૩૦ મેમબરોના નોમીનીઓને બેનીફીટ તરીકે મંડલી તરફથી કુલે રૂ૧૨૦૪૭૦ આપવામાં આવયા હતા. એ વરસમાં એકદર રૂ૯૧૭૬ ની આવક ઉપરાંત વયાજ વગેરેના મલી રૂ ૧૫૪૭ બીજા વધુ ઉપજયા હતા અને કુલે ખરચ રૂ૬૫૩ નો થયો હતો. જયારે આ વરસની આખરીએ મંડલીની નક્કી થાપણ રૂ૫૫૨૪૮ ની હતી.

બીલીમોરાની જરથોસતી અંજુમને ઉભાં કરેલાં ફંડોના સંવત ૧૯૬૧ ના સાલના હીસાબ ઉપરથી જણાય છે કે અંજુમન હસતકના સઘળાં ફંડોની જુમલે પુંજી વરસની આખેરીએ રૂ૧૬૨૫૨૯ ની હતી, જે સરકારી લોનો, મુંબઇ પોરટ ત્રસટ તથા ઇમપરૂવમેંટ ત્રસટના બાંડોમાં રોકાયલી હતી. એ સઘળી જામીનગીરીઓ અંજુમનના ત્રસટીઓ શેઠો રૂસતમજી મોટાભાઇ, મનચેરજી શાપુરજી તાતા, દાદાભાઇ ધનજીભાઈ, બરજોરજી નશરવાનજી મેંગુસી તથા બમનજી ધનજીભાઇના ભેગા નામો ઉપર છે.

મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામાના ધરમખાતાની સ્કુલના સ્થાપક શેઠ નશરવાનજી કામાની ૫૨ મી બાજ રોજ ૨૦ મો માહા ૩ જાને દીને હોવાથી મરહુમની યાદમાં એ સ્કુલના વીદયારથીઓને બપોરે કોટની મરહુમ શેઠ માણેકજી શેઠની વાડીમાં ખાણુ આપવામાં આવયું હતું તેમજ ચોપાટીની આંધળાં પાંગળા તથા ઇરાનીઓની ધરમશાળામાં રહેતા સઘળા જરથોસ્તીઓને પણ બપોરનું ખાણું આપી આશીદાદ આપવામાં આવી હતી.

સુરતની પારસી કોમના વડા મરહુમ સરદાર દાવર એદલજી ખરસેદજી મોદીજીની વરસી રોજ ૧૯ મો માહા ૪ થાને દીને હોવાથી મરહુમની બાજ શેઠ બમનજી નશરવાનજી કેરાંવાળાએ સુરતના ગોટીના આતશ આદરાનમાં કરી હતી તથા રાત્રે ઉપલા પાક મકાનમાં ખાણું થયું હતું.

મરહુમ ડા૦ કેખશરૂ નશરવાનજી બહાદુરજીની દશમાં વરસની બાજ રોજ ૫ મો માહા ૧૨ માને દીને હોવાથી મરહુમની યાદમાં જશનની ક્રીયા દસ્તુરજી કેખશરૂએ આલબલેસ બાગમાં એક મેલાવડા સનમુખ અત્રેના જાણીતા ફલોરીસ્ત શેઠ હોરમજી અરદેશર દુબાશની આગેવાની હેઠળ કરી હતી, જશનની ક્રીયા પુરી થવા પછી એ પારસી ગરીબ છોકરીઓની નવતજોત કરવા બાદ શેઠ સોરાબજી ફરામજી બેંકરના પ્રમુખપણા હેઠળ પ્રસંગને અનુસરતી વાયજા કરવામાં આવી હતી. આ મેલાવડાના ખાણા માટે રીનીસ કલબના મેનેજર મી૦ રતનજી મેસમેન જે બીનસવારથી મેહેનત કરેચ તે માટે એવણુને એક સોનાની વીટી ભેટ આપવામાં આવી હતી.

શેઠ બેહેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઈનસટીટયુશનના મરહુમ માનવંત સ્થાપક શેઠ બેહેરામજી જીજીભાઈ સી૦ એસ૦ આઇ૦ ની ૧૮ માં વરષની બાજ ગાથા પહેલાને દીને હોવાથી, મરહુમની યાદમાં બાજ અને જશનની ક્રીયા સાંજે એ ઇનસટીટયુશનનાં મકાનમાં કોલેજ યુનીયનના આશરા હેઠળ એ ખાતાંના શીક્ષકો, અને આગળા તથા હાલના વીદયારથીઓ તરફથી નાયબ દસતુરજી રૂસતમજી એદલજી સંજાનાની આગેવાની હેઠળ કરવામાં હતી. જે પછી દસતુરજી રૂશતમજી એ પારસીઓમાં ચાલતી કેટલીક ધરમ સંબંધી ગેરસમજુતીઓ અને ગેરરીતીઓ ઉપર યુનીયનના પ્રેસીડંટ ડા૦ અરદેશર એસ૦ ઇરાનીના પ્રમુખસ્થાન હેઠળ ભાપણ આપ્યું.

ધી બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇનસટીટયુશનના માજી પ્રીનસીપલ મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજી, એમ. એ. ની નવમા વરસની બાજ રોજ ૧ લો માહા ૧૦ માને દીને પડેલી હોવાથી એવણુની યાદમાં બાજ તથા જશનની ક્રીયા એ દીને સાંજના અનજુમનના આતશબેહેરામમાં નાયબ દસ્તુરજી મીનોચેહેર જામાસપજી જામાસપઆશાની આગેવાની હેઠળ કરાવવામાં આવયા પછી શેઠ ખશેદજી જમશેદજી બ. વહાડયાએ કુદરતના કારોબારમાં અઝલની અગતયતા ઉપર એક જાહેર ભાશણ આપ્યું હતું.

નવસારીના મોટા દેશાઈજી ખાનદાનનાં મુળ પુરૂશ મરહુમ દેશાઇ ટેમુલજી રૂશતમજીની ૧૮૦ મી બાજ રોજ ૭ મો માહા ૮ માને દીને હોવાથી તેની યાદમાં મરહુમના કુટંબીઓએ ઉભાં કીધેલાં ફંડમાંથી આ વરસથી જાહેર બાજ, જશન ત્યાંના આતશબેહરામમાં કામ ચલાઉ વડા દસ્તુરજી ફરામજી કેકોબાદજીની આગેવાની હેઠળ કરવામાં આવયું હતું. એ પછી એરવડ હોરમજી રૂશતમજી મીનોચેર હોમજીએ મરહુમ દેશાઇજીઓ ટેમુલજી તથા ખુરશેદજી ટેમુલજીએ પોતાના અમલમાં કોમ ઉપયોગી કેવા કામો કીધાં હતાં તેની ટુક વીગત કહી સંભળાવી હતી.

નવસારીના આગલા અકાબર મરહુમ દેશાઇજી ખુરશેદજી ટેમુલજીની ૧૨૯ માં વરસની બાજ રોજ ૧૨ મો માહા ૫ માને દીને હોવાથી એની એક દીવસ આગમજ નવસારી ખાતે જાહેર ઉગ્રાતનું જશન તથા ખાણું કરવામાં આવ્યું હતું. તેમજ બાજને દીને નવસારીમાં મરહુમ દેશાઇજીના કુટુંબીઓ તરફથી વકફમાં કાઢેલા વજીફાની આવકમાંથી જશન તથા ખાણું આપવામાં આવયું હતું. જ્યારે મુંબઇમાં પણ બાજને દીને જાહેર ઉગરાતનું જશન તથા ખાણું થયું હતું.

નવસારીના મરહુમ પેહલા દસ્તુર મેહરજીરાણાની ૩૧૭ માં વરસની પુરાણી બાજ રોજ ૮ મો માહા ૧૨ માં ને દીને હોવાથી મરહુમના કુટુંબીઓ તરફથી નવસારીની વડી દરેહમેહરમાં સવારના જશનની ક્રીયા તથા રાતે ત્યાંની ખુરશેદ વાડીમાં ઉધરાતનું ખાણું કરવામાં આવયું હતું.

નવસારીના મરહુમ વડા દસ્તુરજી દારાબજી મહીયારજી મેહરજીરાણાની વરસી રોજ ૧૫ મો માહા ૫ માને દીને પડેલી હોવાથી મરહુમની યાદમાં રોજ ૬ હાને દીને મરહુમના કુટુંબીઓની આગેવાની હેઠળ નવસારીની ખરશેદ વાડીમાં જાહેર ઉઘરાટથી જશન અને જમણ થયું હતું. તેમજ જુદે જુદે દીવસોએ બીજા ગ્રહસ્થો તરફથીબી બાજ કરવામાં આવી હતી.

અતરેની પુરાણી યુનીટી કલબના સેક્રેટરી શેઠ ખરશેદજી સોરાબજી વાહાડયાએ ૩૬ વરસ સુધી એ કલબની બજાવેલી સેવાની યાદમાં એવણની ઓઇલ પેંટ તસ્વીર એ કલબમાં એક મેલાવડો કરી તા૦ ૩જી નવેમબરે મુકવામાં આવી હતી. એ વખતે શેઠ રૂશતમજી કુવરજી શેઠનાએ શેઠ વાહાડયાની તારીફમાં કેટલુક વીવેચન કરયું હતું. તેમજ શેઠ વાહાડયાને આખી કલબ તરફથી રૂપાના વાઝો વગેરે ભેટ આપવામાં આવયા હતા.

મરહુમ એરવડ ભીખાજી રતનજી નરીમાનની ઓઇલ પેનટીંગ તસવીર તા૦ ૩૧મી દીસેમબરે નવસારીની સર કાવશજી જાહાંગીર જરથોસ્તી મદરેસાના છોકરાઓને ઇનામો વેહેચી આપવાના થયલા મેલાવડા વખતે પ્રમુખ સુબા સાહેબ રા૦ બા૦ માણેકલાલ શાકરલાલ દેશાઇએ એ મદરેસામાં ખોહલી મેલી હતી. જે વખતે શેઠ ખ. રૂ. કામાએ મરહુમની તારીફમાં કેટલુંક વીવેચન કીધું હતું.

ગોકળદાસ તેજપાલ હાઇ સ્કુલના માસતર મરહુમ શેઠ માણેકશાહની તસવીર ખુહલી મેલવાની ક્રીયા તા૦ ૮ મી મારચે એ સ્કુલના ત્રીજા વારસીક સોશીયલ ગેધરીંગના મેલાવડા વખતે પ્રીનસીપલ મી. ડી. જે. પાધયે કરી હતી. જ્યા મરહુમ શેઠ માણેકશાહના એક શીક્ષક તરીકેના ગુણોની સ્તુતી કરવામાં આવી હતી. એ સબી એવણના હાથ હેઠળ તાલીમ લીધેલા ચેલાઓએ ભેટ આપી છે.

નવસારીના વડા દસ્તુરજી દારબજી માહીયારજીની મોટા કદની સબી ત્યાના રહીશ શેઠ હીરજીભાઇ હોરમજી દેબુ નામના ચીતારાએ નવસારીના આતશબેહરામનાં હોલમાં મરહુમ દસતુરજીના પીતાની સબી પાસે રોજ ૮ મો માહા ૯ માને દીને મુકી હતી.

છોટા ઉદેપુરનાં મરહુમ એડમીનીસટ્રેટર શેઠ દાદાભાઇ હોરમજી નાણાવટીની સબી ખોહલી મેલવાની ક્રીયા નામદાર શેહેનશાહની સાલગ્રેહને દીને યાને તા૦ ૨૬ મી જુને ગોધરા ખાતે ત્યાની તાલુકદારી સકુલમાં રેવાકાંઠાના પોલીટીકલ એજનટ મી. આર. સી. બ્રાઉને કરતા મરહુમની ઝળકતી અને લોકપ્રીય કારકીર્દીની તારીફ કરી એવણે ૪૦ વરસ સુધી બજાવેલી સેવાની સ્તુતી કીધી હતી. એ સબી મરહુમના બેટા શેઠ જાહાંગીરે ભેટ આપી છે.

મરહુમ શેઠ નવરોજી રૂશતમજી કલયાણીવાળાએ અજમેરમાં બંધાવેલી દરેહમેહરની સાલગરેહ રોજ ૮ મો માહા ૧૧ માને દીને હોવાથી તેની ખુશાલીમાં અનજુમનનું જશન કરવા પછી અને એ દીને મરહુમ શેઠ નવરોજીની બાજ હોવાથી એ મરહુમ ગ્રહસથની તથા તેઓના પીતા શેઠ રૂશતમજીની મલી બે ઓઇલ પેંટીંગ તસવીરો ખુહલી મેલવામાં આવી હતી.

**પેટંટ**—શેઠ સોરાબજી ખરશેદજી આરસીવાળાએ તુટતા વીજળીક તારોને સલામતીથી વાપરવાનાં એક ઓજારની શોધ કરવા માટે અને શેઠો માણેકજી રતનજી દસ્તુર તથા શાપુરજી ધનજીભાઈ મીસ્રીએ રૂનાં જીનોમાં પોતે કીધેલાં સુધારાઓ માટે પેટંટ મેળવવાની હીંદી સરકારને અરજ કીધી હતી.

શેઠ ડોશાભાઇ માણેકજી વાહાડયાને કારડીંગ એનજીનોમાં સુધારા કરવા માટે, શેઠ પીરોશાહ બરજોરજી ગોદરેજને તીજોરીની બનાવટમાં સુધારો કરવા માટે, અને ડા૦ દીનશાહ પેસ્તનજી ઘડીઆળીને શાહી વીના લખવાની કલમની શોધ માટે તેમજ વીજળીક ભયંકર પ્રવાહો લઇ જતાં હવાઇ તારોના પડવાથી થતી જાન માલની ખરાબી અટકાવવાને લગતી શોધ માટે પેટંટ મલ્યાં હતા. તથા ડા૦ દીનશાહે યુનાઇટેડ કીંગડમ ઓફ ગ્રેટબ્રીટન, આયરલાંડ અને આઇલ ઓફ મેનનું એકલું પેટંટ મેળવવાની અરજી બ્રીટીશ પેટંટ ઓફીસને કરી છે.

---

# જાણીતા જરથોસ્તીઓના મરણો.

સુરતના જાણીતા ડા૦ સોરાબજી પેસતનજી ૫૬ વરસની વયે રોજ ૨ જે માહા ૧ લાને દીને મરણ પામયા હતા. એવણે પોતાની સરકારી નોકરી દરમયાન સુરતની સર કાવસજી સીવીલ આસપીટલમાં પા સદી ઉપર થઈ ગયલા યુરોપીયન સરજયનોના હાથ હેઠળ વઈદાંની તાલીમ મેળવી પારેખ ડીસપેનસરી અને વલસાડની સર દીનશાહ પીટીટ ડીસપેનસરીમાં પણ કામ કરયું હતું. મરહુમે અમદાવાદની ધી બેહેરામજી જીજીભાઇ મેડીકલ સ્કુલમાં અભયાસ કરી સને ૧૮૮૩ ના મારચ માસમાં સુરત નાનપરામાં ખાનગી ડીસપેનસરી ઉઘાડવા બાદ ઝાંપા બજારમાં પણ દવાખાનું ખોલ્યું હતું. મરહુમ મી૦ ઇબરાહીમ નુરદીનને નામના સુરત ઝાંપામાં ઉઘાડેલા મહોમેદન ધરમાદા દવાખાનામાં મરનારને તેમની ખાનગી પ્રેકટીસ ઉપરાંત રૂ. ૧૫૦ ના પગારે તબીબ તરીકે થોડા વરસ થયા નેમવામાં આવયા હતા. જે જગયા ઉપર મરતાં સુધી એવણે ઘણી સારી રીતે કામ કરી પારસી, વોહરાઓ વગેરેની સારી પ્રીતી મેલવી હતી.

જોધપુરના જાણીતા વેપારી શેઠ લીમજીભાઇ એદલજી ભાજીવાળા ૬૯ વરસની ઉમરે રોજ ૮ મે માહ ૧ લાને દીને મુંબઈમાં હક થયા હતા. મરહુમે પોતાનો પગપેસારો પહેલવહેલો મારવાડ તથા તેની આસપાસના ગામોમાં કીધો હતો જે વખતે પારસી કોમ તે તરફ જાણમાં હતી નહી. એવણ મેસરસ લીમજી એદલજીની કંપનીને નામે આજે ચાળીસ વરસ થયાં જનરલ વેપારી અને આબકારી કનત્રાકટર તરીકે ધંધો કરતા હતા, અને રાજા રાજવંશીઓ અને અમલદારો સાથે મીત્રાચારી ધરાવતા હતા. લાંબો વખત થયાં જોધપુર અને બીકાનેર અને તેની આસપાસનાં ગામોનો આબકારી મકતો તેઓએ પોતાને હાથ કરી લીધો હતો.

.બાઇ દીનબાઈ તે અતરેની પારસી ફીવર હાસપીટલના વડા તબીબ તરીકે કાંઇ પણ હાંસલ વગર વરસો સુધી કામ કરનાર જાણીતા ડા૦ સોરાબ ખરશેદજી નરીમાનના ધણીયાણી ૪૦ વરસની જવાન વયે રોજ ૧૧ મે માહા ૧ લાને દીને એક બુચીનો જનમ આપવા પછી થોડા દીવસમાં મરણ પામ્યા હતા. મોટા દાકટરોની ચાંપતી સારવાર છતા મરહુમ ટુક માંદગી ભોગવી મરણ પામ્યા હતા. ડા. નરીમાન તરફ સરવેની દીલશોજી ખેંચાઇ હતી.

મોબેદ રૂસતમજી હોરમજી દાદાચાનજી ઉરફે શીરામ ૮૮ વરસની ઉમરે રોજ ૧૨ મે માહા ૧ લાને દીને મરણ પામ્યા હતા. એવણે તવડી ગામના વડા પંથકી તરીકે તેજ ગામમાં રહીને પોતાની જીંદગીનો થોડોક વખત આગમજ સુધી મોબેદીનો ધંધો કરતા હતા, અને એવણે લગભગ સેવટ સુધી સારી તનદરોસતી વાપરી હતી. આટલી બુઢ્ઢોરગ ઉમર છતાં સેવટ સુધી તવડીથી બે નદી ઓળંગીને નવસારી વેર ચાલીને ઘણી સહેલથી આવજાવ કરતા હતા. હડખાં કુતરાનું ઝેર કોઇને લાગયું હોય તો તે ઉતારીને સારૂ કરવાનો ટુચકો એ મરહુમ પાસે હતો, જેથી તેવા ઘણા દરદીઓ ગામેગામથી તેમની પાસે એ ઉપાય કરવા જતા હતા.

બાઇ માંણેકબાઇ તે દખણ હેદરાબાદવાળા મરહુમ શેઠ નશરવાનજી સોરાબજી ચીનાઈના વીધવા ૮૬ વરસની વયે રોજ ૨૦ મે માહા ૧ લાને દીને સીકંદરાબાદ ખાતે મરણ પામયા હતા. મરહુમ પોતાની જાહેર તેમજ ખાનગી સખાવત માટે જાણીતા હતા. એવણની છેલ્લી સખાવત હેદરાબાદ ને ચંદરઘાટની દરેહમેહરનું મકાન બંધાવી આપવાની હતી. મરહુમની પાયદસત વખતે લાના ઘણા જરથોસતીઓ હાજર થયા હતા.

શેઠ ફરામજી જમશેદજી વસભગરા ૬૩ વરસની વયે રોજ ૨૫ મે માહા ૧ લાને દીને હોંગકોંગ ખાતે મરણ પામયા હતા. એવણ ૩૫ વરસની વયે પેહલવેહલા હોંગકોંગ ગયા હતા જયાથી પાછા મુંબઇમાં દોઢ વરસની વાત ઉપર માત્ર એક વખત આવી ગયા હતા. મરહુમ હુંડી અને નોટના દલાલ તરીકે ત્યા ધંધો કરતા હતા અને પોતાના હસમુખા સવભાવને લીધે સરવે વેપારીઓમાં ઘણા પંકાઇ ગયા હતા. એવણ ચીનાઇ ભાષા ઘણીજ સરસ રીતે બોલી શકતા હતા. મરહુમ મહસથ ઘણા પહરેજગાર હોવાથી મીત્ર મંડલમાં એવણ 'અલ્લાં' ના નામેજ ઓળખાતા હતા.

અત્રેના જાણીતા શેહેરી મરહુમ શેઠ સોરાબજી શાપુરજી બંગાળી સી. આઈ. ઇ. ના વીધવા બાઇ બચુબાઈ ૭૪ વરસની વયે રોજ ૧૦ મે માહા ૨ જાને દીને મરણ પામયા હતા. મરહુમ બાઈ બચુબાઈ મરહુમ શેઠ પેસતનજી હોશંગજી વાડયાના બેટી થતાં હતાં અને પોતાના જમાનાના બરની કેળવણી

લેવા પછી યોગય વયે મરહુમ શેઠ સોરાબજી સાથે પરણુયા હતાં. પોતાના ભરથારની દરેક સખાવતી તેમજ ધરમ સંબંધી તથા બીજા જાહેર કામોમાં હમેશાં તેઓ સારી મદદ આપતાં હતાં અને પોતાના ભરથારના મરણુ પછી જોકે તેઓ એકાંત જીંદગી ગુજારતાં હતાં. તોપણુ લાયકોને પોતાથી બનતી મદદ કરવા તથા કન્યા કેલવણીના કામોને ઉતેજન આપવાને ચુકતાં હતાં નહી. તેઓના માનમાં કોટની તેમજ ચરનીરોડપરની કનયાશાળાઓ બંધ રાખવામાં આવી હતી.

પુણાના રહીશ શેઠ નશરવાનજી નવરોજજી ભરૂચા ૬૦ વરસની વયે રોજ ૨૬ મો માહા ૨ જાને દીને પુણા ખાતે મરણુ પામયા હતા. મરનારે જી. આઈ. પી. રેલવેના ઇજનેરી ખાતાંમાં વરસો સુધી હેડ કલારકનો ઓધો માન સહીત ભોગવયો હતો, તથા ફોરબસ કંપનીની આઇસની એજંસી એમના હાથમાં આજ વરસો થયા ચાલુ હતી. મરહુમની પાયદસત ક્રીયા વખતે તેમના માનમાં એક મોટી મીજલસ ભેગી મળી હતી.

ડાકટર બેહેરામજી નવરોજજી દારાબશેઠ ૭૧ વરસની ઉમરે રોજ ૨૮ મો માહા ૨ જાને દીને હક થયા હતા. મરહુમે ૧૮૬૦ ની તા૦ ૧૬ મી એપ્રેલે તબીબની સેવટની પરીક્ષા પસાર કરી તબીબી ધંધો ચાલુ કીધો હતો. મરહુમ ડાકટર બેહેરામજીએ ૧૮૬૩ માં 'ટાઇફોઇડ ફીવર' વીશે એક નીબંધ વાંચી ગ્રાંટ મેડીકલ કોલેજની સોસાયતીનું ધ્યાન ખેચ્યું હતું. એઓની ધરાકી અસલથીજ લક્ષાપતી હીંદુ શેઠયાઓને તયાં હતી. ૧૮૬૫ ની શરૂઆતમાં શેઠ કેશવજી નાયકે પાલીતાણામાં દેહેરૂં બાંધયું તેની ક્રીયામાં હજારો માણસો એકઠાં થવાથી કાંઇ રોગ ફાટી નીકલે તો તેમા મદદ કરવા શેઠ કેશવજી પોતાને ખરચે મરહુમને અને દવાનો મોટો જથો લા લઈ ગયા હતા. એજ સાલમાં નામદાર સરકારે એવણુને સુલેહના અમલદારનું માન આપયું હતું. એવણુ ૧૮૬૬ માં બેંક ઓફ ઈંડયાના લીકવીડેટર તથા બોંબે યુનાઇટેડ મીલના ડાયરેકટર નેમાયા હતા. ૧૮૬૭ના જાનેવારીથી મુંબઇની મયુનીસીપાલીટી તરફથી કોટ વીભાગના જનમ અને મરણુ નોધવા રેજીસ્ત્રાર તરીકે એવણુની નેમણુક થઈ હતી અને તે કામ કેટલાંક વરસો સુધી એવણે ચલાવયું હતું. ૧૮૭૩ માં એઓ પહેલવહેલા ઈંગલંડ ગયા હતા અને તે પછીથી ઈંગલંડની ઘણીક સફરો કીધી હતી. ૧૮૭૫ માં એવણુ મુંબઇ યુનીવરસીટીના ફેલો નેમાયા હતા. છેલ્લાં થોડાંક વરસ થયાં એઓ તબીબી ધંધામાંથી રીટાયર થયા હતા. એવણે બેંગલોર મધે 'લેડી કરઝન આસપીટલને' લગતું ઓરતો અને બાળકો માટેનું એક દવાખાનું પોતાનાં મરહુમ ધણીઆણી બાઈ આવાંબાઇના નામથી બાંધવાને રૂ૫૦૦૦ આપયા હતા અને તે તઈયાર થવાથી તા૦ ૧૫ મા આગસટ ૧૯૦૫ થી ખુલ્લું મુકવામાં આવયું છે.

આપણા આગેવાન અને માનવંત શેહેરી ઓનરેબલ સર ફીરોજશાહ મેરવાનજી મેહેતાનાં મોહોરદાર તથા મરહુમ શેઠ બેહેરામજી ફરદુનજી મરઝબાનનાં દીકરી લેડી પીરોજબાઇ (દીનબાઇ) ૫૮ વરસની વયે નબળા હરદયના દરદથી થોડા દીવસની બીમારી ભોગવી રોજ ૩૦ મો માહા ૨ જાને દીને ગુજર પામયાં હતા. મરહુમ બાઇએ પોતાના સાલેસ ગુણો, ભલી લાગણી, તેમજ મળતાવડા સ્વભાવથી સઘલે ઠેકાણેથી માન મેલવયું હતું. એવણુ પોતાના માનવંત ભરથારની મોટી કીરતી તેમજ ઉંચી પદ્વી છતાં બહુજ રાંક ખત્રાસનાં અને સાદાઇને હમેશ ચાહનારાં બાનુ હતાં. મરહુમની પાયદસતની ક્રીયા વખતે મરહુમને છેલ્લું માન આપવા પારસીઓની એક મોટી મીજલસ એકઠી મલવા ઉપરાત બીજી કોમના ઘણાંક ગ્રહસ્થો હાજર થયા હતા. તેમજ મરહુમના ઉઠામણાની ક્રીયાબી જુદા જુદા દેશાવરો ખાતે કરવામાં આવી હતી. આ માઠા બનાવથી સર ફીરોજશાહ તરફ સઘલે ઠેકાણેથી મોટી દીલસોજી પ્રગટી નીકળી હતી. વલી તા૦ ૧૪ મી નવેમબરે કોરપોરેશનની મલેલી સભામાં પ્રમુખે મરહુમના મરણુ માટે સભાસદો તરફથી દલગીરી જાહેર કીધી હતી. તેમજ તા૦ ૧૭ મી નવેમબરે અત્રે મલેલી આરયન સોશીયલ યુનીયનની સભામાં તથા રાજકોટ ખાતે જનહીત પ્રસારક સભામાં અને એવી બીજી સભાઓમાં મરહુમના મરણુ માટે દલગીરીના ઠરાવો પસાર કરવામાં આવયા હતા.

મરહુમ બાઇ મેહરબાઇ તે મરહુમ શેઠ નશરવાનજી કાવશજી વાચ્છાગાંધીનાં વીધવા તથા મરહુમ શેઠ માણેકજી સોરાબજી વાંચ્છાગાંધીના બેટી ૭૩ વરસની વયે રોજ ૨ જો માહા ૩ જાને દીને મરણુ પામયા હતા. મરહુમ જો કે માતબર મહીરાં તેમજ માતબર સાસરામાં ઉછરેલાં હોવા છતા પોતાની સાદાઈ મીલનસારપણું ગરીબો તરફની દયા વગેરે ઉમદા ગુણોને વળગી રહયાં હતાં અને પોતાના મરણુ સુધી કુટુંબની એકસંપી જાળવી રાખી હતી. એવણુ સાલેસ, દુરઅંદેશ તથા દયાળુ દીલના હોવાથી લોકપ્રીય થઇ પડયાં હતાં. મરનારે પોતાનાં બચાંઓને ઉંચા પ્રકારની, સોસાયટીને લાયકની તાલીમ આપવા સાથ તેઓ સઘળાંઓમાં તેવણે મીલનસારપણું, ગરીબો તરફની

રાક, અકેક તરફનાં માન, વીશવાસ અને હેતની લાગણીઓ ખીલવી હતી કે જેનાં મીઠાં ફળ મરનારે પોતાનાં મોતની છેલી ઘડી સુધી ભોગવયાં હતાં. મરહુમ બાઇ મેહરબાઈ સાંજ વર્તમાનના માલેક શેઠ રૂસતમ વાચ્છાગાંધીનાં માતાજી થતાં હતાં.

ડા૦ ધનજીશાહ જામાસજી બેરામજી ભાવનગર ખાતે રોજ ૧૩ મો માહા ૩ જાને બેહસ-તનશીન થયા હતા. એવણ ૨૦ વરસ સુધી ત્યાના સટેટમાં હતા અને ભાવનગર, મહુવા ડીસ્ત્રીકટ તથા સીહોરમા ડાકટર તરીકે ઘણી બાહોશીથી કામ કીધું હતું. આ દરેક સટેશને તેવણ ગરીબને તયાં ફી પણ લેતા ન હતા અને ઘણી વખત ખોરાક માટે પોતાના ખીસામાંથી પઇસા આપતા હતા. મરનારે પોતાની હઇયાતીમાં કેટલાંક સખાવતનાં કામો પણ કરયાં હતાં.

શેઠ પોંચાજી પેસ્તનજી પોહચા પુણા ખાતે ૨૨ વરસની જવાન વયે રોજ ૫ મો માહા ૪ ઠાને દીને મરણ પામયા હતા. મરહુમ મુંબઇમાં છેલ્લી બી. એ. ની પરીક્ષા આપવા આવ્યા હતા અને પાછા પોતાને વતન પુણા ખાતે ગયા પછી એવણ ન્યુમોનીયાની અસરથી પતકાઈ પડયા હતા અને છેલ્લે એથી એવણનું મરણ નીપજ્યું હતું. આ જવાન ગૃહસ્થ મલતાવડા સ્વભાવના તથા લાયકીવાલા હતા અને સ્કુલ તથા કોલેજમાંનો અભીયાસ વખાણવા લાયક હતો. મનની કેલ-વણી સાથે તનને પણ સારી કસરત આપતા હતા. મરહુમ સર દી. મા. પીટીટ પારસી જીમ-ખાનાના એક સભાસદ હોવાથી એવણના માનમાં પુણા ખાતે પારસી જીમખાતું બંધ રાખ-વામાં આવયું હતું.

શેઠ સોરાબ ફરામજી કોમીસરીએટવાલા બી. એ. ૨૨ વરસની જવાન વયે રોજ ૬ ઠો માહ ૪ ઠાને દીને મરણ પામયા હતા. મરહુમને થોડુંક થયુ ખદીનું બુરૂ દરદ લાગું પડવાથી એવણના માતાજી બાઇ બાનુબાઇએ પોતાના બેટાની જીંદગી બચાવવા જર અને જેહમત ખરચવાને કાંઇબી બાકી રાખ્યુ હતું નહીં. પણ અંતે આ બુરા મરજને શરણ થઇ મરહુમ દેવલાલી ખાતે મરણ પામ્યા હતા. જયાથી મરહુમના રવાનને સ્પેસીયલ ત્રેનમાં મુંબઈ લાવવામાં આવયું હતું અને બીજે દીને અતરે પાયદસત કાઢવામાં આવી હતી. મરનાર એક બહુ મળતાવડા, હસમુખા જવાન હતા અને ક્રીકેટ, ટેનીસ, રાઇડીંગ વગેરે સપોરટસના શોખીન હતા. લોનટેનીસની રમતમાં માથેરાનમાં ઈંગ્રેજ ખેલાડીઓ સામે તેવણે બહુ સારો દેખાવ કરી ઘણાંક ચાદીના કપો જીતી ગયા હતા. તેમજ મરહુમના માનમાં માથેરાન ખાતેની તેનીસ કોરટ પણ બંધ રાખવામાં આવી હતી. બી. એ. ની પરીક્ષા સુધી તેમની કારકીરદી એવી સરસ હતી કે મરહુમનાં ભવીશય માટે ઘણી સારી આશાઓ રાખવામાં આવતી હતી. કોલેજમાંથી બાહેર પડયા પછી પોતાના ભાઇ જોડે "જમશેદ મીલમાં" જોડાઇ વેપારની સવતંત્ર લાઈન અખતયાર કરી હતી પણ જીંદગીએ તેવણને યારી આપી નહી.

લાહોરના પુરાણા પારસી રહીશ તથા તયાંના એક આગેવાન વેપારી શેઠ આર. એચ. મોદી ૭૬ વરસની બુઝરગ વયે રોજ ૭ મો માહા ૪ ઠાને દીને તયાં મરણ પામયા હતા. એવણ ૧૮૪૨ ની અફગાન લડાઈ વખતે બ્રીટીશ લશકર જોડે કાબુલ જઈ મોટી બહાદુરી દેખાડી હતી તેમજ તે વખ-તના ઘણાક અફઘાન ઉમરાવોના સમાગમમાં પણ આવયા હતા. મરનારની પાયદસતની ક્રીયામાં લાહોરના જરથોસતીઓએ મોટી સંખયામાં હાજરી આપી હતી.

બાઇ શીરીનબાઈ તે ખા૦ બા૦ સરદાર દોરાબજી પદમજીના વીધવા રોજ ૧૩ મો માહા ૪ ઠાને દીને પુરંધર ખાતે મરણ પામયા હતા. જયાથી મરહુમના રવાનને પુણા ખાતે લાવી બીજે દીને પાયદસતની ક્રીયા કરવામાં આવી હતી, એ વખતે જરથોસતીઓની મોટી સંખ્યા હાજર થઈ હતી તથા મુંબઇથી પણ ઘણા ગ્રહસ્થો મરહુમને સેવટનું માન આપવા ગયા હતા. મરહુમ બાઇ શીરીન-બાઇના ગમખાર મરણથી પુણા વાસીઓમાં ભારે ગમગીની પેદા થઇ હતી કારણ કે મરનારના મળતાવડા સવભાવે તેમજ સખીવજીદ ઉમદા લાગણીએ એવણને પુણાવાસીઓમાં ઘણા માનીતાં કરયાં હતા.

જુનાગઢના ચીફ જસટીસ શેઠ ડોસાભાઈ ખરશેદજી ગાંધી, ૪૨ વરસની વયે રોજ ૧૩ મો માહા ૪ ઠાને દીને જુનાગઢમાં મરણ પામ્યા હતા. જયાથી મરહુમના રવાનને રાજકોટ લાવી દખમે ચઢાવવામાં આવયું હતું. મરહુમ શેઠ ડોસાભાઇ ૧૮૮૬ માં બી. એ. થવા પછી ૧૮૯૧ માં એલ. એલ. બી. થઇ અતરે વકીલનું કામ કરતા હતા. ૧૮૯૪ ના ફેબરવારીમાં એવણ જુનાગઢનાં માજી સ્ટ્રેટ નેમાયા બાદ ૧૮૯૫ ના જાનેવારી માસમાં ત્યાંની પ્રભાસ પાટણની પહેલા વરગની અદાલતના એવણને મુનસફ નેમીયા હતા. જે પછી મરહુમ તયાંના ચીફ જસટીસ નેમાયા હતા, એવણના

ઇનસાફથી નવાબ સાહેબને તથા અમલદારોને ઘણો સંતોશ મળયો હતો અને છેલ્લાં ૧૪ વરસ એવણે જુનાગઢમાંજ કહાડયાં હતાં. મરનાર ઘણા સથીર સવભાવના અને એક ખાનદાની ગ્રહસ્થ હતાં. એવણના મરણથી તેમનાં કુટુંબ ઉપર આવી પડેલાં દુઃખ માટે તેમને દીલાસો દેવા જુનાગઢના આગેવાન ગ્રહસથો મરહુમને ઘેર તા૦ ૨૮ મી ડીસેમબરે ગયા હતા. વળી રાજયની નયાય ખાતાંને લગતી બધી ઓફીસો મરહુમના માનમાં બંધ રાખવામાં આવી હતી તથા રાજયના નયાય ખાતાંના સલાહકાર મી૦ કલ્યાણરાય જેઠા બક્ષીએ કોરટમાં શેહેરના આગેવાન ગ્રહસથો તથા વકીલો સનમુખ મરહુમના ઉતમ ગુણોની તારીફ કરી હતી. ત્યાર બાદ વકીલોની સભા ભરવામાં આવી હતી જેમાં મરહુમના વીધવા ઉપર દીલસોજીનો સંદેશો મોકલવાનો ઠરાવ પસાર કરી મરહુમની યાદગીરી કાયમ જાળવવાં માટે એક ફંડ ઉભું કરવાનો ઠરાવ કરવા પછી સભા વીસરજન થઈ હતી.

ગાયકવાડી રાજયમાં ફોજદારનો ઓધ્ધો ધરાવતા શેઠ ભીખાજી કાવસજી કાંગા મુંબઈમાં ૬૨ વરસની વયે રોજ ૨૪ મો માહા ૪ ઠાને દીને મરણ પામયા હતા. તેઓ નવસારીના રહીશ અને અથોરનાન કુટુંબના હતાં. પોતાની કેળવણી તેઓએ ત્યાંની સર કાવસજી જહાંગીર મદરેસામાં લીધી હતી અને એ મદરેસામાંથી જે પહેલા ત્રણ ઉમેદવારોને મેત્રીકયુલેશનની પરીક્ષામાં મોકલવામાં આવેલા તેમાં મરનાર એક હતા. મેત્રીક થવા પછી થોડો વખત વકીલાતનો અભયાસ કરવા બાદ તેઓ શીક્ષક તરીકે ઉપલીજ મદરેસામાં રહયા હતા. તે પછી પોલીસ ખાતામાં ગાયકવાડી નોકરીમાં જોડાયા હવા. તેઓ સવતંત્ર અને છુટા વીચારનાં હતા.

શેઠ બેરામજી પેસતનજી મેહતા ૪૨ વરસની વયે હરૂદયના દરદથી રોજ ૨૭ મો માહા ૪ ઠાને દીને મરણ પામયા હતા. મરહુમ અતરેના જાણીતા માસીક ચોપાન્યાઓમાં તેમજ અતરે પ્રગટ થતા ઘણા ન્યુસોમાં ઘણીક રસીલી પારસી સંસારી તેમજ હીંદુ સંસારી, તવારીખ દંતકથા વગેરેને લગતી વારતાઓ લખતા હતા. મરહુમના લખાણોમાં કાંઈ ઓર ઝમક દીપી નીકલતી હતી અને તેમની કલમથી લખાયલી વારતાઓ અને બાબદો વાંચનારને ખેંચી રાખતી હતી. મરહુમને હાથે લખાયલી વારતાઓમાં ગરીબાઈમાં તવંગરી, મનીપુરની મહારાણી વગેરેની વારતાઓ વાંચનારાઓમાં સારી વીખયાતી મેલવવા પામી હતી. મરહુમ ગ્રહસથ બહુ મલતાવડા સવભાવના હોવા ઉપરાંત એક ચુસ્ત ફ્રીમેસન હતા.

શેઠ અરદેશર રૂસતમજી લીંબુવાલા ૫૫ વરસની વયે રોજ ૨૯ મો માહા ૪ ઠાને દીને મરણ પામ્યા હતા. અતરે ૪૦ વરસ થયા શેઠ નવરોજી ખરશેદજી લીંબુવાળાને નામની પેઢીથી મરહુમ ઈમારતી લાંકડાનો વેપાર ચલાવતા હતા. એવણના મરણ માટે દીલસોજી દેખાડવા સારૂ ઇમારતી લાકડાંના વેપારી મીઆં મહમદહાજી જાનમહમદ છોટાણીની ટાંક બંદરમાં આવેલી વખારની ઓફીસમાં તા૦ ૧૨ મી જાનેવારીએ સરવે વેપારીઓની એક સભા મળી હતી. તેમાં મરહુમના ગુણોની તારીફ કરયા પછી મરહુમનાં મરણની નોંધ લેવામાં આવી હતી. તથા સરવાનુમતે તા૦ ૧૪ મીને દીને મરહુમનાં માનમાં બંદર બંધ રાખવાનો તથા તેમના કુટુંબને સરવે જણાએ સાથે મળી દીલસોજી આપવા જવાનો ઠરાવ કરયો હતો.

બદનેરાની બીરાર મીલનાં મેનેજર શેઠ હોરમસજી મેરવાનજી વજીફદાર ૪૯ વરસની વયે રોજ ૧૦ મો માહા ૫ માને દીને નવસારી ખાતે ગુજરી ગયા હતા. મરનાર નવસારીના વતની અને ભગરીઆ અથોરનાન હોવાથી તેઓને ભગર ટોળાની ઘણી દાઝ હતી. બદનેરા મીલમાં મેનેજરના ઓધાપર હોવાથી પોતાના લાગવગથી ઘણા જરથોસતીઓને નોકરીએ લગાડયા હતા. વળી મરનાર ઉમરાવતી અને બદનેરાની અનજુમનના એક સેક્રેટરી હોવાથી મરહુમના ઉઠમણાની ક્રીયા પણ બદનેરા ખાતે કરવામાં આવી હતી તેમજ ત્યાંની અનજુમને મરહુમના કુટંબ ઉપર દીલાસાનો તાર પણ મોકલાવયો હતો. એ ઉપરાંત મરહુમના અકાલ મરણની નોંધ અનજુમનના દફતર ઉપર નોંધવા માટે ત્યાંની પારસી અનજુમનની એક સભા તા૦ ૫ મી એપરીલે ત્યાંની દરેહમેહરમાં શેઠ બમનજી ઉકરજી આકોલાવાલાના પરમુખપણા હેઠળ મલી હતી. એ વખતે શેઠ રૂસતમજી હોરમજી પ્રીનટરે મરહુમ શેઠ હોરમજીએ સેક્રેટરી તરીકે અનજુમનને આપેલી કીમતી સેવાઓની સ્તુતી કરી ત્યાં બંધાયલી દરેહમેહર, હાસપીટાલ, દખમું તેમજ બીજા ધરમના મકાનો વગેરે સારૂ મરહુમે આપેલી કીમતી મદદની તારીફમાં વીવેચન કીધું હતું. મરહુમે આપેલી મદદની કદરસનાસીમાં એવણની એક તસવીર ત્યાંની દરેહમેહરમાં વીસ વરસપર અનજુમને મુકી હતી.

થાણાના આગેવાન શેહેરી શેઠ નવરોજી જમશેદજી આંટીઆ ૬૬ વરસની ઉમરે રોજ ૧૨ મો માહા ૫ માને દીને મરણ પામયા હતા. તેઓએ પાંત્રીસ વરસ સુધી નોકરી બજાવી અને ૧૯૦૦ માં

મેસરસ ગ્રીનહલે બુમની કંપનીની નોકરી છોડી હતી, જે વેળા તેઓ વડા ખજાનચીના ઓધા ઉપર હતા. એવણે ભરૂચ તથા નાશક જીલ્લાઓનો બે વરસ સુધી તથા અહમદનગરનો છેલ્લાં આઠ વરસ સુધી આબીણુનો મકતો રાખ્યો હતો. છેલ્લાં થોડાંક વરસ થયાં મરહુમે સોડાવોટર બનાવનારી મેસરસ પાલણજી હીરજી એન્ડ સન્સની પેહેડીનો પણ વહીવટ ચલાવયો હતો. થાણા શેહેરની મયુનીસીપાલીટીના તેઓ કેટલાંક વરસ સુધી એક સભાસદ હતા તથા સને ૧૮૯૨-૯૩ નાં મેહેસુલી વરસમાં કેટલાક મહીના સુધી પ્રમુખ તરીકે એવણે કામ બજાવયું હતું. સને ૧૮૮૦ નાં વરસથી પોતાનાં મરણ સુધી તેઓ મુંબઈની મેત્રીમોનીએલ કોર્ટના એક ડેલીગેટ હતા. એવણ થાણાંની પારસી પંચાયતના ત્રસ્તી અને આનરરી સેકરેટરી તથા એક ચુસત ફ્રીમેસન હતા. વળી એવણે મુંબઇની ડીસ્ત્રીક્ટ ગ્રાંડ લોજના સીનીયર ડીકનનો ઓધો પણ ભોગવયો હતો.

રાંદેરના વતની અને સુરતના એક જાણીતા હાડવઇદ શેઠ નશરવાનજી ખરશેદજી રાંદેલીયા ૭૩ વરસની વયે સુરત ખાતે રોજ ૧૮ મો માહા ૫ માને દીને મરણ પામયા હતા. મરનારે પોતાની હયાતીમાં પોતાના વતન રાંદેરમાં દર વરસે એક ધંબાર કરવા રૂ૨૦૦૦ તથા રાંદેરના અશો ફ્રોહરના ફંડમાં રૂ ૧૦૦૦ તેમજ તયાંની દોખમાં આગળની સગડીમાં દીવો તથા કાઠી માટે રૂ૧૦૦૦ આપયા હતા. વળી સુરતના પેગમબર અશો જરથોસતના દીસાના નયાતના જમણ ફંડમાં મરનારે રૂ ૧૦૦૦ આપવા ઉપરાંત મરનારે કેટલીક પરસુટણ સખાવતો કીધી હતી.

અતરેના જાણીતા તબીબ ડા૦ એદલજી નશરવાનજી જી. જી. એમ. સી. ૭૦ વરસની વયે રોજ ૨૩ મો માહા ૫ માને દીને મરણ પામ્યા હતા. મરહુમ તબીબ સુવાવડ તથા વહાડકાપની વીદયામાં ઘણા કુશળ હતા, તેથી એવણની ઘરાકી એવડી મોટી હતી કે ખાધાની પણ ફુરસદ મળતી નહી હતી. એવણે ૧૮૫૪ માં ગ્રાંટ મેડીકલ કોલેજમાં દાખલ થઇ પહેલાં બે વરસ રૂ ૧૫, ત્રીજે વરસ રૂ, ૨૦ અને ચોથે વરસ રૂ ૨૫ ની સકોલરશીપ મેળવી હતી. જયારે એવણ કોલેજના ચહડતા વરગમાં અભયાસ કરતા હતા તે વખતે આ શેહેરના દેશી કુટુંબોમાં દાઇઓ ઉપર આધાર હોવાથી અનેક સુવાવડી બાઇઓ કમોતે મરણ પામતી હતી. તે મામલાનો અનુભવ એ ચહતા વરગના ચેલાઓને મળેલો હોવાથી મરહુમ ડા૦ એદલજીએ તથા તેમની સાથના બીજા પાંચ વીદયારથીઓએ વરતમાનપત્રમાં જાહેર ખબર છપાવી કોઇ બાઇને પ્રસવ સમય જો તેઓને બેલાવવા મોકલશે તો વગર ફીએ હાજર થઇ સારીપેઠે માવજત કરશે એવું જાહેર કીધું હતું. તે મુજબ એવણે કેટલુંક સુધી અમલ કીધો હતો. એ પછી એવણે ૧૮૫૯ માં તબીબ તરીકે પસાર થઇ સર જમશેદજી જીજીભાઇ ગોલ્ડ મેડલ તથા રૂ ૨૫ ની મેકલીનન સકોલરશીપ અને રૂપાનો પ્રાઇઝ મેડલ મેલવયો હતો. આવાં ચહડતાં માન સાથે બાહેર પડયાથી એવણની ઘરાકી કુદરતી રીતેજ દેશીઓમાં ઘણા બોહેળા પ્રકારમાં થઈ હતી. ગ્રાંટ કોલેજ મેડીકલ સોસાયટીમાં મરહુમે ૧૮૫૯ થી ૧૮૭૪ સુધી આઠ બાબદો ઉપર વઈદાને લગતા નીબંધો વાંચયા હતા. તે વખતે ઘણા વખણાયા હતા. એજ મુજબ અત્રેની જ્ઞાન પ્રસારક મંડળીમાં ૧૮૮૦ માં વહાડકાપની વીદયા વીશે ગુજરાતીમાં એક ભાશણ એવણે આપયું હતું. ૧૮૭૧ માં નામદાર સરકારે એવણને મુંબઈ યુનીવરસીટીના એક ફેલો તથા ૧૮૭૩ માં સુલેહના અમલદાર નેમી માન આપયું હતું. ૧૮૭૫ ના નવેમબર માસથી ગ્રાંટ મેડીકલ કોલેજમાં ઉઘાડેલા ગુજરાતી ભાશામાં વઇદું શીખવવાના વરગમાં સુવાવડ તથા વહાડકાપની વીદયાના શીક્ષક તરીકે એવણ નેમાયા હતા. ૧૮૮૮ માં મુંબઇ યુનીવરસીટીના વઇદાની ફેકલતીના એક સીનડીક તથા ૧૮૯૭ માં તેના ડીન તરીકે એવણ ચુંટી કહાડાયા હતા. તબીબપણાંનું એવણનું જ્ઞાન ઘણા ઉંચા દરજાનું હતું. મરણની બે ત્રણ મહીના અગાઉ એવણે જઇફીને લીધે રીટાયર લાઇફ ભોગવવાને પોતાનો ધંધો ચલાવવાનો બંધ કીધો હતો.

દમણના જાણીતા રહીશ શેઠ દાદાભાઇ ફીકાજી દાદરેવાળા દમણ ખાતે ૫૯ વરસની વયે રોજ ૨૩ મો માહા ૫ માને દીને મરણ પામયા હતા. મરહુમે ત્યાંની અનજુમનની કારોબારી કમીટીમાં ઘણા વરસો સુધી એક મેમબર તરીકે સારી સેવા બજાવવાથી સઉનો ચાહ અને માન મેલવયું હતું. મરહુમના ઉઠમણાની ક્રીયા વખતે દમણ ઉપરાંત ઘણાક દેશાવરોથી જરથોસ્તીઓએ હાજર થઇ ભાગ લીધો હતો. જયા એવણે અનજુમનની બજાવેલી બીન સવારથી સેવાની સ્તુતી કરી એવણના મરણની નોંધ પંચાયતના દફતરે લઈ મરહુમના કુટંબપર દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ કરવામાં આવયો હતો.

હોંગકોંગ અને શેંગાહી બેંકના ચીફ કેશીયર શેઠ ટેમુલજી પેસતનજી શેઠના ૮૬ વરસની વયે રોજ ૩૦ મો માહા ૫ માને દીને વાંદરા ખાતે મરણ પામયા હતા, મરહુમે આ બેંકની લાંબી

મુદ્દત સુધી સેવા બજાવી હતી અને મોટી જોખમદારીના વીસવાસુ ઓધા ઉપર બીરાજી બેંકના કારોબારીઓ તથા તેની સાથે લેવડદેવડ કરનારાઓનો વીશવાસ જીતયો હતો. મરનાર સ્વભાવે ઘણા મીલનસાર હતા અને પોતાની સાથ સમાગમમાં આવનાર સઘલાનું માન અને વીશ-વાસ જીતયા હતા.

કાનપોરવાળા શેઠ બેરામજી નવરોજી ઝવેરી કાનપોર ખાતે ૫૩ વરસની વયે રોજ ૧ લો માહા ૬ ઠાને દીને મરણ પામયા હતા. મરનાર છેલ્લો કેટલોક વખત થયા ગુરદાના દરદથી પીડાતા હતા. એવણે ૩૫ વરસની વાત ઉપર કાનપોર જઈ ત્યાં નાખલા પગારે પોતાની જીંદગી શરૂ કીધી હતી. રફતે રફતે આગલ વધી એવણ જોડયા પ્રાંતમાં એક આગેવાન રેલવેના તથા સરકારી કનત્રાં-ક્ટર તરીકે જાણીતા થયા હતા. મરહુમ ઘણા ઉદયોગી હતા અને પોતાના ધરમ ઉપર એતેકાદ ધરાવતા હોવાથી ચહડતી પંકતી ઉપર આવી શકયા હતા. એવણ ગરીબોને છુપી મદદ આપતા હતા. એવણનો જનમ સુરત નજદીકના સીંગનપોર ગામમાં થયો હતો. મરહુમના મરણ માટે રોજ ૨૨ મો માહા ૬ ઠાને દીને કાનપોરની જરથોસ્તી અનજુમનની એક સભા શેઠ જમશેદજી જાહાંગીરજી લાલાના પ્રમુખપણા હેઠળ મળી હતી જયાં એવણના વીધવા બાઇ નવાજબાઇ તથા બેટા શેઠ નાનાભાઇ ઉપર દીલાસા પત્ર મોકલાવવાનો ઠરાવ કરવામાં આવયો હતો.

બાઇ મેહેરબાઈ દાદાભાઇ બુટી પુણા ખાતે ૭૫ વરસની વયે રોજ ૧૭ મો માહા ૬ ઠાને દીને "બુટી હોલમા" મરણ પામયા હતા. એવણ ત્યાંની પારસી સોસાયટીમાં જાણીતાં તેમજ માનીતાં હતાં. તેવણના મરણથી ત્યાંની પારસી કોમમાં બહુ દલગીરી ફેલાઇ હતી અને મરહુમના કુટંબીઓ તરફ દીલસોજી બતાવવામાં આવી હતી.

ખાન સાહેબ અરદેશર સોરાબજી મુસ ૪૮ વરસની વયે રોજ ૨૧ મો માહા ૬ ઠાને દીને મરણ પામયા હતા. મરનાર સારવજનીક કામોમાં બહુ ઉમંગથી ભાગ લેતા હતા, અને મળતાવડા સવભાવના હોવાથી તેવણે પોતાની આસપાસ મોટું મીત્ર મંડળ ભેગું કરયું હતું. તેવણ અનેકવાર યુરોપની મુલાકાતે જઇ આવયા હતા, અને તયાંની દારૂની એજંસીઓની આડત મુંબઈમાં ચલા-વતા હતા. મરકીની શરૂઆતથી તે પોતાના મરણ સુધી પરેલ વોરડની વીજીલંસ કમીટીના મેમબર તરીકે બહુ ઉમંગથી કામ કરયું હતું અને તેવણની જાહેર સેવાની કદરસનાસીમાં નામદાર સરકારે પાંચ વરસ ઉપર તેવણને ખાન શાહેબનો એલકાબ બક્ષયો હતો.

શેઠ જીવણજી જોમાસજી મીસતરી ૮૪ વરસની વયે રોજ ૨૪ મો માહા ૬ ઠાને દીને મરણ પામયા હતા. મરહુમ સુમાલીના વતની હતા અને એવણે સને ૧૮૯૭ માં સુરતની સઇયદપરાની દરેહમેહરનું મકાન પોતાની ગીરોથી નવેસરથી બંધાવી આપી તેના નીભાવ માટેનો બંદોબસ્ત કરયો હતો. મરહુમનાં ઉઠમણાની ક્રીયા એ દરેહમેહરમાં થઇ હતી. તેમજ રાંદેરની દરેહમેહરમાં થયલા ઉઠમણા વખતે શેઠ બરજોરજી નવરોજીએ મરહુમે રાંદેરની અનજુમનને આપેલી કીંમતી મદદોની તારીફમાં કેટલુંક વીવેચન કરવા પછી એવણના છોકરાઓ ઉપર રાંદેરની અનજુમન તરફથી એક દીલાસાનો તાર મોકલવામાં આવયો હતો.

શેઠ ઉકરજી ભીખાજી અમલસાડીવાળા ૮૦ વરસની વયે રોજ ૨૯ મો માહા ૬ ઠાને દીને અમલસાડીમાં મરણ પામયા હતા. મરનાર પ્રથમ સુરતના રહીશ હતા તે પછી તેઓ ખેતી વીગેરેનો ઉદયોગ હાથ ધરી માંડવીમાં સારી પેઠે જાણીતા થયા હતા. એવણ ધરમાતુ તથા દયાળુ સવભાવના હોવાથી દુકાળ વખતે પારસી પંચાયત તરફથી તાલુકામાં અનાજ તથા કપડાં વેહચવામાં આગેવાન થઈ ગરીબોને સારી મદદ અપાવી હતી. મરહુમ શેઠ ઉકરજીએ માંડવીની અનજુમનને વારનવાર જે કીમતી મદદ આપી હતી તેથી એવણનું નામ ઉઠમણાની ક્રીયાના ભણતરમાં દેવાનો ઠરાવ ત્યાંની અંનજુમન તરફથી કરવામાં આવયો હતો.

શેઠ બેરામજી રૂસતમજી મેહતા આઇ. સી. એસ. બંગાલ ઇલાકામાં કટકથી ૫૦ માઇલ દુર આવેલા અંગુલ શેહરમાં અકસમાતથી ૩૨ વરસની જવાન વયે રોજ ૬ ઠો માહા ૭ માને દીને મરણ પામયા હતા. મરહુમના રવાનને અંગુલ ગામથી કલકતા ખાતે લાવી રોજ ૯ માને દીને ત્યાનાં દખમામાં અવલમંજલ પોંહચાડવામાં આવયું હતું. મરનારની પાયદસતની ક્રીયા વખતે ઘણા જરથોસતીઓએ હાજરી આપી હતી. મરહુમના રવાનને કલકતા ખાતે લાવવા માટે ત્યાંના લેફટનંટ ગવરનરે પોતાની દીલસોજી દેખાડી ઘણી સારી મદદ મરહુમના પીતાજીને આપી હતી. એ નામદારે ત્યાંના કમીશનરને તાર મારફતે જણાવયું હતું કે તેઓની મોટારકાર મોકલાવી મર

હુમની લાશને કટક ખાતે મોકલાવવામાં મદદ કરવી. મરહુમ શેઠ બેરામજી કલકતાના જાણીતા શેહેરી શેઠ રૂસતમજી ધનજીભાઈ મેહતા સી. આઇ. ઇ. ના બેટા થતા હતા. એવણે શરૂઆતની કેળવણી કલકતાની સેંટ ઝેવીયરસ કોલેજમાં લઈ પોતાના ઉસતાદોનું માન અને ચાહ પોતાની ચંચળાઇથી જીતી લીધા હતા. એ પછી ૧૮૯૧ માં મરહુમ ચઢતો અભયાસ કરવા ઈંગલાંડ ગયા હતા. જ્યાં સીવીલ સરવીસની પરીક્ષા માન સહીત પસાર કરવા પછી બંગાળ ઇલાકામાં એવણની નેમણુંક થઈ હતી. મરહુમે પોતાના ઓધ્ધા દરમયાન ઘણી ફતેહમંદીથી પોતાનું કામ બજાવી આગળા દુકાળો વખતે સારી મદદો આપવાથી છેક્ષા એવણને બંગાલના કટક જીલ્લામાં દુકાળના કામ ઉપર સપેસીયલ ડયુટી ઉપર નેમવામાં આવ્યા હતા. જ્યા એવણનું અચાનક મરણ નીપજ્યું હતું. મરહુમ ગયા અકટોબર માંસમાં પોતાના ધણીયાણી સાથે વેલાત ગયા હતા, તે વખતે નામદાર શેહેનશાહની લેવીમાં પણ એવણે હાજરી આપી હતી. વળી મરનારે સબલપુરમાં ૪ વાઘ મારીયા હતા જેમાનું છેલ્લુ એક ચામડુ તેના મસતક સાથે પોતાના પીતાજી ઉપર કલકતે મોકલાવી આપયું હતું. મરનાર ધરમી તથા ઘણાજ લાયકીવાળા અને મીલનસાર સવભાવના હોવાથી સરવેનો ચાહ જીતી લેતા હતા. ઝળકતા ભવીશયની આશાઓ સાથના બંગાળના આ એક પુરા પારસી સીવીલીયનના અકાળ મરણથી કલકતાની પારસી અંજુમનમાં તથા અતરે ભારે દલગીરી ફેલાઈ હતી. એ વખતે કલકતાના નવા પારસી દોખમાના સંબધમાં ત્યાની પારસી અન્જુમનની મળનારી સભા પણ મરહુમના માનમાં મુળતવી રાખવામાં આવી હતી. વળી મરહુમના ઉઠમણાની ક્રીયા પણ ઉડવાડાના આતશબેહરામમાં કરવામાં આવી હતી. એવણના મરણથી બંગાળના પારસીઓને ગયલી ખોટની દલગીરી દેખાડવા માટે કલકતાની પારસી અંજુમનની એક સભા તા૦ ૨૮ મી મારચને દીને ત્યાના બનાજીના આદરીયાનમાં શેઠ કાવશજી મા. રૂશતમજી બનાજીના પરમુખપણા હેઠળ મલી હતી. એરવડ ફરામજી પે. મુલ્લાએ હાજર રહેલાઓ સાથે મરહુમના રૂહની શાંતી પાંક આતશ સનમુખ ચાહવા પછી ઘણાક ગ્રહસથોએ મરનારનાં કવખતના મરણ માટે લંબાનથી વીવેચન કરવાબાદ મરહુમના પીતાજી, ધણીયાણી વગેરે ઉપર દીલાસા પત્રો મોકલવાનાં ઠરાવો કરવામાં આવયા હતા.

અતરેના જાણીતા તબીબ ડા૦ રતનશાહ માણેકજી મોદી ૪૬ વરસની વયે રોજ ૧૧ મો માહા ૭ માને દીને ન્યુમોનીયાની બીમારીથી મરણ પામયા હતા. મરનાર અતરેના જાણીતા ડા૦ એદલજી જેવણ રસાયણશાસ્ત્રી છે તેવણના ભાઈ થતા હતા. મરનારનો જનમ સુરત શેહરમાં તા૦ ૧૦ મી જુન ૧૮૬૨ને દીને થયો હતો. મરહુમના વડવા ખંબાતની પારસી અનજુમનના વડા હતા તથા તેઓએ ઈસ્ટ ઈંડયા કંપની અને નામદાર સરકારની ઉમદા સેવા બજાવી હતી, તેની પીછાનમાં તેઓને કીમતી જાગીરો ભેટ મલી હતી. મરહુમે પોતાની શરૂઆતની કેળવણી સુરતમાં લીધી હતી અને ત્યાંની હાઈ સ્કુલમાંથી ૧૮૮૦ માં મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી અતરેની ગ્રાંટ મેડીકલ કોલેજમાં જોડાઇ ૧૮૮૬ માં તબીબની ડીગ્રી મેળવી હતી. તે પછી મરનારે કોટમાં બજારગેટમાં પોતાનો તબીબી ધંધો ચાલુ કીધો હતો અને ટુક વખતમાં પોતાની લાયકી અને બાહોશીથી મોટી પ્રેકટીસ મેળવવાને ભાગયશાળી થયા હતા. તેમજ ગરીબ દરદીઓને મફત તબીબી મદદ આપતાં. એવણે કુંવારી જીંદગી ગુજારી હતી. મરનારનાં મરણથી તેમના લાયકીવાલા ભાઈઓ અને તેમના કુટંબીઓને લાગેલા જખમ તરફ પુરતી દીલસોજી મરનારની પાયદસતની ક્રીયા વેલાએ લોકોની ભારે ઠઠથી માલમ પડી આવી હતી.

શેઠ રૂસતમજી માણેકજી એનજીનીયર મરકીથી ૬૫ વરસની વયે રોજ ૧૧ મો માહા ૭ માને દીને મરણ પામયા હતા. આજ લાંબો વખત થયાં તેવણ શેર એંડ સટોક બરોકરસ એસોસીએશનના સેકરેટરી હતા અને પોતાના કીંમતી વખતના ભોગે એ એસોસીએશનની સારી સેવા બજાવતા હતા. એવણના માનમાં શેર અને નોટ બજાર બંધ રાખવામાં આવ્યા હતા. મુંબઇના શેર દલાલોની વારસીક સભા તા૦ ૨૨ મી એપરેલે મલી હતી, તે વખતે મરહુમના મરણની દલગીરી દરસાવનારો એક દીલાસાપત્ર એવણના કુટુંબ ઉપર મોકલાવી આપવાનો ઠરાવ થયો હતો.

આપણા શેહેરના જાણીતા સીવીલ એનજીનીઅરો મેશરસ મેહેતા અને પટેલની પેહડીવાળા શેઠ સોરાબ બમનજી મેહેતા ૩૫ વરસની વયે રોજ ૧૨ મો માહા ૭ માને દીને પોતાની ઓફીસમાંથી ઘરે ગયા પછી એકાએક અંતકરણનો ધબકારો બંધ પાડવાથી અચાનક એ દીને મરણ પામયા હતા. તેવણે સેંટ ઝેવીઅરસ કોલેજમાંથી પી. ઈ. ની પરીક્ષા પસાર કરી પુનાની કોલેજ ઓફ સાયનસમાં

ઇજનેરી અભયાસ કરી એલ. સી. ઈ. ની ડીગ્રી મેલવી હતી. મરહુમે ઇજનેરી કામમાં સારી કુશલતા મેલવી હતી. તેમજ એવણ ઘણુા મીલનસાર સ્વભાવના હોવાથી પોતાની આસપાસ સારૂ મીત્ર મંડલ ભેગુ કરયું હતું.

બાઇ રતનબાઈ તે મરહુમ શેઠ રતનશાહ પેસતનજી વકીલના ધણીઆણી ૭૬ વરસની ઉમરે રોજ ૨૦મો માહા ૭ માને દીને સુરતમાં મરણ પામ્યા હતા. એવણુની મનોવૃતી બહુ ધરમી હોવાથી તેઓ દરરોજ પાંચે ગેહમાં બંદગી કરતાં હતાં. મરનારે પોતાની હઇયાતીમાં પોતાની પુંજીનો બહુ મોટો ભાગ આશરે રૂપ્યા પંદરથી સતર હજાર સુધી પોતાના મરહુમ સસરા શેઠ પેસતનજી વકીલના સુરતના કદમી આતશબેહેરામના ફંડમાં આપયો હતો તથા ત્યાના શેહેનશાહી આતશબેહેરામના બાજ આફ્રગાન ઇજશનીના ફંડમાં પણ રૂ૫૦૦ આપયા હતા.

ભાવનગરવાલા શેઠ નાનાભાઈ બેરામજી ડાકટર, બી. એ. ૫૨ વરસની વયે રોજ ૨૬ મો માહા ૭ માને દીને ત્યા મરણ પામયા હતા. ભાવનગર સ્ટેટની નોકરીમાં ત્યાની હાઇ સ્કુલમાં માસતર તરીકે જોડાઇ મરહુમ ત્યાથી ભાવનગરનાં એજંટની અતરેની આફીશમાં ત્રાનસફર થયા હતા. તે પછી ભાવનગરનાં જુડીશીયલ ખાતામાં એવણ એસીસટંટ નેમાયા હતા અને મરણ પામયા તે વખતે રૂપ્યા ૪૦૦ ના દરમાયાએ ભાવનગરના સીટી ફરસટ કલાસ માજીસ્ત્રેટના ઓધા ઉપર હતા. એવણુ લાયકીવાલા તથા નમાના સવભાવના ગ્રહસથ હોવાથી સરવેનાં માણીતા થઈ પડયા હતા.

મજગામની પારસી મોરટર મીલના જોડયા માલેક શેઠ દાદીબા બરજોરજી મીસ્ત્રી ૨૬ વરસની જવાન વયે રોજ ૮ મો માહા ૮ માને દીને મરકીથી મરણ પામયા હતા. ચુના અને ખરચીનો ધંધો કરનાર તરીકે તેવણ પહેલા પારસી હતા. વેપાર ધંધો કરવાની કુદરતી ઝેન તેવણુમાં હતી અને મુંબઇમાં ટરકીશબાથ તેવણે પોતાના ભાઇની મદદ સાથે દાખલ કીધો હતો.

ડા૦ સોરાબજી દોરાબજી દસતુર કામદીન રોજ ૯ મો માહા ૯ માને દીને લકવાની બીમારી ભોગવી બહેસતનશીન થયા હતા. મરહુમે ૧૮૯૩ માં ડાકટરની સેવટની પરીક્ષા પસાર કરવા પછી ભરૂચમાં થોડો વખત દવાખાનું કહાડયું હતું. પણ પાછળથી કપડવણુજ ખાતે જઇ ત્યાં બહોળી પ્રેકટીસ મેળવી હતી. એમના રવાનને રેલવે મારફતે ભરૂચ લાવી ત્યા અવલમંજલ પોહચાંડવામાં આવ્યું હતું.

શેઠ શાવકશાહ મેરવાનજી તારાચંદ ૩૭ વરસની વયે રોજ ૧૩ મો માહા ૯ માંને દીને મરકીની ૩ દીવસની બીમારી ભોગવી મરણ પામયા હતા. મરહુમે થોડાં વરસની વાત ઉપર શેઠ મનચેરશાહ બેરામજી મસાની સાથે ભાગમાં એક લોઢાંની ફાઉનડરી સથાપી હતી, અને નાના પાયા ઉપરથી શરૂઆત કરી છેલ્લાં ૬–૭ વરસમાં પોતાની ખંત, અને ધીરજથી તેને ધીકતી હાલતમાં લાવી મુકી હતી. એ ફાઉનડરીનું કામકાજ વધી જવાથી તે માટે સાત રસતા ઉપર જગયા લઈ તયાં એક મકાન બાંધવામાં આવયું છે.

અત્રેના જાણીતા શ્રીમંત શેહેરી શેઠ ડોસાભાઈ દાદાભાઇ આલબલેસ ૫૬ વરસની વયે રોજ ૧૪ મો માહા ૯ માને દીને ટુક દીવસની માંદગી ભોગવી મરણ પામયા હતા. પેહલવેહલા એવણ મેસરસ એદલજી ફરામજી આલબલેસવાલી પેઢીમાં ભાગયા તરીકે જોડાયા પછી પોતાના પીતાજીના મરણ બાદ છેલ્લા દશ વરસ થયા ઉપલી પેઢીમાંથી છુટા પડયા હતા. મરહુમ શેઠ ડોસાભાઈ એક ખરેખરા ધરમી જરથોસ્તી ગ્રહસ્થ હતા અને એવણ એટલી ભલી લાગણીઓ ધરાવતા હતા કે શું આલા કે અદનાં, શું ગરીબ કે તવંગર સરવે સાથે સુખ અને દુખની વખતે ખરેખરી દીલસોજી બતાવતા હતા. વળી એવણ સાદા ખવાસના અને અંતકરણની લાગણી પરમાણે ચાલનારા ગ્રહસ્થ હોવાથી ગરીબોને વારનવાર નાણાની ઘણી છુપી મદદ કરતા હતા. મરહુમ જોકે મેસોનીક ક્રીયાઓમાં હમેશા હાજરી આપતા, તોપણ તેના ખાણાં પીણાના મેલાવડાઓમાં હરગીજ ભાગ લેતા હતા. વળી મરહુમે ચોકસ રીતે પોતાના દીવસ તથા રાતના વખતો દુનીયાઇ કામકાજ, બંદગી, મોજમજાહ માટે વહેંચી નાખયા હતા. બંદગી કરવામાં તો મરનાર એવા ચુસત હતા કે નયાયેશ, યશતો, ઉપરાંત જો વખત મળે તો ગાથાના હા તથા યજશનેના હાઓ પણ પરગણું કરયા વગર ભણુતા હતા. ઘણાક ધરમખાતાંઓના એવણ કારોબારી અને સર જમશેદજી. પારસી બેનીવોલંટ ઇનસટીટયુટના એક ઓડીટર તથા અત્રેના જાણીતા આલબલેસ બાગના ત્રસટી હતા. મરહુમ શેઠને સેવટનું માન આપવા પારસીઓની એક ગંજાવર મીજલસ પાયદસ્તના વખતે ભેગી મલી હતી. જે અચુક રીતે મરહુમની પારસી કોમમાં લોકપ્રીયતા પુરવાર કરી આપતી હતી.

મી૦ બરજોર પીરોજશાહ વકીલ નામના જવાન પારસી તખીબ ૨૯ વરસની જવાન વયે રોજ ૨૪ મો માહા ૯ માને દીને મરણ પામયા હતા. મરહુમ એલ. એમ. એનડ એસ. ની તબીબી ડીગ્રી ધરાવવા ઉપરાંત બી. એ. પણ થયલા હતા. મરહુમના લગનનો દીવસ તા૦ ૫ મી જુનનો ઠેરવવામાં આવયો હતો, પણ કમનસીબે જીંદગીએ તેવણને યારી આપી નહીં અને ટીટેનસથી પટકાઇ પડયા અને કાબેલ ડાકટરોની કાલજીભરી સારવાર છતાં લગનની બે દીવસ આગલ હક થયા હતા.

સીવીલ ઇનજનેર શેઠ બરજોરજી અરદેશર દલાલ એલ. સી. ઇ. તે સાસુન સ્પીનીંગ મીલના સેક્રેટરી શેઠ અરદેશર એદલજી દલાલના બેટા થતા હતા, એવણ ૨૭ વરસની જવાન વયે રોજ ૨૫ મો માહા ૯ માને દીને બેહેસતનસીન થયા હતા. મરહુમ શેઠ બરજોર ૧૯૦૫ માં એલ. સી. ઇ. ની ડીગ્રી મેલવી બહાર પડયા હતા અને મી૦ સ્ટીવન્સ જેવા બાહોસ ઇનજનેરની પેહેડીમાં ટુક વખત રહી છુટા પડવા પછી બરોડા રેલવેની હારીશમાં એક સારા ઓધ્ધા ઉપર ઇજનેર તરીકે રહયા હતા. મરહુમ ઇજનેરી બાબતોનું ઘણુ સારૂ ગ્નાન ધરાવતા હતા અને ડીઝાઈનીંગ તથા એપલાઈડ મીકેનીકસમાં એવણ બહુ બાહોશ હતા. મરનાર મળતાવડા સવભાવના તથા ગરીબોના ખેરખાહ હતા અને જીંદગી જો યારી આપતે તો ભવીશયમાં પારસી કોમમાં એક સારાં ઇજનેર તરીકે દીપી નીકળતે. એવણ ઉડવાડા ખાતે બે દીવસ સેજદો કરવા ગયા હતા, જે પછી મરહુમ શેઠ બરજોરને ઝેરી કુલીની બીમારી લાગુ પડી હતી, જે કાતેલ નીવડી અને એવણ આ ફાની જેહાન છોડી ગયા છે.

નવસારીના જાણીતા શેહેરી શેઠ રતનજી ફરામજી દાબુ ૬૨ વરસની વયે રોજ ૧૮ મો માહા ૧૧ માને દીને નવસારી ખાતે મરણ પામયા હતા. એવણ નવસારી કસ્બાને લગતાં દરેક ભલાં કામમાં હમેશ ઉલટ ભરયો ભાગ લેતા હોવાથી, તેવણનાં મરણનાં ખબર ફેલાતાંજ આખા કસબામાં ભારે દલગીરી ફેલાઈ હતી. નામદાર મહારાજા ગાયકવાડને ત્યાં એક પઉત્રની વૃધ્ધી થઇ તેની ખુશાલીમાં નવસારીની હાઈ સ્કુલને લગતું એક બોરડીંગ હાઉસ બાંધવા માટે ૨૧૦૦૦ ની સખાવત કીધી હતી. એવીજ રીતે તેવણ બીજા ફંડોમાં પણ નાણાંની રકમો ભરતા હતા. મરહુમ પોતે ગરીબીમાંથી પોતાની અકલ હુશીયારી તથા વેપારી કુનેહથી આગળ વધ્યા હતા, જેથી તેઓને હઇડે ગરીબોની ઘણી દાઝ હતી. તેવણ કેળવણીને લગતાં કોઇબી કામને પોતાથી બનતું દરેક ઉતેજન આપતા હતા, અને દર વરસ તેવણ તરફથી સઘળી પારસી સ્કુલોમાં ઇનામો આપવામાં આવતાં હતાં. સરકારી અમલદારોમાં તેવણ ઘણો સારો લાગવગ ધરાવતા હતા. મરહુમ ત્યાની મેહરજીરાણા લાયબ્રેરીના સેક્રેટરી, પારસી સુવાવડખાના અને પારસી સંકટ નીવારણ ફંડના કારોબારી તથા ત્યાંની વડી દરેહમેહરને લગતા મુકતાદ ફંડના ત્રસ્ટી હતા. મરહુમના માનમાં નવસારીની સઘલી સ્કુલો, મેહરજી રાણા લાયબ્રેરી વગેરે બંધ રાખવામાં આવયા હતા. વળી મરહુમના ઉઠમણાની ક્રીયા વખતે મરહુમનું નામ જાહેર જશનો વગેરે ક્રીયામાં લેવાનો ઠરાવ કરવામાં આવયો હતો. મરહુમના મરણની દલગીરી જાહેર કરવા નવસારીના રહીશોની એક જાહેર સભા તા૦ ૧૬ મી આગસટે લક્ષમણ હોલમાં સુબા સાહેબ ખા૦ બા૦ યુસફઅલીના પ્રમુખપણા હેઠળ મલી હતી. જયા મરહુમનાં કુટંબ ઉપર દીલાસા પત્ર મોકલવાનો ઠરાવ કરી એવણની સબી લક્ષમણ હોલમાં મુકવા માટે નકકી કરવામાં આવયું હતું. એવણ જુદા જુદા ખાતામાં ખઝાંનચી તથા સેક્રેટરી હતા તેમાની ઘણીખરી જગાઓ ઉપર મરહુમના બેટા શેઠ પેસતનજીની નેમણુક કરવામાં આવી હતી.

શેઠ ફરામજી રૂસતમજી વીકાજી બેરીસટર ૬૪ વરસની વયે રોજ ૧૮ મો માહા ૧૧ માને દીને મરણ પામયા હતા. તેવણે અંગ્રેજી તથા ફરેંચ સાહીત્યના એક સુનંદા અભ્યાસી તરીકે તેમજ એક બાહોશ ધારાશાસ્ત્રી તરીકે ઘણી સારી નામના મેળવી હતી. તેવણે લંડન યુનીવરસીટીની મેટ્રીકની પરીક્ષા પસાર કરી એલફીનસ્ટન કોલેજમાં જોડાયા હતા. મરહુમે પોતાની કોલેજ કારકીરદી દરમ્યાન બાહોશી, અભ્યાસ પાછળનો ખંત અને સાલેસાઈથી પોતાના પ્રોફેસરો અને ગોઠયાઓનો ચાહ જીતી લીધો હતો. યુનીવરસીટી તરફથી અપાતાં હોમજી ખરશેદજી પ્રાઈઝ માટે હીમાલ્ય પરવત ઉપર અંગ્રેજીમાં કવીતા લખવા માટે એવણને ૩૨૦૦ નું ઈનામ તેમજ યુનીવરસીટીના ઘણાક રેસાલાઓ લખી ઈનામો જીતી ગયા હતા. એ પછી તેવણે ૧૮૬૮ માં બી. એ. ની અને ૧૮૭૦ માં એલ. એલ. બી. ની પરીક્ષા પસાર કીધી હતી. ૧૮૬૮ માં એવણને મુંબઇની પારસી મેત્રીમોનીઅલ કોરટના કલારકનો ઓધો મળયો હતો અને એજ સાલમાં એવણે "જરથોસતી ધરમબાબેના ફરેંચ વીદવાનોનાં મતોનો ઇંગ્રેજીમાં તરજુમો કરી તેનું એક પુસતક બહાર પાડયું હતું ૧૮૭૩. માં એવણે મુંબઇમાં એડવોકેટની પરીક્ષા પસાર કીધી હતી, અને એજ વરસમાં એવણ યુનીવરસીટીના ફેલો

નેમાયા હતા. એ પછી એવણુ ઈંગ્લંડ ગયા હતા, જયા એવણે બે નીબંધ વાચ્યા હતા, અને ૧૮૭૬ માં બેરીસટરની પરીક્ષા પસાર કરી અત્રે આવી બારીસટરનો ધંધો ચલાવવા માંડયો હતો. ૧૮૮૪ માં એવણુને સુલેહના અમલદાર અને ૧૮૯૪ મા સરકારી લૉ કલાસના જુરી સપરૂડનસના પ્રોફેસર નેમવામાં આવયા હતા. છેલ્લા એવણે ૧૮૯૨માં હીંદુ ધારા વીશેનું એક પુસતક પ્રગટ કરયું હતું. તા૦ ૨૮ મી જુલાઈને દીને હાઇકોરટમાં નામદાર જડજ મી૦ દાવરની કોરટમાં મી૦ પાદશાહ બેરીસ્ટરે મરહુમના સંબંધમાં દલગીરી બતાવનારૂં વીવેચન કરવા પછી નામદાર જડજે પણ પોતાનો ખેદ જાહેર કરયો હતો. એજ મુજબ નામદાર વડા જડજે પણ દલગીરી પ્રદરશીત કીધી હતી.

મુંબઈની પોલીસના માજી ઇનસપેકટર શેઠ ફરામજી ભીખાજી કુમાના ૬૮ વરસની વયે રોજ ૨૦ મો માહા ૧૧ માંને દીને મરણ પામયા હતા. મરહુમ પેહલપેહલા શેરની દલાલી કરતા હતા તે પછી ૧૮૭૦ માં પોલીસ કમીશનર સર ફ્રાંક સુટરના વખતમાં પોલીસમાં યુરોપયન ગ્રેડમાં એક કોનસટેબલ તરીકે જોડાયા હતા. ૧૮૭૪ ના પારસી મોહમેદન હુલડ વેળાએ એવણે બતાવેલી હીમત તથા બાહાદુરીના વખાંણ થયા હતા. ૧૮૮૩ માં એવણ કોટ વીભાગના કામ ચલાઉ સુપ્રીનટેનડંટ નેમાયા હતા, તે વખતે અત્રેના બારામાં પડેલી અમેરીકન મનવારના ત્રણ નાસી ગયલા સેલરોને પકડીને મનવારના સતાવાલાઓને સોપવાથી એવણને ૩૦ ડાલરનું ઈનામ મલ્યું હતું. ૧૮૮૫ માં એવણ ડીટેકટીવ ખાતાના વડા ઇનસપેકટર નેમાયા હતા જયાથી ૩૧ વરસની નોકરી પછી ૧૯૦૧ માં પેનસન ઉપર રીટાયર થયા હતા.

ડા૦ હીરજી જમશેદજી અપુ ૫૫ વરસની વયે રોજ ૨૨ મો માહા ૧૧ માને દીને મરણ પામ્યા હતા. એવણે ૧૮૭૭ માં ડાકટરની સેવટની પરીક્ષા પસાર કરી ખેતવાડીમાં તબીબી ધંધો ચલાવવા માડયો હતો. અને ટુંક વખતમાં પોતાની કાબેલીયત અને ભલમનસાઇથી એવોએ મોટી ઘરાકી મેલવી સરવે કોમમાં તબીબ તરીકે વખણાઈ ગયા હતા વલી પોતાના ગરીબ દરદીઓને મુફત દવાઓ આપતા હતા. એ ઉપરાંત પારસી કોમને લગતા જાહેર કામોમાં પણ સારો ભાગ બજાવતા હતા. મરનાર રાહનુમાય સભાના, કાંદાવાળા મોહોલાની ગહમબાર અનજુમન કમીટીના સભાસદ તથા સર દીનશાહ પીટીટ કાંદાવાળા મોહલા લાઇબરેરીના નાયબ સરનશીન અને કાદાંવાળા મોહલાની મરહુમ શેઠ મેહેરવાનજી માણેકજી શેઠનાની છોકરીઓની સ્કુલના ૧૮૮૬ થી આનરરી સેક્રેટરી હતા. મરહુમ ઘણા ધરમી તેમજ સવભાવે શાંત, અને ગરીબ ગુરબાંઓ તરફ ઘણી લાગણી તથા દીલસોજી ધરાવનાર હોવાથી એવણ પોતાની પાછળ ઘણી વાખવાખી મેલી ગયા છે.

ખંભાતવાળા શેઠ પેસતનજી ખુરશેદજી મોદી ૫૪ વરસની ઉમરે રોજ ૨૯મો માહા ૧૧ માને દીને એવણને મીઠી પીસાબનું દરદ લાગુ પડવાથી તેની સારવાર માટે અમદાવાદ ગયા હતા જયા મરણ પામયા હતા. એવણ પોતાના વડીલ પુનાવાળા મરહુમ મોદી ખુરશેદજી જમશેદજીને પેશવાઈ તરફથી ઈનામમાં મળેલાં રાલેજ ગામના પોતાના ભાઇ સાથે ઇનામદાર હતા. અને તેજ તરફ રહી પોતાની જાગીરોનો વહીવટ ચલાવતા હતા. ખેડાની મયુનીસીપલ તથા ડીસ્ટ્રીકટ બોરડોના એવણ એક મેમબર હતા.

શેઠ મેરવાનજી નશરવાનજી વાહાડયા ૫૬ વરસની વયે રોજ ૨૮ મો માહા ૧૧ માને દીને મરણ પામયા હતા. એવણે ૧૮૬૭ માં મેત્રીકયુલેશનની પરીક્ષા પસાર કરી એલફીનસટન કોલેજમાં જોડાયા હતા. એ કોલેજમાંથી ૧૮૭૩ માં એવણને રીતભાત ઉપર ઇંગ્રેજીમાં રેસાલો લખવા માટે ગણપતરાવ વીઠલ પ્રાઇઝ અને લેટીનમાં લખેલા બીજા રેસાલા માટે "બેલ પ્રાઇઝ" તેમજ ૧૮૭૪ માં ધારના રાજાવાળું ઇનામ તથા સીનીઅર સકોલરશીપ મલ્યા હતા. ૧૮૭૧માં એવણે "સપતશતી અથવા ચંદીપાઠ" ગુજરાતીમાં ભાશાંતર કરી તેનું પુસતક અને ૧૮૭૩ માં "દાસતાને દીલરૂબા" નામનું પુસતક પ્રગટ કીધા હતા. એ પછી ૧૮૭૪ માં બી. એ. ની પરીક્ષા પસાર કરી ૧૮૭૫ માં એવણ દખણ હાઇ સકુલમાં અને તે પછી સુરત હાઇ સકુલમાં એક શીક્ષક તરીકે જોડાયા હતા. એ પછી એવણ અત્રેની સેકરેટરીયેટ આફીસમાં પોલીટીકલ ડીપારટમેંટના સુપ્રીનટેનડંટ નેમાયા બાદ મુંબઈ સરકારના જુડીશીયલ તથા લેજીસલેટીવ ખાતાંના એવણને મદદનીશ સેકરેટરી નેમવામાં આવયા હતા. ૧૮૯૮માં એવણ સરકારી નોકરી છોડી એજ સાલના મે માસથી મુંબઈની મયુનીસીપાલીટીના સેક્રેટરી નેમાયા હતા. તે ઓધા દરમયાન શેહેર સુધારાનાં કામપર મરનારે એટલી તો ચાલાકી બતાવી હતી કે આખી મયુનીસીપલ કોરપોરેશનનો એવણે ચાહ મેલવયો હતો. ૧૮૮૮ માં એવણ યુનીવરસીટીના ફેલો અને ૧૮૯૧ માં સુલેહના અમલદાર નેમાયા હતા. એ વરસની વાત

ઉપર એવણ તબીયતના સુધારા અરથે વેલાત ગયા હતા અને ત્યાંથી મુંબઈ આવયા પછી તબીયત ઠીક નહી ચાલવાથી પોતાના ઓધ્ધાનું રાજી નામુ આપ્યું હતું. મરહુમના માનમાં મયુનીસીપાલીટીના ઘણા ખાતાઓ બંધ રાખવામાં આવયા હતા, તેમ તા૦ ૬ ઠી આગસ્ટે કોરપોરેશનની મલેલી સભામાં મરમુખે મરહુમના મરણ માટે દલગીરી જાહેર કીધી હતી મરહુમ શેઠ મેરવાનજી ડા૦ બાસીનાની હાસપીટાલના ત્રીસ્ટી તથા ધી બેરામજી જીજીભાઇ ઇસ્ટીટયુટના ત્રસ્ટી હોવાથી એવો તરફથી મરહુમના કુટંબ ઉપર દીલાસાના પત્રો મોકલવામાં આવયા હતા.

બોરખરી ગામના પટેલ અને જાગીરદાર શેઠ હોરમસજી એદલજી કાસદ ૭૦ વરસની વયે નવસારી ખાતે રોજ ૨૯ મો માહા ૧૧ માને દીને ગુજરયા હતા. એવણની નવસારી નજદીકના બોરખરીમાં ને તેની આસપાસ હજારો વીંઘા જમીન આવેલી છે. પોતાના ગામમાં આવતા કોઈબી મુસાફરને પોતાના ઘેર ઉતારો આપી તેની મેહમાનગીરી કરયા વગર એવણ જવા દેતા હતા નહી. મરહુમની દયાળુ લાગણીને લીધે તેઓ તરફ સરવે ગામડેના પારસીઓ બહુજ માનથી જોતા હતા. એવણ આગલા રાજા જેવી જાહોજલાલી ભોગવી ગયલા ગામડીયા પારસીઓમાંના એક હતા. એવણની પાયદસતની મીજલસ બહુ મોટી મળી હતી જે વખતે ગામે ગામથી પુસકલ લોક આવ્યું હતું.

શેઠ કેખશરૂ દોશાભાઇ કરાકા ૪૩ વરસની વયે રોજ ૩ જો માહા ૧૨ માને દીને લંડન ખાતે મરણ પામયા હતા. એવણે મેસરસ વીશરામ ઇબિરાહીમની કંપની સાથ ભાગમાં કેટલોક વખત વેપાર ચલાવયો હતો જે પછી પોતે અંગત વેપાર ચલાવતા હતા. નામદાર સરકારે એવણને એક સુલેહના અમલદાર નેમયા હતા અને પોતાના તબીયતના સુધારા અરથે બે વાર યુરોપની મુશાફરીએ એવેણ જઇ આવયા હતા.

શેઠ દારાબજી નાનજીભાઈ પટેલ મુંબઈમાં ૮૨ વરસની વયે રોજ ૧૫ મો માહા ૧૨ માને દીને બેહેસતનશીન થયા હતા. એવણ સરોડાની પારસી પંચાયતના એક મેમબર અને ત્યાનાં પોલીસ પટેલ હતા. મરણની એક માસ આગમજ એવણની તબીયત સંધીવાથી લથડતી ચાલતી હોવાથી દવા કરાવવાને અતરે આવ્યા હતા. મરહુમ ઘણી નીયમીત જીંદગી ગુજારવા સાથ વેહવારમાં ઘણા ચોખા અને ભણનાર ગણનાર હતા.

શેઠ દીનશાહ મનચેરજી પંથકી ૬૫ વરસની વયે રોજ ૨૭ મો માહા ૧૨ માને દીને મરણ પામયા હતા. મરનારે પોતાના પીતાની મીલકત અને સીકંદરાબાદમાની મોટી દુકાનનો વહીવટ કેટલોક વખત ચલાવી મુંબઇમાંની પોતાની પેઢીમાંનુ કામ પણ ચલાવયું હતું. એવણ સુલેહના અમલદાર તથા પારસી મેટ્રીમોનીયલ કોરટના ડેલીગેટ હતા. વળી મરહુમ નવસારીના ભગરે સાથ મોબેદ પંથના હોવાથી અત્રેના અનજુમના આતશબેહેરામની કમીટીના એક મેમબર નેમાયાં હતા.

શેઠ રૂસતમજી બેહેરામજી ચોધરી અમેરીકાના નયુયોરક મધે ગયા જુલાઇ મહીનામાં મરણ પામયા હતા. મરહુમ ૧૮૬૮ થી પોતાના ભાઇઓ શેઠો દાદાભાઈ તથા કાવસજી અને શેઠ માણેકજી ધનજીભાઇ શરાફ સાથે લીવરપુલ મધે 'દાદાભાઇ શરાફ એંડ કંપની'' નાં નામથી તથા મુંબઈ મધે "કાવસજી બ્રધરસ" નાં નામથી પેહેડીઓ ચલાવતા હતા. મી૦ શરાફ તેમાંથી નીકળી જવાથી ૧૮૭૧ થી લીવરપુલની પેહેડી "દાદાભાઇ એંડ કંપની" નાં નામથી મરનારે ચાલુ કીધી હતી. એ પછી મરહુમ ૧૮૮૧ થી અમેરીકાનાં નયુયોરકમાં વેપાર કરવા ગયા હતા, અને તયાં પાંચ વરસ જાયુક રહેવાથી ૧૮૮૭ માં તયાંના "સીટીઝન" થયા હતા.

બાઇ ડોશીબાઇ તે મરહુમ શેઠ જાહાંગીરશાહ અરદેશર કોટવાલના વીધવા ૬૮ વરસની વયે ગાયા ૨ જાને દીને સુરત ખાતે મરણ પામયા હતા. મરહુમના માનવંતા સસરા મરહુમ શેઠ અરદેશર ધનજીશાહ બહાદુર કોટવાલે બજાવેલી સારી નોકરીની પીછાંણમાં એવણને પેનશન મલતું હતું. સને ૧૮૬૦ માં સુરતના કલેકટર મી. બેલાસીસે મરહુમ શેઠ અરદેશરના વીધવા બાઇ આવાબાઈ તથા બાઇ ડોશીબાઇની મુલાકાત લઇ એવોની હાલત વીષે નામદાર સરકારને લખવાથી સને ૧૮૬૧ ના જાનેવારી મહીનાથી એ બંને બાઇઓને રૂ૧૨૫ નું પેનશન આપવાનું ચાલુ કરવામાં આવયું હતું. તે પછી બાઇ આવાબાઈ ૧૮૭૦ માં મરણ પામવાથી એ બધુ પેનશન પોતાને આપવા અને તેમાં વધારો કરવા બાઈ ડોશીબાઇએ કરેલી અરજીથી નામદાર સરકારે બાઈ ડોશીબાઇની હઇયાતી સુધી દરવરસે રૂ૧૫૦૦ નું પેનશન આપવાનું નકકી કીધું હતું. જે મુજબ મરહુમ બાઇ ડોશીબાઇને દર માસે રૂ૧૫૮નું પોલીટીકલ પેનશન મલતું હતું. મરહુમ બાઈ બાહોશ, ઉદાર અને ખબરદાર હતાં.

# ગુજશતે સાલમાં જરથોસ્તી કોમમાં નિપજેલાં ત્રણ આફ્તકારી મોત અને તેથી ગયલી ભારે ખોટ.

ગુજશતે સાલ જરથોસતી કોમના સંબંધમાં મોટા તથા ઉથલપાથલ કરનારા બનાવો માટે બહુ ફળદ્રુપ પસાર થયું છે. હમકોમીઓ વચે ચિવટ મત ભેદો ઉઠયા છે, અને ઘણા મોટા મુકદમા કોર્ટની દેવડીએ ચઢયા છે, જેમનાં શેવટ જો અંજુમનની લાગણી તથા વિચાર આચારને અનુસરતાં નહી આવે તો કોમનાં ખુદ બંધારણમાં મોટી ઉથલપાથલ થવાની, બલકે તેનો પાયો લુલો થવાની ધાસ્તી રાખવામાં આવે છે. એવા અસ્થીર તથા અચોકસ મામલામાં કોમનાં બંધારણના થાંભ સમાન, પોતાનાં તન, મન, ધન તથા વગથી કોમને નિભાવી લેનાર તથા તેની રાહબરી અને ઓરતપનાહી કરનાર કોમનાં મદદગાર ત્રણ મુરબ્બીઓ એક પાછળ એક કજાના તીરને આધીન થઇ મીનોઇ તરફ કુચ કરી જાય, એ કોમનાં કમનસીબની વાત છે. ગુજશતે સાલે, એવા બે મહા પુરૂષો તથા એક મહા બાનુના ઉપરાશાપરી ભોગ લઇ જરથોસતી કોમને ગમના રોહમાં ગીરફતાર કીધી છે, અને તેની ચાલુ મુસકેલીઓમાં બેહદ ઉમેરો કર્યો છે. એક સર જમશેદજી જીજીભાઇ (ચોથા) બેરોનેટ, એક સરદાર શમસુલ ઓલમા દસ્તુર હોશંગ જામાસ્પ તથા એક બાઇ આવાંબાઈ ફરામજી પીટીટ, એવાં કોમને ઝલકાટ તથા જેબ દેનાર મનુષ્યરૂપી અમુલ્ય રત્નો કાંઈ કોમને વારંવાર મલતાં નથી, અને તેવાં રત્નો ખોહી બેસવાની સામટી ખોટ ગુજશતે સાલમાં પારસી જરથોસતી કોમને ખમવી પડી છે. એ સાલનાં મુલ મંડાણમાંજ, રોજ ૨૧ મો માહ ૧ લો શેહેનશાહી સને ૧૨૭૭ ને દીને પ્રથમ બાઇ આવાંબાઈ પીટીટ બેહેશતનશીન થયાં; તેમના પાછળ રોજ ૧૩ મો માહ ૮ મો શેહેનશાહી સને ૧૨૭૭ ને દીને સરદાર દસ્તુર હોશંગ કુચ કરી સીધારયા, અને હજુ તો એ મરણના કારી ઘા રૂઝાયા નહી તેટલાં વલી રોજ ૮ મો માહ ૧૦ મો શેહેનશાહી સને ૧૨૭૭ ને દીને નામદાર સર જમશેદજી જીજીભાઇ (ચોથા) બેરોનેટ તેઓને દુંબાલે રવાના થયા—જાણે મીનોઇની રૂહાની અનજુમનમાં પણ તેમની સામટી હાજરીની જરૂર પડી હોયની! આ ત્રણે નેક નામો પોતપોતાના જુદા જુદા અધીકારોની રૂએ જુદી જુદી રીતે કોમનાં મદદગાર થઇ પડયાં હતાં, અને તેજ પ્રમાણે તેની મહાભારત સેવા બજાવી ગયાં છે. બાઇ સાહેબ આવાંબાઇ પોતાની અખુટ દોલત તથા પાદશાહી સખાવત વડે ટોલાની તંગદસ્તી, બેકારી તથા બેરોજગારીની મુશકેલીઓ ટાલવામાં સાહયકારી થઇ પડયાં હતાં, દસ્તુરજી સાહેબ હોશંગજી પોતાની અથાગ કાબેલીઅત, વિદવતા, ફસાહત તથા દીનની રાહબરીથી ટોલાના એક સાચા તથા સાવધ ભોમ્યા થઇ પડયા હતા; જ્યારે સર જમશેદજી (ચોથા) બેરોનેટ સાહેબ પોતાની ખાનદાની અમીરી, વડી અકાબરી, બોહલા વગ તથા કુનેહબાજ કારસાજીથી ટોલાનાં માન મોટાઈમાં વધારો કરનાર તથા તેનું અખંડપણું જાલવનાર થઇ પડયા હતા. પોતપોતાના એ અધીકારોમાં એ ત્રણે નામવરો કેવાં ભરીપુર્ણ હતાં, અને તેની રૂએ ટોલાની સેવા તેઓ કેવાં બહોલાં પ્રમાણમાં બજાવી ગયાં છે, તે હેઠલ આપેલા તેઓની જીંદગીના જુદા જુદા હેવાલોમાં વીગતે માલુમ પડશે. તેઓની જીંદગી જરથોસતી ટોલાની એક મોટાઇ તથા મગરૂરી હતી, અને તે પારસીઓના "આમ" લોકને જેટલી આનંદ ઉપજાવનારી, તેટલી પારસીઓના "ખાસ" વર્ગને નકલ કરવા તથા ધડો લેવા જોગ છે. તેઓને જીવતાં જીવત આપણે ભકતીભાવથી નમતા તથા પુજતા હતા; અને હવે જ્યારે તેઓ આપણુથી જુદાં પડયાં છે ત્યારે આપણે દુવા ગુજારીશું કે તેમનાં અશો રૂહ બુલંદ બેહસ્તનું અમર સુખ પામો, અને તેઓ ગેબી રીતે આપણા ટોલાની પાસબાની તથા મદદગારી કરતાં રહો.

ઉપર જણાવેલાં ત્રણ મોટા ભોગ ઉપરાંત વરસની આખેરીએ ખા૦ બા૦ બમનજી બેરામજી પટેલ જેવા એક જાહેર તવારીખ નવેસનુંબી મરણ નીપજ્યું છે, એબી કોમને નાની ખોટ જેવું નથી.

## સખીવજુદ બાઇ શાહેબ આવાંબાઇ ફરાંમજી પીટીટ.

ઉમર વરસ ૫૫.



**જનમ**—રોજ ૨૯ મો આસતાદ, માહા ૩ જો ખોરદાદ શેહેનશાહી સને ૧૨૨૨ યઝદેજરદી, તારીખ ૨૦ મી ડીસેમબર સને ૧૮૫૨ ઇસવી, સંવત ૧૯૦૯ ના માગશર શુદ ૯ ને વાર સોમ.

**મરણ**—રોજ ૨૧ મો રાંમ, માહા ૧ લો ફરવરદીન શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી, તારીખ ૪ થી અકટોબર સને ૧૯૦૭ ઇસવી, સંવત ૧૯૬૩ ના ભાદરવા વદ ૧૨ ને વાર શુકર.

# બાઈજી સાહેબ આવાંબાઈ ફરામજી પીટીટ.

## તેમનું દુ:ખદાયક મરણુ અને તેમની જીંદગીનો તથા પરમાર્થી કામોનો હેવાલ.

હમણાં જ્યારે આપણા જરથોસ્તી ટોલામાં ગરીબી, બેકારી તથા બેરોજગારીનાં તરેહવાર સંકટ વધી પડયાં છે, અને તે સંકટોમાંથી તેમને રાહત આપનારા સખીદસ્ત પુરૂષો તથા પરમારથી બાનુઓ એક પછી એક આ દોરંગી દુન્યાને છેલી સલામ કરી ગુજર પામતાં ગયાં છે, ત્યારે તેવાં જે આંગલાંનાં એક ટેરવાંપર ગણાય એટલાં જુજ સખી નર નારીઓ પરવરદેગારની કરમ બખશેસથી, પારસી કોમનાં સારાં નસીબે બાકી રહયાં છે, તેઓમાંનાં એકનો ભોગ ગુજશતે સાલે લીધેલો જણાવતાં બેહદ દુ:ખ ઉપજે છે. અમે આપણી કોમનાં હાતમ દીલ, સખીવજુદ, દીનદાર, પરહેજગાર, સદગુણી બાનુ બાઈજી સાહેબ આવાંબાઈ તે મરહુમ શેઠ ફરામજી દીનશાજી પીટીટનાં વીધવા અને મરહુમ સખાવતે બહાદુર શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં બેટીનાં માત્ર પંચાવન વરસની વયે નીપજેલાં અકાલ મરણુ માટે બોલીએ છીયે, કે જે મરણુ તા૦ ૪ઠી અકતોબર ૧૯૦૭ (રોજ ૨૧ મો માહ ૧ લો શેહેનશાહી સને ૧૨૭૭ અને શુક્રવાર) ને દીને સહવારે સાત વાગે શ્રી મુંબઇ મધે રીજ રોડ ઉપરનાં તેમનાં આલીશાન મકાનમાં, લકવા તથા કેનસરની જીવલેણુ બીમારીથી, બાહોશ ડાકટરોની કુશલ સારવાર છતાં નિપજયું હતું. બાઈજી સાહેબ આવાંબાઇનો જનમ રોજ ૨૬ મો આશતાદ માહ ૩ જો ખોરદાદ શેનશાહી સને ૧૨૨૨ યજદેજરદીને દીને થયો હતો, તેવો પોતાનાં ખાનદાનની મોટાઈ, ભલમનસાઇ, સદગુણુ, ધરમીપણું, સખાવત તથા અહોલા અને પ્રમાણીક વહીવટથી મુંબઇમાં તેમ દેશાવરો ખાતે, પોતાના પીતા, કાકા, પતી તથા માતુશ્રીનાં જેવાંજ જાણીતાં તથા માનીતાં થઇ પડેલાં હતાં, જેથી તેમનાં મરણુની ખબર ફેલાંતાંજ સઘલી તરફ, કોમ પરકોમમાં દલગીરીનો એક જબરો, વીજલીક આંચકો પ્રગટી નીકલ્યો હતો. તેમની સખાવત સામાન્ય રીતે જાત પરજાતના તફાવત વગરની, "કેથોલીક" હતી; તોપણુ તેમની સખાવતનો "સિંહનો હીસ્સો" મુખ્યત્વે આપણી પારસી કોમને મલ્યો જતો, તથા તેમની લખ્ખો રૂપ્યાની જાહેર સખાવતો ઉપરાંત પારસી ગરીબ ગુરબામાં તેમની છુપી સખાવત બહોલી હતી, જેથી પારસીઓને તો તેમનું મરણુ પોતાનાં એક મેહરબાન માતુશ્રી ખોહવા જેવું આફતકારી લાગ્યું હતું, કે જે પોતાની ઉંડી લાગણી તથા મરનાર બાઇ તરફનો પોતાનો અનંત ભકતીભાવ, પેહલે સપાટે તેવણુની પાયદસ્તની ક્રીરીયા તથા મજલેશમાં હજારોની સંખ્યામાં હાજર થઈ, ઘણાકોએ છેક ડુંગરવાડી સુધી તેમને અવલ-મંજલ પહોંચાડવામાં ભાગ લઇ, અચુક રીતે દેખાડી આપ્યાં હતાં, કે જેની મોટી, ઠઠમાર દબદબા ભરેલી પાયદસ્તની ગમખાર મજલેસ પારસીઓમાં કવચીતજ મલતી જોવામાં આવે છે.

બાઇ આવાંબાઈ એક અમીરી ઘેરમાં, અને "મોઢાંમાં સોનેરી ચમચા" સાથે જનમ્યાં હતાં, તેમ તેઓ પોતાના મોટા સદગુણો વડે જાતે તથા ખસલતે પણુ મોટાંજ હતાં. તેમની મોટાઇ એવડી એવડી હતી. તેમનાં માત પીતા મરહુમ બાઇ સાહેબ દીનબાઈ તથા મરહુમ શેઠજી સાહેબ નશરવાનજી માણેકજી પીટીટ હતા; જેઓ બંનેની સખાવતો એટલી બધી જગ મશ્હુર છે, અને તેની નોધ પ્રસંગોપાટ આ કેલેંડરમાં લેવાઇ ચુકેલીછે, કે તેની પાછી લંબાંણુ યાદ અત્રે આપવાની જરૂર નથી. દીકરી તરીકે પોતાનાં મા બાપનાં તેઓ એક પુરાં હતાં; જ્યારે એવણુના ભાઇ મરહુમ શેઠ જમશેદજી નશરવાનજી

પીટીટ પણ દીકરા તરીકે આ બાપના એક પુરાજ હતા, અને તેઓ જેમ એક સખી દસ્ત તરીકે તેમ સાહીત્યના એક પુજારી તથા ગુજરાતી ભાષાના એક કુદરતી બખશેસ પામેલા કવી તરીકે જગપ્રસીધ થઇ ગયા છે. એવાં કીર્તીવાન મહીરાં ઉપરાંત સાસરયું પણ, બાઇ આવાંબાઈ એવુંજ કીર્તીવાન, દોલતવાન, તથા દયાવાન પામવાને ભાગ્યશાળી થયાં હતાં. તેઓ સખાવતે બહાદુર મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટ તથા તેમનાં સખી મોહરદાર મરહુમ બાઈ શાકરબાઇનાં વહુ, અને એઓના બીજા પુત્ર સખીદસ્ત મરહુમ શેઠ ફ્રામજીનાં ધણીયાણી થતાં હતાં. પણોતું પીટીટ ખાનદાન જેમ પોતાની મોટી દોલત તથા વેપાર ઉદયોગ સંબંધી પરાક્રમો માટે તેમ પોતાની પાદશાહી સખાવતો માટે જગ આશકાર છે–"સખાવત" એ તેનો જાતી ખવાસ છે, સખાવત એ તેનો કુદરતી વારસો છે, અને સખાવતજ તેનો મુદ્રાલેખ છે; અને ત્યારે એ મોટા ગુણો તેમની પુત્રી તથા વહુ તરીકે બાઈ આવાંબાઇમાં ઉતરે તેમાં કસી નવાઇ નથી. "રાણુંનાં જણ્યાં તે રાણુંજ હોય." સદરહુ સઘલાં પીટીટ ખાનદાનીઓનાં મરણથી પારસી જરથોસ્તી કોમને ગયલી ખોટ, બાઈ આવાંબાઈએ ઘણે દરજજે પુરી હતી, અને તેમ કરીને એ ખાનદાનની તથાકુતે સાથે પારસી જરથોસ્તી સીકકાની કીર્તી કાયમ તથા તાજી રાખી હતી. તેમનાં મરણથી આપણા ટોળાને જો કે ભારી ખોટ ગઈ છે, તો પણ આપણી આશાની કલી હજુ તદન કરમાઈ ગઇ નથી. પીટીટ ખાનદાનના સખીદસ્ત તથા કીર્તીવાન નબીરાઓ હજુ હઇયાત છે. "સીંહનાં બચાં સીંહજ નીવડે" તેમ, એજ મરહુમ બાઇના પુત્ર સર દીનશાહ માણેકજી બીજા બેરોનેટ તથા મરહુમનાં પુત્રી બાઈ હમાબાઈ પોતાનાં મરહુમ માત પીતા તથા વડીલોના જેવુંજ અમીરી ખમીર તથા સખી દીલગુરદો ધરાવે છે. વલી મરહુમ બાઇ આવાંબાઇના દેર શેઠજી સાહેબ બહમનજી દીનશાહજી પીટીટ પોતાની પાદશાહી સખાવતથી, તથા તેમના સપુત શેઠ જેહાંગીર બહમનજી પીટીટ પોતાની જાહેર હીંમત તથા પ્રજા સેવા અને કોમ કલ્યાણી કામોથી, પોતાનાં ખાનદાનની તથા કોમની કીર્તીમાં ઉમેરો કરતાજ જાય છે. અમારી ખરાં જીગરની દુવા છે, અને તેમાં તમામ કદરદાન બસ્તે કુસ્તીઆન જરથોસ્તીઓ અંતઃકરણથી ભાગ લેછે કે, તે પાક પરવરદેગાર પીટીટ ખાનદાનના હઇયાત બેટા બેટીઓ તથા નબીરાંઓને સુખી સલામત રાખવા જોડે તેમને નેક તથા સખાવતી હેદાએત બખશે, અને મરહુમ બાઇ આવાંબાઇનાં પાક રૂહને અમર તથા અખંડ શાંતીમાં રાખો ! આમીન !

બાઈ આવાંબાઇ આ પ્રમાણે જો કે સુખ્યારે ઘેર, માતબર કુટુંબમાં અને દોલતના ઢગમાં જનમેલાં તથા સુખ, લાડ, મોજને મોટાઈમાં ઉછરેલાં હતાં, તોપણ જાલમ જમાનો તેમનાં સુખનાં શરબતનાં પીઆલાંમાં દુઃખના કાતેલ કતરા ભેલવા વગર રહયો ન હતો, અને એ રીતે તેમને સુખ સાથે દુઃખનો અનુભવ પણ મલ્યો હતો, કે જે અનુભવે તેમની સખી મનોવ્રતીમાં ઘણો વધારો કર્યો હતો. ભરજવાન વયે તેમના ઉમરાવ ધણી શેઠ ફ્રામજી બેહસ્તનશીન થયા હતા, જેથી તેમની પાછલી જીંદગી એક વીધવા સતી જેવી હાલતમાં પસાર થઇ હતી. પતી ઉપરાંત પોતાના એકપુરા સદગુણી જવાન ભાઇ શેઠ જમશેદજી પીટીટનાં મરણનો પણ ઘા એમને લાગો હતો, અને તે એવે કવખતે કે જયારે તેમનાં વરધ માત પીતા હઇયાત હતાં, જેથી તેમને દીલાસો આપી નીભાવવા જોડે તેમના ઘર ખટલા વગેરેની બ્યવસ્થા જાળવી રાખવાનો કેટલોક બોજો પણ તેમને સીર પડયો હતો. બાઈ આવાંબાઈ જોકે આજના જમાનાની મધ્યમ કેળવણી પામેલાં હતાં, તોપણ તેમની જાતી ચાલાકી એટલી બધી હતી, અને પોતાનાં સદગુણી માત પીતાની દેખરેખ હેઠલ ઘર સંસારી તાલીમ તથા અનુભવ અને ધરમ ધ્યાનના સબકો એવાં ઉંચા મલ્યાં હતાં કે, તેઓ સરવ પ્રકારે એક " એકોમપલીશડ લેડી " બન્યાં હતાં, અને પોતાનાં મહીરાં તથા સાસરાં ઘરનાં ખરેખર એક "પ્રધાન" થઇ પડયાં હતાં. ઘર સંસારના વહીવટ ઉપરાંત, પોતાના ભરથાર તથા માતપીતાનાં મરણ પાછી તો પોતાની લખો રૂપાની માલ મીલકત, વીગેરેના તથા પોતાના કુટુંબીઓએ સ્થાપેલાં લખો રૂપીઆનાં ધરમખાતાંઓના વહીવટમાં ઉલટ ભરેલો ભાગ લીધો હતો.

મરહુમ બાઇ આવાંબાઇની ખાસ ખુબી તેમનાં ધરમચુસ્તપણાં, પાકી પરેહજગારી તથા કીરીઆ ભણતરોમાં હતી. એ ખુબી પીટીટ ખાનદાનમાં ઓઘે ઉતરી આવેલી છે, અને તેનો પવીત્ર વારસો મરહુમ બાઇને પણ મલ્યો હતો. તેઓ જેટલાં દયાલુ, સખી, તેટલાંજ ધરમધ્યાની અને ખુશ સ્વભાવનાં હતાં—જેનો આબેહુબ દેખાવ આ લખાંણ જોડે આપેલી તેમની એક શુંદર શબી ઉપરથી માલમ પડી આવશે. ધરમનાં કીરીઆ ભણતરો ઉપર તેમનો એતેકાદ એટલો મજબુત હતો કે, કોઇપણ ધરમના અવસર, તેહવાર, કે રવાનના બાજ રોજગાર ચુકતાં નહી. તે કામો મોબેદોને મોજદ આપી કરાવવા ઉપરાંત પોતે જાતે અવસતાઇ બંદગી કરતાં, તથા પાક મુકતાદના દહાડા તો પોતાનો વખત મોટે ભાગે તેમાંજ રોકતાં હતાં. તેમનાં એ એતેકાદથી ઘણા મોબેદોને ચાલુ રોજી મલતી હતી. મોબેદજાદાઓને આશોદાદથી કે બીજી હરકોઈ રીતે વરતાવવા તથા આગલ પાડવામાં તેઓ સવાબ તથા સંતોષ માનતાં હતાં. પોતે જાતે સખી હતાં, અને વલી પોતાના પતીને તેમજ માત પીતાને તેમનાં સખાવતી કામમાં ઉલટ તથા ઉતેજન આપી ધરમના કામો હાર પાડતાં હતાં. તેમના પતી તથા માત પીતાની કેટલીક સખાવત તો તેમની નેક સલાહને આભારી કહેવાય છે. તેમની જાહેર સખાવત લખો રૂપીઆની થઈ છે, જેની વીગત તથા સરવાલો આગલ ચાલતા જોવામાં આવશે. તે ઉપરાંત તેમની છુપી સખાવત, જે કુમારી પારસી કન્યાઓને પરણાવવા તથા મુફલેસોને, વીધવાઓને તથા નાવારેશોને મદદ કરવા વગેરે માટે થતી હતી તે પણ બાહલી હતી. તે કેટલી હશે તેનાં ખ્યાલ એટલાંથીજ આવશે કે, માત્ર નાચાર બેચાર પારસીઓને મદદ આપવા માટ્ટ તેઓ દર માસે બે હજારથી વધુ રૂપીઆ દયાદાન કરતાં હતાં. તેમનાથી આશરો મેલવનારાં એવાં સંખ્યાબંધ માણસો તેમનાં મરણથી હવે નીરાધાર થઈ પડયાં છે—કહો કે તેમનાં મનથી પોતાનું રક્ષણ કરનાર એક ધરમમાતા ગુમ થઇ ગયાં છે, અને તેમને માથેનું રક્ષક છત્ર જતું રહયું છે.

હમજાત તરફની તેમની દયાદાજ એટલાંમાંજ અટકી ન હતી. મુંબઇની પારસી આરફનેજ, જે એમનાં મરહુમ માત પીતાએ પોતાના મરહુમ સપુત શેઠ જમશેદજીની યાદગારી તથા પુણ્ય માટે લખો રૂપીઆનાં ખરચે સ્થાપેલી છે, તેનાં કામમાં તેવણ બહુજ કાલજીથી ઉલટ લેતાં રેહતાં હતાં. તેવણથી એ ખાતાંમાં દરજીના હુંનરની કેળવણી દાખલ થઈ છે, તેમજ બેન્દ વગાડવાની તાલીમ પણ નજદીક ચાર વરસ સુધી એવણનીજ બખ્શેશને આભારી હતી.

મરહુમનાં માતાજી બેહસ્તનશીન બાઇ દીનબાઇએ રૂપીઆ પાંચ લાખની પાદશાહી રકમ મુંબઈમાં ફોરાસ રોડ ઉપર આવેલી પોતાની ખાલી પડેલી મોટા વીસ્તારની એક જગા ઉપર પારસીઓ માટે સસ્તાં ભાડાંનાં મકાનો બાંધવા માટે પોતાનાં છેલ્લાં વસીયતનામાંથી આપી ગયાં હતાં, જે મુજબ એ કામ મરહુમ બાઈ આવાંબાઇએ ઘણી ઉલટથી હાર પાડવાની શરૂઆત કીધી હતી. પોતાનાં માતાજીએ મુંબઇમાં સ્થાપેલાં બે પારસી વીધવા આશરમોને પણ મરહુમ બાઈ આવાંબાઈની મદદ હતી. મલબાર હીલ ઉપર બંધાયલું પાંચ લાખ રૂપીઆની પાદશાહી સખાવતનું ગંજાવર તથા સુંદર "ફ્રામજી પીટીટ સેનીટેરીઅમ" જો કે એ મરહુમ શેઠની પોતાની પુંજીમાંથી બંધાયલું છે, તોપણ તેમાં તેમનાં એ સદગુણી ધણીઆણી—બાઈ આવાંબાઈની ઉલટ, તથા કારસાજી અને મદદનો મોટો હીસો હતો. મરહુમ શેઠ ફ્રામજી પોતાનાં વસીઅતનામામાં ફરમાવી ગયા હતા કે, મારી પુંજીનો પાંચમો ભાગ પારસીઓ માટે એક ઉપયોગી ધરમખાતું સ્થાપવામાં રોકવો તે ઇચ્છાને માન આપી બાઈ આવાંબાઇએ પોતાના બેટા હાલના સર દીનશાહ પીટીટ સાથ મલી એ સેનીટેરીયમ બંધાવ્યું હતું, જે આજે પારસી કોમને એક મોટા આસીરવાદ સમાન થઈ પડયું છે.

મરહુમ બાઇ સાહેબ આવાંબાઇની કીરતીવંત જીંદગીનો એટલો સામાન્ય સાર આપ્યા પછી હવે તેમની સખાવતનાં જે જાહેર કામો થયાં છે તેની હકીકત ટુંકમાં નીચે આપી છે. એ કામો

મરહુમનાં માતાજી ગુજરયા પછી તરતજ શરૂ થઇને તેમની હયાતી સુધી ચાલુ રહયાં હતાં. તેમાં પ્રથમથી એટલે યઝદેજરદી સને ૧૨૬૮ અથવા ઇસવી સને ૧૮૯૮ થી એઓની પોતાની અંગત સખાવત શહેર થાયછે—તેમાં એઓના ગુજરવાનાં યઝદેજરદી શને ૧૨૭૭ સુધીનાં નવ વરસમાં કુલે જાહેર સખાવતનો આંકડો રૂ. ૪૬૯૭૮૦ નો થવા ગયો છે-તેમાં મોટી અથવા મુખ્ય રકમો નીચે મુજબની છે:—એ નવ વરશમાં ગરીબ જરયોસ્તીઓને તથા બીજી શરવે ન્યાતીના ગરીબ લોકોને જુદી જુદી જાતની મદદો કીધેલી તેમાં નવજોત—લગન કરવા, પોશન કરવા, કપડાં—ખોરાકી આપવા અને દવાદારૂ કરવા તથા ગાંમ દેશ મોકલવા, મરણ ખરચ કરવા વીગેરે કારણુસર આપેલાજ ફકત એકંદર એ લાખની ઉપર થવા ગીઆ છે. તે પછેની શખાવતમાં પોતાના મરહુમ માતાજીનાં પુણને માટે પારસી પંચાયત ફંડમાં રૂ. ૫૦૦૦) અને લાચાર ઇરાનીઓના ફંડમાં રૂ ૩૦૦૦) ભરયા હતા. ઇસ્વી. ૧૮૯૯માં સુરતનાં ભરથાનાવાળાં દોખમાંની સગડી આગળ મોબેદને રહેવા તથા જશનની ક્રિયા કરવા સારૂ એક મકાન રૂ. ૩૧૧૨ ના ખરચે બંધાવી આપ્યું હતું. પોતાના કુટુંબી મોટું નામીચું ધરમખાતું—તે ધી જ૦ ન૦ પીટીટ આરફનેજમાં પોતાના માતુશ્રી બાઈ દીનબાઇ નશરવાનજીની બાજ કરવાને આપેલા રૂ. ૨૪૦૦૦, તથા એમનાંજ પુણને માટે બીજા રૂ. ૩૦૦૦) મલી રૂ. ૨૭૦૦૦) ની રકમ આપી હતી. તથા એ ઓરફનેજના છોકરાઓને બેનડ શીખવવાનાં ઓજારો અપાવ્યાં તેના રૂ. ૧૬૬૪ તથા તેને શીખવવાનાં ખરચના યઝદેજરદી સને ૧૨૭૪ માં રૂ. ૧૪૦૦, તથા બીજી પરચુટણ મદદો મલી કુલે રૂ. ૩૦૦૦૦ ની રકમ આરફનેજમાં આપી હતી. ધી ફરામજી દીનશાહ પીટીટ પારસી સેનેટરીયમમાના બાંધકામની અંદર ઘટ આવી તેના રૂ. ૧૨૫૦૦ આપી—એમાં બીજા રૂ. ૧૮૨૧ નું ફરનીચર મુકાવ્યું હતું. યઝદેજરદી સને ૧૨૭૧ માં પુણા મધેના ધી નશરવાનજી માણેકજી પીટીટ હાલ મધે રૂ. ૨૭૪૪ને ખરચે સમારકામ કરાવ્યું હતું તથા એજ દરેમેહરને લગતાં મકાનનો એક ઓરડો વધારવા રૂ. ૪૦૬૫ ખરચયા હતા. સને ૧૨૭૨ માં રૂ. ૪૯૬૩ ખરચી મોદીખાના મધેનાં શેઠ નશરવાનજી માણેકજી પીટીટ વીવવા આશરમમાં ફેરફાર કરી અપાવ્યો હતો. ધી જમશેદજી નશરવાનજી ઇનસટીત્યુટ (લાયબરેરી) માં ફરનીચર અપાવા માટે રૂ. ૯૫૭૭, અને એજ ઇનસટીત્યુટની જુબીલી જે સને ૧૨૭૫ યઝદેજરદીમાં થઇ તેનાં ફંડમાં રૂ. ૧૦૦૦) આપ્યા હતા. ઇ૦ સ૦ ૧૯૦૦ ના સાલમાં જુદે જુદે ઠેકાણેનાં દુકાળનાં ફંડમાં રૂ. ૪૫૦૦ સુધીની રકમ ધરમાદા મોકલી હતી. ૧૯૦૧માં ઈંડીયન મીડલેંડ રેલવેપર આવેલાં "બીનાં" મથકપર જરયોસ્તીઓની આરામગાહની જગાપર એક મોટો કુવો રૂ. ૫૦૦) નાં ખરચે મરહુમ સર દી૦ મા૦ પીટીટના પુણને માટે બંધાવી આપયો હતો. ભરૂચમાં શેઠ જ૦ ન૦ પીટીટ કન્યાશાલાનું નવું મકાન ખરીદવા રૂ. ૬૬૯૯, ઈ૦ સ૦ ૧૯૦૨માં ગોલવડનાં રેલવે સટેશનથી તે જહાંબોરડીનાં જ૦ ન૦ પીટીટ સેનીટેરીઅમ સુધીની ૨૩ માઇલ લાંબી પાકી સડકનો રસતો તથા ગોવાડા ગામના દોખમાપર જવાની ખાડીપરનો પાકો પુલ રૂ૮૦૦૦ ખરચી બંધાવી આપયો હતો. ડા૦ મીલસને ઓકસફર્ડ યુનીવરસીટી મધે જંદ શીક્ષક તરીકેના પગારના રૂ. ૩૦૦૫ તથા સેનટઝવીયર કાલેજમાં સાયંસની સ્કોલરશીપ આપવા રૂ. ૧૦૦૦, એલેકઝાનદ્રા ઇનસ્ટીટયુશનમાં લેડી જીમનેસીયમ ઉઘાડવાના ફંડમાં રૂ. ૧૦૦૦ અને સર દીનશાહ માણેકજી પીટીટ જીમનેસીયમનાં ફંડમાં રૂ. ૫૦૦ આપ્યા હતા. ખેતવાડીની બોમબે નેટીવ ડીસપેનસરીનાં ખરચનાં ઘટાડાના ઉમેરવા રૂ. ૩૭૮૫, આપ્યા હતા. ઇસવી સને ૧૯૦૨ માં પુણાની દીવાંનશાલામાં પારસી વારડ બાંધવાને રૂ. ૨૦૦૦૦ ની રકમ સરકારને આપવા જણાવી હતી. એજ સાલમાં વાંદરાની મયુનીસીપલ સ્કુલ સારૂ એક મકાન બંધાવવાને રૂા ૧૦૦૦૦ની રકમ તયાંની મયુનીસીપાલીટી એવી શરતથી આપી હતી કે, એ સકુલને માટે જેટલા રૂપીઆ એવણુ આપે તેટલા મયુનીસીપાલીટીએ આપવા, અને સકુલને મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનું નામ આપવું. એ શરત મયુનીસીપાલીટીએ બહાલ રાખવાથી તારીખ

૨૨ મી એપ્રેલ ૧૯૦૫ ને દીને તેનો પાયો નાંખવાની ક્રીયા કરવામાં આવી હતી. ૧૯૦૩ માં ખેરગામની શેઠ ન૦ મા૦ પીટીટની ડીસપેનસરીનાં કંપાઉનડરનાં પગારનાં વધારા માટે રૂ ૩૫૦૦, ડાક્ટર હોરમજી માણેકજી માસીનાએ સ્થાપેલી આસપીટલમાં ગરીબ જરથોસ્તીઓની મુફ્ત સારવાર કરવા માટે એવણે ૧૯૦૩ ના જાનેવારી માસથી દર માસે રૂ. ૫૦૦ લેખે ૨૬ માસ સુધી રૂ. ૧૩૦૦૦ ની મદદ કરી હતી, તથા તેજ હાસપીટાલમાં તેવીશ માસ સુધી એક મકાન ભાડે લેવાને રૂ. ૯૨૦૦ ની મદદ કરી હતી. તે સાથે ડા૦ માસીનાની હાસપીટાલનું નવું મકાંન બાંધ-ધવાના ફંડમાં રૂ. ૫૦૦૦) ની રકમ ભરી હતી. ૧૯૦૩ના ઉનાળાની મોસમમાં એઓ નીલગીરી મધે હવાના ફેરફારને માટે ગયાં, તયાં જરતોસ્તી રવાનોની આરામગાહની જગ્યાને દરૂસ્ત કરી એક બાગ બનાવવા તથા સારી રીતે નીભાવવા માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું તેમાં એવણે પ્રથમ રૂ૧૦૦૦ ની મદદ કરી હતી. એજ સાલમાં વાંદરા મધે બાઇ શીરીનબાઇ કામાએ ઉઘાડેલાં 'કોનવેલેસંટ હોમનાં" ફરનીચર વગેરે ખરીદવાને રૂ૧૫૦૦ ભેટ આપયા હતા. તથા ૧૯૦૫માં એવણે એજ કોનવેલેસંટ હોમમાં ૫) બીછાનાં સાચવવાના ખરચ માટે એક વરસના રૂ૧૮૦૦ આપયા હતા. —૧૯૦૪ માં ગ્રાંટ મેડીકલ કોલેજના ફંડમાં રૂ. ૨૫૦૦ તથા 'ફીજીઓલોજીકલ' ખાતાંમાં જોઇતી માઇક્રોસકોપ ખરીદવાને રૂપીઆ ૧૦૦૦ની રકમ ભેટ આપી હતી. તથા રૂ. ૫૦૦૦)' સર જ૦ જી૦ હાસપીટાલનાં નરસીંગ ફંડમાં આપયા હતા. ૧૯૦૫માં અત્રેની 'એડમસ વાઇલી આસપીટલનાં' ફંડમાં રૂ૨૫૦૦૦ ની રકમ ભેટ આપી હતી, જે મધેથી રૂ૧૦૦૦૦ ને ખરચે ખડીનાં દરદીઓ માટેનો ખાસ "વારડ" શેઠ નશરવાનજી માણેકજી પીટીટના નામથી બાંધવા, અને બાકીના નીભાવ ફંડમાં આપયા હતા. એજ સાલના એપ્રેલ માસમાં પંજાબ તરફ થયલા મોટા ધરતી-કંપથી ધરમસાલા, લાહોર, મસુરી, કાંગરા, સીમલા, વગેરે મથકો ઉપર હજારો લોક નાશ પામયું હતું, તેમની મદદને માટે એઓએ ત્યાંના લેફ્ટનંટ ગવરનર ઉપર તાર મારફતે રૂ. ૧૦૦૦ મોકલી આપ્યા હતા. એજ સાલમાં અત્રે કુતરાઓને રોટલા ખવડાવવાને માટે ઉભાં થયલાં ફંડમાં રૂ૩૦૦૦ ભેટ આપયા હતા. સને ૧૯૦૫ માં મુંબઇમાં ઉભી થતી પારસી જનરલ હાસપીટાલમાં પોતાનાં મરહુમ માતાજી દીનબાઈ પીટીટને નામે એક બીછાનું સ્થાપવા માટે રૂ૫૦૦૦, આપયા હતા. એજ સાલમાં રાયલ વીઝીટ ફંડ યાને નામદાર રાજકુવર પ્રીનસ ઓફ વેલસ અને તેવણનાં મોહરદારની મુંબઇમાં પધરામણી થઈ તેના આવકાર ફંડમાં રૂ. ૫૦૦૦.

ઉપર નોંધેલી મરહુમની સખાવત જાહેર રીતે થયલી છે, પણ એ ઉપરાંત તેમની ખાનગી સખાવત પણ એવાંજ મોટાં પ્રમાણમાં થઈ છે, જેની ખબર કે વીગત જાહેરમાં આવી શકી નથી. બંને કીસમની મલી તેમની સખાવત લખો રૂપીયાની થઇ છે. ફક્ત નવ વરસમા તેમની થયલી સખાવતના આંકડા નીચે પ્રમાણે જાહેર થયા છે, જે વરસોના અનુક્રમે અત્રે નોંધી લઇયે છિયેઃ—

| પારસી વરસ. | | કુલ સખાવત. |
|---|---|---|
| યજદજરદી સને | ૧૨૬૮ | ૧૪૮૬૪ |
| " | ૧૨૬૯ | ૪૮૭૫૦ |
| " | ૧૨૭૦ | ૩૪૬૨૫ |
| " | ૧૨૭૧ | ૩૭૩૨૩ |
| " | ૧૨૭૨ | ૧૧૦૧૬૦ |
| યજદજરદી સને | ૧૨૭૩ | ૭૦૦૫૭ |
| " | ૧૨૭૪ | ૭૪૪૮૧ |
| " | ૧૨૭૫ | ૪૫૬૦૪ |
| " | ૧૨૭૬ | ૩૩૬૪૬ |
| | | ૪૬૯૭૮૦ |

એની રૂહે નવ વરશની મુદતમાં મરહુમ બાઇ સાહેબ આવાંબાઇની જે જાહેર સખાવત નજદીક પોનાપાંચ લાખની અંકાઇ છે, તેમાંથી નીચે મુજબનાં જાહેર ધરમખાતાંઓને નીચલા ફાલા મલેલા જણાય છે:—

| | |
|---|---|
| ગરીબ જરથોસતીઓને તથા બીજી ગ્નાતનાં ગરીબોને મદદ કરવા—તેમાં નવજોત-લગન કરવા, પોશન કરવા, કપડાં અને અનાજ ખોરાક-કેલવણી આપવા, તેવોને પોતાને ગાંમ પરદેશ મોકલવા, દુખી દરદીઓને દવા દારૂ કરવા તથા મરણુ ખરચ કરવા વીગરે વીગરે આપેલા... ... ... ... | રૂ ૨૦૫૪૩૯ |
| ધરમનાં મકાંનો—જેવાંકે આતશબેરાંમો, આદરાંનો, દરેમેહરો, આતશદાદગાંઓ, ધરમશાલાઓ, દુખમાઓ, શગડી, આરાંમગાહો, શેનીટરીઅમો—વીગરે નવાં બંધાવા, નીભાવવાં, મરાંમત કરવા અને તેવાં મકાંનોને માટે ઉભાં થયલાં ફંડોમાં ભરેલા—વીગરે વીગરે... ... ... ... ... | ,, ૪૧૧૪૨ |
| ધરમનાં દવાખાના—હાસપીટાલો, વીગરે વીગરેમાં ... ... ... | ,, ૭૮૩૦૫ |
| કેલવણીખાતાં—શકુલો, કાલેજો, મદરેશાઓ વીગરેમાં આપેલી મદદો—લોજીંગ બોર-ડીંગ અને શીખવાનાં પગારો આપેલા અને તેવાં ફંડોમાં ભરેલી રકમો ... | ,, ૩૩૩૨૪ |
| ધી જ૦ ન૦ પીટીટ ઇનસટીત્યુત અને બીજી લાયબેરીઓમાં ... ... | ,, ૧૦૫૭૭ |
| રશતાઓ—પુલો—પુસતાઓ વીગરેનાં બાંધકાંમો ખાતે ... ... ... | ,, ૮૮૦૦ |
| પાંણીનાં બાંધકાંમો જેવાંકે નલો મુકાવા, કુવા—તલાવો—વાવો બાંધવા અને ખોડાવા વીગેરેનાં કામો સારૂ આપેલા ... ... ... ... ... | ,, ૧૫૪૫ |
| આગ—આફત—ધરતીકંપ—વીગેરેનાં ફંડોમાં—તથા દુકાલ—મરકી વીગેરેનાં કામોમાં આપેલી મદદનાં ... ... ... ... ... ... | ,, ૭૦૦૦ |
| ધી જ૦ ન૦ પીટીટ આરફનેજ જેવાં પોતાના કુટુંબી ધરમખાતાંમાં આપેલી રકમ. | ,, ૩૦૨૯૭ |
| જાહેર પુરૂશોની યાદગારીનાં ફંડોમાં પરચુટણ ભરેલા ... ... ... | ,, ૧૫૫૫ |
| રાયલ વીઝીટ ફંડમાં—યાને નામદાર રાજકુવર પરીન્સ ઓફ વેલ્સ અને પરીનસેસ ઓફ વેલ્સની પધરામણી સને ૧૯૦૫ માં થઇ તે વેલાએ આવકાર ફંડમાં | ,, ૫૦૦૦ |
| પરચુટણ ધરમના વીગેરેનાં જુદાં જુદાં ઉભાં થયલાં ફંડોમાં ભરેલા... ... | ,, ૫૭૯૬ |
| મુંબઇના કુતરાઓના રોટલાનાં ફંડમાં ... ... ... ... | ,, ૩૦૦૦ |
| મરહુમ બાઇ દીનબાઇ નશરવાનજી પીટીટનાં પુણુ માટે જાહાંબોરડીની શેનીટેરી-અમનાં નીભાવ માટે ... ... ... ... રૂ ૩૦૦૦૦<br>પારસી પંચાયતનાં ફંડમાં ... ... ... ... ,, ૩૦૦૦<br>અને નાચાર ઇરાનીઓના ફંડમાં ... ... ... ,, ૫૦૦૦<br>મલીને પુણુને શારૂ આપેલા ... ... ... ... | ,, ૩૮૦૦૦ |
| | રૂ ૪૬૭૭૮૦ |

એ જાહેર સખાવત ઉપરાંત—ઉપર કહયું તેમ બીજી ખાનગી સખાવતની સાથે મરહુમ બાઇ સાહેબ આવાંબાઇએ પોતાની હઇઆતીમાં પોતાનાં ખેશીઓનાં મરણુ વખતે ઉઠમણામાં આપેલી જુદી રકમો જેમાં પોતાનાં પીતાજી શેઠ નશરવાંનજી માણેકજી પીટીટનાં પુણુ માટે રૂ. ૨૮૦૦૦, પોતાનાં ધણી શેઠ ફરામજી દીનશાહજીના પુણુ માટે રૂ. ૨૫૦૦૦, પોતાનાં મરહુમ માતાજી દીનબાઇ નશરવાનજીનાં પુણુ માટે, પોતાના બાઇ શેઠ જમશેદજી નશરવાંનજી પીટીટનાં પુણુ માટે, અને સસરા સર દીનશાહજી માણેકજી પીટીટનાં પુણુ માટે આપેલી મોહટી મોહટી રકમનો સરવાલો ગણુતાં મરહુમ બાઇજીની સખાવતો હાતેમ દીલની લખોનીજ થઈ છે.

પાછળથી એવણુની તબીઅત લથડવાથી એઓ ૧૯૦૬ના એપ્રેલ માસમાં પોતાના દીકરા દીકરી તથા વહુ સાથે યુરોપની મુસાફરીએ ગયાં હતાં, જયાં ઘણું માન મેળવવા સાથે એ મુસાફરીથી પાછાં ફરયા બાદ પણુ એવણુની તબીઅત ઘણી સુધરી હતી નહીં, અને "કેનસર" બીમારી લાગુ પડી હતી, તે આખરે જીવલેણુ થઇ છે.

## પાયદસ્તની કીરયા તથા મજલેસ.

મરનારનાં મરણને લગતી ખબર શેહેરમાં થોડા વખતમાં ફેલાઈ ગઈ, જેથી જાણીતા પારસી નર નારીઓ તેમના બંગલા તરફ જઇ પુગાં હતાં, અને આખો વખત તે તરફનો રસતો પારસીઓની ગાડીઓથી ભરેલો રહયો હતો. મરનાર પોતાની કોમમાં જેવી રીતે સખાવત કરવાથી જાણીતાં થયાં હતાં, તેથી સઘલાઓની દીલસોજી તેમની તરફ ખેંચાઇ હતી, અને તેમની મરણની ખબર સાંભળી સઘલાંઓને દલગીરી ઉપજી હતી. પારસી કોમને તેમનાં મરણથી એક મોટી ખોટ થઈ ગઇ છે, ગરીબોએ પોતાના સદાના એક મદદગાર ગુમાવયાં છે, જે સઘળો દેખાવ તેમની કહાડવામાં આવેલી પાયદસ્ત વેલા નજરે પડયો હતો. ગુજરયાં તે દીને સાંજે મરનારની પાયદસ્ત કહાડવામાં આવી હતી, જે વેલા તેમના બંગલા આગળ હજારો પારસીઓની એક ગંભીર મજલેશ મલી હતી, જેમાં પારસી કોમના દરેક ખાનદાનવાલાઓ, જડજો, બેરીસ્ટરો, વકીલો, સોલીસીટરો, ડાકટરો, ઈજિનેરો, માસ્તરો વગેરે સઘળાઓ મોટી સંખયામાં હાજર હતા. ગાડી ઘોડાની આવજાથી તે તરફનો રસતો પોલીસે સારી ગોઠવણથી મોકળો રાખયો હતો, એટલુંજ નહી પણ એ વેલાએ ગીબસ રોડ જે દુખમાપર પાયદસત જવાનો મુખ્ય અને બાઇ આવાંબાઈનાં બંગલાથી નજદીક હતો તે સમરાતો હોવાથી રાહાદારીઓ માટે બંધ થયલો હતો—પણ સતાવાલાઓની જાણમાં આવયું કે એ રસતેથી બાઇ આવાંબાઈની પાયદસત જવાથી લોકોને શેહલ પડશે તે ઉપરથી સતાવાલાઓએ તુરત વેલાના ઉપાયો લઇને પાયદસત એ રસતેથી જવાની ખાસ શગવડ કરી આપવાનું માંન મરહુમનાં રૂવાંનને મલ્યું હતું. ગેહસારણાંની ક્રીયા પુરી થવા બાદ મરનારના રવાનને સેવટનો સેજદો કરવામાં આસરે પોણો કલાક નીકળી ગયો હતો, તે વેળાનાં દેખાવે પુર ગંભીરાઈ અખત્યાર કરેલી હતી. દરેકના મોંહ ઉપર દલગીરીનો છાપ દેખાતો હતો. બંગલામાંથી રવાન કહાડવામાં આવયું ત્યારે સગળાઓની આંખો આંસુઓથી ભીનાયલી હતી, જે મરનાર તરફ સઘલાઓની અચુક લાગણી પુરવાર કરી આપતી હતી. પાયદસતની પાછળ પાયદસતે જનારાઓ હજારોની સંખયામાં ચાલતા હતા. રીડજ રોડ ઉપરથી પાયદસત સીધી ગીબસ રોડ ઉપર ગઇ, જયાંથી તેને સેવટની આરામગાહની જગાએ લઈ જવામાં આવી હતી. મરનારનાં પુન માટે એ વેલા હાજર થયલા મોબેદોને દાન કરવામાં આવયું હતું. મરનારનાં માનમાં એ દીને ઓરફનેજ, લાઇબ્રેરી તથા સ્કુલો બંધ રાખવામાં આવી હતી.

## મુંબઇમાં થયલી ઉઠમણાની કીરયા, તેની દબદબા ભરેલી મજલેસ અને તેમાં જાહેર થયલી સાડાચાર લાખ રૂપીઆની પાદશાહી સખાવત.

એ મરહુમનાં ઉઠમણાની ક્રીયા વાલકેશ્વર રીજડ રોડ મધે આવેલા તેમના બંગલામાં કરવામાં આવી હતી, જે વેલા જરથોસ્તીઓની એક મોટી મીજલશ મલી હતી. એ ક્રીયામાં સામેલ થવાને લોકોએ બે વાગતા અગાઉ આવવા માંડયું હતું, અને ત્રણ વાગાતામાં તો બંગલાના બંને હોલો તથા કંપાઉંડ ચીકાર ભરાઈ ગયા હતા. મીજલશમાં દસ્તુરો, અથોરનાનો અને બેહેદીનો વીગેરેએ હાજરી આપી હતી. ઉઠમણાની ક્રીયા દસ્તુરજી સાહેબ કેખશરૂ જામાસજી જામાસપઆસાનાની આગેવાની હેઠલ કરવામાં આવી હતી. ક્રીયા ખતમ થવા બાદ દસ્તુરો અને મોબેદોને સર દીનશાહ માણેકજી પીટીટ તરફથી બબે રૂપ્યા રૂપાનાણું અને સદરાઓ વહેંચવામાં આવયા હતા. એ ઉપરાંત મોબેદો અને ગરીબોને દાદીશેઠના આતશબેહેરામમાં પણ સદરાઅને રૂપાનાણું આપવામાં આવયું હતું.

ક્રીયાની શેવટે મરહુમના પુન માટે કુલ રૂપયા ચાર લાખ છપન હજારની મોટી સખાવત મરહુમ તરફથી તેમજ તેમના બેશીઓ તરફથી નીચલી વીગતે આપવા જાહેર કરવામાં આવયું હતું:—

મરનારની પોતાની પુંજીમાંથી નીચલી વીગતેઃ—રૂ. ૪૦૦૦૦૦

| | રૂપયા. |
|---|---|
| ગરીબ જરથોસ્તીઓ માટે ચાલીઓ બંધાવવા ... ... ... ... | ૨૦૦૦૦૦ |
| પારસી બાઇઓને માટે સુવાવડખાતું બંધાવવા ... ... ... | ૧૦૦૦૦૦ |
| પારસી પંચાયતના ધરમખાતાનાં ત્રસટી સાહેબો હસતકના ફંડોમાં. ... ... | ૧૦૦૦૦ |
| પારસી પંચાયતના ફંડના ત્રસ્ટી સાહેબો હસતકના આંધળાં પાંગલાં જરથોસતીઓની પરવરસી કરવાના ફંડમાં ... ... ... ... | ૩૦૦૦ |
| જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફનેજ ફંડમાં ... ... ... | ૫૬૫૦૦ |
| ગરીબ નાવારસ બાલકોને સદરો પહેરાવા માટે ... ... ... ... | ૧૫૦૦ |
| મુંબઇમા વસતા ગરીબ ઇરાનીઓના પરવરસી કરવાના ફંડમાં ... ... | ૩૦૦૦ |
| ધરમને લગતી ખાનગી ક્રીયા કામ માટે... ... ... ... ... | ૨૬૦૦૦ |
| કુલ રૂ. | ૪૦૦૦૦૦ |

ઉપલી રકમો મરહુમ બાઇ સાહેબે કેવી સરતોએ પોતાના વસીયતનામામાં આપયાં છે તે હવે પછી જણાવવામાં આવશે.

| | |
|---|---|
| મરહુમ બાઈના બેટી બાઇ હમાબાઈ ફરામજી પીટીટ તરફથી. ... ... | ૨૫૦૦૦ |
| મરહુમ બાઇના દીકરા સર દીનશાહ માણેકજી પીટીટ તથા તેઓના છોકરાઓ શેઠ ફરામજી દીનશાહ પીટીટ અને શેઠ માણેકજી દીનશાહ પીટીટ મળી... | ૧૫૦૦૦ |
| મરહુમ બાઇના દીકરા સર દીનશાહ પીટીટના બેટી બાઇ રતનબાઇ દીનશાહ પીટીટ તરફથી ... ... ... ... ... ... | ૨૦૦૦ |
| મરહુમના એક વખાણનાર તરફથી ... ... ... ... ... | ૫૦૦ |

ઉપલી રકમો કયાં ધરમખાતામાં આપવી તે હવે પછી નકી કરવામાં આવશે.

| | |
|---|---|
| મરનારના દેર શેઠ બમનજી દીનશાહ પીટીટ અને ધણીઆણી બાઇ ગુલબાઇ તથા તેઓના છોકરાઓએ રૂ. ૫૦૦૦ ) અંકે રૂપીઆ પાચ હજાર પારસી જેનરલ હોસપીટલમાં ભરયા છે. ... ... ... ... ... | ૫૦૦૦ |

એવી સરતે કે બેહેસતનશીન બાઇ આવાંબાઇ ફરામજી પીટીટને નામનું બીછાણું સથાપવામાં આવે.

મરહુમ શેઠ દીનસાહ માણેકજી પીટીટ પેહેલા બેરોનેટના બેટીઓએ પોતાના મરનાર ભોજાઈ બાઇ આવાંબાઇ ફરામજી પીટીટના પુન અરથે ધરમખાતે આપેલા રૂપીયાની વીગત નીચે મુજબ છેઃ—

| | રૂ. |
|---|---|
| બાઈ હીરાંબાઇ જમશેદજી પીટીટ ... ... ... ... ... | ૩૦૦૦ |
| બાઈ હમાબાઇ ફરામજી કામા ... ... ... ... ... | ૫૦૦ |
| બાઈ માણેકબાઇ પીરોજશાહ બમનજી પીટીટ. ... ... ... | ૫૦૦ |
| બાઈ બચુબાઈ મેહરવાનજી સોરાબજી જમશેદજી ... ... ... | ૧૦૦૦ |
| મરહુમ બાઇ રતનબાઈ ફરામજી દોરાબજી પાંડેના બેટીઓ બાઈ બચુબાઈ તે શેઠ જમશેદજી હીમજીભાઈ પાંડેના ધણીઆણીએ તથા બાઇઓ કુંવરબાઇ તથા મેહેરબાઈ મળી. ... ... ... ... ... | ૫૦૦ |
| મરહુમ બાઈ ભીખાઇજી દાદી નશરવાનજી દાદીશેઠની દીકરીઓ બાઇઓ મેહેરબાઇ તથા બચુબાઈ તથા દીકરાઓ ખરશેદજી તથા નશરવાનજીએ મળી ... | ૫૦૦ |
| કુલ રૂ. ... | ૬૦૦૦ |

| | |
|---|---|
| મરહુમ બાઈના મરનાર જેઠ શેઠ કાવસજી દીનશાહ પીટીટના ધણીઆણી બાઈ આવાંબાઇ તથા દીકરા દીકરીઓ મળી ... ... ... ... | ૧૦૦૦ |
| મરહુમના જેઠના દીકરા શેઠ માણેકજી કાવસજી પીટીટે ... ... ... | ૧૦૦૦ |
| ડોકટર હોરમજી માણેકજી માસીના તથા ધણીઆણી બાઇ જરબાઇ તરફથી મરહુમની પવીત્ર યાદમાં ડોકટર માસીનાના હાસપીટલના નીભાવ ફંડમાં. ... | ૧૦૦૦ |
| બધા મળી કુલે રૂ.... | ૪,૫૬,૫૦૦ |

## બંધ રહેલાં ખાતાંઓ વગેરે.

મરહુમ બાઈ આવાંબાઈનું મરણ નીપજતાં તથા તેની ખબર ફેલાતાંજ આખાં મુંબઇ શેહરમાં તેમ દેશાવરો ખાતે શું પારસી જરથોસ્તીઓમાં કે શું પરકોમના લોકોમાં ભારે ગમગીની ફેલાવા સાથે, ઘણાંક ખાતાંઓ, કારખાનાં, આફીસો તથા સભાઓ બંધ રાખવામાં આવ્યાં હતા. મુંબઇ મીલોનાં એ બાઇ સાહેબને પોતાને હસ્તકનાં તેમજ પીટીટ ખાનદાનને હસ્તકનાં તમામ ખાતાંઓ, મીલો, કારખાનાંઓ, આફીસો તથા શાળાઓ બંધ રહયાં હતાં. તે ઉપરાંત અત્રેની લેડી નોરથકોટ હીંદુ ઓરફનેજને લગતી શાળાઓ પણ તેમનાં મરણને દીને બંધ રાખવામાં આવી હતી. વલી પારસી કોમના લાભ જાલવનારી મંડલીની મેનેજીંગ કમીટીની સભા શેઠ જેહાંગીર બમનજી પીટીટની આફીસમાં શેઠ મેરવાનજી મનચેરજી કામાનાં સરનશીન પણાં હેઠલ મલી હતી તેમાં, મરહુમ બાઈએ મંડલીનાં એક પેત્રન અથવા મુરબી હોવાથી, તેમનાં અકાલ મરણ માટે દલગીરી દરશાવવાનો ઠરાવ કરવામાં આવ્યો હતો. શ્રી પુણા ખાતે મરહુમ સર દીનશાહજી માણેકજી પીટીટનાં નામે તથા સખાવતે જે પારસી જીમખાનું સ્થાપાયલું છે તે પણ મરહુમનાં મરણ દીવસે તેની ખબર મલતાંજ બંધ રાખવામાં આવ્યું હતું. વલી મુંબઇની ડાકટર માસીનાની હાસ્પીટલના મેનેજીંગ ત્રસ્ટી તથા વડા તબીબી અધીકારી ડા૦ હોરમજી માસીનાએ પોતાની હાસ્પીટલમાં એવો ઠેરાવ બાહેર પાડયો હતો કે, "નીચે સહી કરનાર, બાઈ આવાંબાઇ ફરામજી પીટીટના આજે સહવારે નીપજેલાં મરણની ખબર ઘણાજ મોટા ખેદ સાથ જાહેર કરે છે. મરનાર આ ખાતાનાં એક ઘણાંજ દીલસોજ મીત્ર અને હમેસનાં એક ઘણાંજ ઉદાર મુરબી હતાં. તેવણ માટેનાં માનની ઇધાણી તરીકે ત્રણ દીવસ સુધી, ઘણાજ તાકીદનાં હોય તે સીવાય બીજાં કોઇબી 'ઓપરેસનો' આસપીટલમાં કરવામાં આવશે નહી."

## દેશાવરો ખાતે ફેલાયલી દલગીરી, થયલાં ઉઠમણાં, મલેલી સભાઓ તથા ત્યાંથી મોકલવામાં આવેલાં દીલાસા પત્રો વગેરે.

મુંબઇ ઉપરાંત દેશાવર ખાતે પણ જુદાં જુદાં શેહેરો, કસ્બાઓ તથા ગામોમાં મરહુમ બાઇ આવાંબાઇનાં મરણની ખબર ફેલાતાં ભારે દલગીરી વ્યાપી રહી હતી. તેમનાં માન માટે સભાઓ ભરાઈ હતી, તથા પુણ માટે ત્રીજે દીને ઉઠમણાં થયાં હતાં, જેમાં ઘણેખરે ઠેકાણે મરહુમનું નામ જાહેર જશનો તથા ક્રીયાઓમાં, નામીચા જરથોસ્તી પુરષો તથા બાનુઓની જોડેજોડ લેવાના, તેમ મરનારનાં મરણ માટે તેમનાં ફરજંદોપર દીલાસા પત્ર મોકલવાના ઠરાવો થયા હતા, જેનો સાર હેઠલ પ્રમાણે છેઃ—

પુના ખાતે મરહુમ સખી વજુદ બાઇજી આવાંબાઈ ફરામજી પીટીટનાં ઉઠમણાની ક્રીયા ત્યાંના "ધી નશરવાનજી પીટીટ હોલ" માં પાછલા પોહોરે નાયબ દસતુર કેકોબાદની આગેવાની હેઠળ થઇ હતી. એ નાયબ દસતુર કેકોબાદ મરહુમ બાઈ આવાંબાઇના ઉઠમણાની ક્રીયામાં ભાગ લેવા મુંબઇ ખાતે જનાર હતા, પણ મરહુમના ખેશીઓની એવી મરજી જણાઇ કે તેઓએ પુનામાંજ રહીને પોતાની દેખરેખ હેઠળ મરહુમ બાઇની સરવે ધરમ ક્રીયા કરાવવી, અને તેમને મુંબઇથી ઉપલી બાબદનો તાર મળવાથી તેઓ સાંજ ક્રીયા માટે રહયા. ઉઠમણાની મીજલસમાં પુણાના તેમજ એ વખતે પુણે

ગયલા મુંબઇના સરવે જરથોસ્તીઓએ ભાગ લીધો હતો. ક્રીયા પુરી થવા પછી નાયબ દસતુરજી સાહેબ કેકોબાદે મરહુમ સખીવજુદ બાઇની સખાવત અને તેમના કોમના હીતારથી કામો અને પરોપકાર ખુધીના ઘણા વખાણ કરયાં હતાં. આવાં એક પરમારથી બાઇને ખોવાથી જરથોસ્તીઓને કેટલી ખોટ ગઇ છે તે બાબેનું લંબાણ વીવેચન કરયું હતું. જે બાઈ પોતાના વસીઅતનામામાં ચાર લાખ રૂપીઆની ગંજાવર રકમ પોતાની કોમના લાભ અરથે કશાબી ઘોંઘાટ વગર આપી જાય એ કામ કાંઇ નાનું સુનું નથી. આવા એમની કોમ તરફના પરોપકારી કામ માટે તેમનો ઉપકાર માની શકવાની આપણામાં તાકાત નથી. પણ આપણી આટલી ફરજ આપણે કદી ભુલીશું નહી કે મરહુમ બાઈ આવાંબાઇનાં પવીત્ર રૂહની યાદ આપણી કોમના આગલા નેક નરો તથા નારીઓની સંફમાં જોડીને એમનું નામ અત્રેના અંજુમનનાં જાહેર ક્રીયાકામોમાં દેવું. એવી રીતની દરખાસત દસ્તુર કેકોબાદે મેલી હતી, કે જે સરવાનું મતે બહાલ રહી. આ ક્રીયા વેળા નામદાર ચોથા સર જમશેદજી પણ હાજર હતા.

અહમદનગર ખાતે મરહુમ બાઇ આવાંબાઇ પીટીટનું ઉઠમણું ત્યાંના મેસરસ ખરશેદજી એંડ સનસના કુટુંબ તરફથી ત્યાંની અગીયારીમાં કરવામાં આવયું હતું. ત્યાંની પારસી અંજુમનના સેક્રેટરીએ દરખાસત કરી કે એ મરહુમ સખીવજુદ બાઇનાં મરણથી આપણાં નગરની અંજુમન ખરાં અંતઃકરણથી દલગીર છે તે વીશેની નોંધ અંજુમનનાં દફતરમાં રાખવી, અને સર દીનશાહ પીટીટ અને કુટુંબ ઉપર એક દીલાસાપત્ર મોકલવો. ખા૦ સાહેબ બેહેરામજી સોરાબજી કારકુ માસતરના ટેકા સાથ આ દરખાસત પસાર થઇ હતી.

સોલાપુર ખાતે બાઈ સાહેબ આવાંબાઇ પીટીટનું ઉઠમણું અંજુમને ત્યાંની અગીયારીમાં કરાવયું હતુ, જેમાં સરવે જરથોસ્તીઓ હાજર થયા હતા. ક્રીયા બાદ ત્યાંના સરકારી વકીલ મી૦ નસરવાનજી કાવસજી પટેલે બેહેસતન બાઇનાં કામોનાં વખાણ કરી એ બાઇનું નામ હવે પછી થતાં અત્રેનાં જાહેર જશનો અને ક્રીયાઓમાં લેવાને દરખાસત મેલી, જેને મી૦ દોરાબજી લાલકાકાએ ટેકો આપયા બાદ મરનાર બાઇના બેટા સર દીનશાહ પીટીટપર દીલાસાનો તાર રવાના કરવાનો ઠરાવ કરવામાં આવયો હતો.

ઉટાકામંડ ખાતે મરહુમ બાઈ આવાંબાઇ પીટીટનાં મરણની દુખદાયક ખબર મળતાં સરવે જરથોસતીઓએ પોતાની દુકાનો બંધ કરી હતી, અને અંજુમનના સેક્રેટરી શેઠ કામાજી રૂસતમજી કામાએ જરથોસતીઓની ખાસ મીટીંગ બોલાવી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર કરી તેની નોધ અંજુમનનાં દફતરમાં લેવામાં આવી છે. અને તેની નકલો સર દીનશાહજી માણેકજી પીટીટ, બેરોનેટ તથા બાઇ હમાબાઈ ફરામજી પીટીટ ઉપર મોકલી આપવાને અંજુમનનાં સેક્રેટરી શેઠ કામાજી રૂ. કામાને એલતેમાસ કરવામાં આવી હતી. મીટીંગના ઠરાવો નીચે પ્રમાણે હતાઃ—"મરહુમ માનવંત બાઇ સાહેબ આંવાબાઇ ફરામજી પીટીટનાં મરણથી અત્રેની અંજુમનને જે મોટી ખોટ ગઇ છે તે કદી પણ વીસરાય તેમ નથી. મરહુમ નામવરે નીલગીરીની છેલ્લી પધરામણી વખતે અત્રેના પારસી રવાનોને લગતી જગયાનાં ફંડને જે નાદર રકમની બક્ષેશ કરી મંડાણ કરી આપયું હતું તે માટે અંત્રેની પારસી અંજુમન હમેશાંની એઓ મરહુમ નામવરની અતીશય ઉપકારી છે અને સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ, બાઈ હમાબાઇ ફરામજી પીટીટ તેમજ કુટુંબ ઉપર એ ન સહન થઈ શકે એવો ભારે ગમ આવી પડયો છે તેની અંદર અત્રેની પારસી અંજુમન ખરાં અંતઃકરણથી ભાગ લે છે." ઉપલા માઠા બનાવની ખબર મળતાંજ સેક્રેટરીએ અંજુમન તરફથી દીલાસાના તાર પણ કરયા હતા.

ઉદવાડા ખાતે મરહુમ બાઈ આવાંબાઇના ઉઠમણાની ક્રીયા ઉદવાડાના દસ્તુરજી ખુરશેદજી મનચેરજીએ કરાવી હતી, જે વેળા એ ગામના રહેવાસીઓની મોટી મીજલસ ભેગી મળી હતી.

આ દુઃખદાયક ખબર તારાપોરમાં જાહેર થતાંજ ત્યાંની અંજુમનના ત્રસટી સાહેબોએ એકમત થઇ પોતા તરફથી તથા અત્રેની સમસત જરથોસતીઓ અંજુમન તરફથી દલગીરી અને દીલસોજી

દેખાડનારો એક તાર સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટ સાહેબ ઉપર તુરત રવાના કીધો હતો, અને પછી ટપાલમાં અંજુમન તરફથી ત્રસટી સાહેબોની સહીઓ સાથનો એક દીલાસાપત્ર મોકલયો હતો એટલુંજ નહી પણ મરહુમ બાઇ સાહેબની નઇયતે સરોશ, વંદીદાદ વગેરે આપણી દીનઆઈન-ને લગતું ઘટતું ક્રીયાકામ કરાવવા જોડે મરહુમનાં ઉઠમણાની ક્રીયા પણ દરેહમેહેરનાં મકાનમાં કરવા-માં આવી હતી—જે માટે બપોરે ઓજીરન ગેહમાં દરેમેહેર મધે સમસત જરથોસતી અંજુમનની એક મોટી મીજલસ ભેગી મળી હતી. હાજર રહેલાઓમાં પ્રમુખ શેઠ જહાંગીરજી દાદાભાઈ તથા ત્રસટી સાહેબો શેઠો વીકાજી મેહેરજીભાઈ અને દાદી એદલજી તારાપોરવાળા ઉપરાંત બેહેદીન સાહેબો અ-ને મોબેદ સાહેબો હતા. ઉઠમણાની ક્રીયા મોબેદ સાહેબોએ પુરતી ગંભીરાઈથી કીધા પછી અંજુમનના પ્રમુખ શેઠ જહાંગીરજી દાદાભાઈએ મરહુમ બાઇ આવાંબાઇ પીટીટનું બખતાવર નામ જાહેર ક્રીયા-ઓનાં નામ ગરણની ટીપમાં દાખલ કરવાની દરખાસત કીધી હતી, જેને હાજર રહેલા સરવે સાહે-બોએ એકમતીથી બહાલી આપી હતી, જેથી હવે પછી ત્યાંની અંજુમનમાં થનારી સઘળી જાહેર ક્રીયાઓમાં બાઈ સાહેબનું નામ પણ હમેશા લેવામાં આવશે. પરગણુ પીટીટ ખાનદાનનો એ કસબા ઉપર પણ આભાર થયલો છે. ત્યાંની હાલની દરેહમેહેર જે અસલ તારાપોરવાળા મરહુમ માનવંત સરદાર શેઠ વીકાજી મેહેજીએ ઇ૦ સ૦ ૧૮૨૦ માં બંધાવી પરથાવી હતી, તે દરેહમહેર બીસમાર હાલતમાં આવવાથી મરહુમ બાઇ સાહેબ આવાંબાઇનાં બેહેસતનશીન માતાજી બાઇ સાહેબ દીનબાઇ નશરવાનજી માણેકજી પીટીટે નવેસરથી પાછી બંધાવી આપી તા૦ ૫ મી જુન ૧૮૯૫ ને દીને પર-થાવી હતી. દરેહમેહેર ઉપરાંત પીટીટ ખાનદાનની સખાવતથી એ કસબો એક દવાખાનાનું સાધન પણ ધરાવે છે. મરહુમ પહેલા સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ સાહેબે પોતાના ધણીઆણી લેડી સાકરબાઈના નામથી "સાકરબાઇ ડીસપેનસરી" ચીચણ તારાપોર ખાતે સથાપી એ કસબાની એક ઘણી મોટી અને અગતયની હાજત પુરી પાડવાનું પુણય હાંસલ કીધું હતું, જે ડીસપેનસરી પણ આજે તેના માનવંત સથાપકને હજારો ગરીબોના આશીશ દેતી કાયમ છે.

નારગોળ ખાતે બાઈ સાહેબ આવાંબાઇનાં ઉઠમણાની કીરયા ત્યાંની ઘણીજ પુરાણી મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીની દરેહમેહેરમાં અંજુમન તરફથી કરવામાં આવી હતી. ઉઠમણાની મીજલસમાં સઘળા મોબેદો તથા બેહેદીનો સામેલ થયા હતા. ક્રીયા ખતમ થવા બાદ અનજુમનના એક ત્રસટી શેઠ ભીખાજી ફરામજી પટેલે મરહુમની કારકીરદીનું ટુંક પણ અસરકારક વીવેચન કરયું હતું, જેમાં એવણે જે હાતમદીલની સખાવતના તથા એવણ જેવાં પરદુઃખભંજન અને જરથોસતી કોમ તરફ ખરી દાઝ ધરાવનારાં ઉદાર દીલનાં બાઇનાં વખાણ કરવામાં આવયાં હતાં, અને એવણનાં રૂહને તે કીરતાર સદાની શાંતી સાથનું બેહેસત બક્ષે એવી દુવા ચાહવામાં આવી હતી અને અન-જુમન તરફથી એક દીલસાપત્ર મરહુમનાં કુટુંબીઓ ઉપર મોકલવાનો ઠરાવ કરી અનજુમન બરખાસત થઇ હતી.

ખેરગામ ખાતે આ દુઃખદાયક સમાચાર ફરી વળતાં દરેક કોમમાં ભારે દીલગીરી પેદા થઈ હતી. કેમકે મરહુમના નામવર પીતાજી મરહુમ શેઠ નશરવાનજી પીટીટે ત્યાં એક દવાખાનું સથાપી ત્યાંના તેમજ આજુબાજુના સંખ્યાબંધ ગામોના લોકોને અનહદ સુખ કરી આપયું છે, તેમજ મરહુમના નામદાર મરહુમ માતાજી દીનબાઇએ અને મરહુમે પોતે ત્યાંના ધરમના કામોમાં મદદ આપી બીજાં ઠેકાણાંઓની માફક આ નાની નગરીને પણ બહુ ઉપકારમાંથી બાકી રાખી નથી. જેથી લોકોમાં એવાં સખીવજુદ બાઇનાં મરણથી દલગીરી પેદા થાય તેમાં નવાઇ નથી. ત્યાંની જરથોસતી અંજુ-મને સર દીનશાહજી પીટીટને એક તાર મારફતે પોતાની દલગીરી જણાવી છે. વલી એજ ખેરગામમાં બાઈ સાહેબનાં ઉઠમણાની ક્રીયા ત્યાંની બાઈ મોટીબાઇ બમનજી સુખલાંની દરેહમેહેરમાં અંજુમન તરફથી અને ભીખાજી મેહેરજી ખેરગામવાળાના કુટુંબની આગેવાની હેઠળ કરવામાં આવી હતી, જે વખતે ત્યાંના તેમજ આજુબાજુનાં ગામોના જરથોસતી ભાઈઓથી એક મોટી મીજલસ ભરાઈ હતી,

ક્રીયા પુરી થવા બાદ મરહુમ બાઇના પરોપકારી સખી સદગુણો માટે શેઠ રૂસતમજી ભીખાજી ખેરગામવાળાએ અને શેઠ અરદેશર ભીખાજીએ અસરકારક રીતે ઘટતાં ભાશણો કરયાં હતાં, જેમાં એક અત્રેની એન. એમ. પીટીટ ડીસપેનસરી માટે ખાસ જણાવવામાં આવયું હતું કે, મરહુમ બાઈ સાહેબના મરહુમ નામદાર પીતાજીએ અત્રે દવાખાનું ચાલુ કરી આપી આ લતાનાં હજારો લોકોને નહી વરણવી શકાય એવુ મોટું સુખ કરી આપયું છે, અને એ દવાખાનાનો લાભ દર વરસે કેવી મોટી સંખયામાં લેવાતો જાય છે તે એટલાં ઉપરથી જણાશે કે શરૂઆતમાં પહેલાં થરડ કલાસ આસપીટલ આસીસટંટને રાખવામાં આવતો હતો. પણ સેકંડ કલાસની રેંકના ડાકટરને નેમવા જેટલાં દરદીઓની સંખયા વધવાથી તે માટે મરહુમ સખીવજુદ બાઇ સાહેબ દીનબાઇ પીટીટને અરજ કરતાં તેવણે સેકંડ કલાસ ડાકટરના પગાર માટે વધારાના રૂપીઆ સરકારને સવાધીન કરયા હતા. પણ હાલમાં દરદીઓની સંખયા એટલાં પ્રમાણમાં વધી ગઇ છે કે ફરસટ કલાસ આસપીટલ આસીસટંટ રાખવાની ઘણી જરૂર જણાઈ છે, અને એવો ડાકટર રાખવાનો પગાર નીભી શકે એટલો ડીસપેનસરી ફંડમાં વધારો કરવાની અરજ બાઇ સાહેબ આવાંબાઇને કરવામાં આવી હતી, જે વખતે એ મરહુમ બાઈએ પોતાની વીલાયતની મુસાફરીથી આવયા બાદ પછી અરજ કરી યાદ આપવા જણાવયું હતું, પણ મુસાફરીથી આવયા બાદ એવણ ચાલુ બીમાર રહી આખરે આવો દુઃખદાયક બનાવ બનયો છે, એટલે હાલતુરત તો એ અગતયની હાજત ખોરંબે પડી છે, પણ એવણ પછી એવણનાં સપુત ફરઝંદોને અરજ કરતાં તેઓ એ બહુ જરૂરની હાજત દુર કરશે એવી આશા બતાવી હતી. એ બાદ મીજલસ બરખાસત થઇ હતી. મરહુમ બાઇનાં માનમાં એ મરણના સમાચાર મળતાંજ ખેરગામના સઘળા દુકાનદારોએ પોતાની દુકાનો અરધો દીવસ બંધ રાખી શોક જાહેર કરયો હતો.

સુરત ખાતે મરહુમ બાઇ સાહેબ બાઇ આવાંબાઇ પીટીટનાં ઉઠમણાની ક્રીયા ત્યાંના શેઠ દાદાભાઈ મોદીનાં આતશબેહેરામમાં પારસી અનજુમનની મોટી મીજલસ સનમુખ નવા સરદાર દાવર કેખશરૂ એદલજી મોદીના આમંત્રણથી કરવામાં આવી હતી. ભણતર ક્રીયા પુરી થતાં સરદાર દાવરે મરહુમ બાઇના પરોપકાર અને ધારમીક કામો વીશે શુંભાખીત વીવેચન કરી જણાવયું કે તેમની સખાવતનો લાભ સુરત શેહેરને દુમસ ખાતેનાં સેનીટેરીયમથી મળયો છે. દાવર સાહેબનો આ પહેલોજ જાહેર દેખાવ હોવાથી સઘળા સાંભળનારાઓએ તેમનાં ભાશણથી ખુશ થઈ તેમને મુબારકબાદી આપી હતી. સેવટે મરહુમ બાઇનું નામ સઘળી જાહેર ભણતર ક્રીયાઓમાં દેવાને દાવર સાહેબે ફરમાસ કરી હતી. એ પછી મોબેદો તથા અશકતોને વહેચાણ કરી મીજલસ ગંભીરાઇથી બરખાસત થઈ હતી.

ભરૂચ ખાતે મરનારના માનમાં જમશેદજી નશરવાનજી પીટીટ કનયાશાળા તેમજ બીજાં પારસી ખાતાંઓ બંધ રાખવામાં આવયાં હતા, અને ત્યાંની પારસી પંચાયત તરફથી મરનારનું ઉઠમણું જમશેદ બાગમાં કરવામાં આવયું હતું. મોબેદોએ ભણતર ક્રીયા કીધા બાદ પારસી પંચાયતના ત્રસટીઓ શેઠ રતનજી જીવનજી હમાવાળા અને ડાકટર બરજોરજી સોરાબશાહ મુનસફનાએ મરનારના સખી દીલસુરદાની તારીફ કરી ભરૂચ શેહેરમાં પીટીટ કનયાશાળાનું મકાન બાંધવામાં તેમજ નીભાવવામાં મરનાર જે ઉલટભરી મદદ આપતાં હતાં તેની યાદ આપી, ભરૂચના જરથોસતી ભાઇઓનાં ભલાં માટે પોતાનો સખી દસત હમેશાં લંબાવવા માટે મરનાર તતપર રેહેતાં હતાં તેની તારીફ કરી મરનારનાં મરણની નોંધ દફતરે રાખવી અને મરનારનાં કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવા દરખાસત મુકી હતી જે એકમતે પસાર કરવામાં આવી હતી.

ભરૂચ અને અંકલેશ્વરની પારસી અંજુમનની તરફથી મરહુમ બાઈ સાહેબ આવાંબાઈ ફરામજી પીટીટના મરણ માટે દલગીરી દરશાવી તેમના પુત્ર સર દીનશાહ માણેકજી પીટીટ ઉપર જે દીલાસાપત્રો મોકલાવી આપેલા તેના જવાબો ફરી વળયા છે. ભરૂચના દીલાસાપત્રમાં તો મરહુમના ઉઠમણામાં જાહેર થયલી સખાવતોમાંથી પીટીટ ગરલસ સ્કુલને કાંઇક મદદ આપવાની માંગણી કરેલી જેનાં જવાબમાં સર દીનશાહજીએ જણાવ્યું છે કે, ભરૂચની પેઠે બીજા અનેક સ્થળોએથી તેવી માંગણીઓ થઈ છે, તેથી જાહેર થયેલી સખાવતનું શેવટનું નક્કી થશે ત્યારે તમામ માગણી ઉપર પણ ધ્યાન આપવામાં આવશે.

વળી મરહુમ બાઈ સાહેબ આવાંબાઈ પીટીટના કવખતના મરણ માટે શોક દરશાવી ભરૂચની આગેવાન પારસી બાનુઓ તરફથી પણ લેડી દીનશાહ માણેકજી પીટીટ અને બાઇજી હમાબાઇ ફ્રામજી પીટીટ ઉપર નીચે મુજબનો દીલાસાપત્ર મોકલાવી આપવામાં આવ્યો હતો. અને તે ઉપર પારસી બાનુઓની સહીઓ લેવામાં આવી હતી:—માનવંતા લેડી દીનશાજી પીટીટ તથા નેકનામ બાઈ સાહેબ હમાબાઈ ફ્રામજી પીટીટની સેવામાં મુંબઈ—જત શ્રી ભરૂચ શહેરના જરથોસ્તીઓ તરફથી હમો નીચે સહી કરનારાઓ અમારો નમંતાઇભરેલો અને માનપુરવક ખરા જીગરનો દીલાસાપત્ર રજુ કરીએ છીએ અને તમારા ભારે દુખમાં અમો અમારી દીલસોજી જાહેર કરીએ છીએ તે સ્વીકારશોજી. જીનતનશીન બાઇ આવાંબાઇ જેવી નામના અને કીરતી થોડાંકજ બાનુઓના સરજતમાં ભોગવવાની હશે. પોતાના અમીરી કુટુંબને જેબ આવે તેવા ઉમદા દીલ સાથે અને માતપીતા ધણી માતાના સકળગુણ સંપુરણ વીવેકોથી ભરેલાં તથા પાકી મરદને ભુલાવે તેવાં બુધીશાળી તેમજ પરોપકારી નીરમળ નેકી અને પવીત્ર નમુનેદાર જીંદગી ગુજારનાર નેકબખત બાનુ હવે થવાં મુશકેલ છે. આજના સુધરેલા અને વધેલા જમાનાને છાજતાં દુરઅંદેશીભરેલાં ધરમાંધ કામો જે બાઈ કરી ગયાં તેનો લાભ અગણીત લાચાર સ્ત્રીવરગે લીધો છે. ઇસ્પીટાલમાં, સુવાવડખાનામાં ગરીબોને માટે ચાલીઓ બંધાવામાં લાચાર વીધવાઓનું પોશણ કરવામાં જે હીમત અને બુધીથી એ નેકબખત બાનુએ પોતાના જરનો જે ઉપયોગ કરયો છે તે એમના પઈસાને ખરેખરો જેબ આપે છે. અમારા શહેરમાં પણ છોકરીઓની સ્કુલ સારૂ મકાન બાંધવા તમારાં મોહટાં માંએજી દીનબાઇજી તથા તે પછી બાઈ આવાંબાઇએ મદદ કરી છે અને હંમેશા એ નીશાળની હાલત ચઢતી જોવા માટે ઉલટ અને કાળજી ધરાવનારા હતાં માટે અમારા ગરીબ શહેરની સ્ત્રી વરગ ઉપર પણ એ પરગજુ બાનુનો ભારી ઉપકાર થયો છે તે વીશે અમારી પવીત્ર ફરજ તરીકે અમે અમારી લાગણી જાહેર કરીએ છીએ. વીશેષ કરીને સ્ત્રી વરગને જે એમના પઈસા અકલ અને લાગવગથી અગણીત ફાયદા થયા છે તે માટે આ પ્રસંગે અમારા શહેરની સ્ત્રીઓ તરફથી તમો એ મરહુમ માતાજીના લાયક અને નેક દીકરાંઓ આગળ આ દીલાસાપત્ર રજુ કરીએ છીએ અને દાદારહોરમજદ જોડે હાથ જોડીને માગી લઇએ છીએ કે માતાજી આવાંબાઈને ઉંચામાં ઉંચી બહેસ્તનો નતીજો તે સાહેબ બક્ષે અને તમો બાનુઓને તેમના તમામ નેક ખશલત વારસામાં મળી છે તે હમકોમના લાભ માટે વાપરવા નેક હઇદાયત આપે અને હવે તે તેમની જગયા તમો રાખો.

ગોદાવરા પંચકનાં ગામો ખાતે આ દીલગીરી ભરયા સમાચાર મુંબઇથી ઇલાવવાળા મીં જીવણજી ભીમજીભાઇ એ (રાંદેર, અડાજણ, ભાઠા, સુવાળી કરંજ, ઇલાવ અંકલેસર વીગરે ગામો ખાતે) લખી જણાવી ઉઠમણા વીગરેની ક્રીયા કરવાને ફરમાસ કરી હતી, અને તે મુજબ ગામે ગામ ઉઠમણાની ક્રીયા થઈ હતી.

ઇલાવ ખાતે સરોશ કરાવવામાં આવ્યા હતા તથા ઉઠમણાની ક્રીયા કરાવવામાં આવી હતી, અને તેમાં સરવે જરથોસતીઓ સામેલ થયા હતા, અને બાઇ સાહેબના કવખતના મરણથી જરથોસતી કોમને ગયલી ખોટ માટે ખેદ દરશાવવામાં આવયો હતો.

દરેક ઠેકાણે સરોશ અને ઉઠમણાની ક્રીયા કરવામાં આવી હતી અને ત્યાંની અંજુમનોએ એ બાનુનાં મરણથી કોમને ગયલી ખોટ માટે દલગીરી પ્રદરશીત કરી હતી.

વીઆરા ખાતે બાઇસાહેબ આવાંબાઇનાં મરણની ખબર મળવાથી અંજુમન તરફથી એ બાઇસાહેબનું ઉઠમણું કરવામાં આવયું હતું. એ દીવસે પારસીઓની સારી સંખયા મળી હતી. ઉઠમણાની ક્રીયા પુરી થવા પછી અંજુમન તરફથી ઘણી દલગીરી જણાવી હતી, અને બાઈસાહેબના કુટુંબ ઉપર અંજુમન તરફથી દીલાસાપત્ર મોકલવા નો ઠરાવ કરવામાં આવયો હતો.

અને એ વીગરે બીજી પણ કેટલીક જગોએ મરહુમ બાઈનાં શદગુણોની તારીફો થઇ રહી હતી—જે તેમનાં ભલા ગુણોની મોટી શાહદત થઈ પડી હતી.

જાહેર ખબર.

બીકસનની રૂ. ૧૦) ની દવા લેનારને સર દી૦ મા૦ પીટીટનું બનાવેલું વૈદક દુચકાસંગ્રહ નામનું રૂ. ૩) ની કીમતનું પુસ્તક ભેટ મળશે.

અકસીરપણા માટે ઉમરાવતીના રૂપાના ચાંદ



મુંબઇ, સુરત, અને પ્રદર્શનમાં મલેલ છે.

# મેહેરબાન સાહેબો, ફોકટ પૈસા

ન ખરચતા અકસીર ઇલાજ અજમાવો, કારણકે લોકો આજે સેંકડે પંચોતેર ટકા દરાજ, ખુજલી, કીડ, ખરપસાંનાં દરદોથી હેરાનગતી ભોગવેછે. તરેહવાર જાતની દવાઓ ખરીદી નાશીપાસ થયાછે તેને અમે ચેલેંજ કરીએ છીએ કે ગમે તેવી કાળી અથવા લાલ દરાજ, ખુજલી, કાતરાની કીડ વગેરે દરદોને **બીકસન રીંગવર્મ ઓઇન્ટમેન્ટ** અને **બીકસન લોશન** તરત નાબુદ કરે છે. દરેક શીશીની કીંમત ફકત **રૂ. ০।.**

**તમારાં ભલાંને માટે મફત સલાહ** આપવાની કે **બીકસન રૂમેટીઝમ બામ** ૨૭ જાતના વાયુ ઉપર અકસીર માલમ પડયું છે. સાંધાનો દુખાવો, વાંસાંની ફાટ, છાતીનાં દરદો તથા સ્ત્રીઓને સુવાવડના ભયંકર રોગોથી શરીરના અવયવનું અકડી જવું કે સુજી આવવું તે ઉપર તથા માથાના દુખાવા, આધાશીશી વગેરે ઉપર રામબાણ દવા. **કીં૦ આના દશ અને છ.**

વઇદક રીતે દેશી વસાણાં નાખી પકાવેલું **બીકસન સરસ્વતી હેર ઓઇલ** એક વખત વાપરી ખાત્રી કરો. જાડા બાલને નરમ રેશમ જેવા સુવાલા ને કાલા કરી વેલાની માફક વધારે છે. જુ, નીખ ને ખોડાનો નાશ કરી મજેની ઉંઘ લાવે છે. કીં૦ આના બાર અને છ.

બાલ કાઢવાની સર્વેથી સરસ ઉતમ દવા, કોઈ પણ જાતની ઇજા વગર ત્રણ મીનીટમાં નકામા બાલને દુર કરેછે. ચામડી કાલી પડતી નથી. કીં૦ આના છ.

**બીકસન ટોનીક પીલ્સ**–તે ચોખી કસ્તુરી, કેશર અને દેશી વનસ્પતીની બનાવેલી છે, જેથી તે દરેક રોગ દુર કરી તાકાતને વધારી નિર્બળ માણસને પુષ્ટ બનાવે છે. વિદ્યાથીઓની યાદશકતીને ખીલવી પુખ્ત ઉમરનાં પુરૂષો તેમજ નબળા બાંધાની સ્ત્રીઓને આ ગોળીઓ નવી જુવાનીના જેવું લોહી બક્ષી ગુલાબી ચેહેરો બનાવે છે. કીં૦ રૂ ૧.

**બીકસન એગ્યુ મીક્ષચર**–દરેક જાતના તાપ ઉપર ઘણુંજ અકસીર છે. હજારો લોકોનો ઝેરી તાપના પંજામાંથી બચાવ કરી સરટીફીકેટો મેળવી છે. કી૦ રૂ. ০।।

**બીકસનની ગરમી માટેની દવા**–ગરમીના દરેક દરદો દુર કરી પીશાબમાં થતી અગનને મટાડી, તવાઈ ગયલાં માણસને તનદુરસ્ત કરે છે. કી૦ રૂ. ૧–૪–૦

**બીકસન ફ્રેગ્રેન્ટ ટુથ પાઉડર**–હમેશાં વાપરવાથી દાંતને મજબુત બનાવી હીલતાં અટકાવી સફેદ મોતી જેવા કરે છે. કી૦ ૪ આના.

**બીકસન કફ પીલ્સ**–જુની હઠીલી ખાંસી, દમ, હાંફણ ને સળેખમને ફાયદો કરી સ્વરને ખુલ્લો કરે છે. કી૦ ૬ આના.

**બીકસન પરગેટીવ પીલ્સ**–દુખારા વગર પેટ સાફ લાવે છે. કી૦ ૫ આના.

સોલ એજન્ટ, **શા. હીરાચંદ ભીમજી,**

દુકાન નંબર ૨૦૫ ગનબાવા સ્ટ્રીટ કોટ—**મુંબઈ.**

ઉપલી દવાઓ સઘલા વેપારીઓને ત્યાંથી મળશે.

સરદાર ખાન બાહાદુર સમસુલ ઓલમાં

# દસતુરજી સાહેબ હોશંગજી જામાસપજી

## જામાસ્પઆશાના,

ડાકટર ઓફ ફીલોસોફી, સી.આઈ.ઈ.,

ઉમર વરસ—૭૫.



**જનમ**—રોજ ૨૮મો જમીઆદ માહ ૭મો મેહર શેહનશાહી સને ૧૨૦૨ યઝદેજરદી, તા. ૨૬મી એપરેલ સને ૧૮૩૩ ઈસવી, સંવત ૧૮૮૯નાં વૈસાખ શુદ ૭ ને વાર સુકર.

**મરણ**—રોજ ૧૩મો તીર માહ ૮મો આવાં શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી, તારીખ ૨૩મી એપરેલ સને ૧૯૦૮ ઈસવી, સંવત ૧૯૬૪ના ચઈતર વદ ૭ ને વાર ગુરૂ.

# દખણના ત્રીજા વડા દસ્તુર સમસુલ ઓલમાં સરદાર ડોકટર હોશંગજી જામાસ્પજી દસ્તુર જામાસ્પઆશાનાં—
## એમ. એ., પી. એચ. ડી., સી. આઈ. ઈ. નું મરણ;
## તેમનું જન્મ ચરીત્ર—તેવણના પુર્વજોના ટુંક અહેવાલ સાથ.



(ઝોરાસ્ટ્રીયન કેલેંડર માટે-લખનાર-**અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પઆશાના.**)



હિંદુસ્તાનના અથોરનાનો જેઓ હાલ અનેક તડાંઓ અને અનેક પંથકોમાં વહેંચાયલા છે તેઓ પોતાને મોબદ શાપુર મોબદ શેહરયારથી ઉતરી આવેલા ગણે છે-તે મુજબ મરહુમ દસ્તુર હોશંગજી જામાસ્પજીના નામાકીત વડવા દસ્તુર જામાસ્પઆશા અને તેવણની ઓલાદ એજ મુળ પુરૂષથી ઉતરી આવેલી છે. એ મોબદ શાપુર મોબદ શેહરયારથી તે દસ્તુર હોશંગજી સુધીની ૨૩) પેહડીઓના નામો નીચે મુજબ છે:—

| | | | |
|---|---|---|---|
| ૧ | મોબદ શાપુર મોબદ શેહરયાર | ૧૩ | ઓસ્તા કડવા |
| ૨ | મોબદ રામયાર | ૧૪ | એરવદ ચાંડા |
| ૩ | મોબદ હોરમઝદયાર | ૧૫ | એરવદ સુખલા |
| ૪ | એરવદ મોબદ | ૧૬ | એરવદ ફ્રેદુન |
| ૫ | એરવદ જરથુસ્તર | ૧૭ | એરવદ આશા |
| ૬ | એરવદ કામદીન | ૧૮ | દસ્તુર જામાસ્પઆશા (મુળપુરૂષ) |
| ૭ | એરવદ મોબદ | ૧૯ | દસ્તુર જમશેદ |
| ૮ | એરવદ કામદીન | ૨૦ | દસ્તુર બેહમન |
| ૯ | એરવદ રાણા | ૨૧ | દસ્તુર એદલ |
| ૧૦ | એરવદ ચાંડણા | ૨૨ | દસ્તુર જામાસ્પ |
| ૧૧ | એરવદ શાપુર | ૨૩ | દસ્તુર હોશંગ. |
| ૧૨ | ઓસ્તા હોશંગ | | |

સરદાર દસ્તુર હોશંગજીના જન્મ ચરીત્ર ઉપર આવવા પહેલાં એવણના પુર્વજોનો ટુંક અહેવાળ આપવો પ્રસંગોપાત થઇ પડશે.

### મોબદ શાપુર મોબદ શેહરયાર

ઉપર જણાવ્યું તેમ એવણ હિંદુસ્તાનના તમામ અથોરનાનોના વડવા ગણાએ છે, અને તમામ પંથકોના મોબેદો ધુપ નીરંગ અને જાહેર જશનોમાં એવણના નામની યાદ કરે છે. એવણના ધવલ અને રામયાર નામના બે દીકરાઓ હતા. ધવલના દીકરા મોબેદ નેરીયોસંગ ઇરાનથી આવેલા જરથોસ્તીઓ સાથ હિંદુસ્તાન આવીયા હતા અને તેઓને તે વખતના રાજા જાદીરાણા તરફથી સંજાણમાં જે આસરો મલ્યો હતો તે એવણનીજ સમજાવતને આભારી હતો. હાલના ઉડવાડાના આતશબેહેરામને પરથવાની ક્રીયા એવણે સંજાણમાં કરી હતી. એવણે આપણા ધર્મને લગતાં કેટલાક પુસતકોનો સંસકૃતમાં તરજુમો કર્યો છે. એવણ નવસારીની આશા ફ્રેદુન, માહીઆર ફ્રેદુન અને ચાંડા ફ્રેદુનની પોળના ભગરયા મોબેદો તથા વલસાડ અને ઉડવાડાના મોબેદોના વડવા ગણાએ છે. એવણનું નામ તમામ પંથકોમા થતી ધુપ નીરંગ અને જાહેર જશનોમાં લેવાએછે. રામયારના દીકરા

## મોબદ હોરમઝદયાર

પણ પોતાના પીત્રાઈ બાઈ નેરીયેસંગ સાથ હિંદુસ્થાન આવીયા હતા. નવસારીની કાકા પહાલન તથા કાકા ધનપાલની પોલના ભગરયા મોબેદો, સુરત તથા ગોદાવરા પંથકના મોબેદો, ભરૂચનું દસતુર કુટુંબ તથા દસતુર જામાસ્પઆશાના ખાનદાનની ઓલાદ એવણથી ઉતરી આવેલી છે. એવણનું નામ પણ ધુપ નીરંગ અને જાહેર જશનોમાં લેવાએ છે. હોરમઝદયારના દીકરા મોબદ વીશે કશું જણાયું નથી, પણ એવણના નબીરા

## એરવદ જરથુસ્તર

રોજ ૨૪ મો માહ ૧ લો સને ૫૫૧ યઝદેજરદીને દીને પહેલવહેલા નવસારીમાં આવી વસ્યા હતા.[1] એવણના દીકરા

## એરવદ કામદીન

ઇ. સ. ૧૧૪૨ માં પારસીઓને લાનું ક્રીયા કામ કરવા માટે પોતાના કબીલા સાથ સંજાણથી પહેલવહેલા નવસારીમાં આવી વસ્યા હતા.[2]

કામદીન પછી ઉતરેલી ૯) પેહેડીઓ—મોબદ—કામદીન—રાણા—ચાંડણા—શાપુર—હોશંગ—કડવા—ચાંદા તથા સુખલા વીશે કશુ જણાયું નથી. સુખલાના દીકરા

## એરવદ ફરેદુનજી સુખલાજી

તે મરહુમ દસતુર જામાસ્પઆશાના બપાવા નવસારીમાં મોબેદીનો પેશો કરતા હતા. એવણ તે વખતે "સાંધા"ની અટકથી ઓલખાતા હતા. એવણ સંવત ૧૭૧૭ના રોજ ૨૪મો માહ ૯મો સને ૧૦૩૦ યઝદેજરદી, તા૦ ૨૧મી જુલાઇ સને ૧૬૬૧ ઇસવીને દીને સાંપના ડંખથી ગુજરયા હતા. એવણના ધણીઆની ચાંડણબાઇને પેટે એરવદ ફરામ, એરવદ ખુરશેદ, ઓસ્તા બરજોર અને એરવદ આશા મલી ૪) દીકરાઓ અવતર્યા હતા. વડા દીકરા એરવદ ફરામની ઓલાદમાં કયું કુંટુંબ આવ્યું છે તે ખાતરીથી કહેવાઇ શકતું નથી, પણ એવણના એક દીકરા જમશેદનો એરવદ માણેક નામનો "દાજીના" કુટુબનો એક સખ્સ પાલક થએલો હોવાથી એવણ આડકતરી રીતે "દાજીના" કુંટુબના વડવા ગણાઇ શકાએ. બીજા દીકરા એરવદ ખુરશેદ ફરેદુન "લચરક" ખાનદાનના વડવા ગણાએ છે. એવણના દીકરા શેહરયાર સંવત ૧૭૪૫ના રોજ ૧૩ મો માહ ૧૨ મો સને ૧૦૫૮ યઝદેજરદી, તા૦ ૧૩ મી અકતોબર ૧૬૮૯ ને દીને હડખાં કુતરાએ કરડવાથી ગુજરયા હતા. ફરેદુનજી સુખલાજીના ત્રીજા દીકરા બરજોરજી સંવત ૧૭૨૫ ના રોજ ૧૩ મો માહ ૧૦ મો સને ૧૦૩૮ યઝદેજરદી, તા૦ ૭ મી આગસ્ટ સને ૧૬૬૯ ઇસવીને દીને નવસારીમાં આવેલી રેલમાં ડુબી જવાથી ગુજરયા હતા. ચોથા દીકરા

## એરવદ આસાજી ફરેદુનજી

તે મરહુમ દસ્તુર જામાસ્પઆશાના બાવા ઇ. સ. ૧૬૫૫માં નવસારી મધે ખોખરી મોહલ્લામાં જનમ્યા હતા. તે વખતને અનુસરતી મોબદી ધંધાની તાલીમ લઇ સંવત ૧૭૩૩ ના રોજ ૭ મો માહ ૮ માને દીને પોતાના ભાઇ મરહુમ ઓસ્તા બરજોરને નામે હેરબદ થયા હતા. મોબદીનો ધંધો કરવા સાથ એવણ વણકરનો પણ ધંધો કરતા હતા અને એવણની વણવાની "સારો" ઉપર બીજાઓ ભાડું આપીને વણવાનું કામ કરતા હતા. એ ધંધામાંથી કેટલાંક ઘરોની મીલકત કરી પાંચ પૈસે સુખી હાલત ભોગવી હતી. ઇ. સ. ૧૬૮૬માં નવસારીમાં મોબદો અને બેહદીનો વચ્ચે મુવાં જીવતાંના ક્રીયા કામ બાબદનો મોંહટો ઝઘડો જાગ્યો હતો. જેમાં મોબદો તરફથી આશાજીએ પણ મુખ્ય ભાગ લીધો હતો. એ ઝઘડાના પરીણામમાં "મીનોચેહર હોમજીના સાથવાલાઓનો નવો પંથ"

---

[1] એરવદ રૂસ્તમજી જામાસ્પજી દસ્તુર મેહરજીરાણાના બનાવેલી "ભગર સાથ ટોળાની અથોરનાન વંશાવલી" સફે ૧.
[2] "પારસી પ્રકાશ" દફતર ૧ લું સફે ૨.

હસ્તીમાં આવ્યો. એવણ ઘણાજ પરોપકારી અને ધર્માતુ હતા—જેનો પુરાવો એવણે નવસારીમાં બંધાવેલા ૭) કુવાઓ ઉપરથી મલે છે. એવણ તાલીમબાજ અને ચુંનનદા ઘોડેસ્વાર હતા; એ ઉપરાંત તરવાના હુનરમાં કુશલ હોવાથી જયારે નવસારીમાં રેલ આવતી ત્યારે એવણ લોકોને ઘણાં મદદગાર થઇ પડતા હતા. એવણ ગાથા ૩ જો માહ ૧૨ મો સને ૧૧૧૮ યઝદેજરદી, તા૦ ૭ મી અકટોબર ૧૭૪૯ ઇસવીને દીને ૯૦) વરસની બુઝોરગ ઉમરે મરણ પામ્યા. એવણના લગન તવડી ગામના માતબર પટેલ કાઉશ આશદીનની દીકરી વીરબાઇ કેડે થયાં હતાં. જેવણે પોતાના ખાવીંદને ઘણાક ફરઝંદોની ભેટ કરી હતી, જેમાનું છેલ્લું નામાકીત ફરઝંદ

## દસ્તુર જામાસ્પઆશા

તે નવસારી, મુંબઇ, પુના, તથા દખણ હેદરાબાદમાં વસ્તા જામાસ્પઆશાના ખાનદાનના વડવા ઈ. સ. ૧૬૯૩માં જનમ્યા હતા. નવસારીના પ્રખ્યાત મરહુમ દસ્તુર દારાબ પહાલનના પીતા દસ્તુર પહાલન ફરેદુન આગલ હેરબદીની તાલીમ લઇ સંવત ૧૭૬૫ના રોજ ૨૫ મો માહ ૮ માને દીને નાવર થયા હતા. એવણે મુનશી નઝમુદદીન આગલ ફારસીનો અને પંડીત સંભુરામ આગલ સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. એવણ ઇ. સ. ૧૭૧૨માં ભરૂચ જઇ ત્યાના વડા દસ્તુર જમશેદજી કામદીનજી આગલ જંદ અને પહેલવી ભાષાઓ શીખ્યા હતા[1] અને ત્યાંની સરકારી મદરેસામાં દાખલ થઇ ત્યાના મીરમુનશી મોલવી મઆશુમશાહની ઉસ્તાદગીરી હેઠલ ફારસી વીગેરેનો અભ્યાસ આગલ વધાર્યો. ભરૂચના સરકારી અમલદાર અબદુલ્લા એબને હાઝેબની શાગેરદી કરી અરબી ભાષા શીખ્યા હતા. એવણના વખતમાં છાપેલી તૈયાર ચોપડીઓ ન મલવાથી પોતાને જે શીખવું પડતુ તે કાગઝો ઉપર લખી લઇ શીખતા. એ મુજબ એવણને હાથની લખેલી "સારસવત" અને "રત્નમાળા" નામની બે સંસકૃત ચોપડીઓ હાલ મોજુદ છે; જે એવણ હેરબદ થયા તે અગાઉની લખાએલી છે. ઈ. સ. ૧૭૧૯માં એવણે ઇરાનના દસ્તુરો ઉપર દીનને લગતા સવાલો લખી મોકલ્યા હતા. જેના જવાબો ઈ સ. ૧૭૨૧ માં કેરમાનવાલા દસ્તુર જામાસ્પ વિલાયતી પોતાની સાથે લાવ્યા હતા. એ સવાલો તથા જવાબોનું પુસતક "રેવાયતે દસ્તુર જામાસ્પઆશા"ને નામે જણાએલું છે. પ્રોફેસરો બોપ અને બરનુફ "ઝબાન શનાસી" નો કાયદો (Comparative Philology) પછવાડેથી જાહેર કર્યો હતો. પણ હિંદુસ્તાનમાં ઘણા વર્ષ અગાઉ એ દસ્તુરજીને એ કાએદાની માહીતી હતી—એમ એવણની રેવાયતમાં આવેલા એક ફકરા ઉપરથી જણાએ છે. એજ વર્ષમાં યાને ઈ. સ. ૧૭૨૧માં એવણે પાંચ ગેહો તથા અહુરમઝદ તથા સરોશ હાદોખ્ત નામની બે યસ્તોનો ગુજરાતીમાં તથા બીજી કેટલીક યસ્તોનો પહેલવીમાં તરજુમો કર્યો હતો. એજ વર્ષમાં દીલ્લીના પાદશાહ મહમુદશાહે એવણને પોતાની દરબારના મીર મુનશીના ઓહ્દા ઉપર મોકલી આપવા માટેનું એક ફરમાન સુરતના નવાબ તહવારખાન ઉપર મોકલી આપ્યું હતું; પણ એવણના બાવા આશાજી ઘણાજ નારાજ હોવાથી એવણને કેડ ભરૂચ જઇ પાછા લાવ્યા હતા. ઇ. સ. ૧૭૨૧માં દસ્તુર જામાસ્પ વિલાયતી રોજ માહની તકરાર ઉભી કરવા માટે નજુમ તથા ગણીતને લગતી કેટલીક પહેલવી કેતાબો લાવ્યા હતા. તેનો અભ્યાસ કરાવા માટે એવણને બીજા બે દસ્તુરો સાથ પોતાના શાગેરદ કીધા હતા. ઈ. સ. ૧૭૩૮માં પોલ્યા દેશાઈ જીવણજી માણેકજીએ એવણને એક લેખ કરી આપી રપીથવન ઈજવાનો અને તેની મીઅજદ માંડવાનો વંશપરંપરા હક આપ્યો હતો. જે એવણના વારેસો હજી સુધી ભોગવે છે. ઇ. સ. ૧૭૪૦માં નવસારીમાં ભગરયા તથા સંજાણા મોબદો વચ્ચે પંથકની વેહચણી માટેનો ઝઘડો જાગયો તે વખતે સોનગઢ ખાતે ગાયકવાડ સરકાર સનમુખ જઇ ઘટતો ઇનસાફ કરાવી લાવ્યા હતા. ગંગાજીરાવ ગાયકવાડે એવણને હિંદી તથા ફારસી ખત લખવાનો અખત્યાર આપ્યો હતો અને તે માટે મોહર દાબવાની મોહરાનાની વીટી "રકીમે દસ્તુર જામાસ્પઆશાના" છાપ સાથની કરી આપી હતી. નવસારીની અનજુમનના એવણ

---

[1] કેટલાક લખનારાઓ એવણને કેરમાનવાલા જામાસ્પ વિલાયતી પાસે સુરત જઈ જંદ–પહેલવી શીખેલા જણાવે છે તે ખોટુ છે. એ વીશે જુઓ તા૦ ૯ મી અકતોબર ૧૮૯૮ના "કયસરે હિન્દમાં" હમોએ છાવેલો ચરચાપત્ર.

એક અફસર હતા અને પોતાના સાથવાળા મોબદોના હકોની જાલવણી માટે લેખો તથા બંદોબસ્તો કરાવા માટે આગેવાની લેતા હતા. એવણ એક કારસાઝ દસ્તુર અને તબએજાદ શાએર હતા—જેની સાબેતી એવણે બનાવેલી "દીવાને જામાસ્પ" ગઝલો, મુખમસો તથા જોડેલી મોનાજાતો ઉપરથી મલે છે. તેમજ સંસ્કૃતમાં પણ શ્લોકો જોડેલા છે. એવણ રોજ ૧૪મો માહા ૧૦મો સને ૧૧૨૨ યઝદેજરદી, તા૦ ૧૯ મી જુલાઇ ૧૭૫૩ ઇસવીને દીને ૬૦) વરસની ઉમરે બેહશતનશીન થયા. એવણના વડા દીકરા એરવદ નોશેરવાન જંદ–પહેલવી અને ફારસીમાં ઘણા ખબરદાર હતા. એવણે ફારસીમાં પુશકલ ગઝલો અને બેતો જોડેલી છે, અને કેટલાંક પહેલવી પુસ્તકોની નકલો કરી છે. ત્રીજા દીકરા દસ્તુર બેહરામ પણ જંદ પહેલવી અને ફારસીમાં કાબેલ હતા અને નવસારીમાં હકીમનો ધંધો કરતા હતા. ચોથા દીકરા દસ્તુર રૂસતમે નવસારીની અનજુમનની બીજી ખુરસીનું દસ્તુરી માન અરધી સદી સુધી ભોગવ્યું હતું. બીજા દીકરા

## દસ્તુર જમશેદજી જામાસ્પજી

ઇ. સ. ૧૭૨૭માં જનમ્યા હતા, અને સંવત ૧૭૯૩ના રોજ ૨૦ મો માહ ૩ જાને દીને હેરબદ થયા હતા પોતાના મરહુમ પીતાની ઉસ્તાદગીરી હેઠલ ઝંદ–પહેલવી–ફારસી–અરબી–સંસ્કૃત તથા દીનઆઇનની પુખ્ત તાલીમ લઇ પોતાના પીતાના ગેયા હમનબરદ થઈ પડયા હતા. એવણ પોતાના વખતમાં યોજદાથ્રગીરીના કામમાં ઘણાજ ખબરદાર ગણાતા હતા અને નવસારીની વડી દરેમેહરમાં જે મોહટાં કીયા કામો એવણે કરેલાં તેની નોંધો આજે મોજુદ છે. ઇ. સ. ૧૭૪૭માં મુંબઇવાલા શેઠ માણેકજી નવરોજી શેઠનાએ નવસારીમાં બંધાવેલા દુખમાને પરથવાની સઘલી ક્રીયા એવણે પોતે કરી હતી અને એની સગડી ઉપરની તખ્તી ઉપરનું ફારસી નઝમરૂપી લખાણ એવણે પોતે લખ્યું હતું. તેમજ એજ શેઠની મુંબઇ ખાતેની દરેમેહરમાં આદરાનને તખ્તનશીન કરવાની ક્રીયા એવણે લખી મોકલેલાં ફરમાનો મુજબ કરાવામાં આવી હતી. ઇ. સ. ૧૭૫૫માં નામદાર ગાયકવાડ સરકારે એવણને ૫૦) વીંઘા જમીન ભેટ આપી હતી. પ્રખ્યાત ફ્રેંચ વિદ્વાન મો. આકવીટળ દું પેરાં ઇ. સ. ૧૭૬૦ના ડીસેમબર માસમાં એવણની મુલાકાતે આવ્યો હતો અને ફારસી તથા પહેલવીમાં વાદવીવાદ ચલાવી જરથોસ્તી મજહબને લગતી માહીતી મેલવી હતી. જ્યારે એ વિદ્વાન સુરત ગયો ત્યારે તેની સાથ એવણે ઉપલી બેહું ભાષાઓમાં કાગજ પત્રોનો વહેવાર ચલાવ્યો હતો. ઈ. સ. ૧૭૮૧માં એવણ મુંબઇ પધારયા હતા અને ત્યાના જરથોસ્તીઓ અને સરકારી અમલદારો તરફથી એવણને મોહટું માન મલ્યું હતું. એ મુસાફરીનો અહેવાલ એવણે ફારસી બેતોમાં લખેલો આજે મોજુદ છે. સુરતના સોદાગર શેઠીઆઓ હીરજી જીવણજી પારખ, નવરોજી રતનજી પારખ વીગેરે બીજાઓ એ દસ્તુરજીને એવણની વિદ્વતા તથા ધીલસુફી જ્ઞાનની કદરશનાસીમાં મોહટી રકમનું સાલીઆણું આપતા હતા. ગાયકવાડ સરકારને એવણની વિદ્વતા માટે ઉંચુ મત હોવાથી એવણના ઘરને સરકારી વેરામાંથી મુકત રાખ્યું હતું. એવણને ફારસી નઝમમા લખાણો કરવાનો અત્યંત શોખ હતો. એવણે બનાવેલી "દીવાને જમશીદ", પોતાના જાની દોસ્ત લાલા ફતેહચંદ ઇલીચપુરીની તારીફમાં બનાવેલી મુખમસો તથા મુસદસો–૬ મોનાજાતો–નવસારીની જુમામસજીદ અને સુરતના બક્ષી સાહેબના "દર્યામેહલ" ઉપરની તખ્તીઓ ઉપરના બેત રૂપી લખાણો વીગેરે ઉપરથી એવણની શાએરી શકતીનો સંગીન પુરાવો મલે છે. એ ઉપરાંત એવણના બીજાં કેટલાંક લખાણો આજે બ્રીટીશ મ્યુઝીઅમમાં મોજુદ છે. નવસારીમાં એવણ શાએસ્ત મોબદ તથા આલેમ દસ્તુર તરીકે જેમ મશહુર હતા તેમ જાત તથા પ્રજાતમાં શાગેરદો કરી એક કાબેલ ઉસ્તાદ તરીકે મોહટું માન પામતા હતા. એવણના પારસી શાગેરદોમાં એવણના દીકરાઓ ઉપરાંત સુરતવાલા દસ્તુર કાઉશજી રૂસતમજી, નવસારીવાલા દસ્તુર માણેકજી જમશેદજી મેહરજીરાણા તથા તેમના દીકરાઓ તથા ભત્રીજાઓ, એવણના ભાણેજ પ્રખ્યાત દેશાઇ રતનજી ઉરફે મેનાબાઇ માણેકજીએ એવણ આગલ જંદ, પહેલવી, ફારસી તથા દીનઆઇનની તાલીમ લીધી હતી. મુસલમાન શાગેરદોમાં કાઝી ફએઝ-ઉદ-દીન, ગુલામનબી, આબીદમીયાં, અબબાસમીયાં,

રહીમતુલ્લા તથા અઝમતઉલ્લા વીગેરે એવણુની ઉસ્તાદગીરી હેઠલ ફારસી તથા અરબી ભાષાઓ શીખ્યા હતા. નવસારીના જાણીતા ગોપાલજી ભટના વંશજોએ એવણુના હાથ હેઠલ સંસકૃતની તાલીમ લીધી હતી. એવણુ રોજ ૨૦ મો માહ ૪ થો સને ૧૧૫૬ યઝદેજરદી, તા૦ ૨૯ મી જાનેવારી ૧૭૮૭ ને દીને ૬૦) વરસની ઉમરે બેહસ્તનશીન થયા. એવણુ ઘણુાજ ટેકવાલા અને સ્વતંત્ર ખવાસના હતા. એવણુના બીજા દીકરા દસ્તુર ખુરશેદજી ઇ. સ. ૧૮૦૧માં મુંબઈ જઈ ત્યાંની શહેનશાહી પંથના પહેલા વડા દસ્તુર તથા પારસી પંચાયતના અકાબર ઠડયા હતા. ત્રીજા દીકરા એરવદ નવરોજી પોતાના બાપની હૈયાતીમાં મરણુ પામ્યા હતા. એવણુના ચેહરૂમને દીને યાને તા૦ ૨૧ મી એપરેલ ૧૭૮૨ ઇસવીને દીને નવસારીમાં હવા પવનનું મોહટું તોફાન થયું હતું અને તે સંવત ૧૮૩૮માં થએલું હોવાથી "આડતીશનું ઉશું" અથવા "દતન" નું તોફાનનાં નામથી ઓલખાએ છે. ચોથા દીકરા દસ્તુર દારાબજી ઇ. સ. ૧૮૨૯માં પોતાના ભાઈ દસ્તુર ખુરશેદજીના મરણુ પછી મુંબઇની શેહનશાહી પંથના દસ્તુર ઠડયા હતા. એવણુ ઘણુાજ સન્યાસી ખસલતના અને અથંગ પરહેઝગાર હતા. જયારે વડા દીકરા

## દસ્તુર બેહમનજી જમશેદજી

તે સરદાર દસ્તુર હોશંગજીના બાપના બપાવા ઇ. સ. ૧૭૪૫ માં જનમ્યા હતા અને સવંત ૧૮૧૨ ના રોજ ૨૨ મો માહ ૮ ને દીને હેરબદની પદવીએ પહોંચ્યા હતા. પોતાના મરહુમ પીતાની ઉસ્તાદગીરી હેઠલ એવણે જંદ-પહેલવી, ફારસી, અરબી અને દીનઆઇનનો સંગીન અભ્યાસ કરી નવસારીમા એક ખબરદાર દસ્તુર તરીકે લેખાતા હતા. એ ભાષાઓમાં એવણુ જેટલા પુર્વીણુ હતા તેટલાજ રમલ અને નજુમમાં પણુ બાહોશ હતા. એ અશો દસ્તુરજી વીશે નવસારીના જઇફ મરદો તથા ઓરતોથી આપણુ હજી સુધી દંતકથા રૂપે ઘણીએક રમુજી વાતો સાંભલ્યે છીએ, પણુ જગાની કોતાહીને લીધે તેનું હયાં વરણુન થઇ શકતું નથી. એ દંતકથાઓ ઉપરથી એ દસ્તુરજીની દુન્યાદારીની માહીતી કરતાં એવણુના મનનું ખાલેશપણું, સ્વભાવનું નીશકપટીપણું અને સાદેહદીલી મોહટા પ્રમાણુમાં પ્રગટી નીકલે છે. એ વીશેનો તા૦ ૨ જી મે ૧૮૮૫ ના "ટાઇમ્સ ઓફ ઇન્ડીયા" માં નીચલો ઇસારો જોવામાં આવે છે.

"Dustoor Behmun × × × united with a hereditary fame for linguistic erudition a singularly simple and guileless heart. Numerous interesting and amusing anecdotes are told in Nowsaree illustrating the almost childlike frankness and artlessness of his disposition, while tradition records many diverting instances in which his honest good nature is more conspicuous than his worldly wisdom."

ઇ. સ. ૧૮૧૬ માં પોતાના કાકા દસ્તુર રૂસતમજી જામાસ્પજીના મરણુ પછી એવણુ નવસારીની બીજી ખુરશીના દસ્તુર ઠડયા હતા જે માન એવણે ૯ વરસ સુધી ભોગવ્યું હતું. એવણુને શાએરી કરવાની શકતી પોતાના વડીલોથી ગોયા વારસામાં મલી હતી, જેની સાબેતી એવણે ફારસીમા બનાવેલાં નીતીરીતીને લગતાં બેતો અને પાજંદ મીનોખેરદનો ફારસી નઝમમાં કીધેલા તરજુમા ઉપરથી મલે છે. એવણુની નજુમને લગતી બે અરબી કેતાબોનો ફારસીમાં કીધેલો તરજુમો એવણુના વારસો પાસે મોજુદ છે. એવણુનો ગોસ્તે ફરીઆનનો પહેલવીમાં લખેલો કીસ્સો, બુનદેહસ્ને અને શેકનગુમાની વીગેરે બીજા લખાણો, સુરતવાલા દસ્તુર કેખુશરૂ દાદાભાઇના કેતાબખાનામાં સચવાએલાં મરહુમ ડાકતર હાઉગ તથા મરહુમ દસ્તુર હોશંગજીના જોવામાં આવ્યાં હતાં. એ શીવાએ એવણુના બીજા હસ્ત લેખો હિન્દ તથા યુરોપમાં ઘણેક ઠેકાણે ફેલાએલા હોવાથી એવણુનું નામ પણુ વીદવાન મંડલને સારી રીતે રોશન છે. એ દસ્તુરજી પોતાની ભોલાઇ તથા સાદેહદીલી માટે જેટલા જાણીતા હતા તેટલાજ અશો અને બંદગીખોર હોવાથી નવસારીવાસીઓ એવણુ

તરફ મોહટું માન ધરાવતા હતા અને એવણુના વારસો અને બીજા કુટુંબીઓ પોતાનું ધારેલું નેક કામ જો ફતેહમંદીથી પાર પડે તો એવણને નામે દરૂન બાજ ઇજાવાની તથા બીજી ક્રીયાઓ કરાવાની ગોયા માનતા લેતા હતા. એવણુ રોજ ૬ ઠો માહ ૫ મો સને ૧૧૯૪ યઝદેજરદી, તા૦ ૫ મી ફેબ્રુવારી ૧૮૨૫ ને દીને ૮૦ વરસની ઉમરે બેહેસ્તનશીન થયા. એવણુના બીજા દીકરા નોશેરવાનજી પણુ જંદ-પહેલવી અને ફારસીનું સારૂ ગ્નાન ધરાવતા હતા. ત્રીજા દીકરા એરવદ શોહરાબજી નવસારીમાં મુજારો ફાટવાથી ૨૧) વરસની જવાન વયે પોતાના બાપની હયાતીમાંજ મરણુ પામ્યા હતા. જ્યારે વડા દીકરા

## દસ્તુર એદલજી બેહમનજી

ઈ. સ. ૧૭૬૨ માં જનમ્યા હતા અને સંવત ૧૮૩૫ ના રોજ ૭ મો માહ ૭ માંને દીને હેરબદ થયા હતા. પોતાના પીતાની ઉસ્તાદગીરી હેઠલ જંદ, પહેલવી, ફારસી અને સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. જંદ અને પહેલવી ભાશાઓ કરતાં એવણુ ફારસી અને સંસકૃતમાં ઘણુાજ પુરવીણુ હતા. એક હજાર ઉપર સંસ્કૃત શ્લોકો એવણુના મુખપાઠ હતા. તેમજ ન્યાય શાસત્ર, જયોતિષશાસત્ર તથા વ્યાકરણુની ઉંડી માહીતી ધરાવતા હતા. એવણુનો "જીવન જાતક" અને "રત્ન દીપક" નામના બે સંસ્કૃત પુસ્તકોનો ફારસીઓમાં કીધેલો તરજુમો હાલ મોજુદ છે. પુણુાના છેલ્લા પેશ્વા બાજીરાવના પ્રધાન મોદી ખુરશેદજી જમશેદજી ઉરફે "દાદા સાહેબ"નું એવણુની સંસકૃત ભાષાની કાબેલ્યત માટે ઘણુંજ ઉંચુ મત હોવાથી તેવણે એવણુને ઈ. સ. ૧૮૧૩ માં પુણે બોલાવી ઘટતાં માન સાથ પુણાની પેશ્વા દરબારમાં દાખલ કરાવ્યા હતા. દરબારના બ્રાહમણો તથા શાસ્ત્રીઓ સાથ છટાદાર રીતે વાદવીવાદ કરતાં જોઈ પેશ્વાએ પોતાનું ઉંચુ મત દરબારમાં જાહેર કરયું હતું અને દસ્તુરજીને ખલઅત-રૂ. ૭૦૦ ની પર્સ તથા બીજી કીમતી ભેટોની નવાઝેશ કરી હતી. પોતાના ધર્મગુરૂની વિદ્વત્તાની સરકાર તરફથી ઘટતી કદર બુજાએલી જોઇ દાદા સાહેબે પોતાની ખરી મગરૂરી તથા હરખ દરબારમાં જાહેર કર્યો હતો. ઇ. સ. ૧૮૧૮ માં મુંબઇની પારસી પંચાયતે ઘડેલા બંદોબસ્તો ઉપર અકાબરો, દસ્તુરો તથા બેહદીનો ભેગી એવણુની પણુ શહી જોવામાં આવે છે. એવણુ રોજ ૯ મો માહ ૧૨ મો સને ૧૨૦૫ યઝદેજરદી, તા૦ ૩ જી સપતેમબર ૧૮૩૬ ને દીને ૭૪) વરસની ઉમરે મરણુ પામ્યા. એવણુ ઘણુાજ ટેકવાલા, સ્વતંત્ર ખવાસના અને મોજીલા હતા તથા ઘોડા સ્વારીના અત્યંત શોકીન હતા. એવણુના વડા દીકરા પ્રખ્યાત દસ્તુર જમશેદજી જંદ-પહેલવી, ફારસી, યોજદાથ્રગીરી અને દીનઆઇનની બાબદોના કાબેલ ઉસ્તાદ હોવાથી નવસારી અને મુંબઇમાં એક માન પામેલા દસ્તુર ગણુાતા હતા. એવણે ઇ. સ. ૧૮૪૦માં પંદ નામે આદરબાદ મારાસપંદ તથા પહેલવી મીનો ખેરદનો ગુજરાતી તરજુમો છપાવી બહાર પાડયો હતો. ઈ. સ. ૧૮૪૬ માં મુંબઇ મધ્યે મરહુમ શેઠ ફરામજી કાવશજી બનાજીના કદમી આતસબેહરામ પરઠવાની ક્રીયા એવણુના ઉપરીપણુા હેઠલ કરાવામાં આવી હતી. બીજા દીકરા એરવદ રૂસ્તમજી ૨૧ વરસની જવાન ઉમરે પોતાના બાપની હૈયાતીમાં મરણુ પામ્યા હતા. ત્રીજા દીકરા

## દસ્તુર જામાસ્પજી એદલજી

તે શ્રી દખણુની દસ્તુરી ગાદીના સ્થાપક-ઇ. સ. ૧૭૯૮માં જનમ્યા હતા અને સંવત ૧૮૬૬ માં "હેરબદ" પદ ધારણુ કર્યું હતું. એવણે ફારસીનો અભ્યાસ પોતાના બપાના મરહુમ દસ્તુર બેહમનજી આગલ કર્યો હતો. યોજદાથ્રગીરીના પેશામાં કેટલીક મુદત નવસારીમાં ગુજારવા પછી એવણુ મુંબઇ જઈ પોતાના વડા ભાઈ મરહુમ દસ્તુર જમશેદજીની શાગેરદી કરી અવસ્તા-પહેલવી અને દીન-આઇનનો સંગીન અભ્યાસ કરી તેમાં કુશળતા મેલવી હતી. મુંબઇ મધ્યે તે વખતે મોથ ઉપર આવેલી મરહુમ શેઠ નવરોજી કાવશજી નાલીએરવાળાની દરેમેહર (જે હાલમાં દાદર ખાતે સ્થાપવામાં આવી છે,) તેના દસ્તુર ઠરયા હતા; તેમજ બનાજીની દરેમેહરના દસ્તુરનો અધીકાર પોતાના વડા ભાઇની

ગેરહાજરીમાં કેટલીક મુદત સુધી ચલાવ્યો હતો. પોતાના વખતમાં મુંબઈમાં જાગતી ધર્મને લગતી તકરારોમાં પોતાના ભંડોલનો હીસ્સો આપી પોતાનું દસ્તુરી જ્ઞાન જરથોસ્તી આલમને સાબેત કરી આપ્યું હતું. ઇ. સ. ૧૮૨૪માં મરહુમ દસ્તુર ફરામજી અસપંદયારજી રબાડીના વંદીદાદ યજશને તથા વીસપરદના ગુજરાતી તરજુમાની તપાસ માટે નેમાએલી કમીટીના એવણ પણ એક મેમબર હતા. એજ વરસમાં પુણાવાળા મરહુમ સરદાર શોહરાબજી રતનજી પતેલે મુંબઈની પારસી પંચાયતના અકાબરો ઉપર એક ખત લખી પુણા ખાતે દરેમેહર અને દુખમું બાંધવાની રજા માગવા સાથ ત્યાંના જરથોસ્તીઓની રેહનુમાઈ માટે એકલા એક દસ્તુરની માંગણી કરી હતી. આ ઉપરથી પંચાયતની એક સભા મરહુમ શેઠ ખુરશેદજી માણેકજી સરાફના પ્રમુખ પણા હેઠળ તા૦ ૨૦ મી મેએ ૧૮૨૪ ઇસવીને દીને દાદીશેઠના આતશબેહરામમાં મલી હતી; જ્યાં પંચાયતે સર્વાનુમતે દસ્તુર જામાસ્પજીને ચુંટી કહાડી, સાળ જોડો આપી ઘટતાં માન સાથ પુણા તરફ રવાના કર્યા. પુણામા દાખલ થાવા પછી મરહુમ શેઠ શોહરાબજી પતેલે દરેમેહર રોજ ૮ મો માહ ૧૧ મો સને ૧૧૯૩ યઝદેજરદી, તા૦ ૬ ઠી આગસ્ટ ૧૮૨૪ ને દીને તથા દુખમું રોજ ૨૯ મો માહ ૭ મો સને ૧૧૯૪ યઝદેજરદી, તા૦ ૨૯ મી એપરીલ ૧૮૨૫ ને દીને એ દસ્તુરજીની દેખરેખ અને ઉપરીપણા હેઠલ પરહાવી એ બેહુ મકાનોના વહીવટની કુલ મુખત્યારી એવણને સોંપી હતી. પુણા પછી દખણ તથા માલવાના બીજા ભાગોમાં પણ ધર્મનાં મકાનો પએદરપએ બરપા થતાં ચાલ્યાં હતાં. ઇ. સ. ૧૮૩૮માં નીઝામ સરકારના જાણીતા પારસી સરાફો મરહુમ ભાઈઓ વીકાજી તથા પેશતનજી મેહરજી તારાપોરવાલાના ઇજનથી એવણ પોતાના બીજા દીકરા મોબદ હોરમઝદયાર સાથ હેદરાબાદ પધાર્યા હતા. જ્યાં મજકુર શેઠોએ એવણને દસ્તુરી દરજજાને છાજતા માન સાથ લગભગ બે વરસ સુધી રાખ્યા હતા. એ દસ્તુરજીની મદદ અને સલાહ હેઠળ મરહુમ શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજી તારાપોરવાલાએ દરેમેહર અને દુખમું બાંધવાનું કામ શુરૂ કર્યું, અને દરેમેહરને રોજ ૯ મો માહ ૧૨ મો સને ૧૨૦૮ યઝદેજરદી, તા૦ ૩ જી સપતેમબર ૧૮૩૯ ને દીને અને દુખમાને રોજ ૨૦ મો માહ ૧ લો સને ૧૨૦૯ યઝદેજરદી, તા૦ ૧૯ મી અકતોબર ૧૮૩૯ ને દીને એવણના ઉપરીપણા હેઠલ પરહાવી ખુલ્લાં મુકયાં હતાં. મજકુર દરેમેહર અને દુખમાની તખ્તી ઉપરનું નઝમ રૂપી લખાણ એ દસ્તુરજીના શાએરી કલમથી લખાયલું આજે સલામત હાલતમાં જોવામાં આવે છે. એ દસ્તુરજી હેદરાબાદના વિદ્વાન મંડલમાં કાબેલ દસ્તુર તરીકે માન પામતા હતા; એટલુંજ નહીં પણ પોતાની લીઆકાત અને ફઝીલતને લીધે ત્યાંના રાજવંશી કુટુંબો—અમીરો તથા જાગીરદારોમાં પણ મોહટો મરતબો ધરાવતા હતા. તે વખતના સમશુલ ઉમરા અમીરે કબીર અને એવણ વચ્ચે મીત્રાચારીનો ગાંઠ એટલોતો મજબુત બંધાયો હતો કે તે નામદાર ઉમરાવને "શમશુલ હિન્દસા" અને "સમસુલ તવારીખ" નામની કેતાબો રચવામાં એવણે કીમતી મદદ કરવાથી તેના અહેશાનમાં અમીરે કબીર પોતાની ઉપલી બેહુ કેતાબોમાં એવણની વિદ્વતાની ઘટતા સખુનોમાં તારીફ કરી જાએ છે. ઇ. સ. ૧૮૪૧ માં જાલનાની અનજુમને એવણને પોતાના વડા દસ્તુર તરીકે કબુલ રાખ્યા હતા. પુણા તથા હેદરાબાદ ખાતે દરેમેહેરો અને દુખમાઓ પરઠવા પછી એ દસ્તુરજીને ઔરંગાબાદ તથા શોલાપુર ખાતે પણ તેવીજ પવિત્ર ફરજો બજાવવાનું કામ બાકી રહયું હતું. મરહુમ શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજી તારાપોરવાળાએ ઔરંગાબાદમાં દુખમું બંધાવ્યું હતું તેને પરથવા માટે એ દસ્તુરજી ત્યાં પધારયા હતા—જે વખતે ઔરંગાબાદના શુબા મરહુમ શેઠ બાપુજી વીકાજી તારાપોરવાળા બે હજાર આરબ અને પઠાણ ફોજ, હાથીઓ અને ઘોડેસ્વારોની ટુકડી સાથ કેટલાક માઈલ સુધી દસ્તુરજીને એસ્તેકબાલ લેવા ગયા હતા. એ દુખમાને પરઠવાની ક્રીયા એવણના ઉપરીપણા હેઠલ રોજ ૧૫ મો માહ ૪ થો સને ૧૨૧૨ યઝદેજરદી, તા૦ ૧૧ મી જાનેવારી ૧૮૪૩ ઇસવીને દીને એવણના ત્રીજા દીકરા દસ્તુર બેહમનજી સી. આઇ. ઇ. એ કરી હતી. આ વખતે રાજા ગીરધરીપ્રસાદ નામના કાયમ અમલદારે હેદરાબાદના દીવાન રાજા ચંદુલાલની છુપી મંજુરીયાતથી ઔરંગાબાદનો મામલો પોતાના નામ ઉપર કરાવી લઈ બે હજાર આરબ અને પઠાણ ફોજ સાથ ઔરંગાબાદ ઉપર ચહડી આવ્યો

અને શેઠ બાપુજી તારાપોરવાલા અને દસ્તુરજીના ઉતારાના મકાનને ઘેરો નાખ્યો; પણ ઈંગ્રેજી લશકરની કુમક વખતસર આવી પહોંચવાથી શેઠ બાપુજીએ રાજા ગીરધરીપ્રસાદને મારી હઠાવ્યો અને ઘેરામાથી પોતાનો તેમજ દસ્તુરજીનો છુટકો કીધો. ઔરંગાબાદથી એવણ સોલાપુર તરફ રવાના થયા અને ત્યાં મરહુમ શેઠો વીકાજી તથા પેશતનજી મેહરજી તારાપોરવાલાએ બંધાવેલા દુખમાને પર-ચવાની કીયા રોજ ૭મો માહ ૫મો સને ૧૨૧૨ યઝદેજરદી, તા૦ ૨ જી ફેબરવારી ૧૮૪૩ ઇસવી, અને ત્યાર પછી દરેમેહરને રોજ ૯મો માહ ૫મો સને ૧૨૧૪ યઝદેજરદી, તા૦ ૩જી ફેબરૂઆરી ૧૮૪૫ ને દીને પોતાની દસ્તુરી દેખરેખ હેઠલ કરાવી હતી. એ બેહુ ધર્માલયો ખુદ દસ્તુરજીના વસીલા અને સીફારસથી હસ્તીમાં આવવાથી સોલાપુરની અનજુમને તા૦ ૧૯ મી ફેબરૂઆરી ૧૮૪૫ ના "મુંબઈ ચાબુક"માં એક પત્ર છપાવી દસ્તુરજીનો જાહેરાત ઉપકાર માન્યો હતો—તેમજ ઔરંગાબાદ તથા સોલાપુરના દુખમા ઉપરની તખ્તીઓનું બેત રૂપી લખાણ પણ એજ દસ્તુરજીની કલમથી લખાએલું છે. જેમ દખણના તમામ જરથોસ્તીઓ એ દસ્તુરજીને પોતાના વડા ધર્મગુરૂ તરીકે માન આપી તેમની રેહનુમાઇ હેઠલ ચાલતા હતા તેમ માલવા પ્રાંતના જરથોસ્તીઓની એવણને પોતાના દીનના પેશવા તરીકે કબુલ રાખી તેમની રેહબરી હેઠળ રહયા હતા. મઉની દરેમેહર એવણે લખી મોકલેલાં ફરમાન મુજબ એવણના બીજા દીકરા મોબદ હોરમઝદયારે રોજ ૯ મો માહ ૬ થો સને ૧૨૧૫ યઝદેજરદી, તા૦ ૫ મી મારચ ૧૮૪૬ ઇસવીને દીને પોતાના ઉપરીપણા હેઠળ પરચાવી હતી. એવણના જાહેર લખાણોમાં હેદરાબાદ–ઔરંગાબાદ તથા સોલાપુરના દુખમાઓ તથા દરેમેહરો ઉપરની તખ્તીઓનું નઝમ રૂપી લખાણો ઉપરાંત મરહુમ શેઠો શોહરાબજી રતનજી પતેલ, વીકાજી મેહરજી તારા-પોરવાલા, બનાજીનું કુંટુંબ અને શહેનશાહ બાનું વીકટોરયાના અદલ રાજની તારીફમા લખેલા કસીદાઓ, શેઠ ફરામજી કાવશજી બનાજીના કદમી આતશબેહરામનો અહેવાળ તથા ગઝલો અને રૂબાઇઓ મુખ્ય છે, પણ એવણની શાએરી કલમથી લખાએલી જે મોતેબર કેતાબ તે "દીવાને જામાસ્પ" છે. જેમ એક હુ–બ–હુ ચીતાર જોવાથી જોનારને ચીતારાની પીછીનો ખ્યાલ આવે છે તેમ "દીવાને જામાસ્પ" નું લખાણ તેની મધુરતાને લીધે વાંચનારનું ધ્યાન તેના કર્તાની રસીલી કલમ તરફ ખેંચે તેવું છે–તેમજ વળી "એશકે હકીકી" માં ગરકાવ થાવા માટે કર્તાએ દરેક બેતમાં ઉછાળા મારતી લાગણીઓ સાથ પોતાના વિચારો દર્શાવેલા હોવાથી મજકુર "દીવાને જામાસ્પ" બીજા મુસલમાન શાએરોની બનાવેલી "દીવાન" સાથ હરીફાઈ કરી શકે છે. એવણ રોજ ૨૪ મો માહ ૭ મો સને ૧૨૧૫ યઝદેજરદી, તા૦ ૧૯ મી એપરીલ ૧૮૪૬ ઇસવીને દીને ૪૮ વરસની ઉમરે દખણ હેદરાબાદમાં કોલેરાની બીમારીથી બેહસ્તનશીન થયા. એવણ ઘણાજ પરહેઝગાર, ઉદાર દીલના, સંતોષી અને નીયમીત જીંદગી ગુજારનારા હતા. એવણનું મરત્યુક તા૦ ૨૯ મી એપરેલ ૧૮૪૬ ના "મુંબઇ ચાબુકમાં" છપાયુ છે જેમાં લખે છે કે:—

"એ દસ્તુરના અચબુચ ગુજરવાથી પુણામાં એના મલતા વીશેકો તેમાં શોહરાબજી પતેલ કે જેને તે મરનારથી મોહટી હોરમત હતી તે તથા × × × ઔરંગાબાદ–હેદરાબાદ–જાલના–મઉ અને એને લગતા દેશોના પારસીઓ જે એ દસ્તુરની બાએબા અને મમતામા મલેલા હતા અને એ મરનારની દાનાઇમાં દીવાના બનેલા હતા તેનાઓમાં એક મોહટો શોર ઉઠી રહયો છે. એ દસ્તુર પુણાની વડી દરેમેહરમાં દાનાઈ અને પરહેઝગારીનું એક મોહટું દરખત તે સાથે દહાપણની ઘણીએક ડાળો હતી. એ મરનાર જરથોસ્તી રેવાજ અને દીનઆઇનનું કામ એવીતો રીતે જાણતો હતો કે એક વેલાએ પેગમબરના ચેલાઓ કાબેલ હતા × × × એ દસ્તુર આપઅખત્યારીનો ખાં અને લોભનો દુશમન હતો. હમેશ પોતીકી ટુંક વસ્તીના જજમાનોને દીનની સારી નસીહતથી વાકેફ કરતો હતો, તેથી તેનાઓ એની દાનાઈમાં લપેટાએલા હતા. એવા એક કાબેલ હોરમત અને ઇજતવાલા દસ્તુરના ગુજરવાથી પુણ હવે દાનાઇથી ખાલી જોવામાં આવશે અને પાક યકીનથી કહીએ છે કે જામાસ્પની જગા ખાલી જોવામાં આવશે."

એવણુના ૭ દીકરાઓ હતા. વડા દીકરા દસ્તુર નોશેરવાનજી ઇ. સ. ૧૮૪૫ માં પોતાના પીતાના મરણ પછી દખણુના વડા દસ્તુર ઠર્યા હતા. ઈ. સ. ૧૮૫૭ના બલવા વખતે કીમતી શેવા બજાવાથી ઈ. સ. ૧૮૬૮માં નામદાર સરકારે "ખાન બહાદુર" નો ખેતાબ તથા સોનાનો ચાંદ આપવા સાથ ઇ. સ. ૧૮૭૩માં દખણુના પહેલા વર્ગના સરદારની પદવી અને સરકારી મેહલમાં "પ્રાઇવેટ એનટરી" નો હક બક્ષ્યો હતો. એવણુ દાનાવ, પઢેલ અને કઢેલ હોવા સાથ બેહદ નમનતાઈવાલા અને માયાલુ દીલના હતા. એવણુનો દેખાવ નુર ભરેલો અને દમામદાર હતો. બીજા દીકરા મોબદ હોરમઝદયારે મઉની દરેમેહર પોતાના ઉપરીપણા હેઠલ પરઠાવી હતી. એવણુ હેદરાબાદમા દસ્તુરી ચલાવતા હતા અને જયોતીષ શાસ્રમાં પુરવીણુ હતા. ત્રીજા દીકરા દસતુરજી બેહમનજી હાલ હૈયાત છે. એવણે ઈ. સ. ૧૮૪૧ થી જાલનામાં દસ્તુરી ચલાવી હતી. ઇ. સ. ૧૮૪૩માં ઓરંગાબાદના દુખમાને પરઠવાની સઘલી ક્રીયા એવણે પોતે કરી હતી. ઇ. સ. ૧૮૫૩ માં બ્રીટીશ નોકરીમાં દાખલ થઇ એસીસટન્ટ કમીશનર વીગેરેના મોહટા ઓધ્ધાઓ ભોગવી ઇ. સ. ૧૮૮૧ થી પેનશન ઉપર રીટાયર થયા છે. એવણે બજાવેલી અનેક કીંમતી સેવાઓના બદ-લામાં નામદાર સરકાર તરફથી ઇ. સ. ૧૮૭૯ માં સી. આઇ. ઇ. નો ખેતાબ મલ્યો હતો. ચોથા દીકરા દસ્તુર બેહરામજી નીઝામ સરકારમાં "સુપરીનટેનડંટ ઓવ કસતમ્સ અને અવલ તાલુકદારના ઓધ્ધાઓ ભોગવી ઈ. સ. ૧૮૭૫ માં પોતાના ભાઈ મોબદ હોરમજદયારની જગાએ હેદરાબાદના દસ્તુર નેમાયા હતા. એવણે ઉરદુ અને ફારસીમાં "દીવાને બેહરામ" નામની કેતાબ લખી છે. એવણુ ઘણુાજ એકમારગી અને નીયમીત જીંદગી ગુજારતા હતા. પાંચમાં દીકરા એરવદ રતનજી બ્રીટીશ સરકારમાં એસીસટંટ કમીશનરનો ઓધ્ધો ભોગવી પછવાડેથી નીઝામ સરકારમાં સદર તાલુકદાર અને રેવેન્યુ સેક્રેટરીનો ઓધ્ધો ચલાવ્યો હતો. નીઝામના દીવાન પહેલા સર સાલાર જંગના એવણુ એક વીશ્વાસુ સલાહકાર હતા. એવણુ ગંભીર દેખાવના ટેકવાલા અને સ્વતંત્ર ખવાસના હતા. છઠા અને સૌથી નાઘલા દીકરા સરદાર દસ્તુર હોશંગજી જેવણુનાં જન્મ ચરીત્રનુ જ આ બધું લખાણુ છે, તેવણુનો અહેવાલ હેઠલાં લખાણુમાં જોવામાં આવશે. દસ્તુર જામાસ્પજીની એક પુરી દીકરી બેહમનબાઇને એવણુનાં માત પીતા તરફથી ફારસી ભાષાની અને નામુ રાખવાની સારી તાલીમ મલી હતી. એ બાનુના બે દીકરાઓમાના એક દીકરા હાલ નીઝામ સરકારમાં ઓરી-એનટળ ત્રાન્સલેટરના ઓધ્ધા ઉપર છે, અને બીજા દીકરા મરહુમ દીનશાહ પેશતનજી કાંગા મુંબઈના જાણીતા સોલીસીતર હતા. મરહુમ સરદાર દસ્તુર હોશંગજીના વડીલો અને તેમની ઓલાદોની કારકી-રદીથી વાકેફ થાવા પછી હવે એવણુ સાહેબની ઉધ્યોગી અને ઝલકતી કારકીરદી ઉપર આવીએ છીએ.

---

## શરદાર ખાન બહાદુર શમસુલ ઓલમા દસ્તુરજી હોશંગજી જામાસ્પજી દસ્તુર જામાસ્પઆશાના દાક્ટર ઓવ ફીલોસોફી, સી. આઇ. ઇ. નું જન્મ ચરિત્ર.

**જનમ—હેરબદીની તાલીમ—જરથોશતી ધર્મ અભ્યાસ—પુર્વ અને પશ્ચીમ તરફની ભાષાઓનો સંગીન અભ્યાસ—શાએરી કરવાની શક્તી—"તાલેબ" અને "હોશ"ના તખલ્લુસ હેઠલ વર્તમાન પત્રોમાં કીધેલાં લખાંણો—રાહનુમાય મઝદયશનાન—તેના વિચાર આચાર વિરૂધ પ્રગટ કરેલું ચોપાન્યું—પારસી ધારા—દસ્તુર હોશંગજીની તે તરફ દીલસોઝી—કાયદાનો અભ્યાસ—આસીસતન્ત ઈનામ કમીશનરનો ઓધ્ધો—પોલીસ ખાતાંમાં ઓધ્ધો લેવાની થયલી માગણી—હિન્દનો બળવો—દસ્તુર હોશંગજીની રાજય સેવા—કલેકતર મી૦ ડનકન દેવીડસનનો પત્ર—માલવા પ્રાંતનો દસ્તુરી ઓધ્ધો—મઊના મ્યુનીસીપાલ કમીશનરનો ઓધ્ધો—મઊની છાવણીમાં સુધારાઓ—સર એડવર્ડ ગ્રીનનો પત્ર—કમીશનરના ઓહ્દાનું રાજીનામું—સેનાપતી સર મેન્સફીલ્ડનો માલવામાં પ્રવાસ—તેના માન માટે ઇંદોરના મહારાજા અને મઊના પારસીઓ વચ્ચે ચાલેલી હરીફાઈ—મઊમાં કેળવણીનો પ્રસાર—સર રીચર્ડ તેમપલ સાથ પીછાણ—મઊને છેલ્લી સલામ—માનપત્રો, ભેટો અને ઝીઆફતો—જરથોશતી મજહબનાં પુસ્તકો માટે ગુજરાતમાં પ્રવાસ—મુંબઇમાં આપેલું જાહેર ભાષણ—મુંબઈના ગવરનર સર બારટલ ફ્રીઅરની સરતીફીકેટ—રેસાળાઓની તપાસ માટે દસ્તુર હોશંગજીની નેમણુક—દસ્તુર પેશોતન સંજાણાના પહેલવી વ્યાકરણની તપાસ—પુણા મધે પારસી મેત્રીમોન્યલ કોર્ટની સ્થાપના—પહેલવી ગ્રંથો રચવા માટે દસ્તુર હોશંગજીની નેમણુક—દખણ કોલેજના પ્રોફેસરનો ઓધ્ધો—"બઝમે રૂઝે બેહરામ" ક્લબની સ્થાપના—"ખાનબહાદુર"નો ખેતાબ—માનપત્રો અને ઝીઆફતો—"દસ્તુર હોશંગ પરસીઅન પ્રાઈઝ ફંડ"—નવસારીનું શેઠ તાતાજીવાળું દુખમું—મુંબઈના ગવરનરની નવસારીમાં પધરામણી—દસ્તુર હોશંગજીને થયલું ખાસ ઈજન—દખણના વડા દસ્તુરનો ઓધ્ધો—દસ્તુરી સલતનતમાં વધારો—દખણના પહેલા વર્ગના સરદારની પદવી—"ડોકતર ઓવ ફીલોસોફી"ની માનવંતી પદવી—"શમસુલ ઓલ્મા"નો ખેતાબ—સુરતની રેલ અને આગ નીવારણ ફંડ—દરેમેહરો અને દુખમાઓ પરઠવાની ક્રીયાઓ—છપાઈ બહાર પડેલા ગ્રંથો—યુરોપ્યન ઓલમાઓ સાથ વાદવીવાદ અને કાગળપત્રોનો વહેવાર—વગર છપાયલા ગ્રંથો—અને પરચુટણ લખાંણો—નવસારીમાં પધરામણી—અનજુમન તરફથી મલેલો આવકાર—પેનશન ઉપર રીટાયર થવું—ઝંદ, પહેલવી સાહીત્યની સેવા—"સી. આઈ. ઇ."નો માનવંતો ખેતાબ, માનપત્રોની રેલછેલ વીગેરે, વીગેરે.**

મરહુમ દસ્તુર જામાસ્પઆશાના ખાનદાનને એલમ અને વિધ્યાના બલે દીપાવનાર અને હિન્દ અને યુરોપની વિદવાન મંડલને જેબ આપનાર મરહુમ દસ્તુર જામાસ્પજી એદલજીના સૌથી નાધલા અને કાબેલ દીકરા દસ્તુર દોકતર હોશંગજીનો જન્મ સંવત ૧૮૮૯ના રોજ ૨૮ મો માહ ૭ મો સને ૧૨૦૨ યઝદેજરદી, તા૦ ૨૬ મી એપ્રીલ ૧૮૩૩ ઈસવીને દીને નવસારી કસબા મધે પોતાના મમાવા મરહુમ દસ્તુર રતનજી રૂસ્તમજી જામાસ્પઆશાનાના ઘરમાં થયો હતો. એવણે શરૂઆતની હેરબદીની તાલીમ પોતાના પીતાના હાથ હેઠલ લઇ સંવત ૧૮૯૯ના રોજ ૩૦મો માહ ૬ ઠાને દીને પોતાના ભાઈઓ મરહુમ દસ્તુરો બેહરામજી અને રતનજી સાથે પુનાવાલા મરહુમ શેઠ જમશેદજી રતનજી અકલેસરીયાને નામે નવસારીની વડી દરેમેહરમાં હેરબદની પદવી લીધી હતી. મરહુમ દસ્તુર જામાસ્પજી એવણને ૧૩) વરસની નાધલી વયના મુકી બેહસ્તનશીન થાવાથી એવણને દીનદારી તાલીમ આપવાની

ફરજ પોતાના સૌથી વડા ભાઈ મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજીને શીર આવી પડી હતી. તે મરહુમ સાહેબની ઉસ્તાદગીરી હેઠલ દસ્તુર હોશંગજીએ જંદ, પહેલવી અને પાજંદ ભાષાઓની તાલીમ લીધી હતી. આ વખતે ઝબાનશનાસીના કાયદા (Comparative Philology) ઉપર પુરતું અજવાલું પડેલું નહી હોવાથી ઉપલી ત્રણે ભાષાઓનો અભ્યાસ અસલી ધોરણ ઉપરજ કરીને સંતોષ પકડયો હતો. પછવાડેથી ઝબાનશનાશીનો કાયદો જાહેર થવાથી એ ભાષાઓનો અભ્યાસ એકવાર ફરીથી સુધરેલી ઢબ ઉપર કરી પોતાના જ્ઞાનમાં સંગીન વધારો કરી દીધો હતો. હેદરાબાદવાલા મોલવીઓ ફખરૂદદીન અને યાશીનશાહની શાગેરદી કરી ફારસી–અરબી અને ઉરદુ ભાષાઓની તાલીમ લીધી હતી. લાટીનમાં કહેવત છે કે " Poeter nascitao non fit." એજ કહેવતને મલતી ઈંગ્રેજીમાં કહેવત છે કે "The poet is born and not made" યાને માણસ જાતને કવીતા રચવાની શકતી ખુદ કુદરતથીજ વારસામાં મલેલી હોવી જોઈએ અને નહી કે અભ્યાસથી સંપાદન કીધેલી હોવી જોઇએ. ઉપલી કહેવતને દસ્તુર હોશંગજી બોલે બોલ સાચ્ચા નીવડે છે, કારણકે નાધલી વયમાંજ એવણને કવી તરીકેની ઉંચા પ્રકારની શકતી કુદરતી પહોંચી હતી–જે એવણના નાધલી વયમાં રચેલાં ફારસી બેતો અને મુનાજાતો ઉપરથી સીધ્ધ થાએછે. આઠ વરસ હેદરાબાદ ખાતે ગુજારવા પછી દસ્તુર હોશંગજી જંદ– પહેલવી, પાજંદ, ફારસી, અરબી અને ઉરદુ ભાષાઓના સંગીન જ્ઞાન સાથ ઇ. સ. ૧૮૫૪માં પુણે પાછા ફર્યા. આ વખતે ઇંગલંડ અને રશીઆ વચ્ચે લડાઇ જાગી હતી અને તેમાં બ્રીટીષ સરકારને ફત્તેહ મલે તે માટે હિન્દના તે વખતના ગવરનર જનરલ લોર્ડ દેલહાઉસીએ હિન્દની રૈયતને પોતાના ધર્મના મકાનોમાં બંદગી કરવાની અરજ કરી હતી. એ ઉપરથી પુણાના જરથોસ્તીઓએ મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજીની આગેવાની હેઠળ તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૫૪ ને દીને જશન અને બંદગી કરી હતી. આ વખતે જવાન દસ્તુર હોશંગજીએ "તાજ તરફ વફાદાર રેહવાના ફાયદા" ઉપર પહેલવહેલી વિદ્વતા ભરી વાઅજ કરી પોતાની જાહેર કારકીરદીની શરૂઆત કરી એટલુંજ નહી પણ તે વખતથીજ પોતાની કાબેલ્યત માટે લોકોમાં ઉંચુ મત બેસાડયું હતું. પુણાના એક પંડીતના હાથ નીચે સંસ્કૃતની અને નાના તાત્યા સાહેબ આગળ એવણે મરાઠી અને જયોતીષ શાસ્ત્રની તાલીમ લીધી હતી. તેમજ દોકતર વજીરબેગની ઉસ્તાદગીરી હેઠલ ઈંગ્રેજી જ્ઞાન હાંસલ કરી તેમાં પુરવીણુતા મેલવી હતી. દસ્તુર હોશંગજી જેમ ઉમરે પહોંચતા ગયા તેમ પારકી ભાષાઓનો અભ્યાસ કરવાનો શોખ એવણનામાં વધુ અને વધુ ઉતપન થતો ગયો, અને પોતાની "પીઆરની મેહનત" (Labour of love) માં એટલા તો મોહીત પડયા હતા કે જાણીતા વિદ્વાન દોકતર હોગ સરીખા પુરવીણ ઉસ્તાદના હાથ હેઠલ જરમન, લેટીન અને હિબ્રુ સરીખી બીકટ ભાષાઓનું જ્ઞાન સંપાદન કરવાને પણ ચુકયા ન હતા. એમ પુર્વ અને પશ્ચીમ તરફની બધી મલી એક દજન ભાષાઓના ઓહલાં જ્ઞાનને લીધે હિન્દના જાણીતા મુઠીભર "ઓરીએનટલ સ્કોલરસ" માં દસ્તુર હોશંગજી પણ એક હતા; એટલુજ નહી પણ દીનદારી એલમ ઉપરાંત યુરોપ્યન ભાષાઓનું જ્ઞાન મેલવવાથી એવણ પારસી ટોળાના એક નમુનેદાર દસ્તુર તરીકે પોતાને લેખાવી ગયા છે. એ કાબેલ દસ્તુરજીની વિદ્વતા વીશે મરહુમ દોકતર હોગ "જંદ–પહેલવી ગલોસરી" ના દીબાચામાં નીચે મુજબ ઇસારો કરે છેઃ—

"Dastoor Hoshangjee, a Young Parsi Scholar of great ability, who possesses an excellent knowledge of several languages, principally of Pehlvi and Persian and of the whole traditional literature is the young brother of Dastoor Nosherwanjee Jamaspjee, the High Priest of the Parsees in the Deccan."

પોતાના અભ્યાસનો શોખ મન માનતી રીતે પુરો કીધા પછી દસ્તુર હોશંગજીએ એક જાહેર લેખક તરીકે દેખાવ દેવા માંડયો હતો. મુંબઈનાં પ્રખ્યાત "રાસ્ત ગોફતાર" અને "મુંબઇ સમાચાર"

પત્રોમાં "તાલેબ" અને "હોશ" ના તખલ્લુસ હેઠળ તે વખતની ધર્મ અને સંસારને લગતી તકરારી બાબદો ઉપર રસકસ ભર્યાં લખાણો કરી એવીતો વિદ્વતાભરી રીતે નુકતેચીની કરતા હતા કે તેમણા લખાંણો જાહેરમાં ઘણુંજ વજન પામતાં હતાં.

ઇ. સ. ૧૮૫૬માં મુંબઈની "રાહનુમાય મઝદયશનાન" તરફથી મુકતાતની બાબદમાં એક ચોપાન્યુ છપાઈ બહાર પડવાથી પારસીઓમાં મોહટી તકરાર જાગી હતી. એના ૨૬ જવાબમાં તે વખતના કેટલાક દસ્તુરો અને એરવદોએ ચોપાન્યાં છાપી બહાર પાડયાં હતાં; જેમાં દસ્તુર હોશંગજીએ "મીઅજદે ફ્રોહરાન" નામનું માયાકુલ દલીલોથી ભરેલું ચોપાન્યું તા૦ ૧૦મી સપતેમબર ૧૮૫૬ ને દીને છપાવી બહાર પાડયું હતું.

ઇ. સ. ૧૮૫૫માં મુંબઇના કેટલાક આગેવાન જરથોસ્તીઓએ "પારસી ધારા" બંધાવવા માટે મુંબઇ તથા દેશાવરના દસ્તુરો તથા બેહદીનો ઉપર ચોક્કસ સવાલો લખી મોકલી તેઓના અભીપ્રાય જાણવા માગયા હતા. આ વખતે દસ્તુર હોશંગજીએ પારસી ધર્મ અને સંસારને અનુસરતો પોતાનો અભીપ્રાય લખી મોકલી એ હીલચાલ તરફ પોતાની ખરી દીલસોઝી બતાવી હતી. તેમજ "પારસી ધારા"ની ખરી અગત અને ફાયદાઓ પુનાના જરથોસ્તીઓને સમજાવી તેઓને એ સુભ પગલાં તરફ દોરવવા માટે એ વિદ્વાન દસ્તુરજીએ ઘણી ઝેહમત ખેંચી હતી.

જરથોસ્તી ધર્મ અને બીજી ભાષાઓના અભ્યાસમાંથી ફારેગ થવા પછી દસ્તુર હોશંગજીએ ઈંગ્રેજી કાયદાઓનો અભ્યાસ શુરૂ કર્યો જે લાગત ૫) વરસ સુધી ચાલુ રહયો હતો. ત્યારબાદ ઇ. સ. ૧૮૫૬માં એવણુ બીરાર પધાર્યા—જ્યાં એવણુના બે નામાકીત ભાઇઓ બેહમનજી તથા રતનજી મોહટા ઓધ્ધાઓ ભોગવતા હતા. આ વખતે કરનલ ડ્વી કેમબેલ બીરારનો "ઇનામ કમીશનર" હતો. આ અમલદારને દસ્તુર હોશંગજીની કાબેહ્યત માટે ઉંચુ મત હોવાથી એવણુની આસીસતન્ટ ઇનામ કમીશનરના ઓધ્ધા ઉપર નેમણુક કીધી. આ ખાતું ૭ મહીનામાં કહાડી નાખવાથી સરકારે દસ્તુર હોશંગજીને "ડીસ્ત્રીકત સુપરીનટેનદન્ટ ઓવ પોલીસ" નો ઓધ્ધો સ્વીકારવાની માંગણી કરી, પણ આ નેમણુક પોતાના દસ્તુરી દરજ્જા અને એલમને છાજતી ન હોવાથી તે ઉપકાર સાથ લેવાની ના પાડી પુણે પાછા ફર્યા.

બીરારથી પાછા ફરવા પછી થોડીજ મુદતમાં હિન્દની તવારીખમાં યાદગાર રહી ગએલો ઇ. સ. ૧૮૫૭નો મોહટો બલવો જાગ્યો. આવા બારીક હીંગામ ઉપર દસ્તુર હોશંગજીએ પોતાના સૌથી વડ:-ભાઇ મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજીની ભેગી મદદથી "છુપુ ખબર ખાતુ" (Secret Intelligence Department) સ્થાપી તથા "એક્ષપ્રેસ દોક" ચાલુ કરી ખાનદેશ, બીરાર તથા મધ્યપ્રાંતોમાંથી પોતાના ભાઇઓ તથા દોસ્તો તરફથી તેમજ પોતાના લાગવગ અને વસીલાથી તાત્યાતોપી અને નાહના સાહેબની ફીતુરી હીલચાલને લગતાં ફારસી તથા ઉરદુ ઝબાનમાં લખાયલાં કાગજો તથા દસ્તાવેજો જેબી હાથ લાગતા—તેઓના આ બેહુ ભાઈઓ તરજુમાઓ કરી સરકાર ઉપર મોકલી આપતા હતા. આ વાતની ખબર પુણામા વસ્તા તાત્યાતોપી અને નાહના સાહેબના મલતા વીશેકોની જાણમાં આવવાથી તેઓએ દસ્તુર હોશંગજી ઉપર નનામા કાગજો લખી તેઓની હૈયાતીનો અંત લાવવાની ધમકી આપી હતી. પણ આવી ધમકીથી ડરી નજતાં ઇંગ્રેજ સરકારના એક વીશ્વાસુ રૈયત અને ખરા ખેરખાહ તરીકે પોતાની જીંદગીના જોખમે પણ ઇંગ્રેજ સરકારની સેવા બજાવવામાં બેહુ ભાઇઓ પોતાની ખરી ફરજ સમજતા હતા. બલવાખોરોની હીલચાલને લગતી જે બાતમીઓ નામદાર સરકારને પુરી પાડવામાં આવી હતી તે કેટલી કીમતી અને ભરૂસો રાખવા લાયક ઠડી હતી, તેની સાબેતી પુણાના તે વખતના કલેકટર મી૰ દનકન દેવીડશનના તા૰ ૪ થી એપ્રીલ ૧૮૫૯ ના પત્ર ઉપરથી મલે છે. મજકુર અમલદાર લખી જણાવે છે કે:—

"The intelligence you procured for me from Berar on Tantia Topie's, incursion there was very valuable and quick and the mili-

tary authorities acknowledged its correctness and it must be valuable for Government to have such faithful, loyal, zealous and able servants."

તેમજ વળી મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજી ઉપર મી૦ દનકન દેવીડશને તા૦ ૧૦ મી જાનેવારી ૧૮૬૭ ને દીને લખી મોકલેલાં પત્રમાં સરદાર દસ્તુર હોશંગજી વીશે નીચલો ઈસારો જોવામાં આવે છે:—

× × × I also employed your relative in translating treasonable papers and letters at the time of the mutinies, and of course would not have done so unless I had the utmost reliance of your and his good faith, honesty and loyalty."

ઉપલા ફકરામાં મરહુમ દસ્તુર નોશેરવાનજીના "સગાની" નીમકહલાલી, દયાનતદારી અને વફાદારી વીશે જે ખુલ્લો એકરાર કરવામાં આવ્યો છે તે "સગા" કોઈજ નહી પણ ખુદ દસ્તુર હોશંગજી પોતે છે. બલવાનુ એક વરસમાં છેવટ આવ્યું અને હિન્દમાં બ્રીટીશ રાજ્યની સ્થીતી વધુ મજબુત થઈ અને હિન્દના રાજકારોબારની લગામ ઈસ્ટ ઈન્ડીઆ કુંપનીના હાથમાંથી ખુદ ઈંગ્રેજ સરકારના હાથમાં આવી—જેને લગતો એક ઢંઢેરો તા૦ ૧ લી નવેમબર ૧૮૫૮ ને દીને બહાર પાડવામાં આવ્યો હતો. એ યાદગાર બનાવની ખુશાલીમાં અને બળવામાં બ્રીટીશ સરકારની ફત્તેહ થઇ તેની મુબારકબાદીમાં પુણાના જરથોસ્તીઓએ મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજીની આગેવાની હેઠલ એક જશન કરયું હતું, જે વખતે સરદાર દસ્તુર હોશંગજીએ "ઈંગ્રેજી રાજ્યની ખુબી અને ઇનસાફ" ઉપર અસરકારક વાઅજ કરી અને ફારસી બેતોમાં દુઆ ચાહી પોતાના હમદીનોમાં તાજ તરફ વફાદાર રહેવાની ઉશકેરણી કરી કીમતી સેવા બજાવી હતી.

સરદાર દસ્તુર હોશંગજીની વિદ્વતા, કાબેલ્યત અને બ્રીટીશ સરકારની બજાવેલી શેવાઓનું તફસીલવાર બ્યાન કીધા પછી હમો એવણ સાહેબની માલવા પ્રાંત ખાતેની કારકીરદી ઉપર આવીએ છીએ. ઈ. સ. ૧૮૫૯માં જ્યારે એવણ માલવા પ્રાંતના દસ્તુરનો ઓધ્ધો લઇ મઉ પધાર્યા ત્યારે ત્યાના પારસીઓ જરથોસ્તી ધર્મજ્ઞાન અને ક્રીયા કાનુનોથી બેનસીબ હતા અને તેજ સબબથી તેઓ પોતાના ખાલેસ મજહબ ઉપર ઘણોજ થોડો એતેકાદ ધરાવતા હતા. મઉમાં આવી વસવા પછી દસ્તુર હોશંગજીએ જે પહેલુ કામ હાથ ધર્યું હતુ તે ત્યાના પારસીઓને દીન ધર્મની તલીમ આપી તેઓને દીનચુસ્ત બનાવાનું હતું. ત્યાના એબાદતખાનાની હાલત પણ અફસોસકારક હતી—એટલુજ નહી પણ જાહેર તહેવારો ઉપર જશનોનું નામ નીશાન પણ જણાતું ન હતું. દસ્તુર હોશંગજીને મઉના જરથોસ્તીઓ અને તેઓના એબાદતખાનાની આવી અફસોસકારક હાલત જણાયાથી તેવણે પોતાના વગવસીલાને જોરે ત્યાના એબાદતખાનાને એક રોણકદાર મકાનમાં ફેરવી નખાવી જાહેર તેહવારો તથા બીજા સુભ પ્રસંગો ઉપર જશનો કરવા સાથ સરઅવસરે જરથોસ્તીઓના મેલાવડા હજુર વાઅજરૂપે તેઓને ધર્મબોધ આપવો ચાલુ કર્યો. આવી રીતે મઉના જરથોસ્તીઓ પોતાના પાક મજહબના મુળ તત્વો અને ક્રીયા કાનુનોથી માહીતગાર બની પોતાનું પારસીપણ પરમુલકમાં અને પરકોમ વચ્ચે સાચવી રાખ્યું છે—તે માટે તેઓ દસ્તુર હોશંગજીના આજ સુધી અહેશાનમંદ છે. મઉના જરથોસ્તીઓમાં કીધેલી સઘલી વાઅજોમાં એવણની સૌથી યાદગાર અને અસરકારક વાઅજ તે બલવાના હિંગામ પછી હિન્દમાં ફેલાયલી સુખ સાંતી અને સુલેહ સંપજ ઉપર તા૦ ૨૮ મી જુલાઇ ૧૮૫૯ ને દીને કરેલી વાઅજ હતી.

દસ્તુર હોશંગજીની પધરામણી અગાઉ મઉના બજાર અને રસ્તાઓની હાલત સુધરાઇ ખાતાની ગેરહાજરીને લીધે ઘણીજ ખેદકારક હતી—તેમજ વળી સુઘડાઈ અને સફાઇની ગેરહાજરીને લીધે ત્યાના લોકોની તનદરસ્તી અને સુખ શાંતીમાં ખલલ પહોંચતી હતી. મઉના તે વખતના કમાનડીંગ ઓફી-

સર સર એડવર્ડ ગ્રીનની સલાહ અને આગેવાની હેઠળ મ્યુનીસીપાલ કોરપોરેશન સ્થાપવામાં આવી, જેના દશતુરજી હોશંગજીને એક કમીશનર ઠેરવવામાં આવ્યા હતા. પોતાના ઓધ્ધા દરમ્યાન દસ્તુર હોશંગજી સર એરવર્ડ ગ્રીનને કેટલા મદદગાર થઈ પડયા હતા તેનો પુરાવો તે નામદારનો તા૦ ૬ થી નવેમબર ૧૮૬૩ નો દસ્તુર હોશંગજી ઉપર લખેલો નીચલો પત્ર છે, જેમાં તે નામદાર જણાવે છે કેઃ-

"You had been very useful to me in all matters connected with the well-being of the inhabitants of this large Bazar, which I have in view, and I feel certain that your education habits of business and general intelligence will enable you to do well everything that you may undertake."

ઇ. સ. ૧૮૬૪માં જયારે એવણે મ્યુનીસીપાલ કમીશનરના ઓધ્ધાનું રાજીનામુ આપ્યું ત્યારે મ્યુનીસીપાલ કોરપોરેસને દસ્તુર હોશંગજીએ બજાવેલી પ્રજા શેવા તથા તેવણે કરેલા સુધારાઓની કદરશનાસીમાં નીચલો ખાસ ઠેરાવ બહાર પાડયો હતોઃ-

"That the thanks of the commissioners be conveyed to the above gentlemen for the assistance they have given during their tenure of office in all matters connected with municipality and more particularly to Mr. Hoshangjee Jamaspjee for the zeal evinced by him and for the aid rendered by his practical appearance in all matters leading to the improvement of the Mhow Bazar and the wel-fare of its inhabitants."

આજે મધ્ય હિંદુસ્તાનમાં મહુની છાવણી સુખ શાંતી અને સફાઇની બાબદમાં જે પહેલી જગા ધરાવે છે તે માટે દસ્તુર હોશંગજીની ખંત અને કાલજીને આભારી છે.

ઇ. સ. ૧૮૬૩માં મુંબઇ ઇલાકાનો સેનાપતી સર વીલ્યમ મેન્સફીલ્ડ લશકરની તપાસ અર્થે મધ્ય હિદુસ્તાન તરફ ફરવા નીકલ્યો. મહુમાં લશકરી છાવણીની સ્થાપના થવા પછી તે નામદારની પધરામણી પહેલ વેહલી હોવાથી મહુના પારસીઓએ તેને માન આપવા માટે દસ્તુર હોશંગજીની આગેવાની હેઠલ સઘલી તૈયારી કરી હતી. તેમજ ઇંદોરના મહારાજા મરહુમ તુકાજીરાવ હોલકરે તે નામદારના માનમાં મોહટા પાયા ઉપર દરબાર ભરવાની ગોઠવણ કરી હતી. આ વખતે મહુના પારસીઓ અને મહારાજા હોલકર વચ્ચે તીક્ષણ હરીફાઇ ચાલી હતી. અલબત મહારાજા પોતાના રાજવંશી દરજજા અને વગવસીલાને જોરે પોતાના પારસી હરીફો ઉપર ફાવી ગયા હોત પણ દસ્તુર હોશંગજી પોતાની શીરીન ઝબાન અને લતાફત બ્યાનથી તે નામદાર સેનાપતીને પોતા તરફ કરી લેવામાં એવાતો ફત્તેહમંદ ઉતર્યા કે તે નામદારે મહારાજા હોલકરની દરબાર ભરવાની માંગણી સાફ ના પાડી મહુના પારસીઓ તરફનું માનપત્ર સ્વીકારવાની ખાહેશ દેખાડી; જે તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૬૩ ના "ટાઇમ્સ ઓફ ઇન્ડિયા"માં છપાયલા નીચલા ફકરા ઉપરથી જણાય છે :—

"At Indore he stayed but a day though the Rajah there tried hard to have a Durbar. His excellency flatly refused. How after this he was prevailed on to accept the invitation of the Parsees at Mhow, to hear an address of welcome on the 20th at Mr. Aderji Dadabhoy Merwanjee's is a wonder to many and it speaks much for the persuasive powers of Hoshang Jamaspjee, the Dastur or High Priest of the Children of the Sun."

મઉના પારસીઓ તરફનું આ માનપત્ર તા૦ ૨૦ ફેબરૂઆરી ૧૮૬૩ને દીને મરહુમ શેઠ આદરજી દાદાભાઈ મસાલાવાળાના મકાનમાં એ નામદાર સેનાપતીને આપવામાં આવ્યું હતું અને તે દસ્તુર હોશંગજી એ પોતે વાંચ્યું હતું.

મઉના જરથોસ્તીઓને દીનદારી તાલીમ આપી તેઓને દીનચુસ્ત બનાવામાં અને સુધરાઇ ખાતાંના કારોબારમાં આગેવાની ભર્યો ભાગ લઈ ત્યાના રહીશોમાં સુખ શાંતીના સાંધણો પુરાં પાડવામાં દસ્તુર હોશંગજી પોતાની ફરજનો છેડો આવેલો સમજતા ન હતા. જેમ બીરારમાં એવણના ભાઇઓ દસ્તુરો બેહમનજી અને રતનજી કેળવણીનો પ્રસાર કરવા માટે ખંત અને કાળજીથી મંડયા હતા તેમ મઉના જરથોસ્તીઓ અને બીજી કોમવાલાઓ માટે એક સ્કુલ અને લાઇબ્રેરી સ્થાપવા માટે દસ્તુર હોશંગજી તન, મન અને ધનથી કોશેશ કરતા હતા. પોતાની આગેવાની હેઠલ એક ફંડ ઉભુ કરી તા૦ ૨ જી નવેમબર ૧૮૬૩ને દીને કેળવણી ઉપર ભાષણ આપી સ્કુલના મકાનને "મઉ ઝોરોએસ્ત્રીઅન સ્કુલ"ને નામે ખુલ્લુ મુકવાની ક્રીયા પોતે કરી હતી,[1] અને તેની કારોબાર મંડલીના પ્રમુખનો ઓધ્ધો પોતે બે વરસ સુધી ભોગવ્યો હતો. તેમજ મઉ મધ્યે "ઝોરોએસ્ત્રીઅન લાઇબ્રેરી" નામની વાંચનશાળા જે આજે હૈયાતી ભોગવે છે તેને હસ્તીમાં લાવનાર પણ એજ વિદ્વાન દસ્તુરજી હતા.

ઇ. સ. ૧૮૬૩માં તે વખતના મધ્યપ્રાંતોના ચીફ કમીશનર અને મુંબઇના માજી ગવરનર સર રીચર્ડ ટેમપલનું મઉમાં આવવું થયું. પોતાના મેજબાન સર એડવર્ડ ગ્રીનને બંગલે તે નામદારની દસ્તુર હોશંગજી સાથ મુલાકાત થાઇ અને તે નામદારે દસ્તુરજીને કાયદાના અભ્યાસમાં આગલ વધેલા જોઈ તેવણને મધ્યપ્રાંતોના આસીસતન્ત કમીશનરનો ઓધ્ધો આપવાની માંગણી કરી—પણ આ વખતે મુંબઇ સરકારે જરથોસ્તી ધર્મની પુરાણી કેતાબોની સોધ કરવા માટે એવણની નેમણુક કીધેલી હોવાથી અને પ્રજા શેવા કરતાં પોતાના પવીત્ર મજહબનું હીત વધુ હૈયે હોવાથી મજકુર હાકેમની માંગણી ઉપકાર સાથ ના પાડી હતી.

ઈ. સ. ૧૮૬૩માં મુંબઇના ગવરનર સર બારટલ ફ્રીઅરની જરથોસ્તી ધર્મની પુરાણી કેતાબોની સોધખોલ કરવા માટે જરથોસ્તી મજહબનું ઉંડુ ગ્નાન ધરાવનાર તે વખતના લાયક દસ્તુર ઉપર જો પસંદગી ઉતરી હોય તો તે ખુદ સરદાર દસ્તુર હોશંગજી પોતે હતા. તે નામદારે આ મહાભારત કામ માટે ડોકતર હોગ સાથ દસ્તુર હોશંગજીની નેમણુક કરવાથી એવણને માલવા પ્રાંતનો દસ્તુરી ઓધ્ધો છોડવાની ફરજ પડી હતી. પાંચ વરસની ટુંક મુદતમાં મઉના જરથોસ્તીઓની ધર્મ સંબંધી હાલત સુધારવામાં અને જાત તથા પ્રજાતમાં કેળવણીનો પ્રસાર કરવામાં અને તેઓને સુખ શાંતીના સાંધણો પુરા પાડવામાં દસતુર હોશંગજીએ પોતાના કીમતી વખત અને અંગત સુખ-સગવડના ભોગે જે અઠાગ મેહનત અને જેહમત કરી હતી તેની કદરસનાશીમાં એક માનપત્ર-કીમતી સાલ અને વીટી-સાથ-એનાયત કરવામાં આવ્યું હતું, અને જરથોસ્તીઓએ તેમને મોહટા પાયા ઉપર ઝીઆફત આપી તેઓથી સદાના છુટા પડવા માટે દીલગીરી ભરી લાગણી જાહેર કરી હતી.

મઉથી પાછા ફરયા બાદ દસતુર હોશંગજી ડોકતર હોગ સાથ મુંબઇ સરકારને ખરચે કેતાબોની સોધખોલ માટે ગુજરાત તરફ તા૦ ૧૪મી ડીસેમબર ૧૮૬૩ને દીને રવાના થયા. પોતાના ત્રણ માસના પ્રવાસ દરમ્યાન જુદા જુદા શેહરોમાં જે કેતાબો એઓના જોવામાં આવી હતી અને જે અગત્યના બનાવો બન્યા હતા, તેની તફસીલવાર નોંધો નીચે મુજબ છે:—

---

૧ "એ સ્કુલ ઉઘાડવાને લગતું ફંડ મઉના જરથોસ્તીઓએ દસ્તુર હોશંગજી જામાસ્પજી જામાસ્પઆશાનાની આગેવાની હેઠલ ઉભુ કીધું હતું, અને તેમાં પહેલ વેહલી શેઠ ખુરશેદજી નોશેરવાનજી કામાજીએ રૂ. ૧૦૦૦) ની રકમ તથા તેમની સાથ મુસાફરીએ ગએલા શેઠો ખુરશેદજી રૂસતમજી કામાજી અને અરદેસર ફરાંમજી મુસે તથા બીજા તે તરફના સરવે જરથોસ્તીઓએ પોતાની ગુંજાશ માફક તેમાં રકમો ભરી હતી. એ પછી તે ફંડમાં શેઠ ખુરશેદજી નોશેરવાનજી કામાજીએ મુંબઈ આવી બીજાઓ પાસે નાણા ભરાવી કેટલોક વધારો કીધો હતો" (પારસી પ્રકાશ, દફતર ૧લું ભાગ ૧ લો સફે ૭૫ ની ફુટ નોટ)

મુંબઈથી ઉપડેલા એઓ પ્રથમ વલસાડ ઉતર્યા હતા અને ત્યાના દસ્તુર ફીરોઝજી પેશોતનજી પાસે એક જુની રેવાયત તથા એરવદ જમશેદજી કેરસાસ્પજી વલસાડ પાસે યઝદેજરદી સને ૯૩૩, ઇ. સ. ૧૫૬૪ માં લખાયલી યજશનેની કેતાબ જોઈ હતી. વલસાડથી ઉપડેલા એઓ તા૦ ૨ જી જાનેવારી ૧૮૬૪ ને દીને સુરત જઇ પહોચ્યા હતા—અને ત્યાના દસતુર કેખુસ્રૂ દાદાભાઈના કેતાબ ખાનામાંથી યઝદેજરદી સને ૧૧૫૮, ઈ. સ. ૧૭૮૯ માં દસતુર હોશંગજીના બાપના બપાવા દસતુર બેહમનજી જમશેદજીએ લખેલો "ગોસ્તે ફરીયાન" નો કીસ્સો, બુનદેહશનેનો થોડોક બાગ તથા શેકન ગુમાનીની એક પહેલવી નકલ મલી હતી. સુરતના રૂસતમપરાના દસતુર ખુરશેદજી બરજોરજી દારાબ-પહાલનના પાસેથી યઝદેજરદી સને ૭૦૦, ઇ. સ. ૧૩૩૧ માં ભરૂચ મધે લખાયલી વીસપરદ અવસતા બા માએની—હાદોખ્ત નુસ્ક—જંદ તથા સંસકૃતનો નાધલો સ્બ્દ કોષ તથા યઝદેજરદી સને ૭૬૬, ઇ. સ. ૧૩૯૭માં બે દફતરોમાં લખાયલી અરદાવીરાફ—બુનદેહશને, ગોસ્તે ફરીયાન અને વીસ-પરદની પહેલવી નકલો તથા બીજી પાંચ કેતાબો મલી હતી. સુરતના અકાબર ખાન બહાદુર દાવર રૂસતમજી ખુરશેદજી મોદી પાસેથી યઝદેજરદી સને ૧૦૦૦, ઈ. સ. ૧૬૩૧ માં એક દફતર મધે ફારસીમાં લખાયલાં આફરીનગાનો—આશીરવાદ—મુકતાદ તથા બુનદેહશને લગતી હકીકત—કારનામે અરદશીર બાબેકાન—તથા યઝશનેના થોડાક હા તથા "નેહાદે મોબદી" નામની ફારસી કેતાબ ઉપરથી ઉતારેલી પેગામબર જરથુસતને લગતી હકીકત મલી હતી. બીજા અકાબર શેઠ જામાસપજી બહમનજી ભાવનગરી પાસેથી નીરંગસતાન—પહેલવી બુનદેહશ—વીરાફનામું—વંદીદાદ—યઝશને અને વીસપરદ સાદેહની કેતાબો મલી હતી. સુરતથી નીકલેલા એઓ તા૦ ૭ મી જાનેવારી ૧૮૬૪ ને દીને નવસારી આવી પુગા હતા અને ત્યાના વડા દસતુર કેકોબાદજી રૂસતમજી મેહરજીરાણા પાસેથી યઝદેજરદી સને ૮૦૦, ઈ. સ. ૧૪૩૧ માં લખાયલા દીનકર્દના ૭) જુજો મલ્યા હતા—તેમજ દસતુર જમશેદજી રૂસતમજી જામાસપઆશાના પાસેથી ૩૦૦) વરસ ઉપર લખાયલી એક રેવાયત અને શેકનગુમાની વજાર તથા સર કાવશજી જેહાંગીર નવસારી જરથોસતી મદરેસાના હેડ માસતર શેઠ શોહરાબજી એદલજી વજીફદાર પાસેથી ૨૨૫) વરસ ઉપર લખાયલું વંદીદાદનું દફતર મલ્યું હતું. એ ઉપરાંત નવસારીમાંથી વંદીદાદ, યજશને, વીસપરદ અને ખુરદેહ અવસ્તાના ૩૫૦) વરસ ઉપર લખાયલાં કેટલાંક દફતરો તથા "વેઠા નુશકની" એક નકલ, એક એરવદ સાહેબ મારફતે વેચાંતાં લીધાં હતાં. નવ-સારીથી એઓ ભરૂચ ગયા હતા જયાં તેઓને ૩૫૦) વરસ ઉપર લખાયલો એક વંદીદાદ અને ૬૦૦) વરસની જુની યજશનેની નકલ મલી હતી.—ખંબાતથી યઝદેજરદી સને ૬૯૨, ઇ સ. ૧૩૨૩ માં એરવદ કેખુશરૂ મેહરબાનને હાથથી લખાયલી યજશનેની પુરાણી કેતાબ જેને મલતી એક નકલ મુંબઇવાલા દસતુર ડોકતર જામાસપજી મીનોચેહરજીના કેતાબખાનામાં હતી તે મલી હતી. ત્યાર પછી અમદાવાદ તથા ગુજરાતના બીજા બાગોમાંથી પુરાણા સંસકૃત પુસતકો મેલવી મુંબઈ પાછા ફરતાં તેઓ ઉડવાડે ઉતર્યા અને ત્યાંવાલા દસતુર બરજોરજી રૂસતમજી મીરજાં પાસેથી ૧૫૦) વરસ ઉપર લખાયલી દસતુર દારાબ હોરમઝદયારને હાથની રેવાયત મલી હતી. એવી રીતે ગુજરાતમાં પ્રવાસ પુરો કરી એ બેઉ વિદવાનો મુંબઇ પાછા ફર્યા અને દસતુરજી સાહેબ દાકતર જામાસપજી મીનોચેહરજીના કેતાબખાનામાં ૫૫૦) વરસ ઉપર લખાયલી સંસકૃત તરજુમા સાથની ખુરદેહ અવસ્તા, ખંબાતવાલા એરવદ કેખુસ્રૂ મેહરબાનની કલમથી લખાયલી પહેલવી તરજુમા સાથની યઝશને તેમજ યઝદેજરદી સને ૬૯૧, ઈ. સ. ૧૩૨૨ માં લખાયલું પહેલવી શાહનામુ વીગેરે કેટલીક નાયબ કેતાબો જોઇ હતી. તેમજ દસતુરજી સાહેબ ડોકતર પેશોતનજી બેહરામજી સંજાણા પાસે પહેલવી ઈન્સા, દસતુર આસાદીન કાકાને હાથની લખેલી એક જુની કેતાબ, પહેલવી વંદીદાદ તથા શાયસત લા શાયસ્ત વીગેરે બીજી કેતાબો જોઈ હતી. કદમી પંથના વડા દસતુરજી સાહેબ સોહરાબજી રૂસતમજી મુલ્લાં-ફીરોઝ પાસે યઝદેજરદી ૮૧૫, ઈ. સ. ૧૪૪૬ માં લખાયલી દીનકર્દની કેતાબ જોઈ હતી.

ઉપર વર્ણવેલી કેતાબોમાંથી દસતુર હોશંગજી તથા દોકતર હોગ જે પોતાની સાથે લાવ્યા હતા તેમાનો મોહટો બાગ આજે મુંબઇ યુનીવરસીટીની લાઈબ્રેરીમાં મોજુદ છે. જયારે આ બેહુ વિદવાનો

સુરત ખાતે હતા ત્યારે તે ટકનો લાભ લઇને ડૉકટર હોગે ત્યાંની "સેંટ એનદરૂસ લાઇબ્રેરી" માં તા૦ ૫ મી જાનેવારી ૧૮૬૪ ને દીને જરથોસ્તી મજહબ ઉપર એક જાહેર ભાષાણ આપ્યું હતું; જે પુરૂ થવા પછી દસ્તુર હોશંગજીએ પારસીઓની ચહડતી દશા અને મોબદોની હાલત સુધારવા વીશે કેટલાક મયાકુળ વિચારો દરશાવ્યા હતા.[1] તેમજ નવસારીની સર કાવશજી જેહાંગીર જરથોસ્તી મદરેસાના હેડ માસ્તર શેઠ શોહરાબજી એદલજી વજીફદારે તા૦ ૧૩મી જાનેવારી ૧૮૬૪ ને દીને તેઓને એક ઝીઆફત આપી હતી અને દેશાઈ દસ્તુરોનો મેલાવડો કર્યો હતો–જયાં દીનને લગતા કેટલાક સવાલ જવાબો થયા હતા.[2]

ત્રણ માસ સુધી કેતાબોની શોધ ખોલ કરવા પછી દોકટર હોગે તે વીશેનો રીપોર્ટ મુંબઈ સરકાર ઉપર મોકલી આપ્યો જેમાં એ વિદવાન એવો ઇસારો કરે છે કે "દસ્તુર હોશંગ સરીખા કાબેલ અને અનુભવી સાથી મલવાથીજ માહરૂં કામ આટલી સવલતાથી પાર પડયું છે."[3]

પોતાની ગુજરાત તરફની મુસાફરીને લગતું એક જાહેર ભાષાણ દસ્તુર હોશંગજીએ તા૦ ૧૭મી માર્ચ ૧૮૬૪ ને દીને શેઠ ફરામજી કાવશજી બનાજીના આતશબેહરામમાં કીધું હતું, જે વખતે મરહુમ શેઠ ખુરશેદજી નોશેરવાનજી કામાજી પ્રમુખસ્થાને બીરાજયા હતા. એ ભાષાણ દરમ્યાન દસ્તુરજીએ પારસીઓની ધર્મ તરફની બેદરકારી માટે ખેદ જાહેર કરતાં જણાવ્યું કે:—

"તમોએ તમારા પોતાના ધર્મ વીશે શું કીધું છે? કાંઇજ નહી. તમો જેટલું બોલોચ તેહની અરધો મા પા હીસ્સોબી કીધું હતે તો આજે કાંઇ જુદીજ રીતનો દેખાવ તમારી કોમમો થઇ પડતે. આખો દહાડો બંદગી કરેયા કીધાથી તે કાંઈ તહમોએ તમારા પવીતર ધરમને તથા તમારૂં હમદીનોના ફાયદાને અરથે કીધેલું સાબેત થાતું નથી–પણ તે સવાબો ફકત તમારી પોતાની સવારથ છે–તે કાંઇ ધરમજ્ઞાનના વધારા તથા સુધારાને સારૂં નહી ગણાય. ધરમજ્ઞાન એ દરેક દીનદારોને કેટલું અગતનું, જરૂરતનું અને ફરજનું છે તે વગર માણુસ તદન નકામું છે. જે ચીજ ઉપર આપણે ઇમાન રાખીએ અને તે ચીજ આપણે સહમજીએ નહી તો પછી તે ઇમાન કેમ કહેવાય"[4] આ બોલવાની અસર ત્યાં હાજર રહેલાઓમાં તુરત થઇ હોય એવું માલુમ પડે છે, કારણકે દસ્તુરજીનું ભાષાણ પુરૂ થવા પછી શેઠો શોહરાબજી પેશતનજી તથા નવરોજી ફરદુનજીએ મોબદોની હાલત સુધારવા માટે એક ફંડ સ્થાપવાની સુચના કરી હતી.[5] પણ આ સુચના ઉપર કશો અમલ થયો નહી.

દસ્તુર હોશંગજીની કાબેલ્યત અને વગવસીલાને જોરે સરકારનું કામ ફતેહમંદીથી પાર પડેલું જોઇ નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅરે ઇ. સ. ૧૮૬૪માં સુરતમાં એક મોહટી દરબાર હજુર "દસ્તુરજીની ચાલચલણ, લીઆકાત, હુશીઆરી, અને અંતઃકરણની પવિત્રાઇ" નકલ કરવા જોગ છે એવુ જણાવી તે નામદારે ટીકા કર્યા હતા કે:—

"I am pleased to observe that the learned and loyal Dastoor free from all the bitter prejudices of a Parsi Priest and given upto such landable purposes as he has all along followed with zeal and intelligence."

સર બારટલ ફ્રીઅર સરીખા વિદવાનોની કદર પીછાણનાર હાકમે આવા અપક્ષપાત વિચારો ભર દરબારમાં જાહેર કર્યા છે, તે "દસ્તુરજીની ચાલચલણ, લીઆકાત, હુશીઆરી અને અંતઃકરણની પવિત્રાઈ" એ સઘલાઓનો તોલ કરીનેજ બાહેર પાડયા છે; અને એ માટે પારસી કોમને મગરૂર

---

૧ "પારસી પ્રકાશ" દફતર રજુ ભાગ ૨ જો સફે ૮૯.

૨ પારસી પ્રકાશ, દફતર રજુ, ભાગ ૨જો, સફે ૯૨.

૩ જાનેવારી ૧૮૯૩ ના "માસીક મજાહ" નો ખાસ વધારો.

૪ રાસ્ત ગોફતાર, તા૦ ૨ જી નવેમબર ૧૮૮૪.

૫ જામે જમશેદ, તા૦ ૧૯ મી મારચ ૧૮૬૪.

રહેવાનું વાજબી કારણ મળે છે. આ વખતે દસ્તુરજીની દરબારમાં ગેહહાજરી જોઇ નામદાર ગવરનરે પોતાના મુખમાંથી જે બોલો બહાર પાડયા હતા તે દસ્તુરજીને જણાવવા માટે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇને અરજ કરી હતી, જે તેવણે મોહટી ખુશી સાથ બજાવી હતી.

ઇ. સ. ૧૮૬૫માં મુંબઇની "જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી" એ એરવદ શેહરયારજી દાદાભાઇ ભરૂચાએ દસ્તુર આદરબાદ મારાસપંદના પહેલવી પંદનામાનો જે ગુજરાતીમાં તરજુમો કર્યો હતો તેની તપાસ માટે મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજી, ડોકતર હોગ અને દસ્તુર હોશંગજીને મુકરર કરવામાં આવ્યા હતા. ઉપલા ત્રણે વીદવાનોએ મજકુર રેસાલો તપાસી તેને ઇનામ લાયક ઠેરવી આપ્યો હતો.૧ તેમજ વળી ૧૮૭૨માં "રાહનુમાએ મજદયસનાન" સભાએ "દુઆ નામ સેતાયશને" નામના રેસાલાની તપાસ માટે નેમેલી કમીટીના એ દસ્તુરજી પણ એક મેમબર હતા. એ કમીટીએ "અજેમ અહુરો મઝદાઓ સ્તોત અહમી" એ નીશાનવાલો વિદવાન એરવદ ખુરશેદજી મીનોચેહરજી કટેલીએ લખેલો રેસાલો ઇનામને લાયક ઠેરવ્યો હતો.૨

ઈ. સ. ૧૮૭૧માં વહાડયાજીના આતશબેહરામના વડા દસ્તુરજી સાહેબ પેશોતન બેહરાંમજી સંજાણાએ રચેલાં પહેલવી ભાષાના વ્યાકરણની નુકતેચીની કરતાં જે બારીકીથી તેની ખુબી ખામીઓ બતાવી આપી હતી તે ગોયા દસ્તુર હોશંગજીના તેજ મગજ અને તે ભાષાના ઊંડા જ્ઞાનની પુરતી ગવાહી રજુ કરે છે.

તા૦ ૨૩ મી નવેમબર ૧૮૬૫ ને દીને પુણામાં "પારસી મેટરીમોન્યળ કોર્ટ" સ્થાપવામાં આવી તેના દસ્તુર હોશંગજી સરકાર તરફથી નેમાયલા એક ડેલીગેટ હતા. તા૦ ૫ મી મારચ ૧૮૬૬ ને દીને ડોકટર હોગની સીફારસ ઉપરથી પહેલવી ભાષાના કેટલાંક પુસ્તકો "એડીત" કરી છપાવાનું કામ સરકાર તરફથી દસ્તુર હોશંગજીને સોંપવામાં આવ્યું, જે માટે એવણને પહેલાં બે વરસ સુધી રૂ. ૧૫૦) અને પછીના બે વરસ સુધી રૂ. ૨૦૦) નો દરમાયો મુકરર કરી આપવામાં આવ્યો હતો. એજ વરસમાં યાને તા૦ ૫ મી એપરીલ ૧૮૬૬ ને દીને મુંબઇ સરકારે એવણને યુનીવરસીટીના "ફેલો" ઠેરવી માન આપ્યું હતું. મરહુમ દસ્તુર જામાસ્પઆશાના ખાનદાનમાં પહેલવેહલા "ફેલો" થનાર દસ્તુર હોશંગજી હતા. તેમજ ઈ. સ. ૧૮૭૪માં નામદાર સરકારે એવણને પુણાની દખણ કોલેજના "પ્રોફેસર ઓવ ઓરીએનટલ લેનગ્વેજીસ" નો ઓહ્દો આપી એવણની વિદવતાની ખરી કદર બુજી હતી. અને એજ વખતથી મુંબઈ યુનીવરસીટીએ એ દસ્તુરજીની મેટરીકયુલેશન અને પછવાડેથી એમ. એ. ની પરીક્ષામાં ફારસી ભાષાના પરીક્ષક તરીકે નેમણુક કરી હતી, જે કામ એવણે ૧૮૯૪ સુધી બજાવ્યુ હતું. તા૦ ૧૨મી જાનેવારી ૧૮૭૪ ને દીને ઈંદોરના મહારાજા હોલકરે પુણામાં મકરસંકરાતીની દરબાર ભરી હતી. જે વખતે મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજી તથા સરદાર દસ્તુર હોશંગજીને મોહટો આવકાર આપી સીઆલ પાગડીનો સરપાવ એનાયત કર્યો હતો-તેમજ "દસ્તુર હોલ" માં એ બેઉ ભાઇઓની મુલાકાત લઇ છોકરાંઓને મીઠાઈ મુકવાની સુનાની પુતલીઓ ભેટ આપી હતી.

તા૦ ૨૦ મી સપતેમબર ૧૮૭૭ ને દીને પુણામાં "બઝમે રૂઝે બેહરામ" નામની મંડલી સ્થાપવામાં દસ્તુર હોશંગજીની પોતાના વડા ભાઈ સરદાર દસ્તુર નોશેરવાનજી સાથ મુખ્ય આગેવાની

---

૧ ડાકટર હોગે તા૦ ૮ મી અકટોબર ૧૮૬૪ ને દીને મુંબઈમાં જરથોસ્તી ધરમ ઉપર એક ભાષણ આપ્યું હતું, અને ભાષણ સમજવા આવનારાઓ માટે દરેક આદમી દીઠ રૂ. ૫) ની ટીકીટ કહાડવામાં આવી હતી. એ ટીકીટોની ઉપજ ખરચ બાદ જતે રૂ. ૧૧૦૦) ની થઈ હતી. આ રકમ ડોકટર હોગે કબુલ ન રાખતાં "જરથોસતી દીનની ખોલ કરનારી મંડલી" મારફતે "દાદેસ્તાની દીની" નો તરજુમો કરનારને રૂ. ૯૦૦) અને ઉપલા પંદનામાનો તરજુમો કરનારને રૂ. ૨૦૦) નું ઈનામ આપવા જણાવ્યું હતું. (પારસી પ્રકાશ, દફતર ૨ જું, સફે ૧૨૭).

૨ મજકુર કમીટીના દસ્તુર હોશંગજી ઉપરાંત દસ્તુર પેશોતન બેહરામજી સંજાણા, શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજી, શેઠ હોરમજી દાદાભાઈ પલીડર તથા શેઠ જેહાંગીર હોરમજી પંચકી મેમબરો ઠર્યા હતા. એ રેસાલો મરહુમ શેઠ નવરોજી ફરદુનજીની યાદગારી માટે લખવામાં આવ્યો હતો. ("દુઆ નામ સેતાયશને" નો દીબાચો સફે ૩-૪.)

હતી—અને એના સરનશીનનો ઓહ્દો એ દસ્તુરજીએ પોતાની હૈયાતી સુધી ભોગવ્યો હતો. આ મંડલી તરફથી જુદે જુદે પ્રસંગે ધર્મ અને નીતી રીતીની બાબદો ઉપર વિદવતા ભરી વાઅજો કરી હતી જેની સંખ્યા ૫૦૦) ની ઉપર થવા જાએ છે. એ વાઅજોની ઘણીક ચોપડીઓ ઉપરાં સાપરી છપાઇ બહાર પડી હતી—જેમાની છેલ્લી ચોપડી એવણ સાહેબના મરણની થોડુંકજ આગમચ છપાવી બહાર પાડવામાં આવી હતી. આ વાઅજો સરલ અને મધુર ભાષામાં લખાયલી હોવાથી અને તેમાં વજનદાર દલીલો અને ફીલસુફી વિચારો (Weighty arguments and Philosophic Ideas) આમેજ થયલા હોવાથી વાંચનારાઓ અને સાંભલનારાઓના મનને હરી લે એવી છે; એ વીશે તા૦ ૪ થી જાનેવારી ૧૮૯૦ ના "ટાઇમ્સિ ઓવ ઇન્ડિયા" માં નીચલુ લખાણ જોવામાં આવેછેઃ—

"His brilliant essays and sermons wherein strength of imagination is happily blended with strength of understanding, fascinate the mind of the reader or hearer with the freshness and originality of their ideas and the inexpressible charm of their style and diction."—

એ "બઝમે રૂઝે બેહરામ" હસ્તીમાં આવી તેની અગાઉ પણ એ દસ્તુરજીએ સર અવસરે ઘણીક વાઅજો કરી હતી જેમાની મુખ્ય નીચે મુજબ છે:—

તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૫૪ ને દીને "તાજ તરફ વફાદાર રહેવાના ફાયદા" ઊપર એક જાહેર વાઅજ કરી હતી.

તા૦ ૧ લી નવેમબર ૧૮૫૮ ને દીને "ઈંગ્રેજી રાજયની ખુબી અને ઇનસાફ" ઊપર એક ભાષાણ આપ્યું હતું.

તા૦ ૨૮ મી જુલાઈ ૧૮૫૯ ને દીને "બલવા પછી હિન્દમાં ફેલાયલી સુખ સાંતી અને સુલેહ સંપજ" ઉપર મગેના જરથોસ્તીઓમાં એક વાઅજ કરી હતી.

તા૦ ૧૩ મી મારચ ૧૮૬૭ ને દીને "ખુદા પરસ્તી એટલે શું ? બુત પરસ્તી શાને કહેછે અને જરથોરતીઓનો ધરમ શો છે" એ ઉપર એક વાઅજ કરી હતી.

તા૦ ૧૦મી અકતોબર ૧૮૬૯ને દીને પુણાવાલા શેઠ હોરમજી શોહરાબજી તાડીવાળાની ધરમશાળા ખુલ્લી મુકાઈ તે દીને મુંબઇ તથા પુનાના જરથોસ્તીઓની દબદબા ભરેલી મીજલસ હજુર "પુનના કામો" ઉપર એક ભાષાણ આપ્યું હતું.

આપણા હાલના નામદાર શહેનશાહ એડવર્ડ આગલ જયારે પ્રીનસ ગણાતા હતા ત્યારે સખ્ત બીમારીમાંથી સાજા થયા તેની ખુશાલીમાં પુણાના જરથોસ્તીઓએ શુકરગુઝારીનું જશન અને બંદગી તા૦ ૨૭ મી ફેબરવારી ૧૮૭૨ ને દીને કરી હતી—જે વખતે એ દસ્તુરજીએ "ઇનસાન ગમે એવી હાલતમા હોવા છતાં હરદમ ખુદા ઉપર ભરસો રાખી હીમત ન હારતાં, મન સ્થિર રાખી સલામતી ભરેલા ઇલાજો લેવાથી મુસકેલી દુર થાએછે" એ ઉપર એક વાઅજ કરી હતી.

તા૦ ૭ મી જુન ૧૮૭૨ને દીને "આતશની બુલંદી અને તેનો દરજજો તથા જુદ્દીનો જરથોસ્તીઓ ઉપર આતશપરસ્તનુ બોહતાન મેલે છે તેની નાપાયદારી" એ ઉપર એક ભાષાણ આપ્યું હતું. ઇ. સ. ૧૮૫૭ના બલવાના હીંગામ ઉપર અને ઇ. સ. ૧૮૬૪માં જરથોસ્તી ધર્મની પુરાણી કેતાબોની શોધખોલ કરી નામદાર બ્રીતીષ સરકારની જે કીમતી શેવાઓ દસ્તુર હોશંગજીએ બજાવી હતી તેના બદલામાં મુંબઇ સરકારે એવણને તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૮ ને દીને ખાન બહાદુરનો ખેતાબ—જેની નવાઝેશ તે વખતે હાલની માફક છુટથી થતી ન હતી—તે એનાયત કર્યો હતો. એ ખેતાબની સનદ આપવાની ક્રીયા દખણ કોલેજના પ્રોફેસર આર. જી. ઓક્સનહામે એક મેલાવડા સનમુખ તા૦ ૬ ઠી ફેબરવારી ૧૮૭૮ને દીને કરી હતી—પ્રથમમાં તેઓએ દસ્તુરજીના એલમ અને કીમતી શેવાઓની તારીફ કરતાં જણાવ્યું જે એક માણસ ખંત, અજમાયશ અને વફાદારીથી કેટલું આગલ વધે છે તે વિષેનો ખુદ એ દસ્તુરજીનો દાખલો આપી તેમને પગલે ચાલવાને બીજાઓને ભલામણ કરી હતી. આ

ખેતાબ એનાયત થયો તેની ખુશાલીમાં દસ્તુરજીને મુબારકબાદીનું માનપત્ર આપવાનો એક મેલાવડો પુણાના જરથોસ્તીઓ તરફથી તા૦ ૧૩ મી એપ્રીલ ૧૮૭૮ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટના "રોઝ કોટેજ" માં કરવામાં આવ્યો હતો, જે વખતે ૩૦૦) થી વધુ શાહીનું મુબારકબાદીનું માનપત્ર શેઠ કાવશજી દોરાબજી મેસ એજનટે વાંચી સંભળાવી દસ્તુરજીને એનાયત કરવામાં આવ્યું-જેનો એવણે ઘટતો જવાબ વાલ્યા બાદ શેઠ એદલજી જીવાજી અંકલેસરીઆએ નાગપુર, હેદરાબાદ, ઇંદોર, મઉ, નીમચ વીગેરે દસ્તુરજીને તાબેના બીજા પંથકો તરફથી આવેલાં માનપત્રો, સીઆલો તથા બીજી અનેક ભેટો એનાયત કરી હતી. તેમજ પુણાની "બઝમે રૂઝે બેહરામ" મંડલીએ પોતાના પ્રમુખને આવાં માનની નવાઝેશ થાએલી જોઇ તા૦ ૧૭ મી એપરેલ ૧૮૭૮ ને દીને દસ્તુરજીને મોહટા પાયા ઉપર ઝીઆફત અને માનપત્ર આપી પોતાની ખુશાલીનો ઉભરો બહાર પાડયો હતો. એટલુજ નહી પણ એ બનાવની યાદગારીમાં બી. એ. ની પરીક્ષામાં ફારસી ભાષામાં વધુ માર્ક મેલવનાર જરથોસ્તી વીદયારથીને ઈનામ આપવા માટે "ખાન બહાદુર પ્રોફેસર દસ્તુર હોશંગ પરસીઅન પ્રાઈઝ"ની સ્થાપના કરી હતી, જે ફંડમાં તે વખતે બધા મલી રૂ. ૧૧૬૪) ભરાયા હતા.[1]

ઇ. સ. ૧૮૭૮માં મરહુમ શેઠ નોશેરવાનજી રતનજી તાતાએ નવસારીમાં એક દુખમુ બંધાવ્યું હતું-તે જોવા માટે મુંબઇના તે વખતના ગવરનર સર રીચર્ડ તેમપલ મજકુર શેઠના ખાશ ઇજનથી નવસારી પધાર્યા હતા. એ નામદારે દુખમાંની રચના, બાંધણી તથા રૂવાનોને ઠેકાણે પાડવાની ખુબીઓ દીનની શરતે જાણવાની ખાહેશ જણાવ્યાથી મરહુમ શેઠ નોશેરવાનજીએ આ કામ માટે દસ્તુર હોશંગજીને પુરતી રીતે લાયક જાણી ઠેઠ પુણેથી ખાસ ઇજન કરી બોલ્યા હતા. રૂવાનને ઠેકાણે પાડવાની ખુબી વીગેરે બીજી સહમજ આપવા માટે દસ્તુર હોસંગજીને ચુંટી કહાડવામાં નામદાર ગવરનરે પોતાને ભાગ્યશાલી ગણી પોતાનો ખરો સંતોષ મજકુર શેઠ આગલ જાહેર કર્યો હતો.

ઈ. સ. ૧૮૮૪ માં પોતાના વડા ભાઇ મરહુમ સરદાર ખાન બહાદુર દસ્તુર નોશેરવાનજી જામાસ્પજીની હૈયાતી પછી દસ્તુર હોસંગજીની દખણના વડા દસ્તુર તરીકેની દસ્તુરી કારકીરદી શુરૂ થાય છે. રોજ ૧૨ મો માહ ૨ જો સને ૧૨૫૪ યઝદેજરદી, તા૦ ૨૯ મી અકટોબર ૧૮૮૪ ને દીને પોતાના મરહુમ ભાઇના જાએનશીન તરીકે દસ્તુરી ગાદી ઉપર આવ્યા, તે વખતે એવણ સાહેબને નીચે મુજબ ૨૩ ) સીઆલો હોરાડવામાં આવી હતી:—

૧ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પતેલના ધરમખાતાંના ત્રસ્તીઓ તરફથી
૨ પુણાની અનજુમન તરફથી
૩ શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીયા તરફથી
૪ શેઠ હોરમજી શોહરાબજી તાડીવાલા તરફથી
૫ દસ્તુર જમશેદજી રૂસ્તમજી જામાસ્પઆશાના તરફથી
૬ દસ્તુર દોકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના તરફથી
૭ દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજીરાણા તરફથી

---

૧ આ ફંડ સરકારને હવાલે કરવા માટે "બઝમે રૂઝે બેહરામ" ની કારોબાર મંડલીએ સરકારને અરજ કરી હતી—જેનો સરકારે એવો જવાબ વાલ્યો હતો કે જ્યારે દસ્તુર હોશંગજી સરકારી નોકરીમાંથી રીટાયર થાએ ત્યારે આએ ફંડ બાબે સરકારને પાછી અરજ કરવી. દસ્તુર હોશંગજીનો રીટાયર થવાનો વખત નજદીક આવતો જોઈ "બઝમે રૂઝે બેહરામ" ની કારોબાર મંડલીએ એ બાબદ ઉપર ફરીથી વિચાર કરવા માટે એક બીજી સભા રોજ ૧૬ મો માહ ૧૨ મો સને ૧૨૫૮ યજદેજરદીને દીને સર દીનશાહજી માણેકજી પીટીટના બંગલામાં બોલાવી હતી—જયાં એવા ઠેડાવો થયા હતા કે (૧) "બઝમે રૂઝે બેહરામ" ના બીજા મીજલસીઓ એ કામમાં શરીક થયા ન હોય તો તેઓને શરીક કરા ફરીથી એક નવું લીસ્ટ ફેરવવું. (૨) ઈ. સ. ૧૮૭૮ માં તે વખતની "બઝમે રૂઝે બેહરામ" ની કારોબાર મંડલીએ "દસ્તુર હોશંગ પ્રાઇઝ" ની સ્થાપના કરી હતી તે હાલની કારોબાર મંડલીએ હવે એ નેક કામ વગર ઢીલે પાર પાડવું. આ વખતે બીજુ નવું લીસ્ટ ફેરવવામાં આવ્યું હતું જેમાં રૂ. ૪૮૭) ભરાયા હતા. આ ફંડની એકંદર પુંજી રૂ. ૨૨૩૩) ની થઇ છે. ("બઝમે રૂઝે બેહરામ" નો યજદજરદી સને ૧૨૫૮ થી ૧૨૫૯ સુધીનો ઉપજ નીપજનો સને ૧૨૬૩ માં છપાયલો એહવાલ સફે ૨૨-૩૦).

૮ પોલ્યા દેશાઇ બહેમનજી દારાબજી તરફથી
૯ નાયબ દસ્તુર શાપુરજી શોહરાબજી મેહરજીરાણા તરફથી
૧૦ દેશાઈ બાપુજી મેહરવાનજી તરફથી
૧૧ દખણ હેદરાબાદની અનજુમન તરફથી
૧૨ મઉની અનજુમન તરફથી
૧૩ જાલનાની અનજુમન તરફથી
૧૪ ઇંદોરની અનજુમન તરફથી
૧૫ ઇગતપુરાની અનજુમન તરફથી
૧૬ એરવદ દારાબજી રૂસતમજી સંજાણા તરફથી
૧૭ ખાન સાહેબ ફરામજી ખુરશેદજી નરીમાન તરફથી
૧૮ શેઠ માણેકજી હોરમજી પરએજ તરફથી
૧૯ શેઠ હોરમજી માણેકજી ભમગરા તરફથી
૨૦ એરવદ શોહરાબજી નોશરવાનજી રાવ તરફથી
૨૧ એરવદ નોશેરવાનજી શોહરાબજી કુકાદારૂ તરફથી
૨૨ એરવદ દારાબજી બેહમનજી મીનોચેહરહોમજી તરફથી
૨૩ પુણાની શેઠ શોહરાબજી રતનજી પતેલની દરેમેહર તથા તેને તાબેની બીજી દરેમેહરોના મોબદો તરફથી.

એજ મીજલસમાં એવણના ભત્રીજા તે હાલના દખણના વડા દસ્તુર–સરદાર–કેકોબાદ આંદરબાદને નાયબ દસ્તુર ઠડવાની મુબારકબાદીમાં નીચે મુજબ ૫) સીઆલો હોરાડવામાં આવી હતી:—

૧ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પતેલના ધરમખાતાંના ત્રસ્તીઓ તરફથી.
૨ પુણાની અનજુમન તરફથી
૩ દસ્તુર જરશેદજી રૂસતમજી જામસ્પઆશાના તરફથી
૪ શેઠ હોરમજી શોહરાબજી તાડીવાલા તરફથી
૫ શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરયા તરફથી

એ દસ્તુરી નેમણુક બાબેનો એક ખુલાસા પત્ર શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીયાએ ઉઠમણાની મીજલસમાં નીચે મુજબ વાંચી સમજાવ્યો હતો:—

"નામદાર સર જમશેદજી જીજીભાઇ અને અનજુમનના સાહેબો–શ્રી પુણાની સમસ્ત અનજુમનના સાહેબોને સારીપેઠે રોશન છે કે આપણા પાક નૈયત વડા દસ્તુરજી સાહેબ સરદાર ખાન બહાદુર નોશેરવાનજી જામાસ્પજીએ નજદીક ૪૦) વરસની મુદત લગે દસ્તુરાંને દસ્તુરનો દરજજો ભોગવીને આપણા જરથોસ્તી ટોળાની રેહનુમાઈ અને રાસ્તરવીના વસીલા તરીકે હર વખતે પોતાની કીમતી મદદથી ખરા મદદગાર હતા. આ સરદાર દસ્તુરજી સાહેબના ગુજરવાથી હાલમાં ખાલી પડેલી જગો જોઇને આપણ જરથોસ્તીઓ ખરેખર દીલગીર છીએ, પણ ખુદાઈ કુદરતના કાયદાના હોકમના તાબેદાર થાઇને એક (અશેમ વોહુના) પવિત્ર કલામ પઢીને એ અશોઇ ખસલતના દસ્તુર ને દસ્તુરના રૂહો રવાનની યાદ કરી પોતાની ફરજ અદા કરીએ છીએ.

જરથોસ્તીઓ,

આપણને માથે આપણી ખરી રેહનુમાઇ સારૂ દીનનો પેશવા જોઈએ અને હાલમાં ગુ. શેઠ શોહરાબજી રતનજી પટેલના ધરમખાતાંના ટરસ્તીઓ તરફથી જે ઠેડાવ આજે આએ અનજુમનમાં વાંચ્યો છે કે હાલમાં વડા દસ્તુરની જગા ઉપર ખાનબહાદુર દસ્તુર હોશંગજીને તથા નાએબે દસ્તુર તરીકે દસ્તુર કેકોબાદ આદરબાદને ઠેડવીઆ છે. અને તે ઠેડાવમાં એમ સમજાવ્યું છે કે હાળના વડા દસ્તુર હોશંગજીની હયાતી બાદ આપણા વડા દસ્તુર કેકોબાદ થશે– જે વાજબી છે; અને તે મુજબ

ખાન બહાદુર દસ્તુર સાહેબ હોશંગજી સરવે રીતે લાયકી ધરાવેછે તથા તેઓના દસ્તુરી દરજ્જા વીશે અત્રે વધુ બેલવું બીન અરથ છે. તેઓને આપણા જરથોસ્તીઓ પોતાના સરયતપનાહ યાને દસ્તુરે દસ્તુરાન ઠેડવવાને માટે સમસ્ત અનજુમન રાજી થશે—તેમજ મરહુમ દસ્તુરાને દસ્તુરજી સાહેબ નોશેરવાનજીના નબીરા દસ્તુરજી સાહેબ કેકોબાદ આદરબાદ નાયબે દસ્તુર જે આએ અનજુમનમાં ઠેડવાયા છે—એ બેહુ સાહેબોને અનજુમન તરફથી ઇધાણી તરીકે આએ સાલ નજર કરવાની રજા લઉ છું."

અનજુમનના ઠેડાવથી—શેવક વનજીશાહ જમશેદજી, એ મુજબ મરહુમ સરદાર દસ્તુર નોશેરવાનજીની દસ્તુરી જગા ઉપર દસ્તુર હોશંગજીને વડા દસ્તુર ઠેડેલા જોઈ પુણા તથા બીજા પંથકોના જરથોસ્તીઓએ મુબારકબાદીનાં માંનપત્રો આપી પોતાનો ખરો સંતોષ અને હરખ જાહેર કર્યો હતો.

દસ્તુરી ગાદી ઉપર બીરાજમાન થવા પછી જેમ એક હાથ ઉપર એવણની દસ્તુરી સલતનતમાં વધારો થયો હતો તેમ બીજા હાથ ઉપર એવણના દસ્તુરી દરજ્જા અને કાબેલ્યતની હિન્દ અને યુરોપની સરકારો તરફથી વધુ કદરશનાસી થવી ચાલુ રહી હતી. દસ્તુરી પદ પામવા અગાઉ એ દસ્તુરજીની કારકીરદી જેમ અગત્યના બનાવોથી ભરપુર હતી તેમ દસ્તુરી આસન ઉપર આવવા પછી એવણ સાહેબની ધર્મગુરૂ તરીકેની કારકીરદી કંઈ ઓછી ઝહલકતી નીવડી ન હતી. પુણા ઉપરાંત સોલાપુર, હૈદરાબાદ, જાલના, મઉ, નીમચ અને નસીરાબાદનાં પંથકો એવણને પોતાના પીતા તથા વડા ભાઈ તરફથી દસ્તુરી વારસામાં મલ્યાં હતા. ત્યાર પછી ઇગતપુરા, ભુશાવળ, ખંડવા, બદનેરા, નાગપુર, અજમેર, બેલગામ તથા દેવલાલી વીગેરે બીજા શેહેરોના પંથકો એવણની દસ્તુરી હકુમત હેઠલ આવ્યાં હતાં. દખણના વડા દસ્તુર ઠડયા પછી થોડાજ મહીનામાં યાને તા૦ ૨૪ મી ફેબરવારી ૧૮૮૫ ને દીને મુંબઈ સરકારે એવણને દખણના પહેલા વર્ગના સરદારની પદવી એનાયત કરવા સાથે સરકારી "લેવી" માં "પ્રાઇવેટ એનત્રી" નો હક બક્ષ્યો હતો. એ સરદારી પદવીને લગતો ખીલઅત આપવાની ક્રીયા મહારાણી વીકટોરયાની વરસગાંઠને દીને યાને તા૦ ૨૪ મી મેએ ૧૮૮૫ ને દીને મોહટી દરબાર હજુર કરવામાં આવી હતી. તેમજ તા૦ ૨૮ મી સપતેમબર ૧૮૮૬ ને દીને વીએના યુનીવરસીટીની ફેકલ્ટીની ખાસ સીફારસ ઉપરથી ઓસ્ત્રીઆના શહેનશાહ ફ્રાનસીસ જોસફ પેહલાએ "ડાકતર ઓવ ફીલોસોફી" (P. H. D.) નો નામીચો ખેતાબ બક્ષી દસ્તુર હોશંગજીના દીનદારી અને ફીલસુફી જ્ઞાનની ખરી પીછાણ કરી હતી.[૧]

આ ખેતાબને લગતી સનદ નીચે મુજબ છેઃ—

Suma Auctoritate
Augustissimi Imperatoris Ac Regis
Francisci Josaphi I
In Universitate Litterarum Vindobonensi
Nos

Robertus Zimmermann Philosophiae Doctor et Professor Publicus ordinarius Imperatoris Austriae A Counsilus Aulae Academiae Scientiarum Vindobonensis Socius.

H. T. Universitatis Rector.

---

૧ એને લગતો એક ફકરો તા૦ ૨ જી નવેમબર ૧૮૮૬ ના "વીએના વીકલી ન્યુસ" માં નીચે મુજબનો છપાયો હતોઃ—

"For the first time since its existence the Philosophical Faculty of the Vienna University has conferred the decree of Doctor Honoris Causa on an oriental savant, the Professor of Persian at the Deccan College in Puna, Khan Bahadur Dastur Hoshangji J. Asa, who is also High Priest of the Parsees in the Dekhan. The Choice of the Faculty has lately been sanctioned by his Majesty the Emperor. The new honorary doctor received an English education in India and belongs to one of the most distinguished priestly families of the Parsees. He has well deserved his distinction by placing at the disposal of Professor Geldner his valuable Avesta MSS which are now being published by Professor Geldner with the assistance of the Imperial Academy in Vienna."

Jacobus Schipper Philosophiae Doctor Philologiae, Anglicae Professor Publicus ordinarius Ordinis Philosophorum H. T. Decanus.

Georgens Bulher Philosophiae Doctor Philologiae et Antiquitatum Indicorum Professor Publicus Ordinarius Academiae Scientiarum Vindobonensis Socius Promotor Rite Constitutus.

Ex Decreto ordinis Philosophorum quod Comprobatum est Imperatoris Augustissimi Sententia Lata Die XXIII Mensis Septembris Henus Anvi Ac Nobiscum.

Eiusdem Mensis Die XXVIII Per Virumqui
Est Acura Rerum Sacrarum
Et Scholosticarum Communicata

In

Virum Illustrissimum

Hoshanjem Jamaspae Filium Asam Summum Persarum In Terra Quae Deccan Vocatur Sacerdatum Professorem Lingual Persicae In Collegio Deccanensi Publicum ordinarium Nominis quod Est Khan Bahadur Honore ornatum Qui et Vetere Ilia Quae In India Per Multa Saecula Flornit Et Ea Qual Nostra Aetate Condita Est In Germania Disciplina Excultus De Litteris Antiquis Linguisque Et Zendicis Et Pehlevicis Illustrandis At Que Explicandis Egregie Et Praeclare Mernit

Honoris Causa.

Philosophiae Doctoris Nomen Juraet Privilegia Contulimus In Eiusque Rei Fidem Hasce Litteras Universitatis
Sigillo Sanciendas Curavimus
Vindobonae Die XXVIII M. Septembris MDccc-LXXXVI.

ઉપલી સનદનો ઇંગ્રેજી તરજુમો નીચે મુજબ થાય છે :—

By Supreme Authority
of
The most August
Emperor and King
Francis Joseph I
In the University of Arts of Vindoban
We

Robert Zimmermann, Doctor of Philosophy and Professor Public and Ordinary Counsellor at the Court of the Emperor of Austria, Fellow of the Academy of Sciences of Vindoban, Jacobus Schipper, Doctor of Philosophy and Philology, Anglican Professor of the order of Philosophers H. T. and Public ordinary Dean, George Bulher Doctor of Philosophy, Professor of Philology and

Technic Archeology and Public Ordinary of the Academy of Sciences, Fellow of Vindoban Promotor rightly (legally) appointed by the decree of the order of Philosophers which was approved by Sentence of the most August Emperor, given on the 23rd of September of this year and with us on the 29th of the same month by the man who has charge of the Sacred and ecclesiastical things Communicated to the most illustrious Hoshang Jamasp Son of Asa, High Priest of the Parsis in the Deccan, Professor of Persian language in the Deccan College and Public ordinary with the title of Khan Bahadur who being trained in that ancient discipline which flourished for many centuries in India and which has been established in Germany, distinguished himself most conspicuously in expounding and illustrating the zendicis (zend) and Pehlevicis (Pehlvi) languages. To honour him we confer upon him the Name, Right and Privileges of Doctor of Philosophy in confirmation of which we order that this letter be Sanctioned by the Seal of the University. Vindoban 28th September 1886.

મંજકુર સનદ વીએના યુનીવરસીટીએ દસ્તુરજીને સપુરદ કરવા માટે દખણ કોલેજના પ્રીનસીપાલ મી૦ઓક્ષેન હામ ઉપર મોકલી આપી હતી જે તેવણે તા૦ ૧૪મી મારચ ૧૮૮૭ને દીને કોલેજના પ્રોફેસરો, ફેલોઝો અને વિદયારથીઓના મેલાવડા સનમુખ દસ્તુરજીની વિદવતાની ઘટતી સ્તુતી કરીને તેવણુને હવાલે કરી હતી.

દસ્તુરજીના સંગીન દીનદારી-એલમ અને ફીલસુફી જ્ઞાનની કદરસનાશી માત્ર "દોકટર ઓવ ફીલોસોફી" ના નામીચા ખેતાબથી જાણે પુરતી રીતે થઇ ન હોય તેમ હિન્દની નાંમદાર સરકારે ઈ. સ. ૧૮૯૦ ના જાનેવારી માસમાં શમસુલ ઓલમાં" નો માનવંતો ખેતાબ એનાયત કરી એવણુની દસ્તુરી લીઆકાત અને ફઝીલતની વધુ કદર બુજી હતી. ખરી રીતે જોતાં "શમસુલ ઓલમાં" નો ખેતાબ સરકારને સુચવનાર ખુદ દસ્તુરજી હોશંગજી પોતે હતા. તે એવી રીતે કે ઇ. સ. ૧૮૮૭ની મહારાણી વિકટોરયાના અદલ રાજના ૫૦)માં વરસની જુબીલીની યાદગારીમા નામાકીત પારસી અને મુસલમાન ઓલમાઓના એલમને અનુંસરતો એક ખેતાબ સુચવવાની હિન્દના તે વખતના વાઇસરોય લોર્ડ ડફરીને દસ્તુર હોશંગજીને એલતેમાસ કરી હતી અને તે ઊપરથી "શમસુલ ઓલમા" એ નામનો બંધબસ્તો ખેતાબ વિદવાન ગૃહસ્થોને એનાયત કરવાની એ દસ્તુરજીએ મજકુર વાઇસરોયને સુચના કરી હતી. તો જો કે એજ ખેતાબ એવણુને ત્રણ વરસ પછી એનાયત થયો હતો પોતાના માનવંત સરનશીનને તેવણુના એલમને છાજતો "શમસુલ ઓલમાં" નો ખેતાબ એનાયત થાયો તેની ખુશાલીમાં પુણાની "બઝમે રૂઝે બેહરામ" મંડળીએ તા૦ ૨૧મી મારચ ૧૮૯૦ ને દીને બાનુંઓ અને ગ્રહસ્થોના મોહટા મેલાવડા હજુર એવણુને માનપત્ર અને ઝીઆફત આપી પોતાની ખુશાલીનો ઊભરો બાહેર પાડયો હતો—તેમજ એજ મીજલસમાં દખણ હેદરાબાદ, બીરાર, ભુસાવલ અને જાલનાના જરથોસ્તીઓ તરફથી આવેલાં માનપત્રો, સીઆલો અને બીજી ભેટો દસ્તુરજીને આપવામાં આવી હતી. એ બનાવની ખુશાલીમાં બીરારના જરથોસતીઓએ માનપત્ર અને સીઆલ આપવા ઉપરાંત પોતાના નામીચા ધર્મગુરૂની આખા કદની બે મોહટી તસવીરો ચીતરાવી એક બદનેરાની દરેમેહરમાં અને બીજી આંકોલાની દરેમેહરમાં ખુલ્લી મુકી હતી.

હૈદરાબાદવાલા મોગલ શાએર મીરજાં ઇસમાઇલિ દુરદીએ દસ્તુર હોશંગજીની જીંદગીનો અહેવાલ ફારસી ઝબાનમાં લખી તેના ચોપાન્યાંઓ મોગલાઈ રીઆસતના જુદા જુદા ભાગોમાં વેહચ્યાં હતાં તેમજ અમદાવાદના જરથોસ્તીઓ તરફનું માનપત્ર ત્યાંની અનજુમને ઠેઠવેલા ડેપ્યુતેશનની મારફતે મોકલી આપવામાં આવયુ હતું. એ ખેતાબને લગતી સનદ અને ખીલઅત આપવાની ક્રીયા મુંબઈના ગવરનર લૉર્ડ રેએ તા૦ ૧૨મી મારચ ૧૮૯૦ ને દીને મુંબઈના કાઉનસીલ હાલમાં મોહટી દરબાર હજુર કરી હતી.

સરદાર દસ્તુર હોશંગજી એક વડા ધર્મગુરૂને છાજતી પાકી પરહેજગારી, દીનદારી એલમ અને ફીલસુફી જ્ઞાન ધરાવવા જોડે પોતાના લાચાર જાતભાઈઓ તરફ આફત અને સંકટ વખતે દીલસોજી બતાવી તેઓને દુઃખમાંથી છોડવવાનો ઉત્તમ ગુણ ધરાવતા હતા—જેના અનેક દાખલાઓમાંથી માત્ર બેજ દાખલાઓની હયાં નોંધ લઈ સંતોષ પામીશું. ઈ. સ. ૧૮૯૦માં સુરતમાં મોહટી આગ લાગવાથી અને ત્યારબાદ રેલ આવવાથી લોકોના જાનમાલને મોહટી હાંની પહોંચી હતી અને અગની માતાએ ઘણાક જરથોસ્તીઓને ઘરબારવનાના કરી નાખ્યા હતા. આ વખતે સરદાર દસ્તુર હોશંગજીએ પોતાની આઈનિ ફરજ સમજી પોતાની આગેવાની હેઠલ આગ અને રેલ નીવારણ ફંડ ઉભું કીધું અને પોતાની જાતી મહેનત અને લાગવગથી સારૂં નાણું ભરાવીને સુરતવાલા શેઠ કુવરજી કાવશજી સબાવાલા ઉપર ગરીબ જરથોસતીઓમાં વેહેંચી આપવા માટે મોકલી આપ્યું હતું—તેમજ ઇ. સ. ૧૮૯૭માં પુણામાં મરકી પુર જોશમાં ફાટી નીકલી તે વખતે પારસીઓ માટે ખાસ હોસ્પીટલ સ્થાપવામાં અને તેના નીભાવ માટે માસીક હફતાવાલી યોજના ઘડવામાં એ મરહુમ દસ્તુરજીની મુખ્ય આગેવાની હતી.

પોતાના મરહુમ પીતા દસ્તુર જામારપજી તથા મરહુમ વડા ભાઈ સરદાર દસ્તુર નોશેરવાનજી સાહેબે પોતાના દસ્તુરી અમલ દરમ્યાન જેમ ઘણીક દરેમેહરો તથા દુખમાઓ પોતાની દસ્તુરી દેખરેખ હેઠલ પરઠાવી પોતાની યાદગારી કાયમ રાખી ગયા છે તેમ દસ્તુર હોશંગજી પણ દખણની દસ્તુરી ગાદી ઉપર આવ્યા પછી ઘણીક દરેમેહરો તથા દુખમાઓ પોતાની દસ્તુરી દેખરેખ, સલાહ અને ઉપરીપણા હેઠલ પરઠાવી પોતાનું નામ તે પવિત્ર મકાનો સાથ જોડેલું રાખ્યું છે. પોતાની દસ્તુરી કારકીરદીમાં સૌથી પહેલી દરેમેહર જે પરથાઈ હતી તે ઇગિતપુરાની અનજુમનને ખરચે બંધાયલી દરેમેહર હતી. એ દરેમેહર રોજ ૫ મો માહ ૧૦ મો સને ૧૨૫૬ યઝદેજરદી, તા૦ ૧૯ મી જુન ૧૮૮૭ ને દીને પરઠીને ખુલ્લી મુકવામાં આવી હતી. રોજ ૬ ઠો માહ ૪ થો સને ૧૨૫૯, તા૦ ૨૧ મી ડીસેમબર ૧૮૮૯ ને દીને બદનેરામાં અનજુમનની દરેમેહરને પરઠવાની ક્રીયા એવણના ઉપરીપણા હેઠલ કરવામાં આવી હતી. કલકતાવાલા શેઠ ધનજીભાઇ બેહરામજી મેહતાએ બંધાવેલી દરેમેહરને રોજ ૯ મો માહ ૯ મો સને ૧૨૫૯ યઝદેજરદી, તા૦ ૨૩ મી મે ૧૮૯૦ ને દીને દસ્તુરજીએ મોકલેલા મોબેદોએ એવણની સલાહ મુજબ ઇજી હતી. આકોલામાં પોતાના મરહુમ માતુશ્રીની નૈયતે બંધાવેલી દરેમેહર ઘણી પુરાણી થવાથી તેને પોતાના ભાઇઓની મદદ સાથ નવેસરથી બંધાવી રોજ ૨૪મો માહ ૨જો સને ૧૨૬૧ યઝદેજરદી,—તા૦ ૯ મી નવેમબર ૧૮૯૧ ને દીને જશન કરી ખુલ્લી મુકી હતી. બેલગામમાં શેઠ પેસતનજી ખુરશેદજી બાઇસે બંધાવેલી દરેમેહર એવણે રોજ ૨૪ મો માહ ૩ જો સને ૧૨૬૧ યઝદેજરદી, તા૦ ૯ મી ડીસેમબર ૧૮૯૧ ને દીને પોતાના ઉપરીપણા હેઠલ પરઠાવી હતી. ત્યાર પછી શેઠ નોશેરવાનજી માણેકજી મુલ્લાંએ નાગપુરમાં બંધાવેલી દરેમેહરમાં આતશઆદરાનને તખતનશીન કરાવાની સઘલી ક્રીયા એ દસતુરજીની દેખરેખ અને ઉપરીપણા હેઠલ રોજ ૨૦ મો માહ ૨ જો સને ૧૨૬૫ યઝદેજરદી, તા૦ ૪ થી નવેમબર ૧૮૯૫ ને દીને કરાવામાં આવી હતી. નીમચમાં મરહુમ શેઠ કાવશજી જીવણજી કનત્રાકટરના વારસોએ પોતાના પીતાના પુણને માટે એક દરેમહેર બંધાવી હતી તેને પરથવાની ક્રીયા એવણ તરફથી મઉના દસતુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાએ કરાવી હતી—અને રોજ ૫ મો માહ ૫ મો સને ૧૨૬૭

યઝદેજરદી, તા૦ ૧૭ મી જાનેવારી ૧૮૯૮ ને દીને જશન કરી ખુલ્લી મુકી હતી. અજમેરમાં શેઠ નવરોજી રૂસતમજી કલ્યાણીવાલાના પુણને માટે એક દરેમહેર બાંધવામાં આવી હતી તેને પરઠવાની સઘલી ક્રીયા રોજ ૮મો માહ ૧૧મો સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૧૯ મી જુલાઇ ૧૮૯૮ ને દીને એ દસ્તુરજીએ પોતાના ઉપરીપણા હેઠલ કરાવી હતી. જેમ દરેમેહર પરઠવાની સરૂઆત ઇગતપુરાથી થઇ હતી તેમ દુખમું પરથવાની સરૂઆત પણ એજ મથકેથી થઈ હતી. ઇગતપુરાનું દુખમુ પરઠવાની સઘલી ક્રીયા દસ્તુર હોશંગજીએ પોતાના ઉપરીપણા હેઠલ કરાવી તેને રોજ ૧૬મો માહ ૯ મો સને ૧૨૫૪ યઝદેજરદી, તા૦ ૩૧ મી મે ૧૮૮૫ ને દીને ખુલ્લું મુક્યું હતું. ત્યાર પછી અજમેરનું દુખમુ રોજ ૨૬મો માહ ૬ઠો સને ૧૨૫૭ યઝદેજરદી, તા૦ ૧૧મી મારચ ૧૮૮૮ ને દીને અને ભુશાવલનું દુખમુ રોજ ૨૯મો માહ ૪ઠો સને ૧૨૫૮ યઝદેજરદી, તા૦ ૧૩ મી જાનેવારી ૧૮૮૯ ને દીને એવણની દસ્તુરી દેખરેખ અને ઉપરીપણા હેઠલ પરઠાયાં હતાં. અખુ-રોડનું દુખમુ રોજ ૧લો માહ ૭મો સને ૧૨૫૮ યઝદેજરદી, તા૦ ૧૬મી મારચ ૧૮૮૯ને દીને એવણની તરફથી મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ પોતાની જાતી દેખરેખ હેઠલ પરઠાવ્યું હતું. ત્યાર પછી બીરારમાં બે દુખમાઓ બંધાયાં હતાં જેમાનું પહેલું બદનેરા ખાતેનું દુખમુ રોજ ૬થો માહ ૭મો સને ૧૨૬૨ યઝદેજરદી, તા૦ ૨૦મી મારચ ૧૮૯૩ને દીને એ દસતુરજીના ઉપરીપણા હેઠલ પરઠાયુ હતું, જ્યારે બીજુ દુખમુ આંકેલા ખાતેનું હતું જેને પરઠવાની સઘલી ક્રીયા એજ દસતુરજીએ પોતાની દસતુરી દેખરેખ હેઠલ કરાવી હતી—અને તેને રોજ ૬ ઠો માહ ૬ ઠો સને ૧૨૬૪ યઝદેજરદી, તા૦ ૧૮ મી ફેબરવારી ૧૮૯૫ ને દીને જશન કરી ખુલ્લું મુક્યું હતું. ઇંદોરનું દુખમુ પરથવાની ક્રીયા એવણની તરફથી મઉવાલા દસતુર ખુરશેદજી જમશેદજી જામાસપઆશાનાએ પોતાના ઉપરીપણા હેઠલ રોજ ૧૫મો માહ ૬ઠો સને ૧૨૬૭ યઝદેજરદી, તા૦ ૨૬મી ફેબવારી ૧૮૯૮ ને દીને કરાવી હતી. એવણ સાહેબના ગુજરવાની ચાર મહીના અગાઉ જે છેલ્લુ દુખમુ પરઠાયું હતું તે દેવલાલી ખાતેનું હતું—જેને પરઠવાની ક્રીયા એવણના ફરમાન મુજબ એવણના જાએનશીન દસતુર કેકોબાદ આદરબાદે દીસેબમર ૧૯૦૭ ને દીને પોતાના ઉપરીપણા હેઠલ કરાવી હતી. એ મુજબ દેશા-વર ખાતે બધી મલી ૮) દરેમેહરો અને ૮) દુખમાઓ એ દસતુરજીના દસતુરી અમલ દરમ્યાન હસતીમાં આવ્યાં હતાં કે જેને પરઠવાની ક્રીયા વખતે દસતુરજીને પોતાના દરજજાને છાજતો આવકાર મલવાસાથ માંનપત્રો, સીઆલો વીગેરેની ભેટો થઇ હતી.

ઈ. સ. ૧૮૮૯માં શેઠ હોરમજી દારાબજી કામાએ જરથોસ્તીઓના ઉતારા માટે સોલાપુરમાં એક ધર્મશાલા બંધાવી હતી તેને ખુલ્લી મુકવાની ક્રીયા રોજ ૩૦મો માહ ૭મો સને ૧૨૫૮ યઝદેજ-રદી, તા૦ ૧૪ મી એપ્રીલ ૧૮૮૫ ને દીને એ દસતુરજીએ પોતાના બખતાવર હાથે કરી હતી.

દસતુર હોશંગજીની દસતુરપદ પામવા અગાઉ અને ત્યાર પછીની ઝલકતી કારકીરદીથી વાકેફ થવા પછી હવે હમો એવણના રચેલા ગ્રંથોનુ બ્યાન કરવુ દરૂસત ધાર્યે છીએ. જેમ આગલા સફા ઉપર જણાવ્યું તેમ પહેલવી ભાષાના અધુરી હાલતમાં પડી રહેલાં પુસતકો "એડીત" કરી છપાવાના કામ માટે મુંબઇ સરકારે દસતુર હોશંગજીની તા૦ ૫મી મારચ ૧૮૬૬ ને દીને નેમણુક કરી હતી—તે મુજબ એવણની રચેલી "ઓયુમથક" અથવા "જંદ-પહેલવી ગલોસરી" તા૦ ૨૫મી અકતોબર ૧૮૬૭ ને દીને અને પહેલવી—"પાજંદ ગલોસરી" તા૦ ૧૩ મી એપરેલ ૧૮૭૦ ને દીને મુંબઇ સરકારના ખરચથી જરમનીમાં છપાઇ બહાર પડી હતી. એ બેહુ પુસતકો વિદ્દવાન મંડલમાં ઘણાં વખણાયાં હતાં, એટલુંજ નહી પણ ઝબાનશનાસીના કાયદા ઉપર ઘટતી નુકતેચીની સાથ અને બેઉ પુસતકો રચનાર પહેલવહેલા દસતુર એવણ હતા. એ "ઓયુમથક"ના દીબાચામાં સરદાર દસતુર હોશંગજીએ યુરોપીઅન અભ્યાસીઓની તરફદારી કરવાથી અને બીજાઓને વીસારી મેલવાથી જંદ-પહેલવીના અભ્યાસીઓમાં ભારે ચકચાર ચાલી હતી. વિદ્દવાન શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજીએ પોતાના "જરથોસતી અભ્યાસ" નામના ચોપાન્યામાં એ પુસતકની ઘટતી વખાણ કરીને બીજા દસતુરોને

એવણુને પગલે ચાલવાની ભલામણ કરી છે. ઉપલાં બેહુ પુસતકોમાં આવેલા કેટલાક વાકયો અને શબ્દો ઉપર "મુંબઇની જરથોસતી દીનની ખોલ કરનારી મંડલી"ની કેટલીક બેઠકોમાં વિદવાન શેઠો ખુરશેદજી રૂસતમજી કામાજી, જમશેદજી દાદાભાઇ નાદરશાહ તથા એરવદ શેહરયારજી દાદાભાઇ ભરૂચાએ તકરારો ચલાવી હતી. એવણુનો પહેલવી હરૂફે લખેલો વીરાફનામા, ગોસ્તેફ્રીયાન તથા હાદોખ્ત નુશકનો તેક્ષ્ત ડોકતર હોગ તથા ડોકતર વેસટે, તા૰ ૧૦મી ડીસેમબર ૧૮૭૨ને દીને ઈંગ્રેજી તરજુમાઓ સાથે મુંબઇ સરકારના હુકમથી છપાવી બહાર પાડયો હતો. એ ત્રણ ગ્રંથો પછી વિરાફ નામાનો શબ્દકોષ તથા શેકનગુમાની વજાર નામના બે પુસતકો છપાઇ બહાર પડયાં હતાં. આમાનું છેહલુ પુસતક એવણે ડોકતર વેસત સાથ અસલ પહેલવી પાંજંદ અને સંસકૃત હરૂફે તેને લગતા શબ્દકોષ સાથ ઈ. સ. ૧૮૮૭ના અકતોબર મહીનામાં મુંબઇ સરકારને ખરચે છપાવી બહાર પાડયું હતું. એવણે વંદીદાદ–જંદ પહેલવી તેક્ષ્ત નોટસ અને ગલોસરી સાથ "એડીત" કરીને ઈ. સ. ૧૮૭૬માં ઈંગલાંડ ખાતે ડોકતર વેસત ઉપર છપાવા માટે મોકલી આપ્યો હતો પણ તે વિદવાનની અનેક રોકાણોને લીધે એ પુસતક ૨૦)વરસ સુધી વગર છપાવે પડી રહયું–એ દાહેકાના અરસામાં જંદ–પહેલવીના અભ્યાસમાં ઘણો સુધારો વધારો થાવાથી એ વંદીદાદનું પુસતક ફરીથી "એડીત" કરવા માટે ઇ. સ. ૧૮૯૬માં એ દસતુરજી ઉપર પાછુ મોકલી આપવામાં આવ્યું. આ વખતે એવણુની દસતુરી ફરજોના બોજાથી અને બુઝોરગીની ચાલુ નાતવાનીના સબબથી એ કામ નવેસરથી બજાવાને એવણુ જો કે તદન અશકત હતા, છતાં ખંત અને કાલજીથી એ કામ ઉપર મંડીને સઘલા હસત પત્રો નવેસરથી લખી તૈયાર કીધાં–જયારે વધુ બોજો ઉપાડવાની એવણુની દેહે યારી ન આપી ત્યારેજ મી૰ જાઇલ્સ તે "ડીરેકતર ઓવ પબલીક ઇન્સત્રકશનની" ભલામણથી એ કામ સરકારે પોતાને હસતક લીધું, અને મી૰ મેહરવાનજી માણેકજી ગંદેવીઆને ચોકકશ મોજદ ઠેડવી આપીને એ કામ તેવણુને સોપવામાં આવ્યું. એ મુજબ એ દસતુરજીની દેખરેખ હેઠલ વંદીદાદનું પુસતક છેક ૩૨) વરસે એવણુના મરણુની થોડુક આગમચ છપાઈ બહાર પડયું. એવણુનાં રચેલાં સઘલાં પુસતકોની હિન્દ અને યુરોપના વિદવાન મંડલમાં ઘણી તારીફ થઈ છે અને મરહુમ ડોકતર હોગ પોતાના "Essays on the Parsees" નામના ગ્રંથમાં એ દસ્તુરજીના બોહલા જ્ઞાન અને ઉંચી લીઆકાત માટે નીચે મુજબ લખી જાએ છે:—

"In their original state the works displayed a very considerable knowledge of Pahlavi on the part of Dastur Hoshangji who had disposed of many of the chief difficulties which might otherwise have troubled the reviser, most of the corrections required were due to additions and to the progress of knowledge in the interval between the first preparation and the publications of the work."

ઉપલા ગ્રંથો છપાઇ બહાર પડવા પછી દસ્તુર હોશંગજી યુરોપ્યન વિદવાનોની જાણમાં આવ્યા અને તેઓ એવણુને જરથોસ્તી મજહબની "ઓથોરીટી" તરીકે ગણવા લાગા. જયારેબી યુરોપ્યન વિદવાનો હિંદુસ્તાન આવતા ત્યારે દસ્તુર હોશંગજી સાથ જરથોસ્તી ધર્મની બાબદો ઉપર વાદવીવાદ કરવાને પહેલી જોગવાઇએ ટક હાથ ધરતા હતા. આ વિદવાનોમાં સર મોન્યર વિલ્યમસ, પ્રોફેસર ડારમેસતેતર, ડોકતર એનડરીયાસ, શીવાલીઅર ડોકતર સીઝર, ડોકતર યાગોર અને ડોકતર જેકોબી મુખ્ય હતા, કે જેઓએ દસ્તુર હોશંગજી સાથની વાદવીવાદ દરમ્યાને જરથોસ્તી ધર્મને લગતી બારીક બાબદોની માહીતી મેલવી હતી. તેમજ ડોકતર વેસ્ત, ડોકતર મીલર અને ડોકતર ગેલ્ડનેર સાથ ધર્મને લગતી જીકરો વીશેનો પત્ર વહેવાર છેવટ સુધી ચાલુ રહયો હતો. ઉપલાં છ પુસતકો ઉપરાંત એવણે યજશ્ને તથા ખુરદેહ અવસ્તાનો–ગલોસરી અને નોટસ સાથે–પહેલવીમાં તરજુમો કરયો છે–તેમજ દીનકરદનું સાંકલ્યું અને પાજંદ પુસતકો અને ભણતરોમાં આવેલા શબ્દોનો કોષ રચ્યો છે. એ સઘલાં

પુસતકો હોલ મુંબઇ સરકારને હસતક વગર છપાવે પડી રહયાં છે. એ શીવાએ એવણે નીરંગની તરફેણમાં "મઝરફુલ હકાયક" નામનું ચોપાન્યુ લખ્યુ છે—જે છપાઇ બહાર પડયુ નથી.

શાએરી કરવાની શકતી કુદરતે દસ્તુર હોશંગજીના મગજમાં બચગીથીજ ઉતારી હતી એવું હમો આગલ જણાવી ગયા છીયે. હયાં માત્ર એટલોજ ઇસારો કરવો બસ થશે કે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સહેબના સાહેબજાદાઓનો ઈંગ્રેજી ઉસ્તાદ મી૦ ડબલ્યુ. એચ. હેમીલતનના મરણ ઉપર એવણે ફારસી નઝમમાં લખેલી "વફાત" અને જોડેલી બે મોનાજાતોમાં એ દસ્તુરજીની શાએર તરીકેની ઉંચા પ્રકારની શકતી પ્રગટી નીકલે છે. એવણનો લગનના આશીરવાદનો ગુજરાતી કવીતામાં કીધેલો તરજુમો તા૦ ૨૩ મી મારચ ૧૮૬૮ ને દીને દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાનાએ છપાવી પ્રગટ કર્યો હતો. એ નઝમરૂપી તરજુમા માટે ગુજરાતના પ્રખ્યાત કવેશ્વર દલપતરામ દાહયાભાઇ સી. આઇ. ઇ. તથા કવી નર્મદાશંકરે સારા વિચારો દર્શાવ્યા હતા.

વડા દસ્તુરના ઓહ્દા ઉપર આવ્યા પછી દસ્તુર હોશંગજી પોતાના બાપીકા વતન અને પોતાની જન્મભૂમી નવસારી ખાતે ત્રણ વખત પધાર્યા હતા. પહેલી પધરામણી ઇ. સ ૧૮૯૧માં; બીજી ૧૮૯૯માં અને ત્રીજી ૧૯૦૬માં થઇ હતી—અને એ ત્રણે પધરામણીઓ પોતાના તથા પોતાના ભાઇઓના નબીરાઓને હેરબદની પદવી અપાવા માટે થઈ હતી. એ ત્રણે વેલાએ નવસારીના અકાબરો તથા અનજુમન તરફથી મોહટો આવકાર મલવા સાથ નાવરોની મીજલસમાં લગભગ ૨૪) સીઆલો હોરાડવામાં આવી હતી. તેમજ મીનોચેહર હોમજીનાં પંથવાલા મોબદો તથા નવસારીની "બઝમે રૂઝે અહુરમઝદ" તરફથી દસ્તુરજીને માંનપત્રો એનાયત કરવામાં આવ્યાં હતાં.

૨૬) વરસ સુધી ઇંગ્રેજ સરકારની નોકરી બજાવી અને ૧૮) વરસ સુધી દખણ કોલેજના પ્રોફેસરનો ઓહ્દો સરકારના સંતોષ અને વિદયારથીઓની પ્રીત વચ્ચે ચલાવી દસ્તુર હોશંગજી ઇ. સ. ૧૮૯૨માં પેનશન ઉપર રીટાયર થાયા કે જે વખતે નીચલો સરકારી ઠેડાવ બહાર પાડવામાં આવ્યો હતો:—

"The Director of Public Instruction should be requested to inform Sham-Sul-Ulma Sirdar Khan Bahadoor Hoshang Jamasp Dastur that the Governor in Council appreciates the loss which the Educational Service has suffered from his retirement from the Deccan College, and the valuable Services rendered by him to Scholarship during his connection with the Deccan College."

પોતાની દસ્તુરી કારકીરદી દરમ્યાન દસ્તુર હોશંગજીએ પોતાના પવિત્ર મજહબની પુરાણી ભાષાઓ જંદ અને પહેલવી શાહીત્યની જે વધુ કીમતી શેવા બજાવી હતી તેનું હયાં ટુંક બ્યાન કરવું વ્યર્થ ગણાશે નહી. મુંબઇ ઇલાકાની "પ્રોવીનશીઅલ સીવીલ સરવીસ" માટે મુંબઇ સરકારે કેટલીક ભાષાઓ મુકરર કરી હતી પણ જંદ અને પહેલવી ભાષાઓને કબુલ રાખવામાં આવી ન હતી—એ બાબદ ઉપર દસ્તુર હોશંગજીએ સરકાર સાથ પત્ર વેહવાર ચલાવી "પ્રોવીનશીઅલ સીવીલ સરવીસ" માટે મુકરર કરેલી ભાષાઓની ટીપમાં જંદ અને પહેલવી ભાષાઓ દાખલ કરવાની મજબુત સીફારસ કીધી અને તેનું પરીણામ ઘણુંજ સંતોષકારક આવ્યું. સરકારે દસ્તુર હોશંગજીની સુચના કબુલ કરી જંદ અને પહેલવી ભાષાઓને "પ્રોવીનશીઅલ સીવીલ સરવીસ" માટે મુકરર કીધી. એ બાબદ ઉપરે તા૦ ૯ મી મે ૧૯૦૧ના "જામે જમશેદ" પત્રમાં નીચલુ લખાણ જોવામાં આવે છે:—

"દસ્તુર હોશંગજીએ અવસ્તા પહેલવીના અભ્યાસના વધારા માટે પોતાની જવાન વયથી ઘણું કર્યું છે અને જોઇને ખુશી છીએ કે પોતાની બુઝોરગ ઉમરે પણ તેવણ સાહેબ એ ભાષાના અભ્યાસની ખીલવણી માટે કાળજી રાખે છે. ફકત આ ભાષાના અભ્યાસની ખીલવણી તરફ નહી જોતાં આપણા પારસી વિદયારથીઓના ભલાં તરફ પણ જોઇએ છીએ તો આપણને ખુશી થાવાનું કારણ મલે છે,

કારણુકે હાલ જ્યારે આપણી યુનીવરસીટીએ એ ભાષાઓ કબુલી છે ત્યારે તે ભાષાઓમાં પસાર થયલા ગ્રાડયુએટોને પ્રોવીનશીઅલ સરવીસ માટે અભ્યાસ કરતાં એ ભાષાઓની શીક્ષાગીરીમાં ખમવુ પડતે. એ અગવડ ત્યારે દસ્તુર હોશંગજીની મેહરબાનીથી ટળી છે."

પોતાની જીંદગીની સંધ્યાકાળે દસ્તુર હોશંગજીને અત્યાર આગમચના મલી ચુકેલા ચાર ખેતાબોમાં જો એક વધુનો ઉમેરો થયો હોય તો તે સી. આઇ. ઈ. (કમપેન્યન ઓવ ધી ઈનિડયન એમપાયર) નો ઉંચા દરજ્જાનો ખેતાબ હતો. તા૦ ૧ લી જાનેવારી ૧૯૦૬ ને દીને નામદાર સરકારે એવણુને સી. આઇ. ઇ. નો માનવંતો ખેતાબ એનાયત કરી દસ્તુરજીની તાજ તરફની વફાદારી–ઇમાનદારી અને બજાવેલી કીમતી શેવાઓની વધુ પીછાણુ કરવા સાથ એવણુની દસ્તુર લીઆકાત અને મોભાની અને એક જાહેર પુરૂષને છાજતા ઉત્તમ સદ્‌ગુણોની ખરી કદર બુજી હતી. જેમ મરહુમ દસ્તુર જામાસ્પઆશાના કુંટુંબમાં એ માન ભરેલો ખેતાબ પહેલવેહલો ઇ. સ. ૧૮૭૯માં એવણુના વડા ભાઇ દસ્તુર બેહમનજીને એનાયત થયો હતો–તેમ પારસી દસ્તુરોમાં એ એલકાબની પહેલવેહલી નવાઝેશ એ દસ્તુરજી ઉપર થઇ હતી. એ વીશે કેટલાંક વર્તમાન પત્રોએ જે અભીપ્રાયો આપ્યા છે તેનો હયાં ટુંકમા ઉતારો કરવો હમો દરૂસ્ત ધાર્યે છીએ:—

"સી. આઈ. ઈ. નો ખેતાબ મેલવનારાઓની ટીપમાં દખણુના પ્રખ્યાત દસ્તુરજી શમસુલ ઓલમા સરદાર ખા૦ બા૦ હોશંગ જામાસ્પ, ડાકટર ઓવ ફાઇલોલોજીનું નામ બીરાજતુ જોઇને અથોરનાન વર્ગ જેટલો મગન થશે તેટલીજ ખુશાલી બેહદીન વર્ગને પણ ઉપજશે. આ વીદવાન દસ્તુરજીની ઉપ્યોગી કારકીરદીની પીછાનમાં આમારા એક ગોરા ભાઇબંધે કરેલું લખાણ હમે બીજા ભાગ ઉપર ઉતારી લીધું છે. જે હિન્દના "ધી મોસ્ટ એમીનંટ ઓરડરના" કંપેન્યોની સંક્ષ્મા બીરાજવાંની તેવણુની લાએકાત તે બતાવી આપે છે. આવા કેળવાયલા અથોરનાન જાદાઓ ધરાવવા માટે પારસીઓ મગરૂર છે, અને એ ટોળાની ઉધરતી ઓલાદ સનમુખ શમસુલ ઓલમા દસ્તુર હોશંગ × × × જેવા કેળવાએલા સપુતોની ઝળકતી કારકીર્દી ઉપયોગી જીંદગી તથા ખરતલ મેહનત ખચીતજ નકલ કરવા જોગ દાખલા રજુ કરે છે." (જામે જમશેદ–તા૦ ૩–૧–૧૯૦૬.)

"Dastur Hoshang Jamasp of Poona has friends and admirers in every community and the C. I. E. conferred on him by the Government is a further proof of the great respect that he enjoys as much among the official community in this Presidency and beyond. In honouring the venerable Dastur the Government have honoured a man of great learning and of exemplary piety and benevolence. Not only the entire Parsee Community but a host of others besides Parsees have long agreed in holding him to be worthy of some rare and signal mark of official recognition, and it would not be out of place to say on this occasion that we look to that hope and wish being fulfilled before long." (જામે જમશેદ તા૦ ૩–૧–૧૯૦૬.)

"The Elevation of Shams-ul-Ulma, Sirdar Khan Bahadur, Dastur Hoshang Jamasp, P. H. D., to the title of C. I. E, has been viewed with intense satisfaction in the native communities and especially the Parsis. As a high priest of the Parsis in the Deccan, Sirdar Hoshang was held in high esteem by the whole Community, who view the honour done to their revered Dastur as an honour done to themselves. Sirdar Hoshang's is the only name in this year's

honours-list outside the official circle that has been admitted to a title of some distinction. The Dastur is not revered and respected merely because of his hereditary privileges as a high priest, but for the numerous qualifications of head and heart which he owns in abundance. He is a specimen of the priestly class that is an honour to the Parsi Community, whom every member of it looks upon with an eye of veneration and respect. × × × Though Sirdar Hoshang has long since passed his grand climacteric, he is still in the fulness of vigour, and we wish him long life to enjoy the honour which is such a fitting recognition of his personal worth." ( રાસ્ત ગોફ્તાર, તા૦ ૭-૧-૧૯૦૬.)

"સી. આઇ. ઈ. નો ખેતાબ મેલવનારાઓમાં અમો જે ઘણુ લાયક નામ જોઇએ છીએ તે આપણા પુણાવાલા દસ્તુરજી શમસુલ ઉલ્મા સરદાર ખાન બહાદુર દસ્તુર હોશંગજી જામાસપજીનું નામ જોઇએ છીએ. દસતુર હોશંગજીને સી. આઈ. ઇ. નો જે ખેતાબ મલ્યો છે, તે મેલવવાને એવણે પોતાની લાયકાત અત્યાર આગમચની પુરવાર કીધી હતી, તે છતાં મોડેથીબી તેમને એ ખેતાબ મલ્યો છે, તે જોઈને તમામ પારસી કોમને તથા ખસુસ કરીને પુણાના પારસીઓને ખુશહાલી ઉપજ્યા વિના રહેશે નહી. દસ્તુર સાહેબને મલેલાં ઉપલાં માનથી અમો આખી પારસી કોમને માન મલેલું લેખીએ છીએ. દસ્તુર હોશંગજી આજે દખણના પારસીઓના વડા દસ્તુરનો ઓધ્ધો ભોગવે છે, અને પુણાના તથા બીજા શેહેરોના જરથોસ્તીઓમાં તેઓ એટલા તો પ્યારા થઈ પડયા છે કે તેમને જૈફ વયે મોડેથી પણ આ માન મલેલું જોઇને પુણાના જરથોસ્તીઓ ઘણા ખુશી થયા વિના રહયા નહી હશે × × × અમો દસ્તુર હોશંગજીને મળેલાં માન માટે જેમ તેમને તેમ પુણાના જરથોસ્તીઓને ખરાં અંતઃકરણની મુબારકબાદી આપીએ છીએ." (રાસ્ત ગોફ્તાર, તા૦ ૭-૧-૧૯૦૬.)

એ ખેતાબની સનદ મુંબઇના ગવરનર લોર્ડ લેમીંગટને તા૦ ૨૭ મી જુન ૧૯૦૬ ને દીને પુણાના કાઉનસીલ હોલમાં ભરાયલી લેવીમાં એનાયત કરતી વખતે એ દસ્તુરજીને ઘટતા શબ્દોમાં મુબારકબાદી આપી હતી. આ વખતે દસ્તુરજીને માનપત્રો આપવાની સઘલી તરફથી હીલચાલો થઇ હતી. મુંબઇનાં અથોરનાન ટોળા તરફનું માનપત્ર એવણને તા૦ ૨ જી સપતેમબર ૧૯૦૬ ને દીને અનજુમનના આતશબેહરામમાં મરહુમ શેઠ રુસતમજી ડોશાભાઇ શેઠનાની આગેવાની હેઠલ આપવામાં આવ્યું હતું, અને એજ મીજલસમાં અજમેર, જહાનસી, નસીરાબાદ, ઉમરાવતી, બદનેરા, નાગપુર અને કામતીની અનજુમન તરફથી આવેલાં માનપત્રો પણ દસ્તુરજીને એનાયત કરવામાં આવ્યાં હતાં. એ વીશેનુ તા૦ ૪ થી સપતેમબર ૧૯૦૬ના "જામે જમશેદ" પત્રની ઈંગ્રેજી કોલમમાં એવું વીવેચન કરવામા આવ્યું છે કેઃ—

" The presentation made to Dastur Hoshang Jamasp on Sunday last is to be taken as an expression of the sincere good will and reverent admiration the whole Parsee Community entertains for the learned and pious Dastur of the Deccan. There is much in the character of the illustrious divine to command the esteem and reverence of his flock and of others—a singular blending of great learning genuine benevolence and unaffected piety; and it does no small credit to the intelligence and sense of appreciation of the Parsees

of Bombay that setting aside their personal wrangles and sectional animosities, they should have combined as they did on Sunday last in honouring one who is so greatly deserving of honour at the hands of his own co-religionists and others. Dastur Hoshang is not merely the head priest of the Parsees but a citizen of the Deccan in the widest sense of the term and has deserved at the hands of the Government far greater honours than what has been recently bestowed upon him. We are accordingly anticipating that at no distant date his community and others will have the opportunity of commemorating the venerable Dr. Hoshang Jamasp on a larger scale than they have had an occasion for doing till now."

ત્યાર પછી પુણાની સારવજનીક કોમ તરફનું એક માનપત્ર તા૦ ૧૭ મી સપતેમબર ૧૯૦૬ ને દીને શેઠ ખંડવાનીના બંગલામાં યુરોપ્યન–પારસી–હિંદુ–અને મુસલમાન કોમની બાનુઓ અને ગૃહસ્થોના દબદબા ભરેલા મેલાવડા સનમુખ આપવામાં આવયું હતું–તેમજ પુણાની "બઝમે રૂઝે બેહરામ" તરફનું માનપત્ર તથા બીજા પંચકો તરફથી આવેલા માનપત્રો તા૦ ૧૯ મી.સપતેમબર ૧૯૦૬ ને દીને મરહુમ નામદાર સર જમશેદજી જીજીભાઈ ચોઠા બારોનેટના પ્રમુખપણા હેઠલ બાનુઓ અને ગૃહસ્થોનો મોહટો મેલાવડો કરી એનાયત કરવામાં આવયાં હતાં–જે સઘળાંનો એ માનવંત દસ્તુરજીએ ઘટતા શબ્દોમા જવાબ આપી પોતાની ઊપકારી લાગણીયો જાહેર કરી હતી.

છેલ્લે એ માનવંત દસ્તુરજી સાહેબની કારકીરદી સાથ સંબંધ ધરાવનારી પરચુટણ બાબદોની હયાં નોધ લઇ એવણુની નમુનેદાર કારકીરદીનો સફો બંધ કરીશું.

૧–ઇ. સ. ૧૮૬૮ મા પુણામાં નસેસાલાર ફંડ સ્થાપવામાં પેતાના મરહુમ વડા ભાઇ સરદાર દસ્તુર નોશેરવાનજી સાથ એવણે મુખ્ય આગેવાની લીધી હતી અને તેના ઇ. સ. ૧૮૮૪ થી તે છેલ્લી ઘડી સુધી એવણુ એક ત્રસ્તી હતા.

૨–તા૦ ૧લી નવેમબર ૧૮૭૪ ને દીને પુણાની તાલુકા લોકલ ફંડ કમીટીના એવણુને સરકારે એક મેમબર ઠેરવ્યા હતા.

૩–ઇ. સ. ૧૮૭૪ થી એવણુ પુણાની મ્યુનીસીપાલીટીના એક મેમબર અને ઇ. સ. ૧૮૭૫ થી તેના પ્રમુખ ઠરયા હતા, જે ઓહ્દાનું ઇ. સ. ૧૮૮૪માં દસ્તુરી ઉપર આવવાથી એવણે રાજીનામુ આપયું હતું.

૪–ઇ. સ. ૧૮૮૭ થી પુણાની "નેટીવ ઇનસ્ટીટયુટ" ના એવણુ પ્રમુખ ઠરયા હતા.

૫–મુંબઈની "જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી" ના એવણુ સુરૂઆતથી એક મેમબર અને ઇ. સ. ૧૮૮૮ થી તેના "કોરેસપોનડીન્ગ મેમબર" ઠરયા હતા.

૬–ઇ. સ. ૧૮૮૯ માં મુંબઇના ઇન્સપેકતર જનરલ ઓવ પોલીશ મી૦ ઓમાંનીએ પ્રખ્યાત ક્રોફરડ કેશની બાબદમાં પારસી ટોળા માટે અપમાન ભરેલું લખાણુ સરકાર ઉપર કરવાથી તે સામે જાહેરમાં પ્રોટેસ્ત નોંધાવા માટે મુંબઇની પારસી અનજુમનની એક સભા આલબલેસ બાગમાં મલી હતી. એ વખતે દસ્તુરજી ખાસ મુંબઇ પધારી અનજુમનની હજુરમાં એક ઠેરાવ ઘટતા વિવેચન સાથ રજુ કરયો હતો.

૭–જરથોસ્તીઓનું નવું સાલ આફતાબની સાલના કુદરતી વરસ સાથ મેલવીને સુદ રોજ માહનું નવુ પંચાંગ બનાવા માટે મરહુમ શેઠ કેખુશરૂ નવરોજી કાબરાજીની આગેવાની હેઠલ એક કમીટી સ્થાપવામાં આવી હતી તેના પ્રથમથી એવણુ સરનશીન ઠરયા હતા.

૮–તા૦ ૧૭ મી અકતોબર ૧૮૯૭ ને દીને મુંબઇમાં અનજુમનના આતશબેહરામને તખ્તનશીન કરવાની ક્રીયામા એ દસ્તુરજી ખાસ ઇજનથી શરીક થયા હતા જે વખતે આતશબેહરામની કમીટી તરફથી એવણુને એક સીયાલ હેરાડવામાં આવી હતી.

૯–પુણામાં પોતાના મરહુમ ભાઇ સરદાર દસ્તુર નોશેરેવાનજીની યાદગારીમાં સ્થાપેલી "ગરલસ હાઇ સ્કુલ" ના એવણુ એક ત્રસ્તી હતા.

ઊપલાં જન્મ ચરીત્ર ઉપરથી એટલું તો સાબેત થઈ ચુકું છે કે પારસી ધર્મ અને સંસારને લગતી બાબદો–વિદયા એલમને લગતી જીકરો, રાજદ્વારી શેવાઓ અને પુણાના મુખ્ય બનાવો તથા જાહેર હિલચાલો સાથ મરહુમ સરદાર દસ્તુર હોશંગજીનો નીકટ સંબંધ હતો–અને એવી રીતે ૫૫) વરસ સુધી એક આગેવાન શેહરી તરીકે પોતાની જીંદગી ગુજારી અને ૨૪) વરસ સુધી દખણુના વડા દસ્તુરનો માનવંતો દરજજો ભોગવી એ વિદવાન દસ્તુરજી સાહેબ રોજ ૧૩ મો માહ ૮ મો સને ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૨૩મી એપ્રીલ ૧૯૦૮, શાલીવાન શાકે ૧૮૩૦, સવંત ૧૯૬૪ ના ચઇતર વદ ૭) અને ગુરૂવારને દીને સાંજના કલાક ૪) ને અમલે પુણામાં પોતાના "દસ્તુર હોલ" મકાનમાં બેહસ્તનશીન થયા કે જે વખતે એવણુ સાહેબની ઉમર ૭૫) વરસ અને ૧૫) દીવશની હતી. પોતાની અગાઉ થઇ ગએલા દસ્તુરો કરતાં એવણે લાંબી જીંદગી ગુજારી હતી. અને એવણુનો દસ્તુરી અમલ પોતાના મરહુમ પીતા કરતા ૨)વરસ વધુ અને વડા ભાઈ સરદાર દસ્તુર નોશેરવાનજી કરતાં ૧૫) વરસ ઓછો ચાલ્યો હતો. એવણુના ગુજર પામવાથી પારસી આલમે અને મુખ્ય કરી દખણુ અને બીજા પંથકોના જરથોસ્તીઓએ પોતાનો નમુનેદાર ધર્મગુરૂ, વિદવાન મંડલે પોતાનો બાહોશ સોબતી, બ્રીટીષ સરકારે પોતાની વફાદાર રૈયત, દખણુના સરદારોએ પોતાનો માનવંત હમનશીન, પુણાના રહીશોએ પોતાનો આગેવાન શેહરી, અને દસ્તુર જામાસ્પઆશાના કુટુંબે પોતાનું ઝળહલકતું ગોહર ગુમાવ્યું છે. એ દસ્તુરજીના વિચાર આચારો છુટા અને સુધરેલા હોવાથી પોતાના યજમાનોને તકલીદી ફતવાંઓ આપવાથી પરહેઝ રહેતા અને ધર્મ તથા સંસારી બાબદોમાં "દેશ, કાળ અને સ્થીતી" તરફ નીગાહ રાખી દીનના ખાલેશ ફરમાનોને ફીલસુફી નજરથી જોઇ પોતાના વિચારો અને ફતવાઓ જાહેર કરતા હતા. એ ઉપરાંત સ્ત્રી કેળવણીના એવણુ અસલથીજ હિમાયતી હતા જે એવણુની નબીરીઓએ યુનીવરસીટીઓની લીધેલી ઉંચી કેળવણી અને પોતાના મરહુમ ભાઇની યાદગારીમાં પુનામાં સ્થાપેલી "સરદાર દસ્તુર નોશીરવાન ગરલ્સ હાઈ સ્કુલ" ઉપરથી સીદ્ધ થાએ છે. પોતે ઘણુજ મલતાવડા સ્વભાવના હોવાથી આલા તથા અદના ગરીબ અને તવંગર તરફનો એકસરખો ચાહ અને માન પોતા તરફ ખેંચી લેવાને ભાગ્યશાલી થયા હતા. પોતાના અંગત લાભો અને ફાએદાઓ તરફ ન જોતાં પોતાના હમદીનોની બેહતરી કરવામાં અને તેઓને દીનના કામમાં મદદ આપવા માટે હંમેસા તત્પર રહેતા હતા.

"જયારે પારસી કોમને એક અપક્ષપાત અને કાબેલ ઓલમાંની ખાસ જરૂર, જયારે એક રાહબર ઉસ્તાદ અને ધરમગુરૂની રાહબરીની ખાસ જરૂર, ત્યારે તેવેજ વખતે એક એલમ અને અક્કલથી પુર પારસી ધરમગુરૂની કજાનો બનાવ એ કાંઈજ નહી પણ "દુકાળમા અધીક માસ" જેવો બનાવ છે. × × × તેવણુની બુજોરગ ઉમરે કજા થયા છતાં તેમના મરણુ માટે બેશક પારસી કોમ દલગીર થઈ છે. પારસી કોમે એક ખરો ધારમીક ઉસતાદ અને રાહબર દસ્તુર ખોયો છે." ૧

"× × × આપણા ભણેલા દસ્તુરો જેમની સંખ્યા બહુજ નાની છે. તેમના આવા મરણો પારસી કોમમાં બેશક અકાળ ગણાવા જોઇએ. દસ્તુર હોશંગજી આપણા ઈંગ્રેજી ભણેલા દસ્તુરોમાં પેહલા હતા × × × અને મોબેદી ઝનુનથી કેવળ નિરાળા હતા. આ તો જામાસ્પઆશાના ખાનદાનનું એક લક્ષણુજ છે કે હરીફોને પણ મીઠાસથી નરમ કરી દેવા; અને એ ઇલાજ એક શતરૂને જેર

૧ જામે જમશેદ, તા૦ ૨૯–૪–૧૯૦૮.

કરવા માટે એવોતો સુતરો છે કે બીજા કશાં ભયંકાર હથીઆરોની અગત્ય રહેતીજ નથી. ખરા દસ્તુરી દરજાને લાયકનાજ મરહુમ હતા. તેમના ચેહરાની કાંતિ, તેમનો દબદબો અને તેમનું માન એક અસલી પુરાંની દસ્તુરને છાજતા હતા કે જે દસ્તુરો તે જમાનામા વજીરાત ચલાવતા હતા. × × × દસ્તુરો તો મોટાં મનના, ખુલ્લાં દિલના અને નરમાશવાળાજ જોઇએ" ૧

"× × × પારસીઓ પોતાના ધર્મગુરૂ તરફ થંડા દિલના થયા છે તેવા જમાનામાં રોબ અને રેકવાળા, કોમ તેમજ સરકાર તરફથી એકસરખાં માન પામેલા જે જુજ દસ્તુરો રહયા હતા તેમની હાર તુટવાથી દલગીરી ઉપજે છે × × × એવા એક બાર કલમી દસ્તુર આપણી કોમની સાચી ગરૂરી લેખી શકાય. આપણી કોમ આપણા ધર્મગુરૂની બાબદમાં જયારે પડતી પામી છે ત્યારે તેના આવા એક ભાષાશાસ્ત્રી વડા દસ્તુરથી તેના માનમાં વધારો થયો હતો" ૨

એવણના લગન પોતાના પિત્રાઇ કાકા અને પાલક પીતા મરહુમ એરવદ આશાજી નોશેરવાનજી દસ્તુર જામાસ્પઆશાનાની વડી દીકરી હીરાંબાઈ કેડે થયાં હતાં અને એ સદગુણી મોહરદારે પોતાના નેક ખાવીંદને ૬ દીકરાઓની ભેટ કરી હતી. વડા દીકરા એરવદ આશા નીઝામ સલ્તનતમાં તાલુકદારી વીગેરે બીજા ઓધ્ધાઓ ભોગવી હાલ પેનશન ઉપર રીટાયર થયા છે.—બીજા દીકરા એરવદ ફીરોઝ મુંબઇ યુનીવરસીટીની એમ. એ. ની પરીક્ષા પસાર કરી ઇ. સ. ૧૮૮૧ માં પ્રીટીશ નોકરીમાં જોડાઈ ખેડા, પંચમહાલ, થાણા વીગેરે બીજા શહેરોમાં ડેપ્યુતી કલેકતરનો ઓધ્ધો ભોગવી હાલ મુંબઇના બીજા પ્રેસીડનસી માજીસ્ટ્રેટના ઓહ્દા ઉપર છે. દસ્તુર જામાસ્પઆશાના કુટુંબમાં યુનીવરસીટીની ચહડતી પરીક્ષાઓ પસાર કરનાર એવણ બીજા દસ્તુરજાદા છે, ત્રીજા દીકરા એરવદ મેહર પણ બી. એ. ની દીગરી ધરાવી હાલ પુનાની મ્યુનીસીપાલીટીના એકઝીકયુટીવ ઓફીસર છે, ખુશરૂ, બરજોર અને તેહમુરસ્પ નામના બીજા ત્રણ દીકરાઓ નાધલી વયમાં મરણ પામ્યા હતા, પરવરદેગાર દસ્તુર હોશંગજીના અશો રૂહને શાંતી બક્ષો! અને એવણના મરહુમ પિતાએ દખણમાં સ્થાપેલી દસ્તુરી ગાદી બરકરાર રાખો! એવી દુઆ ચાહી એ માનવંત દસ્તુરજીની નમુનેદાર કારકીરદીનો સફો હમો બંધ કરીએ છીએ.

"હુશંગ બીન જામાસ્પ બદમ વદ્અ અઝ જેહાંન શુદેહ".

ઉપલા ફારસી મીસરામાંથી દસ્તુર હોશંગજીના મરણનો યઝદેજરદી સને ૧૨૭૭ "અબજદ" ના કાયદા મુજબ નીકલે છે.

---

## મરહુમ સરદાર દસ્તુર હોશંગજી જામાસ્પજીના મરણબાદ તેવણ સાહેબના સંબધમાં બનેલા અગત્યના બનાવોની નોધો.

આ માનવંત અને વિદવાન દસ્તુરજી સાહેબના મરણની ખબર પુણા, મુંબઇ તથા બીજા શેહરોમાં તાર મારફતે ફેલાવાથી જરથોસ્તીઓમાં બેહદ દીલગીરી ફેલાઈ હતી. એ મરહુમની પાયદસ્તની ક્રીયા પુણા ખાતે તા૰ ૨૪ મી એપ્રીલ ૧૯૦૮ ને દીને સહવારના કલાક ૮) ને અમલે જરથોસ્તીઓના ગંભીર મેલાવડા સનમુખ કરવામાં આવી હતી, અને હાજર રહેલાઓમાનો મોહટો ભાગ એ દસ્તુરજીને છેલ્લુ માન આપવા માટે ઠેઠ "આરામગાહ" સુધી ગયો હતો, અને દસ્તુર હોશંગજી સરીખા છુટા અને સ્વતંત્ર વિચારના એક નમુનેદાર દસ્તુરને હમેશના ગુમાવાથી સરવેના ચેહરા ઉપર ગમગીનીની નીશાનીઓ પ્રગટી નીકલી હતી. બીજે દીવસે યાને તા૰ ૨૫મી એપ્રીલ ૧૯૦૮ ને દીને એ મરહુમ દસ્તુરજીના ઉઠમણાની કીયા પુના તથા દેશાવરના જરથોસ્તીઓની એક દબદબા ભરેલી મીજલસ સનમુખ કરવામાં આવી હતી કે જે વખતે મરહુમ શેઠ શેહરાબજી પતેલની દરેમેહરનો

---

૧ રાસ્ત ગોફતાર, તા૰ ૨૬-૪-૧૯૦૮.
૨ કયસરે હિન્દ, તા૰ ૨૬-૪-૧૯૦૮.

હોલ તથા વરન્ડો અને "દસ્તુર હોલ"નો કમપાઉન્ડ ચીકાર ભરાઈ ગયો હતો. હાજર રહેલાઓમાં નામદાર મરહુમ સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટ, શેઠ બેહરામજી જીજીભાઈ, શેઠ રૂસતમજી નાહનાભાઇ બેહરામજી જીજીભાઇ, નવસારીના વડા દસ્તુર કેકોબાદ દારાબજી, નવસારીના કામચલાઉ વડા દસ્તુર ફરામજી કેકોબાદજી, મુંબઈવાલા નાયબ દસ્તુર રૂસતમજી એદલજી સંજાણા, બી. એ., હેદરાબાદવાલા દસ્તુર ખુરશેદજી બેહરામજી જામાસ્પઆશાના, મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાના, શેઠ નવરોજી જેહાંગીરજી ગામડયા, હેદરાબાદવાલા શેઠ શાપુરજી એદલજી ચીનાઇ તથા ડોશાભાઇ નોશેરવાનજી ચીનાઇ, શેઠ શાપુરજી બેહરામજી કાતરક તથા જાણીતાં પીટીટ તથા વહાડયા ખાનદાનના નબીરાઓ જણાતા હતા. ક્રીયા શરૂ થાવા અગાઉ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પટેલના ધર્મખાતાંના હૈયાત ત્રસ્તી દસ્તુર બેહમનજી જામાસ્પજી સી. આઇ. ઇ. તરફથી નવા દસ્તુરજીની નેમણુક બાબેનો નીચલો ઠેડાવ ખાન બહાદુર ફીરોઝ હોશંગ દસ્તુરે અનજુમન હજુર વાંચી સંભલાવ્યો હતોઃ—

"અનજુમનના સાહેબો—મરહુમ શેઠ શોહરાબજી રતનજી પટેલની પુનાની દરેમેહરના અને ધરમખાતાંઓના મોજુદ ત્રસ્તીઓ આ પ્રસંગે ધણી દીલગીરી સાથ હમારા એક શરીફ ત્રસ્તી અને આ દરેમેહરના વડા દસ્તુરજી સાહેબ દસ્તુર હોશંગજીના દુઃખદાએક મરણની અત્રે નોંધ લઇએ છીએ જે દસ્તુરજી સાહેબે પોતાની હૈયાતીમાં આ દરેમેહર તથા ધરમખાતાંઓની અથાગ મેહનત લઇને સઘલી બ્યવસ્થા ઉત્તમ પ્રકારની કરી હતી અને તેઓ હાલની ઉમદા હાલતમાં આવ્યાં છે. હવે મજકુર દરેમેહરના વહીવટ અને બંદોબસત માટે હમો હૈયાત ત્રસ્તીઓ ત્રસ્ત દીડમાં હમોને મલેલી સતાની રૂએ અનુમતે હમારા હાલના નાયબ દસ્તુર કેકોબાદ આદરબાદ દસતુર નોશેરવાનને મરહુમ દસતુરજી સાહેબ હોશંગજીની જગ્યા ઉપર વડા દસતુર મુકરર કરીએ છીયે. હમોને ઉમેદ છે કે એ નેમણુક આપણી અનજુમનનેબી પસંદ પડશે. મરહુમ દસતુરજી હોશંગજી સાહેબે પોતાની લાંબી જીંદગી પોતાના પવિત્ર ઓધ્ધાને અરપણ કરીને લોકપ્રીયતા સાથ પોતાની ફરજો જે ઉમદા રીતે અદા કીધી હતી તેજ સુબ પગલે ચાલી દસતુર કેકોબાદબી ત્રસ્તીઓ તથા અનજુમનને સંતોષ આપશે એવી હમોને પુરી આશા છે. હમારી ખાતરી છે કે જેવી રીતે મરહુમ દસતુરજીના વખતમાં એ દસ્તુરીની ગાદીનો વહીવટ ચલાવવામાં આવતો હતો તેવીજ રીતે દસ્તુર કેકોબાદબી ચલાવશે, અને અનજુમનની રહેતુંમા તેઓની ખુશનુંદી સાથ કરતા રહેશે, એજ ઉમેદ અને ખાતરીથી હયાત ત્રસ્તીઓએ ઉપલી નેમણુંક કરવાતું દરૂસ્ત ધાર્યું છે.

મરહુમ દસ્તુરજી સાહેબ હોશંગજીના જમાનામાં દસ્તુર કેકોબાદે નાયબ દસ્તુર તરીકે સારો ઇલમ અને મોહટો અનુભવ મેલવયો છે. તેમજ હવે પછી આ દસતુરીની ગાદી ઉપર લાયક દસ્તુરોનો સીલસીલો જારી રાખવા માટે હમો ત્રસ્તીઓએ એવો બંદોબસ્ત કીધો છે કે દસ્તુર કેકોબાદના બેટા ભાઈ નોશેરવાન જેઓ હાલ તાલીમ તરબયત લઈ રહયા છે. તેઓની જરૂરી કેળવણી ખતમ થતાં તેઓને નાયબ દસ્તુર કરવા. એ ગોઠવણબી આપણી અનજુમનને પસંદ પડતી થશે એમ હમો માનીએ છીએ."

ઉપલો ઠેડાવ વંચાઈ રહેવા પછી વડા ત્રસ્તી દસતુર બેહમનજી જામાસપજીએ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પટેલના ધરમખાતાં તરફથી એક શીઆલ દસતુર કેકોબાદ આદરબાદને હોરાડી વડા દસતુર તરીકે જાહેર કરયા હતા. ત્યારબાદ ઉઠમણાની ક્રીયા શુરૂ થાઇ જે પુરી થવા પછી મુંબઇના વહાડયાજીના આતશબેહેરામના નાયબ દસતુરજી સાહેબ રૂસતમજી એદલજી સંજાણા, બી. એ., એ અસરકારક શબ્દોમાં મરહુમ દસતુર હોશંગજીની ચહડતી પ્રકારની લીઆકાત તથા બીજા ઉમદા સદગુણોના વખાણ કરી તેવણ સાહેબનું નામ ધુપ નીરંગ અને જાહેર જશનોમાં યાદ કરવાની દરખાસત રજુ કરી જેને મુંબઇવાલા શેઠ શાપુરજી બેહરામજી કાતરકે લાગણી ભરયા બોલોમાં ટેકો આપીઓ હતો. ત્યાર પછી નામદાર મરહુમ સર જમશેદજી જીજીભાઈ ચોથા બેરોનેટ સાહેબે દરખા-

સત કરી કે એ માનવંત દસતુરજી સાહેબની યાદગારી આપણુ વચ્ચે જાલવી રાખવાના હેતુથી એક ફંડ જલદીથી ઉભુ કરી તેનો જલદીથી ફડચો કરવો જેને સમસત અનજુમને ટેકો આપ્યો હતો. એ વખતે નામદાર સર જમશેદજી ઉપર દેશાવરોની અનજુમન તરફથી મરહુમ દસતુરજી હોસંગજીના મરણ માટે દીલગીરી દરશાવનારા અને દસતુર કેકોબાદને વડા દસતુર મુકરર કરવા બાબેના સંખ્યાબંધ તેલીગરામો આવ્યા હતા. પુણાવાલા શેઠ ખરશેદજી ધનજીશાહ અંકલેશરીઆએ પુણાની અનજુમન તરફનો એક પત્ર વાંચી દસતુર કેકોબાદ આદરબાદરને દખણના વડા દસતુર તરીકેની પુણાની અનજુમન તરફથી એક સીઆલ હોરાડી હતી, બધી મલીને દસતુર કેકોબાદને દખણના વડા દસતુર ઠડવાની મુબારકબાદીમાં નીચે મુજબ ૭૫ ) સીઆલો હોરાડવામાં આવી હતી:-

૧ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પટેલના ધરમખાતાના ત્રસ્તીઓ તરફથી
૨ પુનાની અનજુમન તરફથી
૩ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટ તરફથી (મુંબઇ)
૪ શેઠ બહમનજી દીનશાહ પીટીટ તરફથી (મુંબઇ)
૫ બાઈ હમાબાઈ ફરામજી પીટીટ તરફથી (મુંબઈ)
૬ શેઠ રૂસતમજી બેહરામજી જીજીભાઇ તરફથી (મુંબઇ)
૭ શેઠ શાપુરજી બેહરામજી કાતરક તરફથી (મુંબઇ)
૮ શેઠ ડોશાભાઇ નશરવાનજી ચીનાઈ તરફથી (દખણ હેદરાબાદ)
૯ શેઠ શાપુરજી એદલજી ચીનાઇ તરફથી (દખણ હેદરાબાદ)
૧૦ શેઠ રૂસતમજી ધનજીભાઈ મેહતા સી. આઈ. ઈ. તરફથી (કલકતા)
૧૧ બદનેરાની અનજુમન તરફથી
૧૨ આકોલાની અનજુમન તરફથી
૧૩ નાગપુર કામતીની અનજુમન તરફથી
૧૪ અજમેરની અનજુમન તરફથી
૧૫ જાલના તથા ઔરંગાબાદની અનજુમન તરફથી
૧૬ ખંડવાની અનજુમન તરફથી
૧૭ મઉની અનજુમન તરફથી
૧૮ ઇંડોરની અનજુમન તરફથી
૧૯ નીમચની અનજુમન તરફથી
૨૦ નશીરાબાદની અનજુમન તરફથી
૨૧ રતલામની અનજુમન તરફથી
૨૨ સતારાની અનજુમન તરફથી
૨૩ મહાબલેશ્વર તથા પંચગણીની અનજુમન તરફથી
૨૪ ભુશાવળની અનજુમન તરફથી
૨૫ બેલગામની અનજુમન તરફથી
૨૬ ધુલ્યાની અનજુમન તરફથી
૨૭ દેવલાલીની અનજુમન તરફથી
૨૮ ઇગતપુરાની અનજુમન તરફથી
૨૯ લખનોરની અનજુમન તરફથી
૩૦ જબલપુરની અનજુમન તરફથી
૩૧ જહાનસીની અનજુમન તરફથી
૩૨ માઇસોરની અનજુમન તરફથી

૩૩ કલકતાની શેઠ ધનજીભાઇ બેહરામજી મેહતાની દરેમેહર તરફથી
૩૪ દસ્તુર કેખુશરૂ જામાસ્પજી જામાસ્પઆશાના તરફથી (મુંબઇ)
૩૫ દસ્તુર જમશેદજી રૂસતમજી જામાસ્પઆશાના તરફથી (મઉ)
૩૬ દસ્તુર દોરાબજી રૂસતમજી સંજાણા તરફથી (કલ્યાણી)
૩૭ દસ્તુર દારાબજી હોરમજી મેહરજીરાણા તરફથી (લાનોલી)
૩૮ એરવદ રૂસતમજી મીનોચેહરજી દસ્તુર જામાસ્પઆશાના તરફથી
૩૯ એરવદ દારાબજી બહમનજી મીનોચેહરહોમજી તરફથી (પુણા)
૪૦ મરહુમ શેઠ શોહરાબજી રતનજી પટેલની દરેમેહરના મોબદો તરફથી
૪૧ એરવદ મનચેરજી હોરમજી મસાણી તરફથી (પુણા)
૪૨ મરહુમ એરવદ કાવશજી બરજોરજી મસાણીના દીકરાઓ તરફથી (નવસારી)
૪૩ એરવદ રૂસતમજી કાવશજી કતીલા તરફથી (સતારા)
૪૪ એરવદ રૂસતમજી શાપુરજી ધાભર તરફથી (સોલાપુર)
૪૫ એરવદ કાવશજી ખરશેદજી કતીલા તરફથી (ધુલ્યા)
૪૬ મરહુમ એરવદ એદલજી નવરોજી દસ્તુર જામાસપઆશાના દીકરાઓ તરફથી
૪૭ શેઠ એરચશાહ ધનજીશાહ અકલેસરીયા તરફથી (પુણા)
૪૮ મરહુમ સેઠ એદલજી જીવાજી અકલેસરીયા તરફથી (પુણા)
૪૯ શેઠ પેસતનજી બેહમનજી મેસમેન તરફથી (પુણા)
૫૦ શેઠ દોરાબજી શોહરાબજી અકલેસરીયા તરફથી (પુણા)
૫૧ શેઠ નશરવાનજી શોહરાબજી અકલેસરીયા તરફથી (પુણા)
૫૨ શેઠ ટેહમુલજી શોહરાબજી અકલેસરીયા તરફથી (પુણા)
૫૩ શેઠ મેહરવાનજી મનચેરજી મુડવેવાલા તરફથી (પુણા)
૫૪ શેઠ મેહરવાનજી માણેકજી કનત્રાકતર તરફથી (પુણા)
૫૫ ડાકતર શોહરાબજી હોરમજી મોદી તરફથી (પુણા)
૫૬ શેઠ બેહરામજી બેજનજી સરાફ તરફથી (પુણા)
૫૭ શેઠ નાહનાભાઇ લેહરીભાઇ તરફથી (પુણા)
૫૮ શેઠ કાવશજી બેહરામજી મરચન્ત તરફથી (પુણા)
૫૯ શેઠ એદલજી આદરજી મેહતા તરફથી (પુણા)
૬૦ શેઠ હોરમજી જમશેદજી ભરૂચા તરફથી (પુણા)
૬૧ શેઠ બેહરામજી પીરોજશાહ ભરૂચા તરફથી (પુણા)
૬૨ મરહુમ શેઠ કાવશજી બેજનજી લીચમોરના વારેસો તરફથી (પુણા)
૬૩ મરહુમ શેઠ શોહરાબજી જાંહાંગીરજી ચીનાઈના વારેસો તરફથી (પુણા)
૬૪ શેઠ રતનજી મનચેરજી સતારાવાલા તરફથી (પુણા)
૬૫ શેઠ જમશેદજી હીરજીભાઇ દોતીવાલા તરફથી (પુણા)
૬૬ પુનાની "બઝમે રૂએ બેહરામ" તરફથી
૬૭ નવસારીના વડા દસતુરજી સાહેબ કેકોબાદજી દારાબજી તરફથી
૬૮ નવસારીની અનજુમન તરફથી
૬૯ મરહુમ શેઠ ધનજીશાહ જમશેદજી અકલેસરીયા તરફથી (પુણા)
૭૦ મજકુર શેઠના વારેસો તરફથી (પુણા)
૭૧ શેઠ જમશેદજી કાપડયા તરફથી (ધુલીઆ)
૭૨ શેઠ જમસેદજી કોલાબેવાલા તરફથી (ધુલીઆ)

૭૩ શેઠ બરજોરજી ફેરાંવાલા તરફથી (ધુલીઆ)
૭૪ શેઠ બરજોરજી મોદી તરફથી (ધુલીઆ)
૭૫ શેઠ નરીમાન દાદાભાઇ તરફથી (ધુલીઆ)

સીઆલો હોરાડવાનું કામ પુરૂ થવા પછી નવા વડા દસ્તુરજીએ હાજર રહેલા સાહેબોનો તેમના કુટુંબ તરફ આવી રીતનો ચાહ દેખાડવા માટે અને તેમની વડા દસતુરના ઓધા ઉપર નેમણુક કરવા માટે લાગણી ભરીયા શબ્દોમાં ઉપકાર માની પોતાના પવિત્ર ઓધ્ધાની ફરજો બજાવવામાં પરવરદેગાર તેમને દસતગીરી કરે એવી દુઆ ચાહી હતી. એ પછી મરહુમ દસતુરજી હોશંગજીના પુણને માટે મરહુમની પુંજીમાંથી તથા તેવણના વારસો, ભત્રીજાઓ તથા બીજા ખેશીઓ અને મીત્રો તરફથી કુલ્લે રૂ. ૪૧૫૧) ભરાયલા જાહેર કરયા હતા અને તેનો ફડચો હવે પછી કરવાનુ ઠેડવ્યું હતું.

દસતુર કેકોબાદ પહેલા વરગના સરદાર નેમાયા—દખણના પારસીઓના વડા ધરમગુરૂ દસતુર કેકોબાદ આદરબાદને દખણના પેહલા વરગના સરદાર તા૦ ૧૯મી જુલાઇએ નામદાર સરકારે નેમ્યા હતા. પોતાના અતી લોકપ્રીય વડા દસતુરને મળેલાં આ માનથી પુણાના તમામ પારસીઓમાં મોટી ખુશાલી ફેલાઈ છે. દસતુર કેકોબાદ પુણા મયુનીસીપાલીટીના ઉપપ્રમુખ અને પુણાની ગરલસ હાઇ સ્કુલના પ્રમુખ છે.

## દેશાવરે ખાતે થએલાં ઉઠમણાનો અહેવાલ.

મુંબઈ મધે એ દસતુરજીના ઉઠમણાની ક્રીયા અનજુમનના આતશબેહરામમાં કરવામાં આવી હતી જે વખતે અથોરનાનો તથા બેહેદીનોની સારી સંખ્યા હાજર થઈ હતી.

નવસારીમાં ઉઠમણાની ક્રીયા વડી દરેહમેહેરમાં થઈ હતી જેમાં નવસારીના અકાબરો દેશાઈ દસતુરોએ ભાગ લઈ એ મરહુમ દસતુરજીનું નામ નવસારીમાં થતી ધુપ નીરંગની ક્રીયા તથા જાહેર જશનોમાં લેવાનો ઠેડાવ કરયો હતો.

ઉડવાડામાં ઉઠમણાની ક્રીયા ત્યાના વડા દસતુરજી સાહેબ ખુરશેદજી મીનોચેહેરજીની આગેવાની હેઠલ થઈ હતી.

સુરતવાલા સરદાર દાવર કેખુશરૂ એદલજી મોદી બી. એ. એ દસતુરજીનું ઉઠમણુ મરહુમ શેઠ દાદાભાઇ નોશરવાનજી મોદીજીના આતશબેહરામમાં પોતાની આગેવાની હેઠલ કરાવ્યું હતું. મરહુમ સરદાર દસતુર હોશંગજી કેટલા આલેમ અને ફાઝેલ હોવા સાથ સરકારમાં તેમજ જાત અને પ્રજાતમાં કેવો માન મરતબો ભોગવતા હતા તે ઉપર દાવર સાહેબ તથા ખાન બહાદુર ડાકતર ડોશાભાઇ પેશતનજી તથા બીજા સાહેબોએ ઘટતુ વીવેચન કરી મરહુમના કુટુંબ ઉપર દીલાસાપત્ર મોકલવાનો ઠેડાવ કરયો હતો. ત્યારબાદ અથોરનાનો તથા ગરીબોમાં રૂપા નાણું વેહેંચી મીજલસ બરખાસત થઈ હતી.

ભુશાવલની અનજુમનના સેક્રેટરી શેઠ હોરમજી નશરવાનજી માદનને દસતુરજીના દુઃખદાયક મરણના સમાચાર તાર મારફતે મલવાથી ત્યાની અનજુમનમાં દીલગીરી ફેલાઈ હતી અને તેઓની જગાએ દસતુર કેકોબાદ આદરબાદને પોતાના વડા દસતુર તરીકે કબુલ રાખવાનો ઠેડાવ નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટ સાહેબને તાર મારફતે જણાવીયો હતો. મરહુમના ઉઠમણાની ક્રીયા ભુશાવલની અનજુમન તરફથી કરવામાં આવી હતી અને તેમના વડા ભાઈ દસ્તુર બેહમનજી તથા કુંટુંબ ઉપર તાર મોકલી પોતાની દીલગીરી જાહેર કરી હતી.

અજમેરના જરથોસ્તીઓએ એ માનવંત દસ્તુરજીના મરણથી ઉપજેલી દીલગીરી તાર મારફતે નામદાર સર જમશેદજી જીજીભાઈને જાહેર કરી નવા દસ્તુરજી માટે એક સીઆલ મોકલી આપી

હતી. તેમજ ઉઠમણાની ક્રીયામાં અજમેર, નસીરાબાદ તથા આસપાસના ગામના જરથોસ્તીઓએ ભાગ લીધો હતો. અને બોલાયું હતું કે:—"એ માહારૂખીના મૃત્યુકથી × × જરથોસ્તી કોમને મોટી ખોટ ગઈ છે."

કલકતાવાલા શેઠ રૂસતમજી ધનજીભાઇ મેહતા સી. આઇ. ઇ. એ ઉઠમણાની ક્રીયા પુરી થવા પછી જણાવ્યું કે "દસ્તુરજી સાહેબ હોશંગજીના ગુજરવાથી આપણી કલકતાની અનજુમન બેહદ દીલગીર થઇ છે અને આવા કાબેલ અને પરહેઝગાર દસ્તુરજીનું ગુજર પામવુ તે ગોયા પારસી કોમની એક નહી પુરી શકાએ એવી ખોટ છે. એવણ સાહેબ માહરી દરેમેહરના વડા દસ્તુર હતા અને હવે પછી માહરી દરેમેહરમાં ક્રીયા કામો કરાવનારા સર્વે સાહેબોના વડા દસ્તુર તરીકે દસ્તુર કેકોબાદ આદરબાદને ઠેઠવ્યા છે." એ પછી શેઠ કેખશરૂ કાવશજી ગોરાએ દરખાસ્ત કીધી કે દસ્તુર કેકોબાદ આદરબાદને આપણી દરેમેહરને તાબેની અનજુમનના વડા દસ્તુર ઠેઠવ્યા તેની મુબારકબાદીનો એક તાર તેવણ ઉપર રવાના કરવો. એ દરખાસ્ત ભેગી મલેલી અનજુમને પુર ગંભીરતાથી પસાર કરી હતી.

નાગપુર તથા કામતીની અનજુમનના માન પામેલા વડા દસ્તુર હોશંગજી જામાસ્પજીના મરણના સમાચાર તાર મારફતે ફરી વળતા સામાન્ય દીલગીરી ફેલાઇ હતી, અને દસ્તુર કેકોબાદને તેમની જગાએ પોતાના વડા દસ્તુર નેમવા માટેનો તારનો સંદેસો સેક્રેતરી ડાકતર નવરોજી મનચેરજી લાકડાવાલાએ અનજુમન તરફથી સર જમશેદજી જીજીભાઈ ઉપર રવાના કર્યો હતો. તેમજ મરહુમ દસ્તુરજીના માનમાં ત્યાની બાઇ હીરાંબાઇ નશરવાનજી મુલ્લાંની દરેમેહરમાં ઉઠમણાની ક્રીયા થઇ હતી જે ખલાસ થાવા પછી નાગપુરના જાણીતા વેપારી શેઠ ફરામજી પેસ્તનજી દલાલે નીચલો ઠેઠાવ રજુ કર્યો હતો:—"શ્રી નાગપુર તથા કામતીના આપણા વડા દસ્તુરજી સરદાર હોશંગજી જામાસ્પજી સી. આઈ. ઇ.ના દુઃખદાએક મરણ માટે અત્રેની અનજુમન પોતાની બેહદ દીલગીરી જાહેર કરે છે અને મરહુમના કુંટુંબીઓ ઉપર દીલાસા પત્ર લખવાને સેક્રેતરી સાહેબ ડાકતર નવરોજી મનચેરજી લાકડાવાલાને અરજ કરે છે." ઉપલી દરખાસ્તને પ્રેસોના માલેક શેઠ બેહરામજી પેસ્તનજી આઇબારાએ ટેકે આપવાથી અનજુમને પસાર કરી હતી. બીજો ઠેઠાવ અત્રેની સીંગર કુપનીના મેનેજર દસ્તુર અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પઆશાનાએ નીચે મુજબ રજુ કર્યો હતો:—"મરહુમ માનવંત દસ્તુરજી ડાકતર હોશંગજી જામાસ્પજી સી. આઈ. ઇ. ના ગુજર પામવાથી તેવણની જગા ઉપર તેવણના જાએનશીન દસ્તુર કેકોબાદ આદરબાદને શ્રી નાગપુર તથા કામતીની અનજુમન પોતાના વડા દસ્તુર તરીકે કબુલ રાખે છે." એ દરખાસ્તને અત્રેની એમપ્રેસ મીલના ખજાનચી શેઠ પાહલનજી હોરમજી મસાણીએ ટેકો આપવાથી એક મતે પસાર થાઇ હતી. ત્યાર પછી મરહુમ દસ્તુરજીના પુણને માટે મરહુમના ખેરખાહો તરફથી ધરમખાતાઓમાં સારી રકમો ભરાઇ હતી.

હેદરાબાદ તથા સીકનદરાબાદના જરથોસ્તીઓમાં મરહુમ દસ્તુરજીના મરણથી દીલગીરીની લાગણીઓ પ્રગટી નીકલી હતી. મરહુમ દસ્તુરજીનું બચપણ હેદરાબાદમાંજ શરૂ થયુ હતું એટલુંજ નહી પણ તેવણની કેળવણી તથા ભવીષ્યની ઝહલકતી કારકીરદીનો પાયો પણ એજ મુલકમાં નખાવાથી એ મરહુમના સંબંધમાં આવેલા જાત તથા પ્રજાતના હૈયાત ગૃહસ્થો, મુસલમાન મોલવીઓ અને હિંદુ પંડીતો એ માનવંત દસ્તુરજીની કાબેલ્યત અને જુદી જુદી ભાષાઓના સંગીન અભ્યાસની તારીફ કરી પોતાની બેહદ દીલગીરી જાહેર કરતા હતા. એ મરહુમના ઉઠમણાની ક્રીયા મરહુમ શેઠો વીકાજી તથા પેસ્તનજી મેહરજી તારાપોરવાલાની દરેમેહરમાં કરવામાં આવી હતી જેમાં યજમાનોએ હાજરી આપી મરહુમ તરફ પોતાની ખરી ફરજ બજાવી હતી અને દસ્તુર કેકોબાદ આદરબાદની વડા દસ્તુર તરીકેની નેમણુકને આવકારદાએક ગણી હતી.

મઉમાં મરહુમ દસ્તુરજીના ગુજર પામવાની ખબર મલતાંજ ત્યાના જરથોસ્તીઓમાં ભારે દીલગીરી ફેલાઈ હતી અને તે સબબને લીધે બુઝોરગ દસ્તુરજી સાહેબ ખુરશેદજી જમશેદજી તુરત પુણે જવા ઉપડી ગયા હતા. મરહુમના ઉઠમણાની ક્રીયા અનજુમન તરફથી કરાવામા આવી હતી અને સરનશીન શેઠ જમશેદજી હોરમજી ભરૂચાએ અનજુમનની સમતીથી નીચે મુજબનો એક તાર મર-

હુમ દસ્તુરજીના વડા ભાઇ દસ્તુર એહમનજી ઉપર મોકલી આપ્યો હતો. "મઉની અનજુમન, દસ્તુર હોશંગજીના મરણથી ભારે દીલગીરી બતાવે છે અને તેઓની દીલસોજ લાગણી તેવણુના કુટુંબ તરફ બતાવી તેઓના દુઃખ અને દીલગીરીમાં ભાગ લે છે." બીજો તાર નામદાર સર જમશેદજી જીજીભાઈ ઉપર મોકલી અરજ કરી હતી કે "દસ્તુર કેકોબાદ કે જેવણુને વડા દસ્તુર તરીકે નેમયા છે તેમને અત્રેની સમસ્ત અનજુમન દીલોજાનથી મુબારકબાદી ઇચ્છે છે તેવણુને એ સંદેસો પહોચાંડવો." ઉઠમણાની ક્રીયા પુરી થવા પછી શેઠ દાદાભાઇ પેસ્તનજી ભોટે મરહુમ દસ્તુરજીના ગુણો અને વિદ્વતાની તારીફ કરતાં જણાવ્યું જે ઇ. સ. ૧૮૫૯માં દસ્તુરજી હોશંગજી આપણી અનજુમનના દસ્તુર તરીકે પહેલવહેલા મઉ આવી વસ્યા તે વખતે કેળવણીખાતુ સરીખુ કંઇજ ન હતું અને એવણુ સાહેબનીજ ભારે મેહનત અને અથાગ કાળજીથી "મઉ ઝોરોએસ્ત્રીઅન હાઈસ્કુલ" સરીખુ ઉપયોગી ખાતુ હસ્તીમાં આવ્યું હતું અને જરથોસ્તીઓના લાભને માટે ઘણુ ઘણુ કરી બતાવ્યું હતું જેની યાદ આપણુ જરથોસ્તીઓ હજી સુધી યાદ કરતા રહયા છીયે. એવણુ સાહેબે આપણા ઉપર કીધેલા ઉપકારોના બદલામાં એવણુની યાદગારી આપણુ વચ્ચે જળવાઇ રહે એવા હેતુથી કંઇ ફંડ કરવુ જોઇએ. તેમજ દસતુર કેકોબાદને આપણા વડા ધર્મગુરૂ તરીકે સવીકારી મરહુમ દસતુરજીના નામની યાદ જાહેર જશનોમા કરવી જોઇએ. ઉપલી દરખાસતને શેઠ જમશેદજી હોરમજી ભરૂચાએ ટેકો આપવાથી એક મતે પસાર થાઇ હતી. બીજી દરખાસત શેઠ જમશેદજીએ એવી કરી કેઃ—"દસતુર હોશંગજીની યાદગારી કાએમ રાખવાના હેતુથી અનજુમનમાં એક લીસ્ત ફેરતું કરવું અને તેના નાણા જે કાંઈ એકઠાં થાએ તેમાંથી દર સાલ સકુલના છોકરાઓને ઇનામ આપવા અને તેનુ નામ "દસતુર હોશંગ પ્રાઇઝ ફંડ" આપવું; એ દરખાસત પણુ અનજુમને બહાલ રાખી હતી. ત્રીજી દરખાસત ખાન બહાદુર શેઠ રતનજી એજનજી પારખે નીચે મુજબ કરી હતીઃ—"દસતુર કેકોબાદને વડા દસતુરનો માનવંતો ઓધ્ધો મલ્યો છે તેની ખુશાલીમાં આપણી અનજુમન તરફથી એક સીઆલ અરપણ કરવી" એ દરખાસતને શેઠ કુવરજી કાવશજી ભરૂચાએ ટેકો આપતાં સુચવ્યુ કે આ કારણુ માટે અનજુમનમાં એક લીસટ ફેરતું કરવું. બાદ મીજલસ બરખાસત થઈ હતી.

## વિદ્વાન મંડલોમાં પસાર થયલા ઠેડાવો.

તા૦ ૩ જી મેએ ૧૯૦૮ને દીને પુનાની "સટુડંટસ દીબેતીંગ સોસાયટીના" સભાસદો અસાધારણ મોહટી સંખ્યામાં દસતુરજી હોશંગજીના મરણની દીલગીરી જાહેર કરવા તથા તેવણુના કુટુંબ તરફ ઘટતી દીલસોજી દેખાડવા ભેગા મલ્યા હતા. ડાકતર શોહરાબજી હોરમજી મોદી પ્રમુખસથાને બીરાજ્યા હતા. પ્રમુખે ભાશાણ કરતા જણાવ્યું કે મરહુમ દસતુરજી આપણી સોસાયટી અને તેના કામકાજો તરફ બેહદ દીલસોજી ધરાવતા હતા. જ્યારે આપણી કોમને દસતુરજી હોશંગજી સરીખા કેળવાએલા ધર્મગુરૂઓની વધુ જરૂર છે ત્યારે એવણુનું મરણ કવખતનું લેખાવું જોઇએ. એવણુ સાહેબ "બઝમે રૂઝે બેહરામ" તરફથી જે કીમતી ભાષાણો આપીઆ હતા તે ઘણાજ ગોખી રાખવા અને ધડો લેવા જોગ હતાં વીગેરે બીજી બાબદો ઉપર ઘટતુ વિવેચન કરી મરહુમના અશો રૂહને શાંતી પ્રચ્છી હતી. સોસાયટીના સેક્રેટરી શેઠ મનચેરશાહ એ૦ પાલખીવાલાએ દસતુરજીના આએ મંડલી સાથના ધાડા સંબંધ તથા તેવણુના ઓહલા ગ્નાનની તારીફ કરતાં નીચેમુજબની દરખાસત મુકી હતીઃ-

"પુણાની સટુડંટસ ડીબેટીંગ સોસાયટીના સભાસદો શમસુલ ઓલ્મા સરદાર ખાનબહાદુર ડાક્ટર દસતુર હોશંગ જામાસપ સી. આઈ. ઈ. ના મરણની નોંધ ઘણી દીલગીરી સાથ લીએછે." ઉપલી દરખાસતને ટેકો આપતા શેઠ જેહાંગીર દોરાબજી અકલેસરીયાએ જણાવ્યું કે એ દસતુરજીના મરણુથી દખણુમાં એક રોશની અસત પામી છે. એવણુની ફેરેસતાઇ ખસલત, હાતમદીલ અને ખંત વીશે ઇસારો કરી જણાવ્યું જે દસતુરજીના મરણુથી કંઇ એક કુટુંબનેજ નહી અથવા એક ચોકકસ કોમનેજ નહી પણ આખા દેશને ખોટ ગઈ છે. ત્યાર પછી મરહુમના ખેશ કુંટુંબીઓ તરફ દીલસોજી દેખાડી ઉપલી દરખાસત પસાર કરવાની અરજ હતી. ત્યારબાદ એ દરખાસત એકમતે પસાર થઈ હતી. શેઠ ફરેદુનજી ભતીવાલાએ બીજી દરખાસ્ત નીચે મુજબ મુકી હતીઃ—

"સોસાયટીના મેમબરો દસ્તુરજી બેહમનજી ઉપર દીલાસાપત્ર મોકલી આપવા માટે આજે સભાના પ્રમુખને સત્તા આપેછે". પોતાની દરખાસ્તના ટેકામાં મરહુમ દસ્તુરજીની જાહેર કારકીરદી ઉપર તેવણે વિવેચન કરયું હતું. ઉપલી દરખાસ્તને શેઠ જમશેદજી કાવસજી મરચંટે ટેકો આપ્યો હતો અને શેઠ ફ્રામરોજ સંતોકે મરહુમ દસતુરજીના ફીલસુફી ગ્યાનની સ્તુતી કરી હતી. ત્યારબાદ પ્રમુખનો ઉપકારમાની સભા ગંભીર ચુપકીદી વચ્ચે વીસરજન થઈ હતી.

મરહુમ દસ્તુર હોસંગજીના મરણ માટે ખેદ દેખાડી તેમના કુંટુંબીઓ ઉપર દીલાસાપત્ર મોકલવા માટે "જરથોસ્તી ફ્સલ સાલ મંડલી"ની એક ખાસ સભા તા૦ ૨૮ મી મે ૧૯૦૮ ને દીને સાંજે બાઈ ભીખાઇજી બંગાલી કન્યાશાળાના દીવાનખાનામાં મલી હતી. વિદવાન શેઠ ખુરશેદજી રૂસતમજી કામાજી પ્રમુખસ્થાને બીરાજ્યા હતા. સરૂઆતમાં શેઠ કામાજીએ મરહુમ દસતુર હોશંગજી વીશે કેટલુંક વીવેચન કરવા પછી મીસ શીરીન માણેકજી ખરશેદજીએ મરહુમ દસતુરજીના મરણની નોંધ ધણી દીલગીરી સાથ લેવાનો તથા તે ઠેડાવની નકલો મરહુમના વડા ભાઈ તથા બીજાઓ ઉપર મોકલી આપવાની દરખાસ્ત કરી હતી જેને એરવડ શેહરયારજી દાદાભાઈ ભરૂચાએ ટેકો આપવાથી તે એક મતે પસાર થઇ હતી. ત્યારપછી દસતુર કેકોબાદ આદરબાદને નવા દસતુર ઠરવા માટે મુબારકબાદીનો ઠેડાવ પસાર કરી સભા બરખાસ્ત થઇ હતી.

મરહુમ દસતુર હોશંગજીની યાદમાં "દસતુર હોશંગ મેમોરીયલ વોલ્યુમ" નામનું એક પુસ્તક તા૦ ૨૩મી એપ્રીલ ૧૯૦૯ યાને મરહુમ દસતુરજીની વરસીને દીને બહાર પાડવા માટે મુંબઈની ગાથા શોસાયટીના મેમબરો શેઠ ખરશેદજી રૂસતમજી કામાજી, શેઠ બેહરામગોર તેહમુરસ્પ અંકલેસરીયા, શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા, મીસ બીખાઇજી અરદેશર એનજી-નીયર, શેઠ ધનજીશાહ મેહરજીભાઇ માદન અને શેઠ ખુદાબક્ષ એદલજી પુનેગરે તા૦ ૧૩ મી જુન ૧૯૦૮ ને દીને મલેલી સભામાં ઠેડાવ કીધો છે અને યુરોપ્યન આલમાઓને પણ પોતાના વિષ્યો લખી મોકલવાને અલતેમાસ કરી છે.

નામદાર શેહેનશાહ એડવર્ડની સાલગરેહની ખુશાલીમાં પુનાના કાઉનસીલ હોલમાં દખણના સરદારોની એક દરબાર તા૦ ૨૯મી જુન ૧૯૦૮ ને દીને ભરવામાં આવી હતી. જે વખતે સરદારોના એજંટ મી૦ કીનકેડે પોતાના ભાશાણમાં દસતુરજી સાહેબ હોશંગજી વીશે નીચે મુજબનો ઇસારો કર્યો હતો. "તા૦ ૨૩મી એપ્રીલ ૧૯૦૮ ને દીવસે દખણના પારસીઓના વડા દસતુર સરદાર ડાકટર હોશંગ જામાસ્પનું દીલગીરી ભરયું મરણ નીપજ્યું હતું, તેવણ પોતાના જમાનાના એક ઘણા કાબેલ ભાશાશાસ્ત્રી હતા. હિન્દના બળવાવેળા તેવણે પોતાના ભાષાઓના ગ્યાનથી હિન્દી સરકારની ઘણી સરસ સેવા બજાવી હતી. આસત્રીઆના નામદાર શેહેનશાહે તેવણના શાહીલની સેવાઓની પીછાણમાં તેમણે "ડોકતર ઓવ ફીલોસોફી"ની પદવી આપી હતી તથા નામદાર સરકારે તેવણને સી. આઇ. ઈ. ના માનથી નવાજ્યા હતા."

પુણાની "બઝમે રૂઝે બેહરામ" જેના મરહુમ સરદાર દશતુર હોશંગજી એક આગેવાન સ્થાપક હતા તેણે પોતાના માનવંત દીલસોઝ અને ઉમંગી સરનશીનના મરણ માટે ખેદ દેખાડી એક દીલાસાપત્ર તા૦ ૧૨ મી જુલાઈ ૧૯૦૮ ને દીને પોતે ઠેડવેલાં ડેપ્યુટેશન મારફતે મરહુમ દસતુરજીના કુટુંબીઓને પહોંચાડયો હતો.

એ વતરોગે હુબલી વગેરેના બીજા ગામોમાં મરહુમ દસતુરજીના મરણ માટે દલગીરી બતાવ-નારા ઠરાવો પસાર કરી મરહુમના કુટુંબ ઉપર દીલાસાપત્રો મોકલવામાં આવ્યાં હતાં.

પુણા મધે બધી ગ્યાતનાં લોકોની એક જાહેર સભા બોલાવાનો ઠેડાવ કરવાને તા૦ ૩ જી આગસ્ટ ૧૯૦૮ ને દીને શરૂઆતની સભા સરવે ગ્યાતનાં આગેવાંનોની મલી હતી, જેના પરમુખ તરીકે નામદાર સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટ બીરાજ્યા હતા—જ્યાં સઘલી ગ્યાતનાં લોકોની એક જાહેર સભા મરહુમ દસતુરજીની યાદગારી માટે બોલાવાનો ઠેડાવ થયો હતો.

સરવે કોમોની એક જાહેર સભા પુના ખાતે તા૦ ૨૨ મી આગસટે સાંજે ૭ વાગતે આનરેબલ મી૦ મયુર મેકેનઝીનાં સરનશીનપણાં હેઠળ કાઉનસીલ હોલમાં મળી હતી, જયારે શેઠ બેહેરામજી જીજીભાઇની દરખાસત અને ડાક્ટર દાથસના ટેકા સહીત મી૦ મયુર મેકેનઝીને સરનશીન ચુંટી કાઢયા હતા. સરનશીને પોતાનું ભાશણ શરૂ કીધા આગમજ નામદાર ગવરનર સાહેબ તરફનું દલગીરી બતાવનારૂં પત્ર વાંચી સંભળાવયું હતું, જેમાં સભાના આ કામ માટે તેમણે સંપુરણ દીલસોજી બતાવી હતી. નામદાર સર જમશેદજી પણ એક ઘણાંજ નજદીકનાં સગાંની બીમારીને લીધે આવી શકયા ન હતા.

બીજો ઠરાવ ઓનરેબલ મી૦ સેલબીએ રજુ કરયો હતો, તેને ઓનરેબલ ડાકટર ભંડારકરે ટેકો આપયો હતો, તે નીચે મુજબ હતો. "દસતુરજી સાહેબનાં મરણ માટે સઘળી કોમોની આ સભા પોતાને ઉપજેલી ઘણીજ દલગીરીની ખાસ નોંધ લે છે, અને મરનાર દસતુરજીનાં મરણથી આપણા દેશે એક ઓરીયેંટલ સકોલર અને કીમતી શેહેરી ખોહયો છે તેની પણ ખાસ નોંધ લે છે.

ત્રીજો ઠરાવ મી૦ એન. ડી. ખંડાલેવાળાએ રજુ કીધો, અને તેને સરદાર કુપુસવામી મુદલયરે ટેકો આપયો હતો, 'કે ઉપલા ઠરાવની એક નકલ મરનાર દસતુરજી સાહેબના કુટુંબ ઉપર મોકલી આપવી.'

ત્યાર પછી પુનાના કાજી સાહેબના એક બેટાએ દસતુરજી સાહેબની સીફતમાં ખાસ જોડેલી ઉરદુ કવીતા વાંચી સંભળાવી હતી.

ત્યાર પછી સર કાવસજી જહાંગીર બારોનેટે આનરેબલ મી૦ મયુર મેકેનઝીનો ખાસ ઉપકાર આ સઘળી તકલીફ ઉઠાવવા માટે માનયો હતો, જેને આનરેબલ મી૦ નવરોજજી પેસતનજી વકીલ સી. આઇ. ઇ.એ લાયક બોલોમાં ટેકો આપયો હતો.

સરનશીન સાહેબે તેમજ સઘળા બોલનારાઓએ મરહુમ દસતુરજી સાહેબની લાયકી, વીદવતા, તથા ફીલસુફી વગેરેનાં ઉંડાં જ્ઞાન માટે, તથા તેમની દસતુર તરીકેની પરહેજગારી માટે ઘણાંજ વખાણ કરયાં હતાં, સરનશીન સાહેબે ખાસ ભાર મુકીને દસતુરજીનાં મરણ માટે સરકાર તરફથી મોટી દલગીરી જાહેર કરી હતી, અને પારસી વફાદારીનાં ખાસ વખાણ કરયાં હતાં. સરનશીન સાહેબે ખાસ ઉમેરયું કે આવા અસંતોશના વખતમાં દસતુરજી સાહેબ જેવા આગેવાનોની ખાસ જરૂર છે, અને જો તેવણ હયાત હતે અને તેવણની સલાહ હાલના વખત માટે લેત તો તેવણ બેશક તરત કહેતે કે "અંગ્રેજ સરકારની તરફ અચુક વફાદારી બતાવો, અને દેશના સુધારા, વધારા તથા સલાહસંપજ માટે તમારેથી બને તેટલી દરેક મદદ નામદાર બ્રીટીશ સરકારને આપો." આનરેબલ મી૦ મયુર મેકેનઝી ઉપરાંત સભામાં ઘણાક આગેવાન ગ્રહસથો હાજર હતા.

---

## સર જમશેદજી જીજીભાઈ (ચોથા) બેરોનેટ.

### ઉમર વરસ ૫૫ા.



**જનમ**—રોજ ૫ મો સફંદારમદ, માહા ૩ જો ખોરદાદ શેહેનશાહી સને ૧૨૨૨ યઝદેજરદી, તારીખ ૨૯ મી નવેમબર સને ૧૮૫૨ ઈસવી, સંવત ૧૯૦૯ના કારતક વદ ૩ ને વાર સોમ.

**મરણ**—રોજ ૮ મો દેપાદર, માહા ૧૦ મો દેહ શેહેનશાહી સને ૧૨૭૭૫ ઝદેજરદી, તારીખ ૧૭ મી જુન સને ૧૯૦૮ ઈસ્વી, સંવત ૧૯૬૪ ના જેઠ વદ ૩ ને વાર બુધ.

# નામદાર સર જમશેદજી જીજીભાઇ બારોનેટ (ચોથા.)

## તેમનું દુ:ખદાયક મરણ અને પ્રકાશીત જન્મ ચરિત્ર.



પારસી જરથોસ્તી કોમની હાલની કમનસીબીઓમાં એક મોટી કમનસીબી એ છે કે, જેમ એક કોમ તરીકે તેનું મુકરર થયલું સતાવાર બંધારણ નથી, તેમ તેને માથે વાંસે એક જોખમદાર તથા સતાદાર સરદાર પણ નથી. "ધણી વગરનાં ઢોર સુહણાં" તથા "સઉ પોત પોતાની મનના ? ઘરના રાજા" એવી દામાડોલ, અનિસ્ચીત તથા બેલગામ તેની હાલત છે, અને તેનાં સ્વભાવિક તથા વ્યવહારિક પરિણામ તરીકે તેની વલણ કજ્યા કુસંપ, નાફરમાની, બેઅદબી, બેદીની તથા બદમ્હરી તરફ વધુને વધુ દોરાતી જાય છે. સર જમશેદજી જીજીભાઈ(ચોથા) બારોનેટ જો કે આપણી કોમના હોકમવર સરદાર ન હતા—માન તથા મોહબતને અર્થે કોમે પોતાને માથે કબુલેલા એક વડા અકાબર યા પ્રમુખ જેવો દરજજો તેઓ ધરાવતા હતા-તોપણ તેટલુંબી તેમનું વડપણ, કોમનું હાલનું બંધારણ તથા તેની નીતિરીતિ જાલવી રાખવા માટે ગનીમત તથા શુકરાના કરવા જોગ હતું, અને તે વડપણ તેમની જાતી બાહોશી, બહોલા અનુભવ, મોટા લાગવગ, તથા કુષલ કારસાજીથી ટોલાના હકમાં બહુજ લાભકારી નિવડયું હતું. પણ અફસોસ! તેમનાં અકાલ મરણે ઘાતકીપણે એકદમ તેનો અંત આણ્યો છે. સર જમશેદજી (ચોથા) બારોનેટ માત્ર ૫૫ા વરસની પ્રૌઢ જવાન વયે, અને એ આન બરેલું વડપણ ફકત દસ વરસની ટુકી મુદત ભોગવી, રોજ ૮મો માહ ૧૦મો શેહનશાહી સને ૧૨૭૭ (તા૦ ૧૭ મી જુન ૧૯૦૮ ને બુધવાર) ને દીને ખરે બપોરે સાડાબારને ટકોરે આ બેવફા જેહાનથી પોતાની કીર્તીવાન જીંદગીનો અસબાબ હંમેશને માટે ઉઠાવી મીનોઇની હમેશગી તરફ કુચ કરી ગયા છે. આ મરણ જેટલું દુ:ખદાયક ને અકાલ, તેટલુંજ અંચીતું પણ હતું. પોતાની નિયમી, નીતિમાન તથા ધર્મી જીંદગીને કારણે મરહુમ જાતે કદાવર, તનદરોસ્ત, આસુદા તથા તેજી મુખડાન રહેતા હતા. મરણની માત્ર થોડા દહાડા આગમજ તેમની તબીઅતમાં સેજ બગાડો જણાયો હતો, અને પાછલથી તેમાં કમલાની અસર માલમ પડી હતી. મરણ આગમજ તેમની ખરી માંદગી માત્ર પાંચ દીવસની હતી, પણ તે તેમની જીંદગીનો ભોગ લેનાર કાતેલ થઇ પડશે એવી વકકી તો કોઇએ સ્વપને પણ રાખી ન હતી. પાછળથી તેમની છાતીમાં આંકરું આવવા માંડયું હતું, અને કાબેલ તબીબોના કીમતી ઉપાયો તથા પોતાનાં મોટાં ઘરની ચાંપટી પરીપુર્ણ સારવાર છતાં, મુંઅતે એજ આંકરાંના જીવલેણ આંચકાથી તેઓનો પાક જાન કબજ થયો હતો.

અણચીતાં, કવખતનાં, વકકી નહી રાખેલાં આ આફતકારી મરણની ખબરે શેહર તથા દેશ દેશાવર વચ્ચે જે તાજુબી તથા સંતાપનો આંચકો લગાડયો હતો, તેને એક ધર્તીકંપના આંચકા સાથ સરખાવવામાં શહરાઘાત કીધેલી ગણાશે નહી. સર જમશેદજી મુંબઇના વતની, જાત ન્યાતે પારસી તથા પારસી કોમના અકાબર હતા, છતાં તેમનાં મરણે જેમ મુંબઇમાં તેમ દેશાવર ખાતે, જેમ, હમ કોમમાં તેમ પરકોમોમાં, તથા સરકાર દરબારમાં વટીક ગમખારી, બલકે કેટલેક બાગે માહેતમપોશી ફેલાવી મુકી હતી. મરહુમ તરફ જાન ફેશાની તથા તેમનાં સોગમાં આવી પડેલાં માનવંત કુટુંબ તરફ દીલસોજીની લાગણી ચો બાજુ ઉભરી નિકલી હતી, અને તે લાગણી દુકાનો બંધ કરીને, નિયમીત-સભાઓ મુલતવી રાખીને, ખાસ સભાઓ ભરી દલગીરી તથા દીલાસાના ઠરાવો વગેરે કરીને જુદે જુદે રૂપે દરશાવવામાં આવી હતી, તથા ત્રીજે દીને મરહુમનાં ઉઠમણાં કરવાની ધમાલ પણ શેહરેશેહર તેવીજ મોટી સંખ્યામાં ચાલી રહી હતી, જે સઘલાંની વીગત આગલ ચાલતાં જોવામાં આવશે. સઉથી વધારે ગમખાર દેખાવ મરહુંમ ગુજર પામ્યા પછી તેમનાં આલીશાન મહાન બખ્તાવર "મજગામ કેસલ"માં રવાનને સેજદો કરવા તથા કુટુંબીઓને દેલાસો દેવા માટે ખેશીઓ, મિત્રો, તથા હમજાતી-

ઓની મોટી આમદ તથા હાજરીમાં, અને તે પછી બીજે દીને સહવારે પાયદસતની કીરયાની મજલેસ વેલા જોવામાં આવતો હતો, કે જે ગમખારીનો દેખાવ જેમ મરહુમની બહોલી લોક પ્રિયતાનો પરીપુરણ ખ્યાલ આપતો હતો, તેમ કઠણમાં કઠણ દીલને ગમથી પીગલાવવાને પુરતો અસરકારક હતો. મરણ પામયા પછી તરત, તેમ પાયદસ્તની મજલેસમાં, લોકોની એવડી મોટી હાજરી તથા એવી ઉંડી ગમખારી કવચીતજ જોવામાં આવે છે.

લોકોની એ લાગણી તથા માન, મરહુમની પોતાની મોટાઇ તથા ભલાઈ, તેમ તેમનાં અમીરી ખાનદાનની લોકપ્રીયતા, એ એવડાં કારણે ઉભરાયાં હતાં. મરહુમ મહાત્મા નામદાર સર જમશેદજી જીજીભાઇ પહેલા બેરોનેટ સાહેબે પોતાની પાદશાહી દોલત તથા હાતમદીલ સખાવતથી એ ખાનદાનને પાયો નાખ્યો ત્યારથી તે કુટંબ પારસી કોમમાં પહેલું, પણોતું તથા પોતાવટનું થઈ પડયું છે. પારસીઓ તેનાં નામપર મુસ્તાક, મગરૂર, અને જાનફેશાન છે. તેનાં સુખમાં સુખ ને તેનાં દુખમાં દુખ તેઓ ભાગ લેછે. મરહુમ પહેલા બારોનેટને તેઓ સરવોપરી માન આપતા, બલકે જાણે એક પવિત્ર આત્મા ગણી પુજતા હતા. તેઓ જો કે કોઇ લેખીત કાયદાના ઠરાવથી કોમના સરદાર બનેલા ન હતા, તો પણ લોકોએ પોતાની રાજી ખુશીથી તેમને પોતાના સરદાર, વડીલ યા અકાબર માની લીધા હતા. મરહુમ સર જમશેદજી બીજા બારોનેટ (શેઠ ખરશેદજી જમશેદજી જીજીભાઈ) પણ લગભગ એવીજ જાહોજલાલી ભોગવવા સાથે ટોલાનાં માન મોહબત મેલવી ગયા હતા. મરહુમ સર જમશેદજી ત્રીજા બારોનેટ (શેઠ માણેકજી ખરશેદજી) તરફ કોમે એ માન મોહબત જાલવી રાખવા જોડે, તેમને સમસ્ત અંજુમનની ભેગી સભામાં સતાવાર રીતે પોતાના વડા અકાબર નેમીને, "સર"નાં ખાનદાન તથા ગાદી તરફનાં પોતાનાં માન તથા એહસાનનો ખાસ પુરાવો આપ્યો હતો, અને તેવાંજ માન અકરામ તથા કીરયા કરમથી હાલ ગુજર પામેલા સર જમશેદજી ચોથા બારોનેટ (શેઠ કાવસજી ખરશેદજી) ને "સરની ગાદી"ના જાયનશીન તથા ટોલાના વડા કરી તેમાં ફરી ઉમેરો કર્યો હતો.

આ રીતે જોતાં, સર જમશેદજી ચોથા બારોનેટ સાહેબ માન તથા મોટાઇનો કીમતી વારસો કુદરતીજ અને પોતાના જન્મ સાથેજ લેતા આવ્યા હતા. પણ આપણે અનુભવ્યું છે કે, આમ આઈતું તથા બાપીકું માન તથા દોલત પામનારા સઘલાજ શખ્સો, તે માન તથા દોલત પચાવી કે જાલવી શકતા નથી. ઘણા ખરાઓ તેનો ખોટો ઉપયોગ કરી બાપીકાં નામ તથા ન્યામતની ધુલધાણી તથા વા પાણી કરવા જોડે પોતે પાયમાલ અને ખાસ્તે હાલ થઇ જાય છે. પણ—પરવરદેગારની મેહરબાની, કોમની દુવા તથા પહેલા બારોનેટ સાહેબના પુણ પ્રતાપથી તેમની ઓલાદ સપુતજ નિવડી છે, અને પાછલા ત્રણે બારોનેટ સાહેબો જમાનાંની કમમેહરબાનીને લીધે જો કે પોતાનાં ખાનદાનની દોલત તથા જાહોજલાલીમાં વધારો કરી શકયા નથી, તોપણ તેની અસલ નામદારી તથા જાહોજલાલી તો પુરતી રીતે જાલવી રાખી ગયા છે, અને આજના સરખા જબરી હરીફાઈના, અતી બતંગ, તથા દુકાલ્યા વખતમાં તે જાલવી રાખવાનું કામ કાંઇ સહેલ નથી.

આ મરહુમ સર જમશેદજી અમીર બાપ બપાવાના ખરેખર એક અમીર બેટા તથા નબીરા થઈ ગયા છે. પોતાના કીર્તીવાન બાપદાદાના ઉમદા ગુણોનો તેઓ એક જીવતો જાગતો નમુનો હતા. તેઓ જાતે બાહોશ, બુદ્ધીશાલી, ગણત્રીબાજ તથા અચ્છા કરવઇયા હતા, અને એફ. ઇ. એ સુધીની પરીક્ષા પસાર કરી તથા બી. એ. સુધીનો અભયાસ કરી ઉંચી કેલવણીથી પોતાની જાતી બાહોશીમાં તેવણે ઉમેરો કર્યો હતો સર્વ પ્રકારનાં જાહેર કામ કાજોમાં ભાગ લઇ પોતાનાં એ ભંડોલનો લાભ તેવણે બીજાઓને આપ્યો હતો. પોતાનાં બાપીકાં ઘરના બહોલા પાદશાહી વહીવટમાં આગલ પડતો ભાગ લેવાથી, તથા "બારોનેટસી"ની ગાદી મલ્યા પહેલાં લગભગ બે દાહેકા સુધી સરકારી નીમક ખાતાંના ઓહદા તથા અધીકાર ભોગવ્યાથી તેમનો અનુભવ બહોલો તથા પાકો થયો હતો, અને દેશના જુદા જુદા ભાગોમાં તેમ છેક વેલાત સુધી મુસાફરી કરવાની ટકો મલ્યાથી તેઓ કહેવત પ્રમાણે "પઢેલ, કઢેલ તેમ ફરેલ" પણ બન્યા હતા.

પણ મરહુમની મોટી ખુબી તેમના દીલના જાતી ઉમદા ગુણો તથા ઉંચા ખવાસોમાં હતી. ભલાઈ, સાલેસાઇ, નમનતાઇ, સાદાઈ, દયા, દીલસોજી, પરમાર્થ, દરગુજરી, દીનદારી, ઈત્યાદી ગુણોથી, જાતે મનુષ્ય છતાં તેઓ ગોયા એક ફરેશતા હતા, અને જન્મથી મલેલી પોતાની એ ખોદાઈ બખશેશનો અંશ તેમનાં સર્વ ખાનગી તેમ જાહેર કાર્યોમાં વારંવાર દીપી નિકલતો હતો. "મત કીસીકા દીલ સતા, દીલ ખોદાકા ઘર હય" એ ગોયા તેમનો મુદ્રાલેખ હતો. કોઈનું પણ દીલ ન દુખાય, શત્રુ પણ પોતાથી નારાજ ન થાય, તેની તેમને અતીશય લાગણી રહેતી હતી, અને એ જોકે તેમનો એક ફરેશતાઇ ગુણ હતો તોપણ, આજના બેકદર તથા બેઅદબ વખતને લીધે તેમને જાહેર કામોમાં કેટલીકવાર વીરોધીઓની તાનાજની વટીક ખમવી પડતી હતી. તેમની જાહેર સખાવતો જો કે થોડીજ છે, અને ઘણી મોટી સખાવતો કરવા માટે તેમને પોતાના હાતમદેલ બપાવાના જેવી જોગવાઈ હતીજ નહી, તોપણ ખાનગી રીતે હાજતમંદોને મદદ કરવામાં તેઓ પોતાની પુજીનો વખાણવા જોગ ઉપયોગ કરતા હતા. તેમની સખાવત, હરકોઈ ભલા કામમાં ભાગ લઇ તેને આગલ વધારવાની, તથા પોતાનાં તન, મન અને દીલસોજી વડે કોઈનું પણ ભલું થતું હોય તો તે કરી આપવાની હતી, અને તેમની એ સખાવત વડે ઘણાં ખાતાંઓ તથા ઘણાં લોકોનો બેડો પાર થયો છે.

પોતાની હમકોમ તથા હમજાતીઓનું કલ્યાણ કરવું, એ તો તેમનાં મનથી પોતાની પહેલી તથા મોટી ફરજ હતી. તે ફરજ અદા કરતાં તેઓ પોતાના આંગપર રંજ ખેંચવા તથા પોતાના દરજાને ઘડીભર બાજુ મેલવાને પણ પછાત પડતા નહી. તેના નીચલા દાખલા માન તથા અહેસાન સાથ નોંધી લેવા જોગ છે. મુંબઇના પારસીઓના લાભ જાલવનારી મંડલી હસતક પારસીઓ માટે બંધાવાની સસતાં ભાડાંની ચાલીની જગા જોવા માટે, તેઓ તેની કમીટી સાથે ખડે પગે ચાલતા તારદેવ સુધી ગયા હતા. મરકી સામેની પારસીઓની ફીવર આસ્પીટલ તરફ તેઓ અતીશે કાલજી રાખતા, અને જ્યારે પણ ત્યાં જતા ત્યારે તેના સઘલા વારડોમાં ફરી કમનસીબ દરદીઓની હાલત પુછી તેમને દીલાસો દેતા હતા. એજ મુજબ "હેલ્થ કેંપો" ની છાવણીઓમાં ફેરો મારતા. પોતાના મરણની થોડા દહાડા આગમજ પુણા ખાતે મરહુમ શરદાર સમસુલ ઓલમાં દસતુરજી સાહેબ હોશંગજીની યાદગારી રાખવા માટે મસલેહત કરવાને સભા મલવાની હતી તેમાં આગેવાન ભાગ લેવા માટે છેક પુણે જવાનો તેમનો ઠરાવ હતો, પણ તેવામાં તેમની તબીઅત બગડયાથી ડાકટરની મનાઇને લીધેજ ત્યાં જઈ શકયા ન હતા. પોતાની જાણમાં એવું આવીયું કે, મુંબઇના તેમના વડીલની સર જમશેદજી શાલાના કેટલાક ગરીબ છોકરાઓને બપોરે ખાણું મલવામાં અગવડ નડે છે, તેથી તેમને તે ખાણું સારી રીતે પુરું પાડવાની એક કીમતી યોજના તેઓએજ તઇઆર કરાવેલી કહેવાય છે; અને તેના પ્રતાપે તે પુણયવંતુ કામ કેટલેક દરજજે હવડાં હારબી પડી ચુકું છે. તેમની ખાનગી ભલાઈનાં એવાં બીજાં ઘણાં કામો છે, જે જો કે જાહેરમાં આવી શકયાં નથી, તોપણ ખુણે પડેલાં સુગંધી ફુલોનો ખુશ પમરાત જેમ આસપાસ ફેલાવા વગર રેહતો નથી, તેમ તેમનાં તેવાં કામોની વાખવાખી પણ ઘટતે ઠેકાણે થતી રહી છે.

ટોલાનું વડપણ ફકત નામ કે વડાઇને ખાતરજ તેઓ ભોગવતા નહી હતા પણ ટોલાના વડા તરીકે તેનાં સુખદુખમાં, તેની મુશકેલીઓમાં, તથા તેને લગતા સરવે જાહેર સવાલોમાં ઉલટભેર ભાગ લેવાની પોતાની ફરજ સમજતા, અને કેટલીકવાર તે માટે પોતાનાં અંગત સુખો તથા લાભોનો પણ ભોગ આપતા હતા. પારસી પંચાયતનાં સંખ્યાબંદ ફંડો તથા બહોલી મીલકતો અને સર જમશેદજી જીજીભાઈનાં ધરમખાતાંઓના વીસ્તીર્ણ વહીવટો ઉપર ચાંપતી તથા બારીક દેખરેખ રાખવા ઉપરાંત, બીજાં ઘણાંક પારસી ધરમખાતાંઓના વહીવટમાં પોતાના ઓધા તથા અધીકારની રૂએ તેઓ ખુશીથી શામેલગીરી તથા સલાહ આપતા હતા. આગલ નહી બનેલા એવા તકરારી તથા જોખમ ભરેલા બનાવો પારસીઓ વચે તેમના વખતમાં બન્યા છે, જેમાં જુદદીન જઘડાનો બનાવ સહુથી

વિકટ તથા ચીંતા ઉપજાવનારો હતો. છેલાં, પારસી પંચાયત વિરૂધના જુદદીન કેસે તેમાં ગોયા “આગમાં તેલ” રેડયું હતું. એ કેસથી મરહુમનાં ભેજાં ઉપર અસહ્ય બોજો આવી પડયો હતો, જે તેવણે ખુશી તથા કાલજીથી ઉઠાવી લીધો હતો. એ કેસની બાબતમાં તેવણ જાતી જેહમત ખેંચી તેની દરેક બારીકીઓમાં ઉતરવા ઉપરાંત, કોર્ટમાં પણ વારંવાર હાજરી આપતા હતા. એવા દરેક બનાવમાં તેમની લાગણી ટોલાના મોટા ભાગ યાને પારસી જરથોસ્તી તરફ રહેતી હતી, અને તેથી સામેવાલા નાના પણ માતબર પક્ષ તરફથી તેમને બહુ ખમવું તથા સાંભલવું પડયું હતું. પણ પોતાની પવીત્ર ફરજ, પોતાના સ્વતંત્ર વિચાર તથા કોમની સામાન્ય લાગણી આગલ તેની લગારે દરકાર ન કરતાં, તેઓ પોતાનાં નેક કામમાં પર્વતની પેઠે ખડા તથા મુસતકીમ ઉભા રહયા હતા. તેમની જીગરની તથા છેલ્લી ખાહેશ, એ કેસનો ચુકાદો કોમના લાભમાં થયલો જોવાની હતી. પણ “માણસ ધારેછે શું ને ખોદા કરેછે શું” તેટલાં તો તેમની જીંદગીએ દગો દીધો, અને પોતાનાં મનની ભલી મુરાદ મન-માંજ લઇને તેઓ આ જેહાન, અને તે સાથે તેની જેહમત જંજાલ છોડી ચાલ્યા! એવું માનવામાં આવે છે, અને તે ખરંજ લાગે છે કે, આ કેસ મંડાયા પછી તેના ચાલુ જેહમત તથા બેહદ ઇંતેજારીથી તેમનાં તન મન પર માઠી અસર થવા પામી હતી, અને તેજ અસર શેવટે તેમના જીવનો કાલ થઇ પડી હતી. આ રીતે ત્યારે સર જમશેદજી ચોથા બારોનેટ, પોતાના કીમતી જીવનો ભોગ પોતાની વહાલી કોમ તથા પાક દીનને ખાતર આપી ગયલા ગણાવા જોઇયે, અને તેવા એક દીલસોજ સરદાર તથા સાચા રાહબરની ખોટ માટે કોમ એટલી બધી ગમખાર બને તેમાં નવાઇ નહી. એઓ સાહેબનું મરણ, તે અકાલ નીપજયાથી તથા તેમની કીમતી જીંદગીની ખોટને લીધે કુદરતીજ આફતકારી છે. પણ તે આ કમનસીબ કેસની અધવચે નીપજયાથી કોમને વધારે આફતકારી લાગે છે. કોમના નસીબનું બારકસ હજુ તો ભર દરયાના તોફાની મોજા વંટોલીઆની વચે ડોલા ખાય છે તેવાગાં, તેનો કુનેહબાજ બહાદુર નાખોદા પોતેજ માર્યો જાય, એ તે બારકસને માટે તેમ તેના સફરીઓને માટે ખરેજ અફસોસ કરવા જોગ છે.

સખાવત યા દયાદાન સાથે દીનદારી તથા પાકી પરહેજગારીરૂપી દોલતનો જે ભંડાર મરહુમ નામદાર પહેલા બારોનેટ સાહેબ અને તેમના વંસઓ ધરાવતા હતા, તેનો વારસો પણ મરહુમ ચોથા બારોનેટ સાહેબ પુરતો પામેલા હતા. તેઓ સાચા એતેકાદના ચુસ્ત પારસી જરથોસ્તી હતા, અને તેમની જાતી વલણ “ઓરથોડોકસ” યાને અસલી ધર્મી વિચારો તરફ વલેલી હતી. પારસીઓમાંથી પારસીપણું ગુમ થતું જવાના આજના અધર્મી જમાનામાં પારસીઓમાં જે થોડું પણ “પારસીપણું” જલવાવા પામ્યું છે, તે બીજા કેટલાક સંજોગો જોડે મરહુમની એ ધર્મધ્યાની વલણ તથા વડપણને પણ ઘણે દરજજે આભારી છે. કહી શકાય કે, પારસીપણું જાલવવામાં તેઓ, પારસી કોમના એક અજીત કીલ્લા સમાન હતા. જાતે જુના તથા ધર્મી વીચાર આચારના છતાં તેઓ વલી વખતના વધારા સાથ આગલ વધવાથી પછાત ન હતા, અને ટોલાના જે શખસો સુધારાને નામે કોમ તથા ધરમમાં ઉથલ પાથલ કરવા માંગે છે તેમનું સાંભળવા, તેનું તોલ કરવા તથા જરૂર જોગા સારા સુધારા ઠોઆમાં દાખલ કરવામાં તેઓ પછાત પડતા ન હતા. સામેવાળાઓ સાથ ગમે એવો મતભેદ છતાં તેમનાં તરફ માન તથા મરયાદાથી તેઓ વરતતા હતા, અને તેથી પોતે પણ તેઓથી માન પામતા હતા.

એજ પ્રમાણે તેઓ પરકોમમાં પણ માનીતા હતા, અને યુરોપીયનોમાં તથા સરકાર દરબારમાં તો તેઓ પોતાના વડીલોની પેઠે “હીંદના વડા દેશી” તરીકે તથા એક “મીત્ર” દાખલ પોશાતા હતા. પારસી કોમના સરદાર ઉપરાંત મુંબઇના પહેલા શેહરી તરીકે તેમનો દરજજો તથા હક, લગભગ સરવ માન્ય હતો. એ મોટાઇ તેઓ પોતાના વડીલોના હક તથા ખેતાબની રૂએ ભોગવતા હતા એટલુંજ નહી, પણ શેહરની ઘણીખરી જાહેર હીલચાલોમાં આગેવાન ભાગ લઇને, તેમ પરકોમનાં ભલાનાં કામમાં શામેલગીરી આપતા રહીને પોતાની એ મોટાઇને તેઓએ ટકાવી તથા વધારી રાખી હતી. પરકોમમાં તેમનાં માન તથા મહત્વ કેવાં પોશાતાં હતાં તે માટે નોંધી લેવા જોગ દાખલા આ

છે કે, અત્રેની ભાટીયા કોમનાં સુવાવડખાનાં તથા હીંદુઓ માટેનાં દવાખાનાંને ખુલ્લાં મુકવાની સુભ ક્રિયા તે કોમના આગેવાનોએ એ મરહુમના બખ્તાવર હાથે કરાવી હતી. વલી તેઓ ગુજરયા પછી સુરતના સર્વે ન્યાતજાતના શેહરીઓએ જાહેર સભા ભરીને તેમાં, તેમ સુરતની મ્યુનીસીપલ કોરપોરેશ્ને પણ પોતાની સભામાં, તેમનાં મરણ માટે દલગીરી જાહેર કરી તેમનાં કુટુંબીઓપર દીલાસાપત્ર મોકલવાની પોતાની ફરજ વીચારી હતી, અને એ કોરપોરેશ્ને પોતાનું તે દીવસનું કામ પણ બંધ રાખ્યું હતું. આ જાતનાં જાહેર માન અસાધારણ છે, અને તે પ્રજા ઉપયોગી તથા પ્રજા પ્રિય વડીલ મહાપુરૂષોનેજ મલી શકે છે. મરહુમ સર જમશેદજી પોતે જાતે મલતાવડા તથા ખુસ્મીજાજી હોવાથી મીત્ર મંડલોમાં તેઓ એક બચાં યા બકરાં સમાન લાગતા; જ્યારે જાહેર કામો તથા અધીકારો વેલા પોતાનો ટેક તથા દરજ્જો જાલવવામાં તેઓ સીંહ જેવા પ્રગટી નીકળતા—જેનો આબેહુબ ચીતાર આ લખાંણ જોડે આપેલી તેમની રોશન ચેહરાની શબી ઉપરથી જોવામાં આવશે. મરહુમના એવા સદગુણો તથા ઉજવલ કારકીરદીને લીધે આખી પારસી કોમ તેમના તરફ જાનફેશાન હતી.

ટુકમાં, મરહુમ સર જમશેદજી ચોથા બેરોનેટ એક "પરફેક્ટ જેંટલમેન" (સર્વગુણ સંપન ગ્રહસ્થ) થઇ ગયા છે. પારસી કોમની તેમની વડી અકાબરી સામટી રીતે તદન ફતેહમંદ નીવડી છે. મુંબઇના એક વડા શેહરી તરીકેની તેમની લોક પ્રીયતા અચુક છે. પોતાને મલેલાં ઉમરાવ પદને તેઓએ પુરે પુરી જેબ આપી છે. ઘણાકો પોતાના ખેતાબ વડે દીપે છે, પણ એવણ પોતાનાં તેજથી પોતાનો ખેતાબ દીપાવતા હતા. એક સર બારોનેટ તરીકે તેઓ પારસી ટોલાને માથે સરતાંજ, સરફરાજ તથા સરદાર થઇ ગયા છે. તેમનાં દુખદાયક મરણમાં પારસી ટોલાનું એ સરતાજ ગુમ થયુ-છે, અને તેની રાહતનું સીરછત્ર જતું રહયું છે, જે અનીવાર્ય ખોટને માટે એ કમનસીબ કોમ એવા વીલાપમાં પડી છે કે, જેનાં આંસુ હજુ સુકાયાં નથી, અને જેનો ઘા હજુ રૂજાયો નથી.

એ ગમખારી તથા ખરાબીમાં પારસી જરથોસ્તી ટોલાને એક દીલાસો એજ છે કે, મરહુમની માનવંત ગાદી યા જગા તદન ખાલી યા સુહુણી પડી રહી નથી. પાક પરવરદેગારની કરમ બખશેશથી તેમને ત્યાં એક બેટો તથા ત્રણ બેટી મલી ચાર ફરજંદોની વરધી થઇ હતી, જેઓમાંના તેમના એક પુરા બેટા શેઠ રૂસ્તમજી જેઓ હાલ ૩૦ વરસની નવજવાન ઉંમરે પુગેલા છે, તેઓ તેમની જગાએ ગાદીનશીન થઇ તેમનાં વડીલી માન તથા ખેતાબનો વારસો પામી હવે તેવો "સર જમશેદજી જીજીભાઇ (પાંચમા) બારોનેટ" થયા છે. તેમનો મુબારક જનમ તા૰ ૬ ઠી માર્ચ ૧૮૭૮ ને દીને થયો હતો. તેવણ પણ મેત્રીક થયલા છે, અને પોતાના ઉમરાવ બાપ દાદાના અમીરી ગુણો તથા બાહોશીનો ગંજ પોતાનાં ભેજાં તથા દીલમાં ધરાવે છે. છેલી મ્યુનીસીપલ ચુંટણી વેલા તેઓ સુલેહના અમલદારો તરફથી ચુંટી કહાઇ મુંબઇની મ્યુનીસીપલ કોરપોરેશનના મેમ્બર થયા છે, અને પોતે હજુ નવા છતાં એ "શેહરી પારલામેંટ" ના કામકાજમાં તેવણ જે ઉલટ તથા ચાલાકીથી ભાગ લે છે તે, તેમની ભવીષ્યની કારકીરદી માટે ઘણી ચલકતી આશા આપે છે. આપણી જીગરની દુવા છે કે, તેઓ પોતાના ઉમરાવ અકાબર પીતાજીએ દોરેલી પગથીએજ ચાલી તેમના જેવીજ નામદારી તથા નેકનામી મેલ-વવાને ભાયગશાલી થાય, અને પીતાનાં મરણથી પોતાની કોમને ગયલી ખોટ પુરેપુરી ભરપાઇ કરી આપે. આપણી અરજ તથા ફરજ ગુજારી છે કે, તે પાક પરવરદેગાર, મરહુમ સર જમશેદજી જીજીભાઇ (ચોથા) બારોનેટ સાહેબનાં અશો રવાનને બુલંદ બેહસ્તની શાદમાની બખ્શે, અને તેમનાં અશો ફરોહરની ગેબી મદદ પારસી જરથોસ્તી કોમને કાયમ મલતી રહે.

## મરહુમ સર જમશેદજી (ચોથા) બારોનેટની જીંદગી તથા કારકીરદીના બનાવોની સાલવાર નોંધ.

એ મરહુમની સના સેહ્નતમાં ઉપર જે ટુંક પીવેચન કરવામાં આવ્યું છે તે કેટલું વાસ્તવીક છે તે, તેમની જીંદગી તથા કારકીરદીની હેઠલ આપેલી સાતાવાર નોંધ ઉપરથી ખાતરી પુરવક માલમ પડશે:—

મરહુમ સર જમશેદજી ચોથા બારોનેટ સાહેબનો જનમ મુંબઇમાં રોજ ૫ મો માહ ૩ જો શેહેનશાહી સને ૧૨૨૨ યઝદેજરદી, તા૦ ૨૯મી નવેમ્બર ૧૮૫૨ ને દીને થયો હતો. એવણનું અસલ નામ શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી હતું, પણ આજ દશ વરસો થયાં 'બારોનેટસી'નો ખેતાબ ઓધે ઉતરવાથી એવણ સર જમશેદજી જીજીભાઈ ચોથા બારોનેટને નામે ઓળખાતા હતા. એવણે પોતાના મરહુમ વડા ભાઇ ત્રીજા સર જમશેદજી સાથે પોતાના પીતાની સંભાળ ભરેલી દેખરેખ હેઠલ મી૦ ડબલ્યુ. એચ. હેમીલટન નામના અમ્બુલેરંસ સકુલના માજી વડા શિક્ષક પાસે કેળવણી લીધી હતી, અને સને ૧૮૭૧માં મેત્રીકયુલેટ થઇને બે વરસ બાદ એફ. ઈ. એની પરિક્ષા પસાર કીધી હતી. એવણના લગન તા૦ ૭ મી ફેબરવારી ૧૮૬૯ ને દીને, પોતાનાં એક ખેશી બાઈ ગુલબાઈ રૂસતમજી અરદેશર વહાડયા સાથે થયાં હતાં, જે વેલા એમની વય ૧૭ વરસની હતી, તથા એવણના જવાન મોહોરદારની વય ૧૩ વરસની હતી.

પોતાના પીતાના ૧૮૭૭માં નીપજેલાં મરણ પછી બે વરસ રહી, ઉદયોગી જીંદગી ગુજારવાની ખાએશથી તા૦ ૫ મી જુલાઈ ૧૮૭૯ ને દીને સરકારી નોકરીમાં નીમક ખાતાંના કલેકટરના વધારાના મદદનીશ તરીકે એવણ દાખલ થયા હતા, જે પછી ત્રણ વરસ રહી ચોથા વરગના મદદનીશ કલેકટર નીમાયા, અને ૧૮૯૮ માં જયારે રીટાયર થયા તયારે બીજા વરગના મદદનીશ કલેકટર તરીકે કામ બજાવતા હતા. નીમક ખાતાંની નોકરી દરમીઆન રતનાગીર, અલીબાગ, કારવાર, થાણા, વસઇ, માહીમ વગેરે કોસટાઓ ઉપર એવણે નોકરી બજાવી હતી. બરાબર ૧૯ વરસની સરકારી નોકરી પછી એવણ ૧૮૯૮માં પોતાના વડા ભાઇ સર જમશેદજી ત્રીજા બારોનેટના મરણ પછી, એ નોકરી છોડી બારોનેટનો ખેતાબ પામ્યા હતા. એ આગમજ એવણ પારસી પંચાયેતનાં એક ટ્રસ્ટી, સર જમશેદજી જીજીભાઇ ચેરીટી ફંડના એક ત્રસ્ટી તથા સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલેંટ ઇનિસટી-ટયુશનના એક અધીકારી થયા હતા, અને પારસી મેત્રીમોનીયલ કોરટના એક ડેલીગેટ તરીકે પણ ૧૮૮૩માં નેમાયા હતા. એજ વખતે નામદાર સરકારે એવણને સુલેહના અમલદાર પણ નેમ્યા હતા.

મરહુમ શેઠ માણેકજી તે ત્રીજા સર જમશેદજી બેરોનેટના ગુજરવા પછી મુંબઇની પારસી અંજુમને એવણને પોતાના વડા તરીકે, તા૦ ૭ મી આગસ્ટ ૧૮૯૮ ને દીને જાહેર અંજુમન ભરી મુકરર કર્યા હતા, અને તે ઠરાવને પુના, અમદાવાદ, વગેરેની પારસી જરથોસ્તી અંજુમનોએ પણ સ્વીકાર્યો હતો. મુંબઇની પારસી પંચાયતના એક ત્રસટી તરીકે એવણ ૧૮૯૪ના ડીસેંમબર માસમાં નેમાયા હતા, અને ૧૮૯૮માં ભાઇનાં મરણથી પંચાયતના ત્રસટીઓના સરનશીન ચુંટી કહડાયા હતા. એની આગમજ પોતાના બાપના વખતથીજ એવણ પણ પોતાના વડા ભાઈ સાથે જાહેર કામ કાજમાં પડયા હતા.

૧૮૬૯માં નામદાર મહારાણીજીનો બીજો શાહજાદો ડયુક ઓફ એડીનબરો હીંદુસ્તાનમાં મુસા-ફરીએ આવયો તે વેળાએ, તેને કલકતામાં આવકાર દેવા માટે નામદાર વાયસરાય લોરડ મેયોએ ઇજન કર્યું હતું, તેની રૂએ બીજા સર જમશેદજી પોતાના આ બંને બેટાઓને લઇને તા૦ ૬ ઠી ડીસેમબર અને ૧૮૬૯ ને દીને કલકતે ગયા હતા. કલકતામાં નામદાર શાહજાદાએ પોતાની મનવાર "ગેલેટી" ઉપર સર જમશેદજી તથા તેવણના બંને બેટાઓને બોલાવ્યા હતા. અને સઘળે ફેરવી દેખડાવીને

એકાદ કલાક સુધી દીલભરીથી વાતચીત કીધી હતી. એ ઉપરાંત નામદાર વાઈસરાયના મેહેલમાં પણ એઓને તા૦ ૨૮ મી ડીસેમબરને દીને બોલાવી અરસપરસની મીત્રાચારી વધારવાનું માન આપયું હતું.

મુંબઇના ગવરનર સર સેમોર ફીટઝરાલ્ડના ઓધાની મુદત ૧૮૭૨ની અધવચમાં પુરી થયલી હોવાથી, "મજગામ કાસટલમાં" એ નામદારને એક એડરેસ તથા યાદગારીની કાંઇ ભેટ આપવાને તા૦ ૧ લી મે ૧૮૭૨ ને દીને આગેવાન દેશીઓની એક સભા મળી હતી, જેમાં નેમાયલી કમીટીમાં મરનારને તથા તેવણના ભાઇ શેઠ માણેકજીને આનરરી સેક્રેટરીઓ નેમયા હતા.

સને ૧૮૭૩ના નવેમબર માસમાં તે વખતના વાઇસરાય લોરડ નોરથબરૂકે એક મોટી દરબાર આગ્રા શેહેરમાં ભરી હતી, જે દરબારમાં હાજર થવાને એ નામદાર તરફથી બીજા સર જમશેદજી તથા તેવણના એ બે બેટાઓને ઇજિન થયાં હતાં, જે ઇજનને માન આપી એઓ દરબારમાં સામેલ થયા હતા, અને એ તકનો લાભ લઇ દીલ્હી, લકનો, વગેરે ઉત્તર હિંદુસ્તાનના મુખ્ય શેહેરોની મુલકાત લઈ આવ્યા હતા. એજ મુજબ ૧૮૭૭ ની દીલ્લી દરબારની વખતે પણ એઓ પોતાના બાપ જોડે ઘટતા દબદબા સાથે દીલ્હી ગયા હતા.

દીલ્હીથી પાછા ફરવા પછી બીજા સર જમશેદજીની દેહ લથડતી ચાલવા માંડી, અને તેવણ તા૦ ૧૧મી જુલાઇ ૧૮૭૭ને દીને પુનાખાતે મરણ પામયા. આ વેલા આખી પારસી કોમની અસાધારણ દીલસોજી બારોનેટ કુંટુંબ તરફ ઉસકેરાઈ હતી, અને તા૦ ૨૯ મી જુલાઇ ૧૮૭૭ ને દીને પારસીઓએ પોતાની અંજુમન આલબલેસ બાગમાં મેળવી મરહુમ બીજા બારોનેટના મરણ માટે દલગીરી બતાવી એવણના વડા ભાઇ શેઠ માણેકજીને પારસી કોમના વડા નેમયા હતા, જે અધીકાર ૨૧ વરસ સુધી ભોગવી તેવણ તા૦ ૧૭ મી જુલાઇ ૧૮૯૮ ને દીને બેહેસ્તનશીન થયા હતા.

શેઠ માણેકજીનો એક પુરો બેટો તેવણની હયાતીમાંજ હક થવાથી, બારોનેટનો ખેતાબ તથા સરવે દરજજા એવોના ભાઇ શેઠ કાવશજીને મળયા હતા. આ વખતથી મરહુમ સર જમશેદજી ચોથા બારોનેટને જાહેર કામોમાં વધારે વખત ગુજારવાની ફરજ પડી. પોતાના ભાઇની જગાએ તેવણને મુંબઇની પારસી પંચાયતના વડા ત્રસટી, સર જમશેદજી ઈનસટીટયુટનાં, ચેરીટી ફંડના, મુંબઇની સર જમશેદજી પાંજરાપોળ વગેરેના પ્રમુખ નેમવામાં આવયા હતા, જે સઘળા ઓંધાઓ પોતાનાં મરણ સુધી એવણે પુર ખંત સાથે બજાવયા હતા.

મુંબઇની મયુનીસીપલ કોરપોરેશનના એવણ સરકાર તરફથી ૧૮૯૮માં નેમાયલા એક અધીકારી હતા. પેહેલવેહેલું એવણે બજાવેલું જાહેર કામ ખા૦ બા૦ ડા૦ નશરવાનજી હોરમજી ચોકસીને ઇટાલીની સરકાર તરફથી "કેવેલીઅર ઓફ ધી ઓરડર ઓફ ધી ક્રાઉન ઓફ ઇટલી" નો નાઇટનો જે ખેતાબ આપવામાં આવયો, તે ખેતાબની મુબારકબાદીમાં તેમના તબીબ મીત્રો અને વખાણનારાઓએ તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૯૯ ને દીને અત્રેના ટાઉન હોલમાં એવણના પ્રમુખપણાં હેઠળ એક ખાણું આપયું હતું, જ્યાં ઇટાલીઅન કાનસલ અને તે રાજના વિધ્વાન તબીબો, વગેરે બીરાજ્યા હતા. એ વેળાનું પ્રમુખ તરીકેનું એવણનું ભાષણ ઘણું વખણાયું હતું. તેમાં મુંબઇમાં ફેલાયલી મરકી સંબંધી એવણે ઘણું માઆકુલ વીવેચન કરયું હતું. ૧૮૯૯ના ફેબરવારી માસમાં નામદાર સરકારે એવણને મુંબઈની યુનીવરસીટીના ફેલો નેમયા હતા, અને એજ શાલના મારચ માસથી એવણ યુનીવરસીટીની બોરડ ઓફ એકાઉંટસના એક અધીકારી તરીકે નેમાતા આવયા હતા. મુંબઇના કોટના મેદાનમાં બંધાયલી પારસી સુવાવડખાનાની પુરવે મરહુમ શેઠ નશરવાનજી જહાંગીરજી વાહડયાને નામે તેમના વીધવા બાઈ પીરોજબાઇએ રૂ. ૨૫,૦૦૦ આપી બંધાવેલો જુદો વારડ ખુલ્લો મુકવાની ક્રીયા, એવણે તા૦ ૯મી ડીસેમબર ૧૮૯૯ને દીને કીધી હતી, તથા એ ખાતાંના સથાપક ડા૦ તેમુલજી ભીખાજી નરીમાનનું રૂ. ૧૫,૦૦ને ખરચે બનાવેલું એક બસટ પણ એવણે ખુલ્લું મુકયું હતું.

નામદાર સરકારે ઈ૦ સ૦ ૧૯૦૦ના સાલ માટેના મુંબઈના શેરીફનું માન એવણને આપયુ હતું. અત્રેની જાણીતી એલફીનસટન ક્રીકેટ કલબે મેદાનમાં બંધાવેલું નવું મકાન એવણે તા૦ ૨૬મી મે ૧૯૦૦ ને દીને ખુલ્લું મુકયું હતું. અત્રેના જાણીતા અંગ્રેજ વેપારી સર જયોરજ કોટન, કે જેઓ દેશીઓનાં ખેરખાહ હતા, તેવણ પોતાને વતન જાથુકના સીધારયાથી તેમનાં માનમાં એક મોટો મેલાવડો તા૦ ૧૬ મી મે ૧૯૦૦ ને દીને અત્રેના ટાઉન હાલમાં કરવામાં આવ્યો હતો, જયાં મુંબઈના રહેવાસીઓ તરફનું માનપત્ર એવણે વાંચી સંભળાવયું હતું. એજ મુજબ વડોદરાના મહારાજા સર સયાજીરાવ ગાયકવાડ, પોતાના બેટાઓને કેળવણી આપવા તા૦ ૧૯ મી મે ૧૯૦૦ ને દીને ઇંગલંડ લઈ ગયા, તે વેળાએ તેમના ઉતારાના મકાનમાં સવારના દશ કલાકે એક મેળાવડો કરવામાં આવયો હતો, જયાં એવણે એક સુભાખીત ભાશણ કરી મહારાજાને મુબારકબાદી અને શાબાશીના સખુનો કહી સંભળાવયા હતા.

શેઠ ખરશેદજી રૂસતમજી કામાએ જરથોશતીઓનાં ધરમજ્ઞાનનો ફેલાવો કરવામાં પોતાની જીંદગી ગુજારી તે માટે તેવણની ૭૦માં વરસની સાલગરેહની યાદગારી તરીકે તેમજ ધરમ સંબંધી તેમની સેવાઓની પીછાન તરીકે તેવણના ચેલાઓ તથા વખાણનારાઓ તરફથી શમશુલ ઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદીની આગેવાની હેઠલ જુદાજુદા લખનારાઓએ જરતોશતી ધરમ તથા સાહીતયને લગતી પોત પોતાને મનપસંદ બાબદ ઉપર એકકી બીના ઈંગ્રેજીમાં લખી એક "મેમોરીઅલ વોલયમ" તઈયાર કીધું હતું, તે તેમને તા૦ ૧૩ મી ફેબરવારી ૧૯૦૧ ને દીને સર જમશેદજીનાં પ્રમુખપણા હેઠળ એક મોટા મેળાવડાની હજુરમાં ભેટ આપવામાં આવયું હતું. એજ મુજબ અત્રેની ગ્રાંટ મેડીકલ કોલેજના તા૦ ૨૫ મી મારચ ૧૯૦૨ ને દીને થયલાં ઇનામના વારસીક મેળાવડામાં એવણ પ્રમુખસથાને બીરાજયા હતા, અને વઈદાંની કોલેજની ઉતપતી વીશે કેટલુંક મોતેબર વીવેચન કીધું હતું.

નામદાર શેહેનશાહ એડવરડની તાજપોશીની ક્રિયામાં સામેલ થવાને મુંબઇ શેહેરના પ્રતીનીધી તરીકે સરકારના ખાસ ઇજનથી, એવણ તા૦ ૮ મી મે ૧૯૦૨ ને દીને પોતાના મોહોરદાર તથા બેટા અને બેટી સાથે ઈંગલંડ સીધાર્યા હતા. તેઓને અત્રેથી વીદાય થતી વખતે બેલારડ પીયર ઉપર પારસીઓની મોટી સંખ્યાએ હાજર થઇ માન આપયું હતું. એડન પુગયા તે વખતે તયાં તેમજ લંડનના ચેરીંગ ક્રોસના સટેશન ઉપર પણ એવણને પારસીઓએ મોટું આદરમાન આપયું હતું. લંડનમાં વસનારા પારસીઓએ તયાંનાં હોટેલ સેસીલમાં એમને ભેટવાને તા૦ ૧૦ મી જુને ૧૯૦૨ ને દીને એક વગવાળો મોટો મેળાવડો કરી પારસીઓ તરફનું મુબારકબાદીનું માનપત્ર આપયું હતું. એ ઉપરાંત ઘણાક નામાંકીક ઉમરાવો તથા રાજવંશીઓએ પણ એમને મોટું માન ત્યાં આપયું હતું. નામદાર શેહેનશાહ એડવરડે તાજપોશી પછી એમને તથા લેડી જમશેદજીને પોતાને હાથે "કોરોનેશન મેડલ" ભેટ આપયા હતા. આ દેશના પારસીઓ તરફનું મુબારકબાદીનું માનપત્ર પણ એવણ મારફતે નામદાર શેહેનશાહને અરપણ કરવામાં આવ્યું હતું. તા૦ ૧૨ મી જુન ૧૯૦૨નાં તયાંના "ડેલી ક્રોનીકલ" પત્રમાં એવણની એક તસવીર પારસી પોશાકમાં પ્રગટ થઈ હતી.

લંડનથી પાછા મુંબઈ આવ્યાબાદ ૧૯૦૨ના નવેમબર માસમાં થયલા અત્રેની સેંટ ઝેવીયરસ હાઇ સકુલના વીધ્યારથીઓને ઈનામો આપવાના મેળાવડામાં એવણને પ્રમુખસથાન આપવામાં આવયું હતું. ૧૯૦૩ના આગસટ માસમાં નામદાર ગવરનર લોરડ નોરથકોટની વીદાયગીરી વખતે ટાઉન હોલમાં થયલા મેળાવડામાં છેલ્લી સલામના સખુનો પણ એવણેજ કહી સંભળાવયા હતા. જરથોસ્તી કોમના લાભ સાચવનારી મંડળી, જે ૧૯૦૩ના જુન માસમાં સ્થાપવામાં આવી હતી, તેના એવણ શરૂઆતથીજ પ્રમુખ નેમાયા હતા. મરહુમ શેઠ લખમીદાસ ખીમજીને નામનું ભાટીઆઓ માટેનું સુવાવડખાનું તથા મરહુમ શેઠ દયાલ બીમજીને નામનું ધરમાદા દવાખાનું ખુલ્લું મુકવાની કીયા તા ૩૦ મી એપ્રીલ ૧૯૦૩ ને દીને હીંદુ ગ્રહસ્થોના એક મોટા મેળાવડાની હજુરમાં એવણને હાથે કરાવવામાં આવી હતી.

સુરત મધેની રૂસતમપરાની મરહુમ સર જમશેદજી જીજીભાઇ પહેલા બારોનેટવાળી દરેમેહેરની ૫૦ મા વરસની સાલગરેહ તા૦ ૩૧ મી અકટોબર ૧૯૦૩ ને દીને પડી હતી, તે વેળાએ તેનાં જશન વગેરેમાં ભાગ લેવાને એવણુ સુરત ગયા હતા, અને એમને સુરતના પારસીઓ તરફથી માનપત્ર તથા ઇવિનીંગ પારટી આપવામાં આવી હતી. તેમજ સુરત જતાં રસતામાં ઉદવાડા, વલસાડ, બીલીમોરા તથા નવસારીનાં સટેશનો ઉપર તયાંના જરથોસ્તી આગેવાનોએ હાજર થઈ માન આપયું હતું.

મુંબઇ મધે નેમેલી આનરરી માજીસ્ત્રેટોની બેંચના એવણુ ૧૯૦૪ના મે માસથી એક આનરરી માજીસ્ત્રેટ હતા. જુદદીનોને આપણી જરથોસ્તી દીનમાં દાખલ કરવાના સવાલના સંબંધમાં મુંબઈ મધે ચાર ચાર વરસ થયાં જે મોટી ભાંજગડ ઉડી છે, અને જેને લગતો એક મુકદમો પણુ હાઇકોરટે ચહડયો છે, તે બાબતમાં પણુ એવણે આગેવાની લઇ મોટી મદદ કરી છે અને કોમના મોટા ભાગનાં મત સાથે મળતા રહી તેની અગવડ તથા ઇંતેજારીમાં ઘણો ઘટાડો કરયો છે. એવી બીજી ઘણી ક્ષ-કતી તથા મોટા બનાવોથી ભરપુર કારકીરદીવાલા પોતાના સરતાજ સરદારનાં અકાલ મોત માટે પારસી કોમ સ્વભાવીક રીતે વીલાપ કરે છે, અને તેમનાં અશો રૂહ ઉપર દુવા તથા દરૂદનો નેસાર કરે છે.

---

## મરહુમ સર જમશેદજીનાં મરણુની ખબરથી ચોમેર ફેલાયલી દલગીરી—તેમની પાયદસત અને ઉઠમણાની થયલી કીરયા વીગરે.

તેમનાં માનમાં મલેલી યાદગારીની સભાઓ—તેમાં થયલા ઠેઠાવો—
લખાયલા દીલાસાપત્રો ઈત્યાદી.

મરહુમ સર જમશેદજી ગુજરવાના એકાદ અઠવાડયાના થોડાક દીવશ આગમચથી જો કે બીમારી ભોગવતા હતા ખરા, પણુ તે બીમારી એટલી સકત લોકોનાં ધારવામાં પેહલાં એવી નહી હતી કે જેથી તેમનું મરણુજ નીપજશે–તે છતાં ઉપર કહેલા દીવશે બપોરી વખતે જયારે તેવો ખરેખર ગુજરયા ત્યારે જેમ મુંબઇમાં તેમ દેશાવરોમાં–જેમ પારસી કોમમાં તેમ બીજી સઘલી ન્નાતોમાં તેમની આવી માઠી ખબરથી લોકોને વીજલીનાં વેગે હેવો અચંબો પેદા થયો કે જેનું વરણુનજ થઈ શકે નહી. મુંબઇથી નીકલેલા મોટી શંખ્યાના જાત–પરજાતનાં લોકોની ધુમચકરી મજગાંમ કેશલમાં ઉતરી પડી. અને સાંજ તથા રાતવેર લોકોનો આવજાવ ખુબ વધી પડયો, તેની સાથે દેશાવરોમાં ચોમેર તારોના સંદેસા ફરી વલેયાથી લાગતા વલગતાઓ અને ઓલખ પીછાન્યાઓ બોહલી સંખ્યામાં પોતે આવી લાગા–અને બીજે ઠેકાણુઓનાં સંખ્યાબંધ તારો ગમગીનીના અને દેલાશાના ફરી વલ્યા હતા.

એ મરહુમની પાયદસ્તની ક્રીયા બીજે દીને સહવારે એમના મજગામ કેસલ મધે કરવામાં આવી હતી. પાયદસ્ત કાઢવાનો વખત જો કે ૯ વાગતાનો ઠેરવવામાં આવ્યો હતો તોપણુ સહવારનાં ૬ વાગતાની અંદર જરથોસ્તીઓનાં ટોળે ટોળાં ગમખવારી ભરયા દેખાવે કેસલમાં ભેગા થવા લાગયા અને આઠ વાગતામાં તો મજગામ કેસલનો અંદરનો કુશાદે જંગી હોલ તેમજ બાહર નાંખવામાં આવેલો ગંજાવર મંડપ ચીકાર ભરાઇ ગયા હતા. કેસલની બાહર શ્રીમંત શેઠયાઓની અને બાંનુઓની ગાડીઓની જબરદસ્ત અલગાર લાગી રહી હતી અને તે માટે પોલીસે સારો બંદોબસ્ત જાલવ્યો હતો. ગેહસારણુાની ક્રીયા બરાબર ૮ કલાકે શરૂ થઇ અને તે પુરી થવા પછી સઘળાઓ સેઝદો કરવા ઉઠયા જેમ કરતાં ખાસ્સો એક કલાક લાગયો હશે. એ પછી રવાન જે મરનારનાં પાછ-ળનાં રેહેવાના બંગલામાં મેળવામાં આવયું હતું તે બાહર કાહડવામાં આવતાં સઘલાંઓએ તેને છેલ્લું નમન કરયું હતું. એ વેલાનો દેખાવ ઘણોજ દલગીરીભરયો અને આંખમાં આંસુ લાવનારો હતો.

મજગામ કેસલમાં ભેગી મલેલી એ ગંભીર મીજલસમાં મુંબઇના સઘલા પારસી જાણીતાં ખાનદાનોનાં પ્રતીનીધીઓ હાજર હતા. એ ખાનદાનોમાં પીટીટ, વાડીયા, મોલબલેશ, ટાટા,

કામા, બેરામજી જીજીભાઇ, જીજીભાઈ દાદાભાઈ, શેઠખાનદાન, વાચ્છાગાંધી, પાંડે, દાવર, મોદી, પાંઉવાલા વીગેરે હતાં. એ બધામાં મરહુમના એક ખાસ દોસ્ત શેઠ નવરોજી માણેકજી વહાડયા સી. આઇ. ઇ. તો છેકજ ગમગીન અને નસોસ પડી ગયા હતા. વલી યુરોપીઅનોમાં ફીલીક નીકશનું કંપનીના વડા ભાગયા ઓ૦ મી૦ એચ. ઈ. પ્રોકટર, મયુનીશીપલ કમીશનર મી૦ શેપરડ, મી૦ બરેકેટ અને હીંદુઓમાં ઓ૦ સર વીઠલદાસ દામોદર ઠાકરસી મુળજી, શેઠ મનમોહનદાસ રામજી વીગેરે હતા.

મરહુમના રવાન પાછલ તેમને અવલમંજલ પોંહચાડવાને માટે મોટી વગવાલી મીજલસ પાયદસ્તે ગઇ હતી અને મરહુમ તરફનાં મોટાં માન ખાતર એકેએક જન પાંઉ પયાદાજ ગયા હતા. હરોલમાં મરહુમના પુત્ર મી૦ રૂશતમજી, નામદાર જસટીસ દાવર, અને ખા૦ બા૦ ફીરોઝ હોશંગ દસ્તુર મેજીસ્ત્રેટ ચાલતા-જણાતા હતા. રવાનની આગલ રસ્તો ખુલ્લો રાખવા માટે ઈંગ્રેજ પોલીસ કોનસ્ટેબલ કેટલાક સીપાઇઓ સાથે હતો. પાયદસ્ત નીકલવાની વખતે મજગામથી ગ્રાંટરોડ જતી આવતી ત્રામોને અટકાવવામાં આવી હતી.

મરહુમના માન અરથે અતરેનાં કેટલાંક જાહેર ખાતાંઓ જેવાં કે ગ્રાંટ મેડીકલ કોલેજ, ટેકનીકલ કોલેજ, સઘલી પારસી સ્કુલો, પારસી જીમખાનું, અતરેનું દાણાબંદર, વીગેરે બીજાં સંખ્યાબંધ ખાતાંઓ બંધ રાખવામાં આવયાં હતાં. વળી મુંબઇનાં પારસી તથા ઇરાની દુકાનદારોએ પોતપોતાની દુકાનો બંધ રાખી હતી.

સુરત શહેરના પારસી દુકાનદારોએ આખો દીવસ દુકાનો બંધ રાખી હતી, તેમજ પારેખ ટેકનીકલ સ્કુલ અને મ્યુનીસીપલ તાબાની ગુજરાતી નીશાળો અને સર જમશેદજીના પારસી ધરમખાતાંની નીશાળો ઉપરાંત શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ સરકારી હાઇ સ્કુલ અને સારવજનીક ઈંગલીશ સ્કુલ બંધ થઈ હતી. મરહુમનાં મરણ માટે દીલગીરી દરશાવવા માટે સુરતની પારસી પંચાયતની બોરડના સરનસીન ખા૦ બા૦ બરજોરજી નોશરવાનજી વકીલ તથા સરદાર દાવર કેખુશરો એદલજી મોદી, બાઇ ડોશીબાઈ જહાંગીરશાહ અરદેશર કોટવાલ, દસતુરજી રૂશતમજી જમશેદજી વીગેરેએ તરતજ તારના સંદેશા મોકલ્યા હતા. એકથી વધુ જગોએ ઉઠમણાબી થયાં હતાં.

વલશાડમાં જરથોસ્તીઓ ઉપરાંત બીજાઓ પણ દલગીર થયા છે. ત્યાંની બાઇ આવાંબાઇ હાઈ સ્કુલ, આવાંબાઈ લાઇબ્રેરી અને ૨૦ જ૦ એંગલોવરનાક્યુલર સ્કુલ મરનારનાં માનમાં બંધ રાખી પોતાની શોકની લાગણી જાહેર કીધી હતી.

અમદાવાદની સરવે પ્રજામાં ભારે દલગીરી ફેલાઇ હતી. નામદાર શહેનશાહની તાજપોશીને ટાંકણે દીલ્લી ખાતેથી પાછા ફરતાં મરહુમ સર જમશેદજી અમદાવાદમાં થોડો વખત થોભયા હતા, જે વેળાએ સરવે કોમોના આગેવાનોએ સારૂં માન આપ્યું હતું. અમદાવાદની પારસી પંચાયત તરફથી ઉઠમણું પણ થયું હતું.

એ ઉપરાંત બીજાં સંખ્યાંબંધ ગામો જેવાં કે ભરૂચ, નાગપોર, શંગાહી, લેનોલી, હુબલી, સતારા, બદનેરા, જબલપોર, કરંજ, બીના, કલ્યાંણ, કાનપોર, બેલગામ, ભાવનગર, વરોડરા, તારાપોર, બીલીમોરા, રાજકોટ, નવસારી, મલેશર, મઉ, ગણદેવી, ઈંડોર, સુરત–રૂસતમપુરા, જાલના, મદરાસ અને ધારવાડ, વલશાડ, ઇલાવ, પુણા, બારડોલી, ગણદેવી, ઉદવાડા, મુજફરપોર, મોરા, કલકતા, અલાહબાદ, નારગોલ, ભુશાવલ, જબલપોર, શોલાપોર, કાશમીર, ખેરગામ, દમણ, કલીકટ, જંગબાર, વીગરે વીગરે ઠેકાંણેથી તરતનાં દીલગીરીનાં સંદેસા ફરી વલ્યા હતા તે જુદા. હીંદુસ્થાનનાં દુરનાં દેશો ઇરાંનનાં સીરાજની અનજુમન, અને બીજા બે ઈરાંની વેપારીઓએ પણ મુંબઇની પારસી પંચાત ઉપર દીલગીરીના સંદેસા મોકલ્યા હતા. તેહરાંન ખાતે પણ ઈરાંનીઓએ શોક પાલીને પોતાનું કામકાજ બંધ પાડ્યું હતું.

મરહુમનાં ઉઠમણાં મુંબઈ ઉપરાંત જે જે દેશાવરો ખાતે થયાં હતાં—તેમાં સુરત, ભરૂચ, નવસારી, અમદાવાદ, ઇડોર, વરોડરા, ઓરંગાબાદ, વલશાડ, કરંજ, ગણદેવી, ઉદવાડા, મોરા, બારડોલી, પુણા, અમદનગર, રાજકોટ, ભુશાવલ વીગરે વીગરેનાં મઠકોએ થયાં હતા. જે વેલાએ મરહુમની કીરતીનાં ભારે વખાંણો ગાવામાં આવ્યાં હતાં. અને તેમાં મરહુમનું નામ જાહેર ભણતરોમાં લેવાતું ઠરેઉ હતું. એ નામ જરથોસતી ધરમકારીયાની રીતી મુજબ મરહુમના અસલ જનમ નામ પરમાણે એટલે કાવશજી બેહદીન રૂસતમજી કરીને લેવાશે. વલશાડમાં તો રૂ. ૨૫) મરહુમનાં પુણ અરથે ધરમાદા અપાઇ હતી.—ઉઠમણાની કીરયા સાથે કેટલેક ઠેકાંણે ચાર દીવસની રવાંનની શરોશ વીગરેની ક્રીયા પણ થઇ હતી. કરાંચીમાં ઉઠમણાનાં વખત સુધીમાં મરણની ખબર પડેલી નહી હોવાથી ઉઠમણું નહી કરી શકાવાથી ઘણાકોને દલગીરી ઉપજી હતી. નવસારીમાં તો એમ બોલાયુ હતું કે આગલા એમના વડીલો પેહલા, બીજા અને ત્રીજા બેરોનેટનાં નામ અનજુમનમાં લેવાય છે તેમ એમનું પણ લેવું. અને દીલાસાપત્રો એમનાં કુટુંબપર મોકલવાં. નવસારીનાં લોકોએ તો પોતાનાં ઘરોમાં ચોક–ચાંદન પુરવાનુંબી એક દીવસ માંડી વાલ્યું હતું—અને સ્કુલો, દુકાનો વીગરે કેટલાંક ખાતાં બંધ રાખયાં હતાં. એ ઉપરાંત હીંદનાં બીજાં ઘણા જુદાં જુદાં મઠકોએ દલગીરીની જાહેર સભાઓ ભરાઇ હતી—અને સંખ્યાબંધ ઠેડાવો થયા હતા. તેઓ બધાનાં દેલાશાનાં સંદેસા, લખાંણો વીગરે મરહુમનાં કુટંબપર આવ્યા હતા, અને તેનાં બધાના માયાકુલ જવાબો આભાર ઉપકાર માંનવાના અતરેથી સર જમશેદજી પાંચમાં બેરોનેટ અને ડાવેજર લેડી ગુલબાઇ તરફથી ફરી વલયા હતા. તેમાં મુખ્ય કરીને મુંબઇની કોરપોરેશન જોગ, સુરતની કોરપોરેશન જોગ, સુરતનાં શેહરીઓની જાહેર સભાનાં માંનવંત પ્રમુખ સુરત જીલાના જડજ મી૦ બોનસ ઉપર, પુણાની બઝમે રોજે બેહરાંમનાં મેમબરો જોગ, પુણાની અને થાણાની અનજુમનની મલેલી સભાના પ્રમુખો જોગ, સર જમશેદજી જીજીભાઇ પેહલા બેરોનેટનાં ધરમખાતાંનાં ટરસટીઓ ઉપર અને મુંબઇની પારસી જરથોસતી અનજુમનની મલેલી જાહેર સભાનાં માંનવંત શરનશીન શેઠ બમનજી દીનશાહજી પીટીટ ઉપર–વીગરે વીગરે મુંબઇની—અને દેશાવરોની જે જે અનજુમને તથા પ્રજાએ, અને બીજી જાહેર સભાઓએ, મંડલીઓએ—અને કંપનીઓએ મોકલેલાં સંદેસા અને દેલાસા પત્રોનાં જવાબોમાં પોતાનાં માંનવંત પીતાનાં ગમખાર મોહોતનો અફશોશ જણાવવા પછે—તમામ માયાકુલ ઉપકાર અને લાયકાત ભરેલી સલયતાની મેહરબાંની માંનવામાં આવી હતી. જે ઉપરથી હાલનાં પાંચમાં સર જ. જી. ની સભ્યતા, સમયશુચકતા અને ગંભીરાઇનું ઘણું સરસ તોલ કરવાને વાંચનારી આલમ અને જાત પરજાતનાં લોકોને બની આવ્યું હતું.—એ ઉપરથી આપણ ઇછીએ છે કે એ નામવર જવાંન પુત્ર સર જ. જી. પાંચમાં બેરોનેટ અલબતાં આગલ જતાં પોતાની નામવરી અને કુટંબની જાહોજલાલી ઉતમ રીતે જાલવીને પોતાની કીરતી મશહુર કરતા રેહશે, કે જેમ કરવાને તે પરમેશવર તેમને જોઇતી શાહેતા બક્ષો.

મરહુમનાં ઉઠમણાની કીરયા એવોનાં ગુજરવાને ત્રીજે દીવસે બપોરે મજગામ કેસટલનાં દીવાનખાનામાં કરવામાં આવી હતી, જે વેળાએ મરહુમના અતલગના બેશીઓ તથા મીત્રો વીગેરેની મોટી ઠઠ મલી હતી. ક્રીયા પુરી થવા બાદ સમસુલ ઓલમાં દસ્તુર દારાબ પેસોતન સંજાનાએ મરહુમ ચોથા બારોનેટનાં ભલાં કામોની સ્તુતી લંબાંણથી કરી—તેવણે મરહુમનું નામ બીજા અશોફરોહરના નામ ભેગું ભણતરમાં લેવાને જણાવ્યું હતુ—જેને પુનાવાલા દસ્તુર કેકોબાદ આદરબાદે ઘટતા શબદોમાં ટેકો આપયો હતો. બાદ મોબેદોમાં રૂપા નાણું વહેંચવામાં આવયું હતું. એ પછી મરહુમના પુણ માટે તેઓના કુટુંબીઓ તેમજ મીત્રો વગેરે તરફથી નીચે મુજબ રકમો ભરાઇ હતી :—

| | રૂપયા. |
|---|---|
| બેહેસતનશીન નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટની પુંજીમાંથી.... | ૫૦૦૦ |
| મરનારનાં વીધવા બાઇ ગુલબાઇ ડાવેજર લેડી જ૦ જીજીભાઇએ ... ... | ૫૦૦૦ |

| | |
|---|---|
| મરનારનાં દીકરા રૂસતમજી તથા તેવણનાં ધણીઆણી શીરીનબાઇએ... ... | ૫૦૦૦ |
| મરનારના દીકરી સુનાબાઇ તથા તેવણનાં ધણી શેઠ માણેકજી શાપુરજી વાચછાએ. | ૧૦૦૦ |
| મરનારના દીકરી વીરબાઈજી તથા તેવણનાં ધણી જેહાંગીર દીનશાહ દાવરે ... | ૧૦૦૦ |
| મરનારના દીકરી જરબાઈ જમશેદજી જીજીભાઈએ. ... ... ... | ૧૦૦૦ |
| મરનારના દીકરી સુનાબાઇની દીકરીઓ પેરીન, નવાજબાઇ તથા શીરીને. ... | ૨૫૦ |
| મરનારના દીકરી વીરબાઇજીની દીકરી હીરાંબાઇએ ... ... ... | ૨૦૦ |
| મરનારના કાકાની દીકરી ખરશેદબાઇ રૂસતમજી જમશેદજી જીજીભાઇની પુંજીમાંથી | ૨૫૦ |
| "મરનારના એક મીત્ર." ... ... ... ... ... ... | ૫૦૦ |
| મરનારના મીત્ર શેઠ નવરોજી માણેકજી વાહાડયા સી. આઇ. ઇ. એ... ... | ૫૦૦૦ |
| શેઠ જાલભાઇ અરદેશર શેઠના. ... ... ... ... ... | ૫૦૦ |
| બાઇ જરબાઈ નવરોજી નશરવાનજી વહાડયા ... ... ... ... | ૧૦૦૦ |
| શેઠ નશરવાનજી નવરોજી વહાડયા. ... ... ... ... ... | ૫૦૦ |
| શેઠ રૂસતમજી નવરોજી વહાડયા .... ... ... ... ... | ૫૦૦ |
| બાઇ દીનબાઈ તે મરહુમ શેઠ ફરામજી શાપુરજી બાટલીવાલાના વીધવા .... | ૫૦૦ |
| શેઠ ધનજીભાઇ ફરામજી શાપુરજી બાટલીવાલા ... ... ... ... | ૨૫૦ |
| શેઠ રૂસતમજી ફરામજી શાપુરજી તથા તેવણના ધણીઆણી પીરોજબાઈ. ... | ૨૫૦ |
| ખા. બા. શેઠ હોરમજી માણેકજી ભીંવડીવાલા તથા શેઠ દોરાબજી ડોસાભાઇ ભીંવડીવાલા | ૫૦૦ |
| મરનારના બેહન બાઈ નવાજબાઇ તથા ધણી શેઠ ફીરોજશાહ પેસ્તનજી જેહાંગીર. | ૧૫૦ |
| શેઠ ખરશેદજી રૂશતમજી I. C. S. ... ... ... ... ... | ૫૦૦ |
| શેઠ ધનજીભાઈ રૂસતમજી વહાડયા ... ... ... ... ... | ૫૦૦ |
| શેઠ ફરામજી રૂસતમજી વહાડયા. ... ... ... ... ... | ૫૦૦ |
| બાઇ મેરબાઇ સોરાબજી નશરવાનજી વહાડયા. ... ... ... ... | ૨૦૧ |

ઉપર જણાવયા મુજબ રૂ. ૩૦,૦૫૧ કયાં કયાં ધરમખાતાંઓમાં આપવા તે હવે પછી જણાવવામાં આવશે. પણ તરત વેળા એટલું જણાવવામાં આવયું હતું કે ધી ઝોરાસ્ત્રીયન બીલડીંગ સોસાયટી સાથે ચોકસ બંદોબસત થશે તો તે મુજબ તે સોસાયટી હસતક મરનારના નામે તેવણની યાદગારી તથા પુણને માટે એક મકાન ઉભું કરવામાં આવશે.

ઉપલા રૂપીઆ ૩૦,૦૫૧ સીવાય બીજા રૂ. ૧૧૫૧ નીચે જણાવેલી વીગતે આપવામાં આવયા છે:—

| | | રૂપીયા. |
|---|---|---|
| શેઠ બેરામજી જીજીભાઇ પારસી ચેરીટેબલ ઇનસટીટયુશન ફંડમાં આપવામાં આવશે તેની વીગત:— ... ... ... ... ... | | ૮૦૦ |
| શેઠ રૂસતમજી બેરામજી જીજીભાઇ તથા ધણીઆણી આવાંબાઈ. ... | ૫૦૦ | |
| શેઠ બેરામજી રૂસતમજી બેરામજી જીજીભાઇ તથા ધણીયાણી બાઇ જરબાઇ. | ૩૦૦ | |
| મરનારના ભાઇ શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજીએ મુંબઈનાં આંધળાંપાંગળાંઓની પરવરસી કરવાના પગારના ફંડમાં. ... ... ... | | ૧૦૦ |
| સર જમશેદજી જીજીભાઈ ઇનસટીટયુશનના મુંબઈની સ્કુલના ગરીબ છોકરાઓને જમાડવાના ફંડમાં આપયા છે. તેની વીગત:— ... ... | | ૨૫૧ |
| પુનાવાલા શેઠ પેસતનજી બમનજીએ ... ... ... ... | ૨૦૦ | |
| પુનાવાલા શેઠ પેસતનજી લીમજીભાઇએ... ... ... ... | ૫૧ | |
| | | ૩૧,૫૦૨ |

એ પછી વલી બીજી રૂ. ૧૩૦૧ ની રકમ પાછલી રાતનાં ઉઠમણાંમાં મરહુમનાં પુણ્ય માટે અપાઇ છે :—

મરહુમની પોતાની પુંજીમાંથી રૂ. ૧૦૧ કુલે જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાના ફંડમાં, મરનારનાં વીધવા ગુલબાઇ ડાવેજર લેડી જ૦ જીજીભાઇએ, રૂ. ૫૦૦, મરનારના દીકરા શેઠ રૂસતમજી તથા તેવણનાં ધણીઆણી બાઇ શીરીનબાઇએ, રૂ. ૫૦૦, મરનારના સસરા શેઠ રૂસતમજી અરદેશર વહાડયાની પુંજીમાંથી, રૂ. ૧૦૦, મરનારનાં સાસુ બાઇ નવાજબાઇ રૂસતમજીની પુંજીમાંથી, રૂ. ૧૦૦ મલી રૂ. ૧૨૦૦ ની નોટ પારસી પંચાયતને સવાધીન કરવામાં આવી છે અને એનું વયાજ કયાં ફંડમાં વાપરવું તે હવે પછી જણાવવામાં આવશે.

**આ પ્રમાણે મરનારના પુનઅરથે કુલ્લે રૂ. ૩૨,૫૦૩ ની સખાવત થયલી જાહેર કરવામાં આવી હતી.**

**મરહુમ સર જમશેદજીનાં મરણનાં શોકની દલગીરી દરશાવનારા અને દેલાસાનાં સંદેસા અને પત્રો સંખ્યાબંધ આવ્યાં હતાં—તેમાં સઉથી વધુ ધ્યાંન ખેંચનારા મુખય આપણા હીંદના વાઇસરાય અને નામદાર ગવરનર જનરલ લારડ મીંટો અને મુંબઇનાં નામદાર ગવરનર લારડ લેમીંગટન જેવા મોટા હાકેમોનાં સંદેસા નીચે મુજબના છે :—**

સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટ ઉપર મુંબઇનાં નામદાર ગવરનરના ખાનગી સેકરેટરીએ ગણેશખીંડથી નીચલો તારનો સંદેશો રવાના કરયો હતો :—

"નામદાર વાઇસરાયે તમારા પીતાના અકાળ મરણની ખબર બહુજ દલગીરી સાથે સાંભળી છે, એમ તમોને જણાવવાને મને ફરમાશ કરવામાં આવી છે, અને તમારા કુટુંબ ઉપર દીલાસાનો સંદેશો મોકલવાને તે નામદારે ફરમાવયું છે."

નામદાર ગવરનરના ખાનગી સેકરેટરીએ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ તે હાલના પાંચમાં સર જ૦ જી૦ બેરોનેટ ઉપર નીચલો તારનો સંદેશો મોકલાવયો છે :—

"તમારા પીતાના મરણની ખબરથી નામદાર ગવરનરને મોટી દલગીરી ઉપજી છે. લેડી જમશેદજી અને કુટુંબ ઉપર જે મોટી આફત આવી પડી છે તે માટે તેવણ નામદારની ખરી અંતઃકરણની દીલસોજી જાહેર કરજો."

મુંબઇના માજી ગવરનર લોરડ લેમીંગટને પાંચમાં બેરોનેટ સાહેબ સર જમશેદજી જોગ બહુજ માયાકુલ દીલાસાપત્ર લખયો છે, જેમાં તેવણના પીતાજીનાં અકાળ મરણ માટે અતીયંત ખેદ બતાવી એક જાહેર શેહેરી તરીકેના તેવણના સદગુણોની બહુ વખાણ કરયા છે, અને જણાવ્યું છે કે મરહુમ સર જમશેદજીને હું જાહેર સભામાં તેમજ સંસારી મેળાવડાઓમાં એટલી વખત મળતો ભેટતો રહયો હતો કે ટુંક વખતમાંજ હું તેવણને એક મીત્ર તરીકે પીછાનવા લાગયો. અને તેવણના ઉમદા સદગુણોને લીધે ભરોસો મેલવા લાયક ગ્રહસથ માનવા લાગયો.

નામદાર આગાખાને તારનો સંદેશો મોકલાવયો હતો કે, "આ દલગીરી ભરીયા બનાવ માટે મારી દીલસોજી સવીકારજો."

વરોડરાના નામદાર ગાયકવાડ માહારાજાએ પણ એવીજ રીતે પોતાની દલગીરી દરશાવી હતી.

પુણા મધે નામદાર સરકારની ધારા બાંધનારી કાઉનશીલની એક બેઠક તા૦ ૨૦ મી જુને થઇ હતીઃ-તે વેલાએ નામદાર ગવરનર સર જયોરજ કલારકે પોતાની બેઠક લીધા બાદ નીચે મુજબ વીવેચન કરયું હતું :—

**"હવે હું એક બોલ વધુ બોલવા માગું છું. સર જમશેદજીના મરણના સમાચાર આપણે સરવેએ ઘણા ખેદ સાથે સાંભળયા છે. તેઓની સેવા ખાલી પારસી કોમનેજ નહી પણ મુંબઈ ઈલાકાની સરવે કોમોને ઉપયોગી થઇ પડી હતી. સર જમશેદજીના કુટુંબે પોતાની સખાવતને સબબે**

હીંદમાં પોતાનું નામ મશહુર કીધું છે. કોઈ પણ કોમનાં ભલાં કામમાં મરનાર પોતાનો હીસસો આપવાને બાહેર પડતા હતા તથા તેઓ દરેક રીતે એક મહાન શેહેરી નીવડયા હતા."

મુંબઈની મયુનીશીપલ કોરપોરેશનની એક સભા તા૦ ૧૮ મી જુને મલી હતી. તે વેલાએ પ્રમુખ મી૦ ડને મરહુમ શર જ૦ ના બાબમાં જે વીવેચન કીધું હતું તેમાં જણાવયું હતુ કે ગઈ સભા પછી એક અતી દુખદાયક માંઠો બનાવ બનયો છે કે આપના એક ગોઠયા સર જમશેદજીનું અકાલ મરણુ નીપજયું છે. તેમની ખોટ આપણુ શભાસદોનેજ નહી, પણુ આખી પારસી કોમને, મુંબઇ શેહેર અને ઇલાકાનેજ નહી પણુ મને વાજબી રીતે કેહવું જોઇએ કે આખાં હીંદુસથાનને પણુ ખમવી પડશે. તેઓએ સઘલી કોમનું-સઘલા વરગોનાં આગેવાનનું માંન અને વાહાલ મેલવયું હતું. તેવો એરોનેટનો મોટો ઉંચો ખેતાબ ધરાવયા છતાં બહુ નમ્ર હતા- મેં મારો મીત્ર અને ગોઠયો ખોયો છે. તેમ તમો સઘલાઓનેબી તેવીજ લાગણી લાગતી હશે.-આનરેબલ સર ફીરોજશા મેહતા મરહુમને માટેનો ઠેડાવ રજુ કરતાં બોલયા હતા કે આખાં શહેરને તેમનાં મરણુથી આંચકો લાગો છે-તેમનો વીલાપ કરવામાં આપણુ શરવે એકસરખા શામેલ છઇએ. વીગેરેનું લંબાણુ વીવેચન કરીને સભામાં જે ઠેડાવ મુકયો હતો તે નીચે મુજબ હતોઃ—

"આ કોરપોરેશને સર જમશેદજી જીજીભાઇના દુખદાયક મરણુની ખબર ભારે ખેદ સાથે સાંભળી છે અને તેમના અકાળ મરણથી મુંબઇના સરવેથી આગેવાન શહેરીઓ માહેલા એક જેઓ પ્રજાને લગતી સઘળી જાહેર હીલચાલોમાં આગેવાની ભરેલો ભાગ લેતા હતા તેમને ગુમાવવા માટેની દલગીરીભરેલી નોંધ કોરપોરેશન પોતાને દફતરે ચહડાવે છે. (૨) આ ઠરાવની એક નકલ દીલાસા સાથે મરહુમના કુટુંબ ઉપર મોકલવાની તે પોતાના પ્રમુખને સતા આપે છે અને (૩) મરહુમના માનમાં કાંઈ પણુ કામકાજ બજાવયા વીના આજની સભા મુલતવી રાખે છે."

આ ઠેડાવને હીંદુ કોમ તરફથી ડાકટર સર ભાલચંદરે, યુરોપયનો તરફથી મી૦ હેરીસને, અને મોહમેદનો તરફથી મી૦ ફાજલભાઇ ચીનાઇએ ટેકા આપતાં ઘણા માયાકુલ વીચારો અને વીવેચનો કીધાં પછી ઠેડાવ પશાર કરી કશાંપણુ કાંમકાજ બજાવયા વના કોરપોરેશન મરહુમનાં માનમાં મોકુફ રાખી હતી.-એ વીવેચનોમાં મી૦ હેરીસન હેવું બોલ્યા હતા કે:-"યુરોપયન કોમ તેમને એક આગેવાંન-મીલનશાર અને મલતાવડા શેહરી તરીકે પીછાંને છે. હેવી બાહારની સાદી જીંદગી ઉપરાંત તેવો પારશી કોમ માટે તો, જીવતોડ અને સંખયાબંધ ફરજો બજાવતા કે તેનો ખયાલ વતીક ઘણાઓને નહી હશે. તેમનુ કુટુંબ તાજ અને દેશ તરફ અઠાગ વફાદારી માટે જાંણીતું છે, અને તેવાં કુટુંબને માન આપીને શરકારે પોતાને ગોયા માન પમાડયું છે. જુના વખતને છાજતાં વીવેકને માટે તેવણુનું કુટંબ પંકાયલું-પસોતાયલું છે, તેમાં મરહુમે ઘટતું વીવેક વાપડીને વધારો કીધો છે. ઈત્યાદી.

ઉપલા ઠેડાવની નકલો ડાવેજર લેડી જમશેદજી અને સર જમશેદજીને મલેલાનો આભાર પત્ર કોરપોરેશનની સભા ઉપર મોકલ્યો હતો, જેની નોંધ લેવામાં આવી હતી. એજ મુજબ મયુનીશીપલ સટેનડીંગ કમીટીની તા૦ ૧૭ મી જુનની સભામાંબી મરહુમને માટે દલગીરી દરશાવામાં આવી હતી.

સુરતની મયુનીશીપાલીટીની એક ખાસ સભા જે દીને મરહુમનું મરણુ મુંબઈમાં નીપજેલું તે વખતે મલેલી હતી. તયાંજ મરહુમનાં મરણુનો સંદેસો એક કમીશનર મી૦ બરજોરજી નશરવાંનજી વકીલને મલતાંજ-તરતજ કોરપોરેસનની તે સભા, મયુનીશીપલ નીશાલો, અને પારખ હુનરશાલા બંધ કરાવી-દલગીરીનો ઠેડાવ પશાર કીધો હતો.

મુંબઇની એનઠરોપોલોજીકલ શોશાયટીની સભા તા૦ ૨૪ મી જુને રાયલ એશીઆતીક સોસાયટીમાં મલેલી-ત્યાં એરવદ જીવણુજી મોદીએ અસતોદાંન વીશે ભાશણુ કીધા પછે મી૦ જેમસ મેકડોનલડે જણાવયું કે મરહુમ સર જમશેદજી આ સોસાયટીનાં એક ઉપયોગી શભાસદ હતા—અને

તેવો મલતાવડા તથા ભલા ગ્રહસથ હતા. તેમનાં મરણથી મુંબઇની દરેક કોમમાં દલગીરી ફેલાઇ છે. સભામાં પ્રમુખ એડવરડસ મારફતેદ લગીરીનો ઠેડાવ મરહુમનાં કુટંબ ઉપર મોકલવાનો ઠેડાવ થયો હતો.

એવોજ એક બીજો ઠેડાવ સટુડંટસ બ્રધરહુડની તા૦ ૨૧ મીએ મલેલી સભામાં પણ થયો હતો.

બીજી જે જે પરચુટણ મંડલીઓમાં મરહુમનાં મરણ માટે ખેદ બતલાવામાં આવયો હતો તેમાં ધી એરામજી જીજીભાઇ કાલેજ યુનીયન; જરથોસતી ભાઇબંધોની મંડલી; ગરીબ જરથોસતીઓનાં રેહઠાંણાના ફંડની મંડલી; જરથોસતી ધરમસંબંધી કેળવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડલી, પારસી સાઇકલીંગ કલબ, વીગરે વીગરેની મંડલીઓએ પોત પોતાની સભામાં શોક પાલીને તે ઠેડાવો મરહુમનાં કુટંબપર મોકલી આપયા હતા.

મુંબઈ યુનીવરસીટીની સેનેટની એક સભા તા૦ ૧૯ મી જુને મલી હતી. ત્યાં પણ યુનીવરસીટીના આ માનવંત ગોઠયા સર જ. જીજીભાઇનાં મરણ માટે મોટો ખેદ બતાવવાનો ઠેડાવ થયો હતો.

પારસી લેખક મંડલીની તા૦ ૨૨ મી જુને મલેલી સભામાં પણ હેવોજ દલગીરીનો ઠેડાવ પશાર કરી મરહુમનાં કુટંબપર મોકલવાનો ઠેડાવ થયો હતો.

પારસી એમબયુલનસ બ્રીગેડનાં સભાસદોની એક સભા તા૦ ૨૧ મી જુલાઇએ એલફીનસટન હાઈ શકુલના મકાનમાં મલી હતી. ત્યાં પણ મરહુમનાં મરણનો ખેદ બતલાવી પ્રમુખ ડાં૦ દીનાનાથ દાંડેકરે તેમની કીરતી ગાઈ સંભલાવી હતી. અને એક ઠેડાવ પશાર કીધો હતો કેઃ— "એઓ શાહેબ આ સેંટ જોન એમબયુલેનસ બરીગેડના વાઇસ પ્રેસીડેંટ તરીકે ઘણી કાલજી ધરાવતા હતા—તેથી આ ખાતાંને તેમનાં મરણથી ઘણી ખોટ ગઇ છે"—વીગરે વીગરે. હેવોજ એક બીજો જુદો ઠેડાવ એમબયુલંસ વરગના મેમબરોએ પોતપોતામાં કરીને પોતાનાં કામકાજ બંધ રાખયાં હતાં.

જરથોસતીઓના માહાન પેગમબર અશો જરથોસત સાહેબનાં દીશાતું જશન, મુંબઇનાં જરથોસતી અનજુમનના આતસબેરામમાં કરવામાં આવયું હતું—ત્યાં આપના જાહેર વકતા મી૦ જાંહાંગીર જમશેદજી વીમાદલાલે જણાવયું હતું કે બાનુઓ અને ગ્રહસ્થો આપણને આજે એક ગંભીર ફરજ બજાવાની છે તે એ કે મરહુમ સર જમશેદજી જીજીભાઈ હક થયા છે, તેમને માટે દુવા ગુજારશું કે તેવો બેહસત મુકામ પોંચે અને તેમનાં કુટંબીઓનો ગમ ખોદાતાલા વીશાડે— ઇત્યાદી. વલી થાણાની દરેમેહરમાં થયલાં દેહ માસનાં જશનની મીજલસમાં પણ તેવીજ દલગીરી દરશાવામાં આવી હતી.

પુણાંખાતે જ્યાં મરહુમ સર જમશેદજી, વરશનો મોટો ભાગ મોશમશર વશવાત કરતા હતા ત્યાં એમનાં મરણની ખબર ફેલાતાં કુલ જરથોસતીઓએ તેમ અંગરેજો અને હીંદુ મુશલમાંનોમાં પણ મોટો ખેદ ઉપજયો હતો; અને મરહુમનાં ઘણાક પારશી બેહદીનો તથા દખણનાં વડા દશતુરજી કેકોબાદ પોતે પણ—પાયદસત—ઉઠમણાની કીરયામાં શામેલ થાવાને મુંબઇ પધારયા હતા. મરહુમનાં માન માટે પુણાનાં કેટલાંક જાહેરખાતાંઓ જેવાં કે સરદાર નોશરવાંન હાઇ શકુલ, પારશી અનજુમનની ગુજરાતી શકુલ, નેટીવ ઈનસટીટીઉસન, સર દી. મા. પીટીટ જીમનેશીઅમ, વીગેરે કેટલીક જરથોસતી અને ઇરાંનીઓ વીગેરેની દુકાંનો બંધ રાખી હતી. તથા જરથોસતીઓએ પુણામાં પણ ઉઠમણાની જુદી જુદી કીરયાઓ કીધી હતી. તેમાં એક સર જ. જી.ની દરેમેહરમાં ને બીજુ પુણાની દસતુર હોલવાલી મટેલની દરેમહેરમાં પણ થયું હતું.

પુણાની બઝમે રૈન્જે બેહરાંમ નામની જાંણીતી મંડલીના મેમબરોની એક સભા તા૦ ૫ મી જુલાઇએ મલી હતી—તાંહાં એક આયાકુલ દેલાશાપત્ર વાંચવામાં આવ્યું હતું—અને એક ડેપ્યુટેશનની મારફતે તે સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટને અને ડાવેજર લેડી ગુલબાઇને ખાસ પોંહચાડવાનો ઠેડાવ થયો હતો. દેલાશાપત્રમાં જણાવયું હતુ કે જરથોસ્તી ટોલાના દુખભંજન રાજા સર જ. જી. ચોથા બેરોનેટનાં મરણથી એમનાં કુટંબને તેમ આખી પારસી કોંમ સાથે આ બઝમને પણ મોટું દુઃખ ઉપજ્યું છે કેમકે તેવો સાહેબ આ મંડલના મેરબાંન "પેટરન" હતા—અને એમનું કુટંબ આ બઝમને પેહલેથીજ આહાતુ અને મદદ કરતું આવ્યું છે, ઇત્યાદી, ભારે દેલાશો દરશાવ્યો હતો.

પુણાની જરથોસતી અનજુમનની એક સભા તા૦ ૨૫ મી જુલાઇએ ધી નશરવાનજી પીટીટ હાલમાં દખણનાં વડા દસ્તુરજી સાહેબ કેકોબાદનાં પરમુખપણા હેઠલ મલી હતી. ત્યાં મરહુમનાં અકાળ મરણ માટે દલગીરી દરશાવાનો અને તે ઠેડાવ મરહુમનાં કુટંબ ઉપર મોકલી આપવાના ઠેડાવ થયા હતા. એજ સભામાં પાંચમાં સર જમશેદજી બેરોનેટને પુણાની અનજુમનનાં પણ અકાબર ગણવાનો ઠેડાવ થયો હતો.

મરહુમ સર જમશેદજીનાં મરણની નોંધ જાહેર વરતમાંન પત્રોએ તો હીંદુસથાંનનાં એક નાંકેથી બીજા નાંકાવેરનાં તમામ ગુજરાતી—મરાઠી ઉરદુ—વીગેરેનાં દેશી ભાશાનાં ન્યુશપેપરોએ લીધી હતી—તેમ અંગરેજી પત્રોએ પણ લંબાંણ આરટીકલો લખીને જબરો ખેદ બતલાવયો હતો—તે સાથે ઇંગલંડ અને યુરોપનાં ઘણાંક પત્રોમાં એમનાં મરણની ગમગીની ભરેલી નોંધ આવી હતી—તે એટલાંવેર કે ઈંગલંડનાં મશહુર—મોટા છાપા "લનડન ટાઇમશે" પણ તા૦ ૧૮ મી જુનનાં પોતાના અંકમાં એક લાંબી શોકકારક આરટીકલમાં લખયું હતું કે—એમનાં મરણથી પશચીમ હીંદુસ્થાનની આગલ વધતી અને વફાદાર પારશી કોંમે પોતાનો શવીકરાયલો વડો અકાબર અને મુંબઈનાં હીંદી મંડલેબી પોતાનો સંસારી વડો ગુમાવ્યો છે. વીકટોરીઅન અમલમાં એવણનાં બપાવા પેહલા બેરોનેટે કરેલી પાદશાહી શખાવતમાં જ. જી. હાસપીટાલ મુખ્ય છે. ત્યાં તેમનુ એક બાવલું મેલાયલું છે. નાઇટનાં ખેતાબનું—અને લનડન શેહેરનાં ફ્રીમેનનું માન પામનારા પેહલા દેશી એવો હતા. આપની તાજપોશીની દેશી રઇયતમાં એવોજ પેહેલા બેરોનેટ થયલા હતા. વાઇસરામની કાંઉનશીલનાં કાયદા મુજબ દરેક બેરોનેટ પોતાનું બીજું ચાલતુ નામ બદલીને શર જ. જી. નું. નામ ધારણ કરે છે. મરહુમ છેલ્લા બેરોનેટે પેહેલું નામ શજીને પોતાનો ટેક—દરજ્જો અને વફાદારી જબરી શાચવી હતી—તેવો કોરપોરેશનના મેમબર, યુનીવરસીટીનાં ફેલો, શેહરનાં શેરીફ વીગરે હતા. તેવો પંચાયતનાં ફંડોનાં બખોનો વહીવટ ઘણી શારી રીતે કરતા, એટલુંજ નહી પણ પોતાની કોંમમાં નવા શવાલોની ચરચા જીદ્દીન (યુરોપયન) ઓરત પરણવાનાં બાબમાં ઘણા શાવચેતીથી વરતતા હતા—અને કોમની ફીરતી સાચવી રાખતા હતા. વીગરે બીજું કેટલુંક બયાંન કરીને ટાઇમિશે પોતાની લાંબી આરટીકલ પુરી કરી હતી.—ઈંગલંડનાં પત્રોએ એ મુજબ મરહુમની ખબર લેવા સાથે વલી યુરોપની પારસી એસોસીએશન મંડલીએ પણ મરહુમનો શોક પાલવાનો અને તેમની યાદગારી જાલવવાના ઇરાદો રાખયો છે, કેમકે વેલાતમાં વસતા બધા જરથોસતીઓને મરહુમનાં મરણની ખબર થતાંજ બધાઓને એક સરખી દલગીરી ઉપજી હતી.

મરહુમ સર જમશેદજી ચોથા બેરોનેટ જેવો મરહુમ સર જ. જી. પેહલા બેરોનેટે સથાપેલાં ધરમખાતાંનાં એક અધીકારી તથા પ્રમુખ હતા. તેવોનાં મરણની નોંધ લેવા તથા તેવોની જગા પુરવા માટે કારોબાર મંડલીની એક સભા તા૦ ૧૦ મી જુલાઇને દીને શેઠ બમનજી દીનશાજી પીટીટનાં પ્રમુખપણા હેઠલ સર જ જી. બેનીવોલેંટ ઇનસટીટયુટમાં મલી હતી. પ્રમુખ શાહેબે કેટલુંક વીવેચન મરહુમનાં સદગુણો વીશે કરયા પછે આ ધરમખાતાંનાં દફતરમાં નીચે મુજબની નોંધ કરવાનો ઠેડાવ થયો હતોઃ—

"નોંધ—નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટ જેવણ પોતાના જગપ્રસીધ બપાવાના આએ પારસીઓને વાસતે કરેલી સખાવતનાં ધરમખાતાંના સરનશીન હતા, તેવણ રોજ ૮ મો માહ ૧૦ મો શેહેનશાહી ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૧૭ મી જુન ૧૯૦૮ ને વાર બુધને દીને બપોરના કલાક ૧—૨૦ (સ. ટા.) બેહેસતનશીન થયા તે ગમખાર બનાવથી આએ ધરમખાતાંની કારોબાર મંડળીના સાહેઓને ભારી દલગીરી ઉપજી છે. એઓ સાહેબના માનવંત પીતાજી બીજા બારોનેટનાં મરણથી ખાલી પડેલી જગાએ નામદાર સરકારે તા૦ ૧૦ મી અકટોબર ૧૮૭૭ ને દીને પોતા તરફના એક અધીકારી દાખલ અત્રેની કારોબાર મંડળીપર એવણુને નેમયા હતા. તયાર પછી ૧૮૯૮ માં એવણુના મરહુમ ભાઇ નામદાર સર જમશેદજી જીજીભાઈ ત્રીજા બારોનેટના હક થવાથી આએ ખાતાંની પંચાયતના સરનશીન નેમવામાં આવયા હતા; જે માનભરેલો ઓધો ઘણી ઉલટ અને ખંતથી ચલાવી આ ખાતાંના કારોબારમાં પોતાના પાકટ અનુભવ અને કુનેહનો અછો હીસો આપયો હતો. પોતાના જીનતગુજીન બપાવાજીનાં સથાપેલાં આએ ખાતાંમાં ૩૧) વરસની લાંબી મુદત સુધી એઓએ એના વહીવટમાં સામેલ રહી—સરનશીન દાખલ છેલ્લાં દશ વરસ સુધી પોતાની દેખરેખ રાખી આગેવાન ભાગ લીધો હતો. આએ ખાતાંએ એવા એક દીલસોજ અને સખી તબેહના સરનશીન તથા ખેરખાહ મદદગાર તથા એવણુના હમશરીક અધીકારીઓએ પોતાનો એક કીમતી સાથી ખોયો છે, જે બનાવથી તેઓને બેહદ ગમગીની તથા ઉદાશી ઉપજી છે. એ મરહુમ શેઠના અશો રૂહ ઉપર ખોદા નેગેબાન હોજો તથા તે ઉપર સદ હજાર દરૂદ હોજો."

બીજું—ઉપલી નોધની નકલ એ મરહુમ નામદારનાં વીધવા દાવેજર લેડી ગુલબાઇ જમશેદજી જીજીભાઇ તથા તેવણુના પુત્ર નામદાર સર જમશેદજી જીજીભાઇ પાંચમા બારોનેટ તથા તેવણુના ભાઇ સેઠજી જમશેદજી ખરશેદજી જમશેદજી ઉપર સેક્રેટરીએ એક ઘટતો કાગળ લખીને મોકલવી.

બીજો ઠરાવ તે પછી થયો કે ખાતાંની સઘળી નોટો જે ૫) અધીકારીઓના નામપર છે તેમાંથી ચોથા બારોનેટને બદલે પાંચમા બારોનેટનું નામ મુકવું, તેમજ સરકારને પણ સરેસતાની રીતે લખી જણાવવું કે સર જમશેદજીએ સથાપેલાં ધરમખાતાંનાં સઘળાં કામકાજમાં મરહુમ ચોથા બેરોનેટની જગાએ હાલના સર જમશેદજીને કારોબાર મંડલીએ પોતાના પ્રમુખ ચુંટી કાઢયા છે."

જરથોસતી કોમના લાભ સાચવનારી મંડલીની એક સભા મરહુમ સર જ. જી. નાં મરણુની દલગીરી દરશાવાને તા૦ ૨૩ મી જુને મલી હતી. સભાના પ્રમુખ શેઠ બમનજી દીનશાજી પાટીટે લંબાંણથી વીવેચન કરતાં કહી શંભલાવ્યુ કે આ મંડલીના મરહુમ સદાના પ્રમુખ અને મંડલીને ઘણા ઉપયોગી હતા, અને તેમની ખોટ મંડલીને મોટી ગઇ છે, એટલુંજ નહી પણ તેમનાં મરણથી હીંદુસથાને એક મોટો દેશી, મુંબઇએ મોટો શેહરી, ગરીબોએ એક ખયરઅંદેસ, અને પારસી કોમે કમનસીબે એક સાચો અને દેલશોજ ખેરખાહ અને એવણુનાં કુટંબે તો એક વીરસોજ ગુમાવ્યો છે. એ વીગેરેનું ઘણું અસરકારક વીવેચન કરયું હતું—તે પછે સભામાં મી૦ જાંહાંગીર જમશેદજી વીમાદલાળે જે ઠેડાવ રજુ કીધો તે નીચે મુજબનો હતો:—

"આપણી કોમના વડા અકાબર અને કોમના લાભ સાચવનારી મંડળીના માનવંત પ્રમુખ નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટનાં અકાળ મરણ માટે આ સભા પોતાની અંતઃકરણુની દલગીરી જાહેર કરે છે. આ મંડળીની સ્થાપના મરનારની દીલસોજીને આભારી છે કે જે વીના એવી મંડળી સ્થાપવાનું કામ બહુ મુશકેલ થઇ પડતે. મંડળીના પ્રમુખ તરીકે મરનારે પોતાની કીમતી સલાહ તથા રાહબરીથી મંડળીને ઘણી કીમતી મદદ કીધી છે અને કોમના વડા અકાબર તરીકે કોમનાં અનેક ઉપયોગી ધર્મખાતાંઓના વહીવટમાં તેમજ કોમના લાભના અગત્યના સવાલોમાં આગેવાની લઇને કોમની ઘણી અગત્યની સેવા બજાવી છે. મરનારનાં અકાળ મરણથી આ મંડળીને તેમજ આખી કોમને મોટી ખોટ ગઇ છે તેની નોંધ લેતાં આ સભાને અત્યંત ખેદ ઉપજે છે. આ ગમખાર

બનાવથી મોટા ગમમાં આવી પડેલાં મરનારનાં વીધવા ડાવેજર લેડી જમશેદજી, બેટા બેટીઓ તથા બેશીઓ તરફ આ સભા પોતાની દીલસોજી જાહેર કરે છે અને આ ઠરાવની નકલ મરનારનાં વીધવા ડાવેજર લેડી જમશેદજી તથા બેટા સર જમશેદજી જીજીભાઈ ૫) મા બેરોનેટ ઉપર મોકલી આપવા સેક્રેટરીઓને અરજ કરે છે."

ઉપલી મંડલીને અશતેક્ની ઝોરાસ્ટરીઅન બીલડીંગ સોસાઇટીની સભાએ પણ હેવોજ દલગીરીનો ઠેડાવ જુદો પસાર કરયો હતો.

શ્રી શુરતનાં પુરાતન શેહેરમાં મરહુમ સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટનાં મરણની યાદગારી અને દેલશોજી માટે એ શેહેરના પારસી–હીંદુ–મુશલમાન અને કરીશચીઅન વીગેરેની શઘલી કોમના રેહવાશીઓની એક મોટી સમસત જાહેર સભા તા૦ ૨૯ મી જુનને દીને શુરતનાં મયુનીશીપાલ હાલમાં મલી હતી–એ સભા બોલાવવાનાં આમંત્રણ ત્યાંની જુદી જુદી કોમના નજદીક પચાશ ગ્રહસથોની તરફથી કરવામાં આવયાં હતાં—તે મુજબ સભામાં બીરાજેલા ગ્રહસથોનો શુરત અને તેની આશપાશનાં ગામોનાં તમામ વરગનાં આગેવાનો અને જાંણીતાઓનો મસમોટો મેળાવડો જમયો હતો. સભાના પ્રમુખપદે શુરતનાં કલેક્ટર મી૦ બોનસ પોતે બીરાજ્યા હતા. તેવોએ પરથમમાં જણાવ્યું કે મરહુમ સર જમશેદજી જેવા નરનાં મરણનો ખેદ બતલાવા અને આ શુરત શેહેર તરફથી દેલાશાપત્ર મોકલવાને આપણ આજે મળ્યા છૈયે–મરહુમનાં સદગુણોનું વરણન અતરેનાં જુદા જુદા ગ્રહસથો જેવો તેમનાથી વધુ વાકેફ છે તેવો કરશે. મી૦ ઇશીવરદાસ સટોરે પેહલું ભાશણ કીધું કે આખી શુરતની પ્રજા સર જમશેદજીના મરણથી દલગીર થઇ છે તે આજના બધી કોમના આગેવાંનોની હાજરી ઉપરથીજ જણાય છે. એ પછે તેવોએ સભામાં તઈઆર થયલું લંબાંણ દેલાશાપત્ર જે મરહુમ સર જમશેદજીના બેટા પાંચમાં સર જ. જી. ઉપર મોકલવાનું હતું તે વાંચી સભળાવયું, જેનો સાર એ હતો કે હીંદવાસી પારસી કોમનાં વડા પેહલા બેરોનેટનો માનવંત બેતાબ ધરાવનાર શકલ ઉંચ ગુણોના ભુશણથી ઉજવલ અને નીરમલ રેહણીથી આખી પ્રજામાં માંન પામેલા હાવા નરનાં મરણથી આ પુરાતન શેહરના વતનીઓ અતી શોકમાં ગીરફતાર થયા છે. અને તેમનાં કુટંબનાં દુખમાં ભાગ લેવાને અતરેના પારસી, હીંદુ, મુસલમાંન–અંગરેજો એકઠા મલ્યા છઇએ. સર જમશેદજીનું કુટંબ તે પારસી કોમનું ભુશણ છે, એટલુંજ નહી આખા દેશને એક મહાન નરની ખોટ ખમવી પડી છે. વીગરે બીજુ પુશકલ લાંબુ વરણન સર જમશેદજીનાં કુટુંબની સખાવત અને ભલા ગુણોનું કરવા પછી શેવટે ઇછીવામાં આવ્યું હતું કે પાંચમાં સર જમશેદજીને ઇશવર દીરઘાયુષય આપો અને નેકી–સખાવત–તથા કુટંબની અમર કીરતી જાલવવાને સામરથવાન થાવો.

ઉપલી મતલબનો લંબાંણ દેલાશાપત્ર મી૦ શટોરે વાંચી રહેઆ પછે પોતાની તરફનું પણ તેવુંજ શરશ લંબાંણ વીવેચન કરીને દરખાસ્ત મેલી કે આ દેલાસાપત્ર આપની આજની સભાના મેરબાન પ્રમુખ શાહેબ જીલા જડજ મી૦ બોનસે પોતાની સહી કરીને મરહુમના બેટા સર જ. જી. પાંચમાં બેરોનેટ ઉપર અને ડાવેજર લેડી બાઇ સાહેબ ગુલબાઈ ઉપર તેમને લાયકનાં બોલોનાં ફેરફાર કરીને મોકલી આપવું. એ દરખાસ્તને ટેકો આપતાં મી૦ કાલાભાઈ લલુભાઇ વકીલે, ખા૦ બા૦ ડોશાભાઈ પેશતનજીએ, ખા૦ શા૦ મોલવી અબદુલ કાદરે વીગરે ઘટતાં વીવેચીનો કીધાં હતાં. દરખાસત ઘણી ગંભીરપણે પ્રમુખના કેહવા મુજબ શઘલી મીજલસે એકમતીથી પશાર કીધી હતી. પ્રમુખનો ઉપકાર માંનતાં શુરતનાં પારસી કોંમના વડા અકાબર સરદાર દાવર કેખુશરો એદલજી મોદીએ કહેઉ કે જીલાના વડા હાકેમનાં પધારવાથી આજની સભાનો મોભો વધ્યો છે. સર જમશેદજીની સખાવત અને સદગુણો માટે અતરે ઘણું બોલાયું છે, પણ તેમનુ આટલું જલદી મરણ નીપજવાનું એક એ કારણ અટકલાય છે કે પારસી પંચાયત વીરધ જે હાઇ કોરટમાં એક ગુચવણભરયો–(જુદદીન જધડાનો) મુકદમો ચાલે છે તેની જંજાલીની ઈંતેજારીમાં મરહુમે પોતાનો જીવ ખોયલો

જણાય છે-ઇત્યાદી. પરમુખે પોતા તરફથી પાછો આભાર માની મીજલસ ઘણી ગંભીરાઇથી છુટી પડી હતી.

મરહુમ સર જમશેદજી ચોથા બેરોનેટનાં મરણ પછી મોટાં મોટાં ખાતાંઓમાં જે તેમની નેમણુંકો હતી-ને હોધાઓ ભોગવતા હતા તે શરવે ખાતાંઓમાં પાછા તેમની જગા ઉપર તેમનાં બેટા પાંચમાં સર જમશેદજી બેરોનેટને નેમવાની બાબદ શઉથી મોટી અને અગતની હતી-કેમકે આજ વેર પેહલા બેરોનેટની પછી તે અતયારવેર તેમની જે પાંચમી બેરોનેટસી થઈ છે-તેની શરૂઆત જે સને ૧૮૫૭નાં મે માસની ૨૪ મી તારીખે નામદાર માહારાંણી વીકટોરીઆની શાલગરેહને દીનેથી થઇ હતી યાને ને દીને નામદાર પેહલા બેરોનેટ સર જમશેદજી જીજીભાઈને આ માંનવંતો ખેતાબ મળયો હતો-જેને અતયારવેરની મુદતમાં બરાબર અરધી સદી અથવા પચાશ વરશની મુદત ગુજરી છે-તે દરમેયાનમાં હરેક બારોનેટનાં મરણ પછે તેમનાં હકદાર વારેસ તે બીજા-ત્રીજા-બેરોનેટોનેજ તે શઘલાં હોધા અને માંન પાનો મલતાં રહેઆં છે-અને એ કુટુંબની શાહેબી જોતાં વાજબીજ તે નેમણુક ગણાતી આવી છે-અને પારશી કોંમ તે ખુશી શાથે સવીકારતી રહી છે, એટલુંજ નહી પણ નામદાર શરકાર પણ તેને માટે બાહાલી આપતી આવી છે. એ રીતે પેહલા બે બેરોનેટો તો આપમેલેજ કોંમના અને ટોલાના "લીડર" અથવા વડા ગણાયા હતા-પણ ત્રીજા-ચોથા-બેરોનેટોને માટે વલી ખાસ પારસી અનજુમનોની સભાઓ મેલવીને તેમાં ઠેડાવો પાસ કરીને હેવી-નેમણુકો થઇ હતી.-તે તરીકા મુજબ આ વેલાએ પાંચમાં સર શાહેબનીબી નેમણુક કરી લેવી-હેવી જ્યારે મરહુમ ચોથા બેરોનેટનાં મરણ પછેના થોડાક દીવશની મુદતમાં વાત નીકલી ત્યારે વલી આ વખતે એક નુવીજ વાત ટોલામાં ઉભી થઈ કે પારસી કોમને એક વડાની અગત શું છે ઇત્યાદી; કંઈ મતફેર જેવું પ્રગટીયું, પણ તે શારાં ભાયગે થોડાકજ શાહેબોનું કેહવું હતું-એટલે કોંમનો મોટો ભાગ તો જેમ અશલથી ચાલતું આવે છે તેમજ ચોલવાને રાજી હતો. એ ઉપરથી જ્યારે ૫૭૦૦ની મોટી સંખયાની જરથોસ્તીઓની શહીઓનુ એક રેકવીજીસન પારશી પંચાયતનાં ટરશટી શાહેબો જોગ તૈયાર થયું કે પાંચમાં શર જમશેદજીને કોંમના વડાની નેમણુંક કરવા અનજુમનની શભા બોલાવવી-ત્યારે ઉપર કહેયું તેમ તેની શાંએ કંઈ પરોટેશટ કરવા જેવું વલી એક બીજુ રેકવીજીસન ફરતું થયું અને તેની ઉપરબી બેએક હજારની શહીઓ થયલી કેહવાઈ. ખરેજ આ મામલો પેહલી નજરે ઘણો ગંભીર અને માંઠો ટોલાનાં શમજુ ભાગને લાગો અને કોંમમાં ચકચાર ચાલીકે એ કંઈ શારાં ચીનહ નથી અને હેવી મતફેરીથી ઓર કોંમમાં કડવાસ વધી પડી બે તડ જેવું થશે-અને શરકાર દરબારમાં શારૂં નહી લાગશે. પણ શુકર બારેહકતાલાનાં ! અને હજુરબી પારશી કોંમનાં વડીલોનાં પુણ પરતાબ આડે આવ્યાં કે આ નાખુસ બનાવનો અંત અને તોડ ઘણો શરશ રીતે આવી ગયો; અને સઘલું સમાધાનીથી પાર પડીને અને જે કોંમે ધારયું તું તે મુજબનુંજ પરીનામ આવ્યું કે પાંચમાં સર જમશેદજી બેરોનેટ પોતાની માંનવંત પદવીએ નેમાઇ ચુકા છે. આ એક મોટી યાદગારી જેવાં કાંમમાં હાલનાંજ તરતના આપણીં કોંમમાં વધેલા ત્રીજા નવા બેરોનેટ સર કાવશજી જાંહાંગીર રેડીમનીએ આ કાંમનું માનવંત બીડુ જડશી લીધું અને પોતે વચે પડીને કોંમનાં ઘણાક આગેવાંનોને પોતાને મકાંને બોલાવીને બે ખાંનગી સભાઓ પેહલા મેલવીને બેઉ તરફવાલાઓનું બોલવું સમજી લઇને તથા અરશપરશ શમજુતી કરી લઇને અનજુમનની સભાનું કામ શેહલ કરી દીધુ અને સભામાં સર પાંચમાં બેરોનેટની ટોલાના વડાની નેમણુક સમાંધાંણીથી એકામતીથી-કાંઇ પણ શામા વાંધા વીશટી વગર પશાર થઈ જાય હેવું નકી કરી લીધું. શાબાસ ! સર રેડીમનીની હીકમત, શુભ ઇચ્છા અને કારશાજીને ઘણી શાબાસી ઘટે છે, અને તેમનાં એ કામમાં શામેલગીરી કરીને સમાધાંણીથી સઘલું પાર પાડવામા આપણી કોંમના જે બીજા માંનવંત શાહેબો જેવા કે નામદાર જડજ મી૦ દીનશા ઘનજીભાઇ દાવર, સર ફીરોજશા મેરવાંનજી મેહતા બેરીસટર અને સર જમશેદજીનાં કુટંબ તરફ અશલથી વાહાલ અને દોસતી ઘરાવનાર શેઠ નારાજી માંણેકજી વાહાડીઆ સી-

આર્ટ. ઈ., કે જેવો એજ પારસી અનજુમનની મલેલી સભાનો થયલો સઘલો ખરચ પોતાની ગી-રેથી ખુશીથી આપ્યો હતો, તેનો અને બીજાબી કેટલાક આગેવાન શાહેબોએ એ સમાધાંનીમાં કાંમમાં શામેલ થઇને એ કાંમમાં પડતી સમજુતી કરી આપી છે, તેવો પારસી કોંમ અને ટોલાનાં જાવેદાંનના માંનને લાયકનાં ઠડી ચુકા છે. આ સાહેબોએ અનજુમનની સભામાં પશાર કરવાનો જે ઠેડાવ પોતપોતામાં વાદ વીવાદ કરીને તથા પાંચમાં સરની મુલાકાત મેલવીને જે નકી કીધો હતો તે ઠેડાવ રેકવીજીસન કરનારા અને પરોટેસ્ટ કરનારાઓનાં મન મનાવા જેવો થયો છે–પણ તેમાં માત્ર શબ્દ રચનાની હેરફેર શીવાય કોઈબી મોટો હેરફેર કે કસુંબી અશલ ઠેડાવ કરતાં જુદી જાતનું બનયું નથી; એ મોટી નશીબની વાત શમજાય છે–તે એ કે આગલા ઠેડાવોમાં પારસી કોંમના "પ્રમુખ" નો બોલ હતો તે બરોબર છે ને તેજ કાયમ રાખવો અને હરેક જાહેર વાતમાં પાંચમાં બેરોનેટ પારસી પંચાતનાં અકાબરોની શહલા લેવા સાથે ટોલાનાં બીજા શમજુ શાહેબોની સહલા પ્રમાણે વરતવું હેવા ફેરફારનો ઠેડાવ મંજુર રખાયો છે, જે અનજુમનની સભાનાં હેવાલમાં હેઠલ માલમ પડશે. આ શમાધાંણીથી આખી કોંમને સંતોશ ઉપજયો હતો.

ઉપલી સમજુતી મુજબ અને પેલાં ૫૭૦૦ શહીનાં રેકવીજીસનની માંગણી મુજબ પારસી પંચાતનાં ટરશટી શાહેબોએ રોજ ૧૭ મો માહા ૧૧ મો સને ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૨૬ મી જુલાઈને રવીવારે પારસી અનજુમનની એક જાહેર સભા આલબલેશ બાગમાં બોલાવી હતી–જેના પ્રમુખશથાંને આપણી કોંમનાં માંનવંત અને ખરા લાયક ગ્રહસથ શેઠ બમનજી દીનશાજી પીટીટ બીરાજ્યા હતા—જેવોએ પોતાની ચપલતાથી અને એક ઘણાં સરસ છટાદાર લંબાંણ ભાશાણથી આખી સભાનાં મન જીહતી લીધાં હતાં. સભામાં મરહુમ ચોથા બેરોનેટનાં મરણનો ખેદ અનજુમન તરફથી બતલાવી અનજુમનનાં દફતરમાં નોંધ કરવાનો ઠેડાવ કરવામાં આવ્યો હતો અને ત્યાર પછે નવા પાંચમાં બેરોનેટની અનજુમનનાં સરનસીન તરીકેની નેમણુક કરવામાં આવી હતી–તે કાંમની પશંદગીને માટે મુંબઇનાં જરથોસતીઓની જેમ મોટી ઠઠ એકઠી મલી હતી–તેમ મુંબઈ છોડી દેશાવરોનાં સંખ્યાંબંધ અનજુમન અને જરથોસતી શાહેબોનાં ખાસ પુસકલ સંદેસા અને સભાના કામની પશંદગી અને બાહાલી માટે લગભગ પચાસ ગાંમોના જરથોસતી રહીસોના પત્રો આવેલાં સભામાં રજુ કરવામાં આવ્યાં હતાં. પ્રમુખ સાહેબે પોતાનાં ભાશણમાં મરહુમનાં સદગુણોનું બયાંન ઘણા અસરકારક બોલોમાં કરતાં એક જગોએ મીશળ આપી હતી કે ફારસીમાં એક બેત છે કે— "ખાક શવ ખાક તા બુરૂયદ ગુલ—કે જુઝયખાક નીસત મઝહરે ગુલ" યાને "મતીની માફક થા કે તેમાંથી ગુલાબ ઉગે કેમકે મતી શીવાય ગુલાબનો બીજો આયનો નથી"—અથવા મટોડી વગર ગુલાબનું ઝાડ ઉગે નહી, તેમ સર જમશેદજીનાં સદગુણોને ગુલાબનાં જાહાડ સાથ સરખાવીને તેમનાં ભલા ગુણોનું લંબાંણ વરણન કરયું હતું—તેવો કેવા ધરમીસટ હતા, તેના નમુનેદાર દાખલા આપ્યા હતા. સને ૧૮૯૪ માં એવો પારસી પંચાયતનાં ટરસટી અને સને ૧૮૯૮ માં સરનશીન નેમાયા હતા, ત્યારથી એમનાં કાંમ જોઇને સઘલા ટરસટીઓને ઘણી સારી અસર થઈ હતી. પારસી પંચા-યતની સાંમેના હાઈકોરટવાલા મુકદમામાં મરહુમે લીધેલી ઉલટની યાદ આપી હતી, કે આખો દીવસ અને મોડી રાત વેરમા તેવો તેની કાલજી કરતા હતા અને વારંવાર કોરટનાં દાદરાઓ ચઢતાં મરહુમની છાતી અથવા હારટપર અસર થયાથીબી વખતે એમનું મરણ નીપજ્યું હોય તો જાણો કે તમારાં ધરમખાતાંનાં ફંડોની જાલવની અને કોંમની સવચ્છતા જાલવતા કાંય નહી એમનાં જાંનનો ભોગ થયો હોય! એ પછી એજ મુકદમાને લગતી એક બીજી અગતની બાબદ પ્રમુખ સાહેબે સભામાં જાહેર કીધી તે બહુ અગતની અને પારસી કોંમને ઘણી જાણવા જોગ હતી—મરહુમ સર. સાહેબની હઇઆતીમાં એમ બોલાયું હતું કે સને ૧૯૦૨ માં નવાં પારસી વરસને દીને લંડનમાં થયલાં ખાણાંની મીજલસમાં એવો સાહેબ હાજર હતા ત્યારે જાણે હેવું બોલ્યા હતા કે વેલાતમાં એક પારસી ગ્રહસથના ફરેંચ બાનું સાથનાં થયલાં લગનને જાણે બાહાલી આપી હોય અને હેવું

બોલયા હોય કે પારસી કોમ એવાં લગનોને આવકાર દેશે. સરનશીન સાહેબે હીંઆં કહી સંભલાવ્યું કે—હું તમોને સારી સતાથી જણાવાને સામરથવાંન છું કે મરનાર સર જમશેદજી તે પરસંગે હેવું કાંઇ બોલ્યાજ નહી હતા! આ ઈશારો મારી ફરજ ખાતર અતરે કરૂંછું—વીગરે કહીને સર જમશેદજીનાં ભલા ગુણોનું ગવરનર જેવાઓએ કરેલું વરતાંત કહી સંભલાવીને પોતાનું ઘણું આયાકુલ ભાશણ સમાપત કીધું હતું. પણ તેમ કરતાં ભાશાંણના બીજા અથવા છેલા ભાગમાં હાલના સર જમશેદજીની નવી નેમણુક કરવાનાં બાબમાં ઘણી લંબોંણુ સમજ દાખલા દલીલો સાથ આપીને સભાજણોનાં મનપર સારી રીતે ઠશાવ્યું હતું કે હાલનાંજ પાંચમાં બેરોનેટને કોમના પ્રમુખ નેમવામાં ઘણા ફાયદા છે. અને આશા બતલાવી કે હાલનાં સર તે કાંમને માટે ઘણાજ લાયક નીવડશે હેમાં કશો શક શુબેહ નથી.

સભાનો પેહલો ઠેડાવ રજુ કરવાને આપણા એક જાણીતા વકતા ડાકટર સુખયા પેહલાં ઉઠયા હતા—પણ તેઓ અસલ ઘડાયલા ઠેડાવમાં કંઈ બોલોનો ફેરફાર કરવા માંગતા હોવાથી સભાએ તે નાપસંદ કરતાં—અસલ ઠેડાવ તેમને બદલે પુણાવાલા દખણના વડા દસ્તુર કેકોબાદ આદરબાદે પોતાની તરફનાં ઘટતાં વીવેચન સાથે રજુ કરયો; જે નીચે મુજબનો હતો :—

ઠરાવ પહેલો—"મરહુમ શેઠ કાવશજી ખરશેદજી જમશેદજી તે નામદાર સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટ, જેવણ રોજ ૮ મો દેપાદર, માહ ૧૦ મો દેહ શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી, તા૦ ૧૭ મી જુન ૧૯૦૮ ને દીને મુંબઈમાં 'મેઝગોન કેસટલ' ખાતે હક થયા છે, તેવણનાં શોકજનક મરણથી આપણી અનજુમનને મોટી દલગીરી ઉપજી છે. આપણી અનજુમને એવણ સાહેબને પોતાની તા૦ ૭ મી આગસટ ૧૮૯૮ ની સભામાં પોતાનાં વડાખાન પ્રમુખ નેમયા હતા, તે દીવસથી પોતાનાં મરણ તુલીક નજદીક ૧૦ વરસ સુધી એવણે સાહેબે પોતાનો ઓધો અંનજુમનનાં પુરતાં માન અને સંપુરણ વીશવાસ સાથ ભોગવયો હતો. પોતાના ટોળાનું જેબી કાંઇ ભલું કામ નીકળતું તેમાં એવણ ઉદયોગ, ઉમંગ અને ઉલતથી ભાગ લેતા હતા. આ છેહલા દાહેકામાં આપણી કોમમાં બે નવી મંડળીઓ સથપાઇ છે. એક "જરથોશતી ધરમ સંબંધી કેલવણી આપનારી અને જ્ઞાન ફેલાવનારી મંડળી" અને બીજી "જરથોશતી કોમના લાભ સાચવનારી મંડળી." એ બેઉ મંડળીઓનાં કામોમાં તેઓની સશાપણાના વખતથી એવણે ઘણો ઉલટભરયો અને આગેવાન ભાગ લીધો હતો. પારસી પંચાયતના ધરમખાતાનાં એક ત્રસટી તરીકે ૧૪ વરસ અને સરનશીન તરીકે ૧૦ વરસ એવણે એ ધરમખાતાંનો કારોબાર પોતાના હમશરીક ત્રસટી સાહેબો સાથે મળી ટોળાના વીસવાસ સાથે ઘણી મેહેનત લઈ ઉલટથી ચલાવયો હતો. પારસી પંચાએત સામેના છેહલા મુકદમામાં પારસી કોમની એકયતા અતી પ્રતીશઠા જલવાય એવા વીચારથી એવણ સાહેબે પોતાની તંદરોસતીના ભોગે સહવારથી રાત સુધી તસ્દી લઈ અતી ઘણી મેહેનત લીધી હતી. આપણી કોમનાં ભલાનાં સરવે કામમાં આગેવાન અને ઉપયોગી ભાગ લેવા ઉપરાંત એવણ સાહેબે મુંબઇની પ્રજાનાં ભલાં માટેનાં સરવ સારવજનીક કામોમાં સરવના ચાહ સાથ આગેવાન ભાગ લીધો હતો, જે માટેની કદરશનાશી મુંબઈનાં ઘણાંક ખાતાંઓમાં નોંધાઇ છે, અને જેમ આપણાં શેહેરની કારપોરેશન અને યુનીવરસીટીએ તેમ આપણાં શહેર અને દેશના હાકેમોએ પણ તેની કદર બુજી છે. સર જમશેદજીનું પારસી ટોળાનું માનીતું અને વાહાલું નામ એવણ સાહેબે તેની ભલી કીરતી સાથે જાલવી રાખયું હતું. પોતાના વડીલો, તે આગલા સર જમશેદજીઓના સદગુણો—સાદાઈ, નમાનાપણું મીલનસારી અને સાલેસાઈ-તેવણે પોતાનાં બુલંદ દરજજ્ઞ સાથ અને એક સુધધા અહસથને છાજે એવા અમીરી ખવાસ સાથે જાલવી રાખયા હતા. પોતાના ટોળાના ભલા માટે અને પોતાનાં શેહેરની બેરખાહી માટે ઘણી ઉતકંથા દેખાડનારા આવા એક અકાબરને ખોહવા માટ આપણી અનજુમનની આ સભા દલગીરીની અત્રે નોંધ લે છે."

બીજો ઠેડાવ—ઉપલા પેહલા ઠેડાવની નકલ અનજુમનનાં દફતરમાં નોંધવાની અને તે નકલો સર જમશેદજી પાંચમાં બેરોનટ તથા ડાવેજર લેડી જમશેદજીપર મોકલવાનો ઠેડાવ થયો હતો—જેની દરખાસત શેઠ રૂસતમજી પટેલે ઘટતાં વીવેચન સાથે કરી હતી—અને ડા૦ જાહાંગીર લીલાંઉવાલાએ તેને ટેકો આપયો હતો.

ત્રીજો ઠરાવ—દસતુર દારાબ પેશુતનજી સંજાણાએ નીચે મુજબ મુકયો હતો :—

આ સભા ઠેડાવ કરે છે કે "સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટના વડવાંઓ પોતાના વખતમાં આપણી અનજુમનનાં ધરમના ફંડનાં ટ્રસટી સાહેબો તથા અનજુમનના ગ્રહસથોને પોતાની સાથે લઇને અનજુમનને લગતાં કામકાજો જે પ્રમાણે ચલાવતા હતા તેજ પ્રમાણે સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બારોનેટે હવે પછી કામકાજ ચલાવવું તથા પ્રમુખનો જે દરજજો તેવણુના વડવાઓ ભોગવતા હતા તે દરજજો સર જમશેદજી જીજીભાઈ પાંચમાં બારોનેટને આપવો."

ઉપલી દરખાસત રજુ કરતાં દસ્તુર દારાબે અને ટેકો આપતાં ડાકટર કાવશજી દાદાચાંનજીએ તથા ડા૦ સુખીઆએ પણ ઘણાં સુભાખીત બ્યાંખયાંનો કરયાં હતાં.

મી૦ નશરવાનજી માણેકજી ગઝદરે બોલતાં જણાવયું કે જો આ ઠેરાવની સાંમે કોઈ પણ શખસ થાય, તો તે નગુણો કહેવાય. ૪૦–૪૫ વરસની વાત ઉપર હું એક વેળાએ ઉતર હીંદુસતાનમાં લાહોર ખાતે ગયો હતો અને તે વેળાએ હાલનાજ પારસી પોષાકમાં ગયો હતો. જે હીંદુ મુસલમાનો ત્યાં મને ઓળખી ન શકયા તેઓએ પોતાના બીજા ભાઈબંધોને મારે માટે પુછયું કે આ અજાણ્યા પોશાક વાલો શખસ કોણ છે; જેઓ જાણુતા હતા કે હું પારસી છું તેઓએ મારે માટે તેમને કહયું કે "આતશપરસત, બોટલીવાલા, બોટલીવાલા" (તાલીઓ), અને જાણે હું પણ સર થઇ ગયો હોઉ તેમ મારી તરફ મેહેરબાની દેખાડી હતી. (હસાહસ).

ઉપલો ત્રીજો ઠેડાવ સર જમશેદજી પાંચમાં બેરોનેટપર લખી મોકલવાનો ચોથો ઠેડાવ થયો હતો—તથા પાંચમો ઠેડાવ જરથોસતી કોંમના આબરૂવાલા આગેવાંનોનાં રેકવીજીસનને માટે સભા બોલાવી તે માટે ટરસટીઓનો, અને આલબલેસ બાગનાં વાલીઓનો એ મકાન વાપડવા માટેનો, તથા છેલે પરમુખ સાહેબનો ઉપગાર માંનીને સભા બરખાસત થઈ હતી.

એ રીતે પારસી અનજુમનમાં સર જમશેદજી પાંચમાં બેરોનેટની નેમણુંક થવા સાથે જુદી જુદી મંડલીઓના પ્રમુખની તથા બીજી ઘટતી નેમણુકો પણ થઈ ચુકી છે. જેમકે પારસી પંચાયતના નવા ટરસટી અને સરનશીન, જરથોસતી કોંમના લાભ સાચવનારી મંડલીના પરમુખ; હીંદુસ્તાનમાં ઉદયોગ હુનરનો વધારો કરવાની યોજના સથાપક મંડલીના ટરસ્ટી; વીગરે, વીગરે. જગો જગોએ અને મંડલી મંડલીએ એવોને એમના મરહુમ પીતાની માંનવંત જગયાપર ઠેડવવામાં આવ્યા છે—એટલુંજ નહી પણ એમને હેવી નેમણુંકપર સતાવાર ઠેડવવાનાં કાંમની પશંદગીને માટે સુરત, વલશાડથી તે છેક નાઇનીટાલ વેરનાં જરથોસતીઓ અને અનજુમને પોતાની સભાઓ મેલવીને તે ઠેડાવો અતરે લાગતાવલગતાઓને લખી વાલયા હતા—જે ઉપરથી હાલનાં સર જમશેદજી પાંચમાં પણ ચોમેર પારશી કોંમની કેવી પશંદગી પાંમી ચુકા છે, તે સપસટ જણાઇ ચુકુ હતું. અને હવે આ હેવાલ ખતમ કરતાં એક વાર પાછા આપણ ઇચ્છીશું તથા ચાહીશું કે એ નામવર જવાન હીંદી ઉમરાવ પણ પોતાની સભયતા અને ચાલાકીથી સરવ કાંમમાં અને શરવે જગોએ દીપીજ નીકલશે—તથાસ્તુ.

સર જમશેદજી જીજીભાઇ મદરેશાનો ઇનામનો મેલાવડો, તા૦ ૨૭ મી આગસ્ટે થયલો ત્યાં પરમુખસથાંને શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી બીરાજ્યા હતા—તેવોએ મદરેશા તરફથી મરહુમ સર જમશેદજી ચોથા બેરોનેટનાં મરણની દલગીરી દરશાવતાં બોલ્યા હતા કે મારા મરહુમ ભાઈ ચોથા બેરોનેટ માંદગીને બીછાને પડવાથી અમો આજુબાજુનાઓ ઉપરાંત બીજા ઘણાઓને ગીરફ્તાર કરી જવાથી મેલાવડો મોટો થયો છે, તેમના મરણનો ગમ વીશતારવાની અતરે જરૂર નથી, પણ પારસી પંચાયત કે જેને અસતક આ ખાતું છે તેના એક ટરશટી તરીકે હું મારા બીજા ભાઇબંધ ટરશટીઓ તરફથી ભારી દુઃખભરી લાગણી માત્ર જાહેર કરું છું કે એવોના મરણથી એક દીલસોજ, ઉમંગી અને કારસાજ વડો ખોવાયો છે; ઇત્યાદી.

મરહુમ સર જમશેદજીનાં મરણની દલગીરી દરશાવવા માટે મુંબઇનાં સઘલી વરણનાં લોકોની એક જાહેર સભા શેરીફ મારફતે બોલાવાનું રેકવીજીશન કરવામાં આવ્યું છે, જે મુજબ શરીફ જાહેર સભા બોલાવશે. એ રેકવીજીશન ઉપર નીચલા ગ્રહસ્થોની સહી થઈ ચુકી છે:—સર કાવશજી જાંહાંગીર બેરોનેટ, સર હરકીશનદાસ નરોતમદાસ, સર વીઠલદાસ દામોદર, સર સાસુન જે. દેવીડ, સર ભાલચંદર કીશણા, મી૦ એફ. જી. સેલબી, મી૦ શેપરડ, સર આદમજી પીરભાઇ, આ૦ મી૦ જી. ઓ. ડન, મી૦ ધરમસી મોરારજી ગોકળદાસ, મી૦ એફ. સી. ગોરડન, મી૦ સટેનલી રીડ, મી૦ એ. લેસલી, મી૦ કફ, ઓ૦ મી૦ આરમસ્ટ્રોંગ, મી૦ હીટન, વગેરે.

## ખાનબહાદુર શેઠ બમનજી બેરામજી પટેલ.

ઉમર વરસ ૫૮—માસ ૧૦.



જનમ—રોજ ૩ જો અરદીબેહશત માહા ૪ થો તીર શેહેનશાહી સને ૧૨૧૯ યઝદેજરદી, તારીખ ૨૮ મી ડીસેમબર સને ૧૮૪૯ ઇસ્વી, સવંત ૧૯૦૬) ને વાર શુકર.

મરણ—રોજ ગાથા ૨ જો માહા ૧૨ મો અસપંદાદ શહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી, તારીખ ૯ મી સપટેમબર ૧૯૦૮ ઇસવી, સવંત ૧૯૬૪ ના ભાદરવા શુદ ૧૪ ને વાર બુધ.

# મરહુમ ખાનબાહદુર બમનજી બહેરામજી પટેલનું મરત્યુક.

યઝદેઝરદી સને ૧૨૭૭ ના ગુજસ્તે સાલની પારસી તવારીખનો ઇનતેખાબ પુરો કરતી વખતે તેની સેવટની ઘડીએ એક દુઃખ ભરી ફરજ અમારે માથે જાણે અધુરી રહી ગઇ હોય તે પુરી કરવાને એક ખરા યકીનદાર અને શુધ્ધ જરથોસ્તીને ૧૨૭૭નું સાલ પોતાની સાથે ઘસડી ગયું છે, જેની નોધ લેતા ભારે દલગીરી ઉપજે છે. ખાનબાહદુર બમનજી બેરામજી પટેલ જરથોસ્તી ધર્મને ખરા અંતકરણથી પાલનારા પારસી કોમનાં એક જરથોસ્તી નર હતા. ૫૯ ) વરસની ઉમરે અશો-ફરોહરના પવીત્ર હીગામમાં બીજા ધમબારના પરોધ્યામા જેવા પોતે અશો હતા, તેવા કુલ જરથોસ્તી અસો ફરોહહરોની એ નેક હમદીન અકાબરે હમાજોર કીધી. એ મરહુમ શેઠના પટેલ ખાનદાનના સથાપક શેઠ દોરાબજી નાણાભાઇ અંગ્રેજ સરકારને અસ્તક મુંબઇ આવ્યું, તેની આગમચ પોરતુગીઝોના એ 'બોંબે' શહેરમા સરવોપરી સતા ભોગવતા હતા. જેના પ્રતાપે મુંબઇનાં અંગરેજ રાજની શરૂઆતમા જંજીરાના નવાબે મુંબઇ ઉપર હુમલો કીધો હતો તે વખતે અંગરેજ લશકરની ગેર હાજરીમાં શેહરીઓનું એક નાંનુ સરખુ લશકર ઉભું કરી અને તોપોનો ઉપયોગ કરી બાહદુરીથી લડી દુસમનોને શીકસત આપી હતી; આવા બાહાદુરીના કામની કદરસનાશી તરીકે મુંબઇના રહેવાસીઓના સત્તાધારી વડા અકાબાર તરીકે અંગરેજ સરકારે તેમને નેમયા હતા. આવા નામીચા ખાનદાનના આ નબીરા ખાન બહાદુર બમનજી પટેલ, જુના વીચારના, વચલે વાંધેના શેઠયાઓની સંફના હતા તો પણ તેમની સાહલેસાઇ, શું બચ્ચાઓ કે શું બુજરેગો સરવે સાથે ભલાઇથી વરતવાના તેમના સદ્‌ગુણો એવા ઉતમ હતા કે આગલ વધેલા સુધારાવાલાઓનીબી સંફમાં અને જુવાનનોની જોડમા રહી આખી પારસી કોમના તેવણ માનવંત માનીતા મીત્ર અને વાહલા વીરલા થઇ પડીયા હતા, આવો માંનવંત મરતબો જાલવવા છતાં પોતાની રીતભાતમાં, પોતાના પોસાકમાં, પોતાના હમદીન ભાઇ બેહનો તરફની વરતણુકમા તેવણ સાદા સુધધા રાંક સવભાવના દયાવંત અને અસલવારેના ચુસત પારસી જરથોસતીના એક નાદર નમુના હતા. જરથોસતી ધરમ ક્રીયાપર એમનું અતયંત એકીન હતું. આવા યકીનદાર આવા ધરમચુસત અને પારસી કોમના ખેરખાંના બેહસતનશીન થવાથી પારસી કોમને નહી પુરાય એવી એક નેક નરની બેશક મોટી ખોત ગઇ છે. એવણ જેવા ચુસત પારસી જરથોસતી અકાબરોનો જમાનો હવે ખતમ થતો જાય છે. શેઠ કાવસજી પટેલ જેમનું નામ સવા સદી કરતા પણ વધારે મુદત થયા મુંબઇના એક મોટા તલાવ અને કોટના પારસી મોહલા સાથે જોડાયલું છે તેવણ એમના એક વડવા હતા, એજ કાવસજી પટેલે પારસીઓનું એક સંસ્થાન થાણામા વસાવ્યું હતું. થાણામાં પારસીઓના સંસ્થાન માટે એક દખમું અને એક અગીયારી એ શેઠે બંધાવી આપી હતી, અને તેનો વહીવત તે કસબાના પારસી આગેવાનો સાથે વંસપરમપરા એજ કુટુંબની આગેવાની હેઠલ ચાલતો આવ્યો છે. જેની રૂએ ખા૦ બા૦ બમનજી મરણ સુધી થાણાની અંજુમનના ફંડના એક ત્રસટી અને પ્રમુખ હતા, જે ઓધાની ફરજો પોતે મુંબઇના રહીશ છતાં એવી તો કારસાજીને દીલોજાનથી બજાવી હતી કે એ મરહુમના માનમાં થાણાની પારસી અંજુમને એમના ઉઠમનામાં એક ખાસ ઠરાવ પસાર કરીને તેઓના દફ્તરોમાં એમના નેક નામ અને કામની નોધ લીધી હતી.

ખા૦ બા૦ બમનજી પટેલ અંગ્રેજી ભાષા ઉપરાંત ફારસી ભાષાનું અચ્છું જ્ઞાન ધરાવતા હતા. જેની ખુબીથી પારસી કોમ અને દીનને લગતાં ઘણાએક ગ્રંથો અને ઇનામના રસાલા લખીયા હતા. ખા૦ બા૦ બમનજી ધીરી ચાલના ઠંડા સવભાવના અને સહનશીલ હતા. પણ ઉદયોગી અને પોતાના દરેક કામમાં ભારે ખંતીલા રહેતા હતા. એમણે પારસી પ્રકાશના જાણીતા પુશતકે એમના નામને પારસી કોમમાં અમર કીધું છે. એ પુસ્તક રચવામાં એમની અરધી અરધ જીંદગી ઘસાઇ ગઇ હતી. એ ગ્રંથ રચવાને માટે અસલવારેના પારસી દસ્તાવેજોની સોધખોલમાં જ્યાં જ્યાં પારસીઓની વસ્તી હતી ત્યાં ત્યાં શેહરે શેહર અને ગામે ગામ મુશાફરી કરી એવણે ભારે જંજાલ અને જેહમત ખેંચી હતી. પારસી પ્રકાશ સંપુરણ કરી પ્રગટ કરવાને દાદારે તેમની જીંદગીને વધુ યારી આપી નહી, તોપણ જેટલા ભાગો પ્રગટ થયા છે તેનું કદ મોટી વેબસ્તર ડીકશનરીના જેટલું થવા જાય છે. ઇરાન છોડી હીંદુસ્થાન આવયા પછીની પારસી કોમની, તેના રાહરસમ અને રેવાજોની, તેના જાણીતાં કુટુંબોના અકાબરોની ભરોસેદાર તવારીખ, તેના ધરમના કામોની અને ધરમના મકાનોની બારીક નોંધો, પારસી કોમના અને હાલના જમાનાને વરે "પારસી પ્રકાશ"

સીવાય બીજા કીયા પુસ્તકો એટલી વીગતો સાથે પુરી પાડી શકશે? ખા૦ બા૦ પટેલના એકલા એજ કામે આખી પારસી કોમને અને તેમની આલ ઓલાદને એમના પુરે પુરા ઉપકારમાં મુકી છે. એમના કામો જેમ ઉપ્યોગમાં ઉતમ તેમ સંખ્યામાં થોડા નથી. મુંબઇ ઇલાકાના ગેઝટયરમાં પારસી ઇતીહાસ લખવાને મરહુમ શેઠ ખરશેદજી શીરવઇના એવણ મુખ્ય મદદગાર હતા. જે માટે સરકારે એવણનો લેખીત ઉપકાર માન્યો હતો. પુસ્તકો, રેસાલાઓ, વરતમાન પત્રોમાં સેંકડો આરટીકલો લખવા ઉપરાંત પારસીઓના સંખ્યાબંધ જાહેરખાતાઓમાં અને જાહેર મંડલીઓમાં જોડાઇને પારસી કોમની ભારે સેવા એ શેઠે બજાવી છે. મુલ્લાંફીરોઝ મદરેસાના સેકરેટરી, સર દીનશાહ માણેકજી પીટીટ જીમનેસ્ટીક ઇનિસ્ટીટયુટના સેકરેટરી તથા ખજાનચી, મરહુમ શેઠ ખરશેદજી નોશરવાનજી કામાજીની યાદગારીનું જરથોસ્તી વીદયારથીઓને ઉતેજન આપવાના ફંડના સેકરેટરી, કોટ વોરડના રેત પેઅરસની સ્ટેનડીંગ કમીટીના સેકરેટરી, ઇરાન દેશના રેહનારા ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનાર ધરમખાતાના સેકરેટરી, મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટની યાદગારી કાયમ રાખવા માટે જરથોસ્તી અંજુમને ઉભા કરેલા ફંડના એક સેકરેટરી, મુલ્લાંફીરોઝ કેતાબખાનાના સેકરેટરી, ગરીબ જરથોસ્તીઓના રહેઠાણ ફંડના ખજાનચી, મુંબઇના જરથોસ્તીઓના મરણ વખતના અરસપરસના લાભના ફંડની કમીટીના એક અધીકારી તથા પ્રમુખ, મરહુમ શેઠ નશરવાનજી મનચેરજી કામાજીના ધરમખાતાની જરથોસ્તી છોકરીઓની નીશાળના ઉપરી, અનજુમને એલમીએ ફારસી મંડલીના ખજાનચી, ફોરત રીડીંગ રૂમ એન્ડ લાઇબરેરી, યાને ધી જમશેદજી નશરવાનજી પીટીટ ઇનિસટીટયુટના, રાહનુમાય માઝદીઅસની સભાના ઇ૦ સ૦ ૧૮૭૫ થી, જ્ઞાન પ્રસારક મંડલીના ૧૮૭૮ થી, નવસારીની સર કાવસજી જહાંગીર મદરેસાના ૧૮૮૪ થી, નવસારીની નવાજબાઇ તાતા કનયાશાળાના ૧૮૮૬ થી, ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીટી ફંડના ૧૮૮૮ થી, બોંબે એનથરોપોલોજીકલ સોસાયટીના ૧૮૯૩ થી, મુંબઇના જરથોસ્તી રવાનોને અવલેમંજલ પહોંચાડવાનાં ખાતાંની કમીટીના ૧૮૯૪ થી, તથા ખેતવાડીની ધી જમશેદજી નશરવાનજી પીટીટ કસરતશાળાના ૧૮૯૪ થી, અધીકારી હતા; તેમજ મરહુમ શેઠ બનાજી લીમજીની દરેહમેહરને લગતાં ઇજશને, ધમબાર તથા જશનના ફંડના ૧૮૮૩ થી, થાણાની દરેહમેહર તથા જરથોસતી અંજુમનના ફંડનાં ૧૮૮૭ થી તથા એલાવની દરેહમેહરના ૧૮૯૦ થી ત્રસટી હતા. આટલા બધા કામો ખંતીથી બજાવવા, ઇનશાનની જીંદગી ક્યાં સુધી ટકી શકે? પણ ના, એટલામાં એવણની જાહેર સેવાનો અંત આવતો નથી. મુંબઇની મરકીની મોહોકાનની વખતે સુલેહના અમલદાર તરીકે સરકારને મદદ કરવા, મોહલે મોહલે અને ઘેરેઘર ફરી લોકને સલાહ, સીખામન, ધીરજ અને કીમતી મદદ આપતા હતા જેની પીછાણમા સરકારે એમને ખાન બાહાદુરના ખેતાબથી નવાજયા હતા. પારસી કોમની બીજી સેવા બજાવવા માટે પારસી મેટરીમોનીયલ કોરટના એક ડેલીગેટ હતા, મુંબઇની મ્યુનીશીપલ કોરપોરેશનના કેટલોક વખત એવણ મેમબર હતા. પારસી કોમની એવણે ઉપર જણાવેલી સેવાઓની પીછાનમાં શેઠ બમનજીની યાદગારી જાલવવા એવણની અહીયાતીમાજ દસ હજાર રૂપયાનું એક ફંડ એમની યાદગારી જાથુકની જાલવી રાખવા માટે થયું છે. એવણની જીંદગી એટલી તો મીતાહાર હતી કે એવણ એકથી બે દાયકા વધુ કોમને મદદગાર થઇ શકતે પણ એક પુરા ભાઇ મી૦ અરદેશર પટેલ તથા એક પુરા કાચી વયના ૨૬) વરસના સરવેથી વચલા જવાન બેટાના મરણથી એમને એવો તો મોટો કારી ઘા લાગો કે એવા દુઃખો આગલ એમની તબીયત તકી શકવી મુશકેલ થઇ પડી. આખી પારસી કોમના એવા એક દીલસોજ દોસ્ત, ખરા ખેરખાહ અને ઉદયોગી મદદગારના મરણથી પારસી કોમે પાછો નહી મલી શકે એવો વીરલો ખોયો છે જેમના નામ અને કામની યાદ આખી પારસી કોમની અહીયાતી સુધી રેહશે.

મરહુમના ઉઠમણાની કીયા અતરે કરવામાં આવી તે વખતે વંચાયલા અનજુમન પત્રમાં જણાવવામાં આવયું હતું કે મરહુમે કરેલા વસીયતનામાં મુજબ એવણે પારસીઓને લગતી એકઠી કરેલી નોંધો દસ્તાવેજો વગેરે મુંબઇની પારસી પંચાયતને સવાધીન કરવામાં આવશે, અને વધુ એમ જણાવ્યું હતું કે એવણનો નર વારસ હઇયાત નહીં હોવાથી એવણની પાયદસ્તે અને ઉઠમણે આવે તેઓને એવણના ધણીઆણી અને બેટીઓએ સલામ પોહચાડવી. તે મુજબ તેઓએ સરવેને માન સાથે મરહુમની સલામ પોહચાડી હતી. વળી મરહુમના ઉઠમણાની ક્રીયાબી નારગોલ અને ઉડવાડા ખાતે કરવામાં આવી હતી.

---

# Greaves, Cotton & Co.,

# ગ્રીવ્સ, કૉટનની કુંપની,

## ઈજનેરો અને સાંચાકામ મંગાવનારા,

### ૧, ફૉર્બ્સ સ્ટ્રીટ, કોટ–મુંબઈ.




દરેક જાતનાં સાંચાકામ મંગાવનારા, ખાસ જીનીંગ અને
પ્રેસ ફેકટરી તથા સ્પીનીંગ અને વીવીંગ મીલોને લગતા
દરેક સાંચાકામ અને સામાન પુરા પાડનારા અને
ડીઝાઈન કરનારા.

**મુંબઈમાં સરવે માલ મોટા જથામાં રાખવામાં આવે છે.**

# માહ ૧ લો ફરવરદીન શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારશીઓના તીશ રોજ—તેના નામ શાથે | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોસ્તીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહ ૨ જો અરદીબેહશત કદમી શને ૧૨૭૮ યજદેજરદી. ઈ૦ તા૦ ૧૩ મી સપટેમબરથી ૧૨ મી અકટોબર ૧૯૦૮ સુધી. હીંદુઓના સંવત ૧૯૬૪ના ભાદરવા વદ ૩ ને વાર રવીથી તે આશો વદ ૩ ને વાર સોમ સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | રવી. | ૧૩ | ૩ | શેહેનશાહી "નોરોજ" (પપેતી.) જરથોસ્તીઓનું યજદેજરદી |
| ૨—બેહમન... | શોમ | ૧૪ | ૪ | સને ૧૨૭૮ નું નવું વરસ. |
| ૩—અરદીબેસ્ત | ભોમ | ૧૫ | ૫ | હમકારો, શે૦ રપીથવન ઉજવાનો દીવસ—કદમી અરદીબે- |
| ૪—શેહરેવર... | બુધ. | ૧૬ | ૬ | [સત અમસાસપંદનું જશન. |
| ૫—સ્પંદારમદ | ગુરૂ. | ૧૭ | ૭ | શેઠ નવરોજી ફરદુ૦ શી. આઇ. ઇ. ગુજર્યા. ૧૨૫૫ |
| ૬—ખુરદાદ ... | શુકર | ૧૮ | ૮ | શેનશાહીઓનો ખોરદાદશાલ,(ખાશ લોકોનો નોરોજ,)પેગંબર |
| ૭—અમરદાદ.. | શની | ૧૯ | ૯ | શે૦ અમરદાદસાલ (વળાવો). [જરથોસ્તનો જન્મ દીવસ. |
| ૮—દેપાદર.... | રવી. | ૨૦ | ૧૦ | |
| ૯—આદર..... | સોમ | ૨૧ | ૧૧ | હમકારો. |
| ૧૦—આવાં..... | ભોમ | ૨૨ | ૧૨ | |
| ૧૧—ખુરશીદ.... | બુધ. | ૨૩ | ૧૩ | ઇસ્ટ ઇંડીયા કંપની સ્થાપી, ૧૬૦૦. [મોટી રેલ આવી. |
| ૧૨—મોહોર..... | ગુરૂ.. | ૨૪ | ૧૪ | કદમીઓનાં "મેદીઓજરેમ" ધંમબાર.૧૮૭૫માં અમદાવાદમાં |
| ૧૩—તીર....... | શુકર | ૨૫ | ૩૦ | |
| ૧૪—ગોશ ...... | શની | ૨૬ | ૧ | આસો માસ, નોરતાં બેઠાં, |
| ૧૫—દેપમેહર ... | રવી. | ૨૭ | ૨ | ચાંદરાત. |
| ૧૬—મેહર ...... | સોમ | ૨૮ | ૩ | રમજાન માસ. |
| ૧૭—સરોસ..... | ભોમ | ૨૯ | ૪ | હમકારો. |
| ૧૮—રશને...... | બુધ. | ૩૦ | ૫ | |
| ૧૯—ફરવરદીન. | ગુરૂ. | ૧ | ૬ | અકટોબર માસ. શેહેનશાહી ફરવરદીઆંનનું જશન. પુણામાં શેઠ |
| | | | | હો૦ શો૦ તાડીવાલાની ધરમશાલાને વરશ ૪૦મું. મુંબઇમાંનાં |
| | | | | મોદી હીરજી વાંછાગાંધીનાં દુખમાંને ૨૪૦ મું, માં૦ ન૦ |
| | | | | શેઠનાવાલાંને ૧૫૪ મું, ગંદેવીમાંનાં અનજુમનનાં દખમાંને |
| | | | | ૧૮૫ મું. નવશારીની મલેશેરની અનજુમનની દરેમેહરને |
| | | | | ૧૧૨ મું બેઠું. લંડનની યુનીવરસીટી ઉઘડી ૧૮૨૮. |
| ૨૦—બેહરાંમ.... | શુકર | ૨ | ૭ | હમકારો. એડનવાલી શેઠ કા૦ દી૦ની દરેમેહરને વરસ૨૬મું. સુ- |
| | | | | [રતવાલા ખાનશાહેબ બે૦ પા૦ કોટવાલ ગુજરયા, ય૦ ૧૨૨૦. |
| ૨૧—રાંમ....... | શની | ૩ | ૮ | |
| ૨૨—ગુવાદ...... | રવી. | ૪ | ૯ | |
| ૨૩—દેપદીન.... | સોમ | ૫ | ૧૦ | દશેરા. નોરતા પુરાં થયાં. સમરી પુજા કરવાનો દીવસ. ફસલી- |
| | | | | [આજુરમાસ, નવું વર્ષ સને ૧૩૧૮ મું. |
| ૨૪—દીન...... | ભોમ | ૬ | ૧૧ | |
| ૨૫—અરશેસવંગ | બુધ. | ૭ | ૧૨ | |
| ૨૬—આસતાદ.. | ગુરૂ. | ૮ | ૧૩ | |
| ૨૭—આસમાંન.. | શુકર | ૯ | ૧૫ | માંણેકથારી પુનેમ. |
| ૨૮—જમીઆદ. | શની | ૧૦ | ૧ | |
| ૨૯—મારેસપંદ.. | રવી. | ૧૧ | ૨ | પ્રી૦ આફ વેલ્સ હીંદુસ્થાન આવવા ઈંગલંડથી નીકલ્યો, ૧૮૭૫. |
| ૩૦—અનેરાં ... | સોમ | ૧૨ | ૩ | |

# માહા ૨ જો અરદીબેહસ્ત શેહેનશાહી શને ૧૨૭૮ યજ્દેજરદી.

| પારશીઓના તીશે રોજ–તેના નામ સાથે. | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથી | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહા ૩ જો ખુરદાદ શને ૧૨૭૮ યજદેજરદી. ઈ૦ તા૦ ૧૩મી અકટોબરથી તા૦ ૧૧મી નવેમબર ૧૯૦૮ સુધી. હીંદુઓના સંવત ૧૯૬૪ ના આશો વદ ૪ ને વાર ભોમથી તે સંવત ૧૯૬૫ ના કારતક વદ ૩ ને વાર બુધ સુધી. |
|---|---|---|---|---|
| ૧–અહુરમજદ | ભોમ | ૧૩ | ૪ | માહા ૩ જો ખુરદાદ ક. દીલીના શેહનશાહ અકબરનું મરણ, ૧૬૦૫. |
| ૨–બેહમન ... | બુધ. | ૧૪ | ૫ | દીલીના પાદશાહ અકબરનો જનમ, ૧૫૪૨. |
| | | | | { ધી જ૦ ન૦ પીટીટ આરપનેજ ઉઘડી, ય૦ ૧૨૫૮. |
| | | | | { ચોશતી અં૦ન૦ આતશબેહેરાંમને વરશ ૧૨ મું. } |
| | | | | { શેહેનશાહી અરદીબેસતનું જશન. મુબઇનાં જર- |
| ૩–અરદીબેશત | ગુરૂ. | ૧૫ | ૬ | પુણાની ક૦ શેહેનશાહી દરેમેહરને ૧૬મું વરશ બેડું. હંમકારો. } |
| ૪–શેહરેવર... | શુકર | ૧૬ | ૭ | |
| ૫–સપંદારમદ | શની | ૧૭ | ૮ | |
| ૬–ખુરદાદ.... | રવી. | ૧૮ | ૯ | કદમી પારસીઓનું ખોરદાદ અમસાસપંદનું જશન. |
| ૭–અમરદાદ.. | સોમ | ૧૯ | ૧૦ | |
| ૮–દેપાદર..... | ભોમ | ૨૦ | ૧૧ | વેપારીઓને ચોપડા લાવવાનું મુહુરત. |
| ૯–આદર..... | બુધ. | ૨૧ | ૧૨ | વાઘ બારશ. હમકારો. |
| ૧૦–આવાં...... | ગુરૂ. | ૨૨ | ૧૨ | ધનતેરશ. પુણેવાલા દસ્તુરજી સાહેબ ખા૦ બા૦ સરદાર } |
| | | | | [નોસરવાંનજી જામાસજી ગુજર્યા–યજદેજરદી ૧૨૫૪. } |
| ૧૧–ખુરશીદ... | શુકર | ૨૩ | ૧૩ | શેહેનશાહી 'મેદીઓજરેમ' ઘબાર. પ૦ નસ૦પટેલના મજગાંમ } |
| | | | | [નાં આદ્રાનને ૬૪. } |
| ૧૨–મોહોર..... | શની | ૨૪ | ૧૪ | કાલીચૌદસ.–દીવાળી. ચોપડા પુજન તથા લક્ષમી પુજનનો દીવસ. } |
| ૧૩–તીર....... | રવી | ૨૫ | ૩૦ | [ડા૦ કે૦નસ૦ બાહાદુરજીનો જન્મ, ય૦ ૧૨૩૦. } |
| ૧૪–ગોસ ...... | શોમ | ૨૬ | ૧ | કારતક માસ. ચાંદરાત. હીંદુ નવું વર્ષ–સંવત ૧૯૬૫. |
| ૧૫–દેપમેહર... | ભોમ | ૨૭ | ૨ | રમજાન ઈદ. ઝાંહાંગીર પાદશાહનું મરણ ઈ૦ સ૦ ૧૬૨૭. |
| ૧૬–મેહેર...... | બુધ. | ૨૮ | ૩ | [સર જ૦ જી૦ના શુરતનાં રૂશતમપુરાનાં આદરાંનને ૫૫ મું } |
| | | | | [આદરાંનને ૮૭મું. શા૦ શે૦કપાવાલાના આદરાંનને ૫૧ મું |
| | | | | [ને ૭૯મું. મુંબઇમાંના બાહેરકોટનાં મનચેરજી બમનજી શેઠના |
| | | | | [શુરતના શેહેનશાહી આ૦ને ૮૬મું. મું૦ના વાડીઆજીના આ૦ |
| | | | | [રાંનોની સાલગરેહ, તેમાં નવસારીના આતશબેરાંમને ૧૪૪ મું |
| ૧૭–શરોશ..... | ગુરૂ. | ૨૯ | ૪ | હમકારો. શે. જરથોસ્તીઓના ૩ આતશબેહેરાંમો તથા આદ- } |
| ૧૮–રશને...... | શુકર | ૩૦ | ૫ | ચોપડા પૂજન દીવાલીએ ન કીધુ તો આ રોજે કરવું. |
| ૧૯–પરવરદીન.. | શની | ૩૧ | ૬ | [સરકારે હીંદુસ્થાન પોતાને સ્વાધીન લીધું ૧૮૫૮માં. } |
| ૨૦–બેહરાંમ ... | રવી. | ૧ | ૮ | નવેમબર. ઇસ્ટ ઈંડીયા કુંપની શેટેથી નામદાર માહારાંણીની } |
| | | | | { હોરમસજી બ૦ વાડયાજીના ચરનીવાડીમાંનાં } |
| | | | | { આદરાંનને ૧૦૩ મું. બાઇ હીરાંબાઇ ન૦ મા૦ } |
| ૨૧–રાંમ... ... | શોમ | ૨ | ૯ | { મુલાંવાલી નાગપોરની દરે૦ ૧૩ મું. વ૦ બેઠું. } |
| ૨૨–ગુવાદ ..... | ભોમ | ૩ | ૧૦ | [કાંઉનશીલના મેમ્બર નેમાયા, ૧૮૮૮. } |
| ૨૩–દેપદીન.... | બુધ. | ૪ | ૧૧ | દેવદીવાલી. આનરેબલ સર દીન૦ માંણે૦ પીટીટ કલકતાની } |
| ૨૪–દીન ...... | ગુરૂ. | ૫ | ૧૨ | આકોલા મધે ખા.બા દસ્તુરજી નોશરવાનજીની દરેમેહેરને ૪૦મું. |
| ૨૫–અરશેસવંગ. | શુકર | ૬ | ૧૩ | |
| ૨૬–આસતાદ.. | શની | ૭ | ૧૪ | વેલાતમાં પેહેલવેહેલું ન્યુસ લંડન ગેઝેટ નીકલ્યું, ૧૬૬૫. |
| ૨૭–આશમાન.. | રવી. | ૮ | ૧૫ | શેઠ ખ૦ માં૦ સરાપના કોટમાનાં આદ્રાંનને ૯૩, કનકેશ્વર તથા } |
| | | | | વાલકેશ્વરની જાત્રા. પ્રી૦ આપ૦ વે૦ હીંદુસ્થાનની મુસાફરી } |
| | | | | [માટે મુંબઇ આયો ૧૮૭૫. } |
| ૨૮–જમીઆદ. | સોમ | ૯ | ૧ | મરીનલાઇનની શેઠ જ૦ દા૦ આમરીયાની દરેમેહેરને ૩૫ મું } |
| ૨૯–મારેસપંદ.. | ભોમ | ૧૦ | ૨ | [વરસ બેઠું. શેનશાહ એડવરડ શાતમાનો જન્મ, ૧૮૪૧. } |
| ૩૦–અનેરાં...... | બુધ. | ૧૧ | ૩ | |

# માહા ૩ જો ખુરદાદ શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારસીઓના તીશે રોજ–તેના નામ સાથે. | વાર. | અંગરેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી માહા ૪ થો તેશતર તીર શને ૧૨૭૮ યજદેજરદી. ઇં૦તા૦ ૧૨મી નવેમબરથી તે તા૦ ૧૧મી ડીશેમબર ૧૯૦૮ સુધી. હીંદુ સંવત ૧૯૬૫ ના કારતક વદ ૪ ને વાર ગુરૂથી તે માગશર વદ ૪ ને વાર શુકર સુધી. |
|---|---|---|---|---|
| ૧–અહુરમજદ | ગુરૂ. | ૧૨ | ૪ | માહા ૪ થો કદમી. શુરતના કાંકરાખાડી આગલના દુખમાંને |
| ૨–બેહમન.... | શુકર | ૧૩ | ૫ | રાસત ગોફતાર પત્ર ૧૮૫૧ માં નીકલ્યું. [૧૪૬ મુ. |
| ૩–અરદીબેહેશત | શની | ૧૪ | ૬ | હમકારો. શુરતમાંના પેશતનજી કાલાભાઇ વકીલના કદમી આતશબેરાંમને ૮૬ મું, પુણામાંના સર |
| ૪–શેહેરેવર... | રવી. | ૧૫ | ૭ | જમશેદજી જીજીભાઇનાં આદરાંનને ૬૫ મું. |
| ૫–સફંદારમદ. | શોમ | ૧૬ | ૮ | |
| ૬–ખુરદાદ.... | ભોમ | ૧૭ | ૯ | શે૦ ખુરદાદ અમશાસપંદનું જશન. શેઠ નશરવાનજી માંણેકજી પીટીટ ગુજર્યા ય૦ ૧૨૬૧. શેઠ બેરામજી ન. સોરાબજીએ નવસારીના આતશબેરાંમમાં રૂ. દશ હજારનું રૂપાનું અફ્રર- |
| ૭–અમરદાદ.. | બુધ. | ૧૮ | ૧૦ | ગાન્યું ભેટ આપ્યું ઇ. સ. ૧૮૬૮. |
| ૮–દેપાદર.... | ગુરૂ. | ૧૯ | ૧૧ | શેઠ ખરશેદજી કાવશજી બનાજી ગુજર્યા, ય૦ સને ૧૨૧૬. |
| ૯–આદર..... | શુકર | ૨૦ | ૧૨ | હમકારો. |
| ૧૦–આવાં...... | શની | ૨૧ | ૧૩ | |
| ૧૧–ખુરશીદ... | રવી. | ૨૨ | ૧૪ | કદમી તીર મહીનાંના 'મેદીઓશહમ' ઘંબાર. |
| ૧૨–મોહર...... | શોમ | ૨૩ | ૩૦ | |
| ૧૩–તીર....... | ભોમ | ૨૪ | ૧ | માગસર માસ–કદમી તીરીઆંનનું જશન. નાઘલે કોલાબેના [મેહેરવાનબાગને પાંટે શેનીટેરીયમને) ૪૩ મું |
| ૧૪–ગોશ...... | બુધ | ૨૫ | ૨ | ચાંદરાત. |
| ૧૫–દેપમેહર... | ગુરૂ. | ૨૬ | ૩ | મુંબઇથી વલસાડ શુધી વડોદરા રેલવે ચાલું થઇ. ૧૮૬૪. ૧૦૨૭. |
| ૧૬–મેહેર...... | શુકર | ૨૭ | ૪ | [૬૪ મું. |
| ૧૭–સરોશ..... | શની | ૨૮ | ૫ | હમકારો–કા. બે. બનાજીના મુંબઇમાંનાં કદમી આતશબેરાંમને |
| ૧૮–રશને...... | રવી. | ૨૯ | ૬ | [એલેકજાનડરાનો જનમ, ૧૮૪૪. |
| ૧૯–ફરવરદીન. | શોમ | ૩૦ | ૭ | ભરૂચમાંના અંનજુમનનાં દોખમાંને ૭૬ મું શેનશાહ બાનુ |
| ૨૦–બેહરાંમ... | ભોમ | ૧ | ૮ | ડીશેમ્બર માસ. હમકારો. કલકતાનું ઇનટરનેશનલ એકઝીબી- |
| ૨૧–રાંમ....... | બુધ. | ૨ | ૯ | [શન ઉઘડયું ૧૮૮૩. |
| ૨૨–ગુવાદ..... | ગુરૂ. | ૩ | ૧૦ | હીંદુસ્થાનમાં સતીની ચાલ બ્રીટીશોએ નાબુદ કીધી, ૧૮૨૯. |
| ૨૩–દેપદીન... | શુકર | ૪ | ૧૧ | |
| ૨૪–દીન....... | શની | ૫ | ૧૩ | બેલગામની શેઠ પેશતનજી ખરશેદજી બાઇસની દરેહમેહરને ૧૭મું. |
| ૨૫–અરશેસવંગ | રવી. | ૬ | ૧૪ | |
| ૨૬–આશતાદ.. | શોમ | ૭ | ૧૫ | ચંદ્ર ગ્રહણ રાતના ૩ા વાગે ચંદ્રનો ભાગ ફકત કાલો દેખાશે. પાળવા જોગ ગ્રહણ નથી ૨ કલાક ૩૩ મી૦ લાગશે |
| ૨૭–આશમાન.. | ભોમ | ૮ | ૧ | અને ૩ કલાકને ૪૯ મી૦ છુટશે (સટાનડરદ ટાઇમ.) |
| ૨૮–જમીઆદ. | બુધ. | ૯ | ૨ | શેઠ માંણેકજી ખરશેદજી મુંબઇમાં પેહેલવેહેલા (દેશી) શેરીફ થયા ૧૮૫૬. ૧૮૫૮માં દીલીના પાદશા- હને કુટુંબ શાથ રંગુનમાં કેદ કીધો. |
| ૨૯–મારેશફંદ.. | ગુરૂ. | ૧૦ | ૩ | ૧૮૫૬ માં બુશાએરપર ઘેરો નાંખેઓ. ૧૮૨૫ માં વેપારનો [મોટો ઘભરાત થયો. |
| ૩૦–અનેરાં..... | શુકર | ૧૧ | ૪ | |

# માહા ૪ થો તીર સેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારશીઓના તીશે રોજ—તેના નામ શાથે. | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથી | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી માહા ૫ મો અમરદાદ સને ૧૨૭૮ યજદેજરદી. ઈ.તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૮થી તા૦ ૧૦મી જાનેવારી ૧૯૦૯. હીંદુઓનાં સંવત ૧૯૬૫ના માગસર વદ ૫ ને વાર શનીથી તે પોંશ વદ ૪ ને વાર રવી શુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | શની | ૧૨ | ૫ | મરહુમ સર જમશેદજી જીજીભાઇ (પેહલા) બેરોનેટને નામદાર શેહેનશાજાદીએ હીરામાં જડેલો શુનાનો ચાંદ બક્ષયો, ૧૮૪૩. |
| ૨—બેહમન .. | રવી. | ૧૩ | ૫ | માહા ૫ મો કદમી. યજ૦શને ૮૫માં જરથોસ્તીઓ ઇરાંનથી શનજાનમાં આવી વસ્યા. |
| ૩-અરદીબેશત | સોમ | ૧૪ | ૬ | હમકારો. |
| ૪—શેહરેવર... | ભોમ | ૧૫ | ૭ | ગુજર્યા ૫૦ ૧૨૬૨. વાલા શેઠ માં૦ ૩૦ બનાજી તરીનાં આદરાંનને ૪૦ મું. કલકત્તા |
| ૫—સપંદારમદ | બુધ. | ૧૬ | ૮ | ૧૮૬૯ મા શુએઝ કેનાલ ઉઘડી. |
| ૬—ખુરદાદ.... | ગુરૂ. | ૧૭ | ૯ | |
| ૭—અમરદાદ.. | શુકર | ૧૮ | ૧૦ | કદમીનું અમરદાદનું જશન. એલાવમાંના જ૦ બ૦ મોસ- |
| ૮—દેપાદર.... | શની | ૧૯ | ૧૧ | ૧૮૧૭ મહીદપુરમાં લડાઇ. ૧૮૩૧માં જમેકામાં બલવો થયો. |
| ૯—આદર..... | રવી. | ૨૦ | ૧૨ | હમકારો. ૧૭૭૨ માં મરાઠા દીલીમાં દાખલ થયા. |
| ૧૦—આવાં... .. | શોમ | ૨૧ | ૧૩ | |
| ૧૧.-ખુરશીદ... | ભોમ | ૨૨ | ૧૪ | શે૦ 'મેદીઓશેમ' ધંબાર. |
| ૧૨—મોંહર..... | બુધ. | ૨૩ | ૩૦ | નવસારીમાં આ. માં. ન. શેઠના દખમાંને ૧૬૩. |
| ૧૩—તીર... ... | ગુરૂ. | ૨૪ | ૧ | પોષ માસ. શેહેનશાહીઓનું તીરઈજદનું જશન. |
| ૧૪—ગોસ...... | શુકર | ૨૫ | ૨ | ચાંદરાત. ક્રીસ્ટમસ ડે. નાતાલના તેહવારો. |
| ૧૫—દેપમેહર... | શની | ૨૬ | ૩ | ઓરંગાબાદનાં વીકાજી અને પે૦મેહરજીનાં દુખ૦ વરશ ૬૭મું. ૫૯મું, સુરત નાનપરાંમાંના બીશનીના આદ્રાં. ૭૨મું. |
| ૧૬—મેહર...... | રવી. | ૨૭ | ૪ | |
| ૧૭—શરોશ.... .. | શોમ | ૨૮ | ૫ | હમકારો. મુંબઈ ભીંડીબજારમાંના મેવાવાલાના આદરાં. |
| ૧૮—રશને...... | ભોમ | ૨૯ | ૭ | |
| ૧૯—ફરવરદીન. | બુધ. | ૩૦ | ૮ | |
| ૨૦—બેહરાંમ... | ગુરૂ. | ૩૧ | ૯ | હમકારો. એ૦ કા૦ બાટલીવાલાના મુંબઇના માહાલક્ષમીના આદરાંનને વરસ ૪૫મું. |
| | | | | નામદાર રાંણીનો કેશરેહીંદનો ખેતાબ દીલીમાં જાહેર થયો. ઇ.સ.૧૮૮૦માં મુંબઇની પ્રીન્સીસડાક ઉઘડી. પંજાબને જુદી પ્રેશીડેનશી બનાવી ૧૮૫૯. નવું બોરીબંદરનું સ્ટેશન ચાલુ થયું ૧૮૮૨. ૧૯૦૩ નામદાર શે૦ એડવર્ડ ૭ માના રાજભીષેકનાં સંબંધમાં દીલીમાં દરબાર. |
| ૨૧—રાંમ...... | શુકર | ૧ | ૧૦ | ઇંગરેજી નવું વરસ ૧૯૦૯ નું. જાનેવારી. ૧૮૭૭ માં |
| ૨૨—ગુવાદ..... | શની. | ૨ | ૧૧ | |
| ૨૩—દેપદીન... | રવી. | ૩ | ૧૨ | શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઇના જનમ ય૦ સને ૧૧૩૯. |
| ૨૪—દીન...... | શોમ. | ૪ | ૧૩ | બકરી ઈદ. કલકતામાં ત્રાંમવે ચાલું થઇ, ૧૮૮૨. |
| ૨૫—અરશેસવંગ | ભોમ | ૫ | ૧૪ | |
| ૨૬—આસતાદ.. | બુધ. | ૬ | ૧૫ | |
| ૨૭—આશમાન.. | ગુરૂ.. | ૭ | ૧ | ન૦ શે૦ ઉમરીગરના કલકતાના દખમાને ૮૮મું. કરંજગામની દરેમેહેરને ૬૪ મું. શુરતમાં મોટી આગ લાગી ય૦ ૧૧૯૧. |
| ૨૮—જમીઆદ. | શુકર | ૮ | ૨ | ૧૮૬૪માં શાહજાદો આલબરટ વીકટર જનમ્યો. |
| ૨૯—મારેસપંદ.. | શની. | ૯ | ૩ | |
| ૩૦—અનેરાં .... | રવી. | ૧૦ | ૪ | |

# માહા ૫ મો અમરદાદ શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારસીઓના તારીખ રોજ-તેના નામ સાથે. | વાર. | ઈંગ્રેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોસતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહા ૬ ઠો શેહેરેવર સને ૧૨૭૮ યજદેજરદી, ઈ૦ તા૦ ૧૧ મી જાનેવારીથી તા૦ ૯ મી ફેબરવારી ૧૯૦૯ સુધી હીંદુઓના સંવત ૧૯૬૫ ના પોશ વદ ૫ ને વાર શોમથી તે માહા વદ ૪ ને વાર ભોમ શુધી. |
|---|---|---|---|---|
| ૧-અહુરમજદ. | શોમ | ૧૧ | ૫ | માહા ૬ ઠો શેહેરેવર ક૦-શુરતનાં ભરઠાણુના દુખમાને ૧૮૩. [નવસારીની દેશાઇ મનચેરજી ખુ૦ નીદરેમેરને ૧૧૫મું. |
| ૨-બેહમન ... | ભોમ | ૧૨ | ૬ | |
| ૩-અરદીબેશત. | બુધ. | ૧૩ | ૭ | મકરસંક્રાંતી. મુંબઇ કોટના ગોદા૦ મોબેદોનાં આદ્રાંનને ૮૪. [ભરૂચની હો૦મા. દારાબની દરેમેરને ૧૬૦. હમકારો. |
| ૪-શેહરેવર... | ગુરૂ. | ૧૪ | ૭ | ક૦ શેહેરેવર અમશા૦નું જશન. |
| ૫-સપંદારમદ. | શુકર | ૧૫ | ૮ | ઇદેખદીર. યજ૦ સને ૧૨૩૯માં ડાવેજર લેડી આવાંબાઈ ગુજરયાં |
| ૬-ખુરદાદ.... | શની | ૧૬ | ૯ | ઇદેઅજીર સીહા મુ- [શલમાનોની. શુરતનાં કાંકરાખાડી આગલના એ૦ શેઠવાલાં અંજુમનનાં દોખ૦ ૮૨ મું. |
| ૭-અમરદાદ.. | રવી. | ૧૭ | ૧૦ | શેહેનશાહી અમરદાદ અમશાપંદ જશન, વડોદરાની ઉમરીગરની |
| ૮-દેપાદર..... | શોમ | ૧૮ | ૧૧ | [દરેમેહેરને ૬૪ મું. એડનલીધું ૧૮૩૯. |
| ૯-આદર .... | ભોમ | ૧૯ | ૧૨ | હમકારો. શેઠ ખરશેદજી નશરવાનજી કાંમાજી ગુજરયા, ય૦ ૧૨૫૪. |
| ૧૦-આવાં..... | બુધ. | ૨૦ | ૧૩ | |
| ૧૧-ખુરશીદ.... | ગુરૂ. | ૨૧ | ૧૪ | ભેશાંનની દા૦ તથા મ૦ વાડયાની દરેમેહેરને ૬૪ મું. |
| ૧૨-મોહર...... | શુકર | ૨૨ | ૧ | માહા માશ, નામદાર માહારાણી વિકટોરીયા ૮૨ વરશની ઉમરે [મરણ પામયા-૧૯૦૧. નવશારીના વડા દેશાઇ ખ૦ટ૦ય૦ ૧૧૪૯ |
| ૧૩-તીર....... | શની | ૨૩ | ૨ | ચાંદરાત. કલકતાની યુનીવરસીટી સ્થાપી ૧૮૫૭. [માં ગુજરયા. |
| ૧૪-ગોશ..... | રવી. | ૨૪ | ૩ | મોહરમ માશ નવું વરશ સને ૧૩૨૭ હીજરી. કાવશજી શેરા૦ [ભેદવારની નવશા૦ ધરમશરાને ૪૧ મું. |
| ૧૫-દેપમેહર.... | શોમ | ૨૫ | ૪ | મુંબઇની નવી હાઈકોરટ વપડાઇ, ૧૮૭૯. શુનઘડ વેઆરા |
| ૧૬-મેહેર...... | ભોમ | ૨૬ | ૫ | [ગાંમમાના અનજુમનના દખમાંને ૪૭ મું. |
| ૧૭-સરોશ. ... | બુધ. | ૨૭ | ૬ | હમકારો. મું૦ના ધનાંપટેલ ડંકનરોડપરના આદ્રાંનને ૭૬ મું. ચોપાટી વાછાગાંધીના કદમી આદરાંનને ૫૨ મું. ઉદવારામાંની રૂશતમજી જ૦ની ધરમશાલાને ૪૦મું. વેલાતની તારની લાઇન સરકારે લીધી, ૧૮૭૦. કલકતા, મદરાસ, અને મુંબઇમાં ટેલીફોન ચાલું થયું ૧૮૮૨. બાજીરાવ પેસવા મરણ પામ્યો, ૧૮૫૧. |
| ૧૮-રશને..... | ગુરૂ. | ૨૮ | ૭ | કલકતે ૧ લું અં. પત્ર "હીકીજ કલકતા જરનલ" નીકલ્યું, [૧૭૮૦. |
| ૧૯-ફરવરદીન.. | શુકર | ૨૯ | ૮ | ય૦ ૧૨૨૦માં શેઠ ૫૦ કા૦ બનાજી ગુજર્યાં. |
| ૨૦-બેહરાંમ.... | શની | ૩૦ | ૯ | હમકારો. શીંધ રેલવે ચાલુ થઇ, ૧૮૫૯. |
| ૨૧-રાંમ....... | રવી. | ૩૧ | ૧૦ | |
| ૨૨-ગુવાદ...... | શોમ | ૧ | ૧૧ | કતલની રાત. ફેબરવારી માસ. |
| ૨૩-દેપદીન ... | ભોમ | ૨ | ૧૨ | તાબુત થંડા કરવાનો દીવસ. |
| ૨૪-દીન...... | બુધ. | ૩ | ૧૩ | યજદેજરદી સને ૧૨૦૮માં "અલાહીબાગ" બંધાઇ. |
| ૨૫-અરશેશવંગ | ગુરૂ. | ૪ | ૧૪ | [આદ્રાંનને ૮૦. અંગ્રેજો પેહેલવેહેલા હીંદુસ્થાનમાં આવ્યા,૧૬૧૩. |
| ૨૬-આશતાદ.. | શુકર | ૫ | ૧૫ | ક૦ શેહરેવર મહીનાના ધંબાર. દીવ મધેના શેઠ જા૦ન૦ વાડયાના |
| ૨૭-આશમાન.. | શની | ૬ | ૧ | [૧૮૭૨. સર શાલારજંગનું મરણ, ૧૮૮૩. |
| ૨૮-જમીઆદ. | રવી. | ૭ | ૨ | ગવરનર જેનરલ અરલ મેઓને આનડામાંનમાં મારી નાંખ્યો, |
| ૨૯-મારેસપંદ. | સોમ | ૮ | ૩ | |
| ૩૦-અનેરાં..... | ભોમ | ૯ | ૪ | શાનશાહબાનું વીકટોરીયા ૧૮૪૦ માં મરણ્યાં. |

# માહા ૬ ઠો શેહેરેવર શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારશીઓના તીશ રોજ-તેના નામ સાથે. | વાર. | [illegible] | [illegible] | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ શુધી, માહા ૭ મો મેહેર શને ૧૨૭૮ યજદેજરદી. ઇ૦ તા૦ ૧૦ મી ફેબરવારીથી તા૦ ૧૧ મી મારચ ૧૯૦૯ શુધી. હીંદુઓના સંવત ૧૯૬૫ ના માહા વદ ૫ ને વાર બુધથી તે ફાગણ વદ ૪ ને વાર ગુરૂ શુધી. |
|---|---|---|---|---|
| ૧–અહુરમજદ | બુધ. | ૧૦ | ૫ | માહા ૭ મો કદમી. ૧૮૪૮ માં સતારા લીધું. |
| | | | | { મુંબઇની વસ્તીની ગણત્રી સને ૧૨૭૫ માં મ્યુનીશીપાલીટીએ કીધી તે કુલે વરણની-૯૭૭૮૨૨ની થઇ, તેમાં પારશીઓની વસ્તી ૪૮૮૨૪ની હતી. } |
| ૨–બેહમન.... | ગુરૂ. | ૧૧ | ૬ | ૧૮૭૪માં પારશીઓ સાથે મુસલમાનોએ મુંબઇમાં હુલડ કરયું. |
| ૩–અરદીબેશત | શુકર | ૧૨ | ૭ | હમકારો. [માંને ૮૬. અમદાવાદ લીધું ૧૭૮૦ |
| ૪–શેહરેવર... | શની | ૧૩ | ૮ | શે૦નું શેહેરેવર અ૦નું જશન. નવશારી હો૦મં૦ કેરાંવાલાનાં દખ |
| ૫–સફંદારમદ | રવી. | ૧૪ | ૯ | [ખેતાબ મલ્યો ૧૮૮૭. |
| ૬–ખુરદાદ... | શોમ | ૧૫ | ૧૦ | શેઠ દી૦મા૦ પીટીટને 'સર નાઇટ'નો } [૧૮૪૩માં સીંધ લીધું. |
| ૭–અમરદાદ.. | ભોમ | ૧૬ | ૧૧ | ના૦શેહેનશાહબાનું વીકટોર્યાની જુબીલી હીંદમાં થઇ. ૧૮૮૭. |
| ૮–દેપાદર..... | બુધ. | ૧૭ | ૧૨ | દમણની મેરવાનજી ન૦ માં૦ ની દરેમેરને ૭૨. |
| ૯–આદર. ... | ગુરૂ. | ૧૮ | ૧૩ | મ્હાશીવરાત્રી. હમકારો. |
| ૧૦–આવાં.... | શુકર | ૧૯ | ૧૪ | વાંદરાની માંણેકજી જીણાની ધરમશાળા તથા દરેમેહેરને ૬૧ મું. |
| ૧૧–ખુરશીદ.... | શની | ૨૦ | ૩૦ | ૧૮૭૨ માં મુંબઇની કુલે વરતીની ગણત્રી ૬૪૫૫૭૬ માણ- |
| | | | | [સની થઇ, તેમાં પારસીઓની વરતી ૪૪૦૯૧ થઇ, જેમાં મરદો |
| ૧૨–મોહર..... | રવી. | ૨૧ | ૧ | ફાગણ માસ. ચાંદરાત. [૨૩૧૧૧ ને ઓરતો ૨૦૯૮૦. |
| ૧૩–તીર. . . . | શોમ | ૨૨ | ૨ | ચીકલીના અનજુમનનાં દુખમાંને ૩૬મું. |
| ૧૪–ગોશ. . . . | ભોમ | ૨૩ | ૩ | |
| ૧૫–દેપમેહર ... | બુધ. | ૨૪ | ૪ | |
| ૧૬–મેહેર. . . | ગુરૂ. | ૨૫ | ૬ | ક૦ મે૦ નું જશન. મે૦ ફ૦ પાંડેની કરેલવાડીની ધરમશાળાને ૪૪. |
| ૧૭–શરોશ. . . | શુકર | ૨૬ | ૭ | હમકારો. શેઠ જી૦ દા૦ નાં કોલાબેના આદરાંનને ૭૪ મું, શેઠ |
| ૧૮–રશને. . . . | શની | ૨૭ | ૮ | [ હોર૦ દાદાભાઇ શાહેરની માલક્ષમીની દરેમેહેરને ૬૪ મું. ભાઠાં ગામમાના શો૦ફ૦ન૦મીસ્ત્રીના આદરાંનને ૪૮મું. ૧૮૯૧ માં મુંબઇની કુલે વરણની વસ્તી ૮,૨૧,૭૬૪ માણસોની ગણાઇ, જેમાં પારસી ૪૭,૪૫૮–તેમાં ૨૪,૭૦૫ મરદો અને ૨૨,૭૫૩ ઓરતો હતી. |
| ૧૯–ફરવરદીન. | રવી. | ૨૮ | ૯ | યજદેજરદી ૧૨૪૫માં શેઠ મે૦ ફ૦ પાંડે ગુજરેઆ. પેહેલા |
| | | | | [શર જમશેદજી જીજીભાઇને 'નાઇટ'નો ખે૦ ૧૮૪૨. |
| ૨૦–બેહરાંમ... | શોમ | ૧ | ૧૦ | માર્ચમાસ. મું. વરતીનીગંત્રી સને ૧૯૦૧, ૭૭૦૮૪૩ માણસ |
| ૨૧–રાંમ...... | ભોમ | ૨ | ૧૧ | [થયાં. પારસી વરતી ૪૬૨૩૧ ની તેમાં ૨૪૨૭૭ મરદ અને |
| ૨૨–ગુવાદ..... | બુધ. | ૩ | ૧૨ | ૨૧૯૫૪ ઓરતો હતી. હમકારો. શેઠ ન૦ર૦ તાતાના નવશારીના |
| | | | | [દુખમાંને ૩૨મું. શેઠ ન૦હી૦ કરાંણીના મું૦ કાંદાવારામોલામાંના |
| ૨૩–દેપદીન..... | ગુરૂ.. | ૪ | ૧૩ | શેઠ ફ૦કા૦ બનાજી } { આદ્રાંનને ૬૩મું, તથા શર જ૦ના નૌશા |
| ૨૪–દીન...... | શુકર | ૫ | ૧૪ | [જન્મ,ય૦૧૧૩૭. } રીના આદ્રાંનને ૫૭. વાંદરાની શેઠ |
| ૨૫–અરશેસંવગ | શની | ૬ | ૧૫ | હોળી. ન૦રતનજી તાતાની દરેમેહેરને ૨૬મું |
| ૨૬–આસતાદ.. | રવી. | ૭ | ૧૫ | ધુલ પડવો. મુંબઈ ને કલકતા વચ્ચે રેલવે ચાલુ થઇ ૧૮૭૦. શેહેન |
| | | | | { શાહી શેરેવર મહીનાંના "પેતેશહમ", તથા કદમી મેહેર મહીનાના "યાથરેમ" ઘંબાર. શુરતની અન૦ દુંમશની દરેમેરને ૭૨ મું. સુરતનાં પદાનયાં મોબેદોનાં નવાં દુખમાંને ૨૬મું. અજમેરના અંજુમનના દુખમાને વરશ ૨૦ મું. |
| ૨૭–આસમાંન.. | સોમ | ૮ | ૧ | તારાપોરના અનજુમનનાં દુખમાંને ૪૪ મું. |
| ૨૮–જમીઆદ. | ભોમ | ૯ | ૨ | |
| ૨૯–મારેસફંડ.. | બુધ. | ૧૦ | ૩ | રાંદેરના અંજુ૦ દખમાને ૫૮. વલશારનાં અં૦ દો૦ ૬૩ |
| ૩૦–અનેરાં..... | ગુરૂ. | ૧૧ | ૪ | [૧૮૭૦માં પ્રીન્સ આલફ્રેડ મું૦ આવ્યો. |

# માહા ૭ મો મેહેર શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારશીઓના તોશે રોજ—તેના નાંમ શાથે. | વાર. | ઈંગ્રેજી | હીંદુ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહા ૮ મો આવાં શને ૧૨૭૮ યજદેજરદી. ઈ૦ તા૦ ૧૨ મી મારચથી તા૦ ૧૦ મી એપરેલ ૧૯૦૯ સુધી. હીંદુઓનાં સંવત ૧૯૬૫ ના ફાગણ વદ ૫ ને વાર શુકરથી તે ચઈતર વદ ૫ ને વાર શની સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | શુકર | ૧૨ | ૫ | માહા ૮મોકદમી. નામદાર સાહજાદા પ્રીનશઓફવેલશ ૧૮૭૬માં |
| ૨—બેહમન.... | શની | ૧૩ | ૬ | મુંબઇથી પોતાને વતન શીધારયો. ૧૮૩૨માં જામેજ૦ પેહલે |
| | | | | અઠવાડયાંમાં ૧ વાર નીકલ્યું, તેપાછલથી ૧૮૫૩માં રોજીંદું થયું |
| | | | | [ નવો પુલ ચાલુ થયો—૧૮૮૧ માં. |
| ૩—અરદીબેશત | રવી. | ૧૪ | ૭ | હમકારો. ૧૮૭૯ માં તુલશીનું પાણી મુંબઇમાં આયુ. નર્મદાનો |
| ૪—શેહરેવર.... | શોમ | ૧૫ | ૮ | બાઇ જીવીબાઈ તે શર જ૦ જી૦ પેહલા બારોનેટના માતાજી |
| ૫—શફંદારમદ | ભોમ | ૧૬ | ૯ | શુરતનાં ઉમરાગાંમ આગલનાં અજુમનનાં [ગુજર્યાં ય૦ |
| ૬—ખુરદાદ. .. | બુધ. | ૧૭ | ૧૦ | [(મેહેરજી પટેલવાલાં) દુખમાંને ૭૮મું. સને ૧૧૬૮. |
| ૭—અમરદાદ.. | ગુરૂ. | ૧૮ | ૧૧ | સને ૧૮૮૧ માં મુંબઇની કુલે વસતીની ગણત્રી ૭૭૩૧૯૬ |
| ૮—દેપાદર..... | શુકર | ૧૯ | ૧૨ | માંણસોની થઈ, તેમાં પારસીઓની સંખ્યા ૪૮૫૯૭ |
| | | | | ની જેમાં ૨૫૩૧૫ મર્દો, ૨૩૨૮૨ ઓરતો હતી. |
| ૯—આદર..... | શની | ૨૦ | ૧૪ | હમકારો. થાંણાંના કા૦ રૂ૦ પટેલના આદરાનને ૧૩૫મું. |
| ૧૦—આવાં. ... | રવી. | ૨૧ | ૩૦ | જમશેદી નોરોજ. કદમી આવાં અર્દુઇશુરનું જશન. આન- |
| | | | | [રેબલ શેઠ બે૦ જી૦ના ધણીયાંણી માણેકબાઇ ગુજર્યાં- |
| | | | | ય૦ ૧૨૩૮. કલકતાની ટાંઉનહાલ બંધાઇ ૧૮૧૪. |
| ૧૧—ખુરશીદ.... | શોમ | ૨૨ | ૧ | **ચૈત્રમાસ, સકે ૧૮૩૧.** |
| ૧૨—મોહર. . .. | ભોમ | ૨૩ | ૨ | **ચાંદરાત.** ય૦ ૧૧૧૭માં શેઠ માંણેકજી નવરોજી શેઠના ગુજરયા. |
| ૧૩—તીર. ... .. | બુધ. | ૨૪ | ૩ | |
| ૧૪—ગોશ. .. .. | ગુરૂ. | ૨૫ | ૪ | [કલીયાંણીનાં શેઠ નવરોજી બાલાભાઇનાં દુ૦ ૨૩ મું. |
| ૧૫—દેપમેહર ... | શુકર | ૨૬ | ૫ | મુંબઇનાં ગોલવાડમાંનાં મ૦ ખ૦ લંગડાના આદરાંનને ૬૨મું. |
| ૧૬—મેહર. . . | શની | ૨૭ | ૬ | શેહેનશાહી મેહેર ઇજદનું જશન. યજ૦ ૧૨૪૨ માં |
| ૧૭—શરોસ. . . | રવી. | ૨૮ | ૭ | હમકારો. [ દુખમા રાએટ કેશ ઉભો થયો. |
| ૧૮—રશને. . . | શોમ | ૨૯ | ૮ | |
| ૧૯—ફરવરદીન. | ભોમ | ૩૦ | ૯ | રામનવમી. થાંણાંનાં રૂ૦ કા૦ પટેલના દુખમાને ૬૭, દા૦ રૂ૦ |
| | | | | પટેલની સઘડીને ૫૫. વાંદરા મધેનો પુલ સર જ૦ |
| | | | | એ ડાવેજર લેડી આંવાબાઇને નામે બંધાવી સને |
| | | | | ૧૮૪૫ માં ખુલ્લો મેલ્યો. ગનદેવીનાજ૦ ના૦ ગજદરનાં દુખ- |
| | | | | માને ૯૩, હો૦ બ૦ કપતાને બાંધેલી નવી સઘડીને ૪૦. |
| ૨૦—બેહરાંમ.... | બુધ. | ૩૧ | ૧૦ | હમકારો. ગંદેવના અ૦નાં દુખમાંને ૪૧ [તલાવ ખુલ્યો ૧૮૯૨. |
| ૨૧—રાંમ.. . . | ગુરૂ.. | ૧ | ૧૧ | એપ્રીલ માસ. પોસ્ટખાતાંની સેવીંગ બેંક ઉઘડી, ૧૮૮૨. તાનશા |
| ૨૨—ગુવાદ..... | શુકર. | ૨ | ૧૨ | ૧૨૨૮ ય૦ માં શર જ૦ જી૦ (પેહેલા) બારોનેટ હક થયા. |
| ૨૩—દેપદીન. .. | શની. | ૩ | ૧૩ | કલકતાવાલા શેઠ રૂ૦ કા૦ બનાજી ગુજર્યા, ૧૨૨૧. |
| | | | | [લાઇસનસ ટેક્ષને સારૂ શુરતમાં હુલડ, ૧૮૭૮. |
| ૨૪—દીન. . . . | રવી. | ૪ | ૧૪ | ધોબીતલાવ. અ. ખ. વાડયાની ધણી૦ના આદ્રાંનને ૪૭. |
| ૨૫—અરશેસવંગ | શોમ | ૫ | ૧૫ | ય૦ ૧૨૪૦ માં શેઠ રૂશતમજી જ૦ જીજીભાઈ ગુજર્યા |
| | | | | [૧૮૭૬ માં શેઠ બે૦ જી૦ને સ્ટાર આફ ઇ૦ નો ખેતાબ મલ્યો. |
| ૨૬—આસતાદ.. | ભોમ | ૬ | ૧ | ૧૮૭૪ માં મુસલમાંનોના હુલડ વીશે ૮૦૦૦ પારસીઓએ |
| ૨૭—આસમાંન. | બુધ. | ૭ | ૨ | શભા ભરીને વેલાત અરજી કીધી તેથી મુંબઈ સરકારને |
| | | | | ઠપકો મલ્યો. શે૦ મેહેર મહીનાનાં "યાથરેમ" ધંમબાર. |
| ૨૮—જમીઆદ | ગુરૂ. | ૮ | ૩ | બાલાપુરના વીકાજી તથા પેસતનજી મેહરજીનાં દુખમાંને |
| | | | | [ ૭૧ મું. શુરતમાં મોટી આગ લાગી, યજદેજરદી ૧૨૦૬. |
| ૨૯—મારેસફંદ. | સુકર | ૯ | ૪ | ગુડ ફ્રાઇડે તવરી ગામમાં અનજુમનના દુખમાંને ૪૬મું વરશ. |
| | | | | [ખંબાતના પેશતનજી ખ૦ મોદીનાં દુખમાંને ૮૪ મું વરશ. |
| ૩૦—અનેરાં..... | શની | ૧૦ | ૫ | પુણામાં અનજુમને બંધાવેલાં દુખમાંને ૭૫ મું વરશ. |

# માહા ૮ મો આવાં શેહેનશાહી શને ૧૨૭૮ યજદેજરદી.

| પારશીઓના તીશે રોજ—તેના નામ સાથે. | વાર. | ઇંગ્રેજી તારીખ | હીંદુ તીથ | કદમી જરથોશતીઓનો રોજ ૧ થી ૩૦ સુધી, માહા ૯ મો આદર સને ૧૨૭૮ યજદેજરદી. ઇ૦ તા૦ ૧૧ મી એપરેલથી તા૦ ૧૦ મી મેએ ૧૯૦૯ સુધી. હીંદુઓનાં સંવત ૧૯૬૫નાં ચઇતર વદ ૬ ને વાર રવીથી તે વઈશાખ વદ ૫ ને વાર શોમ સુધી. |
|---|---|---|---|---|
| ૧—અહુરમજદ | રવી. | ૧૧ | ૬ | માહા ૯મો ક૦. શુમારીનાં કુ૦માં૦ મુકાદમવાલાં આગલનાં હો૦ |
| ૨—બેહમન. .. | શોમ | ૧૨ | ૭ | પા૦નાં બાંધેલાં આદ્રાંનને ૨૩૯ મું. ૧૮૬૮માં એબીશીનીઆ |
| | | | | લીધું. દીલીમાં સદરબજારમાં મોટી આગથી ૨૦૦ ઘેરનો |
| | | | | નાશ-૧૮૮૩. |
| ૩—અરદીબેસ્ત. | ભોમ | ૧૩ | ૮ | હમકારો. મું૦ નાં ગ્રાંટરોડપરના એ૦ શે૦ હો૦ રાનજીનાં |
| ૪—શેહરેવર. . | બુધ. | ૧૪ | ૯ | જાલણા મધે અનજુમનનાં દુખમાને ૩૯મું. [આદ્રાનને ૪૨મું |
| ૫—સપંદારમદ | ગુરૂ. | ૧૫ | ૧૦ | મુંબઇનાં પુરામજી કાવશજી બનાજીના દુખમાને ૭૮ મું. |
| ૬—ખુરદાદ. ... | શુકર | ૧૬ | ૧૧ | મુંબઇની જી. આઇ. પી. રેલવે ચાલુ થઇ ૧૮૫૩. |
| ૭—અમરદાદ. . | શની | ૧૭ | ૧૨ | ભાઈ જ૦બેરાના આ૦આદ્રાનને ૬૧મું. હમકારો. |
| ૮—દેપાદર. ... | રવી. | ૧૮ | ૧૩ | હાસબરનના આદરાંનને૭૮. કરાંચીમાંના હીરજી- |
| | | | | તીનના આદ્રાંનને ૬૩મું, મુંબઇ, ખેત૦ કા૦ મા૦ |
| ૯—આદર. .... | શોમ | ૧૯ | ૧૪ | ક૦ આદર ઇજદનું જશન. અમદનગરના જ૦ પે૦ પલાન- |
| ૧૦—આવાં. . .. | ભોમ | ૨૦ | ૩૦ | શે૦ આવાં અરદુઇશુરનું જશન. |
| ૧૧—ખુરશીદ. ... | બુધ. | ૨૧ | ૧ | વઈશાખ માસ. ચાંદરાત. ગાયકવાડ મલારરાવને પદભ્રષ્ટ કીધો, [૧૮૭૫. |
| ૧૨—મોહર...... | ગુરૂ. | ૨૨ | ૨ | મુંબઇના કા૦એ૦ બીશનીના દુખમાને ૬૬. શેઠ ખ૦માં૦ સરાફ |
| ૧૩—તીર........ | શુકર | ૨૩ | ૪ | શુરતમાં મો. આગ ૧૮૩૭. શેક્ષપીયર જનમ્યો, ૧૫૬૪. ગુજર્યા, |
| ૧૪—ગોશ...... | શની | ૨૪ | ૫ | મુંબઇ મજગાંમમાના ના૦ જ૦ શપલાના યજ૦ |
| ૧૫—દેપમેહર.... | રવી. | ૨૫ | ૬ | [આદરાંનને ૪૩. શેક્ષપીયરનું મરણ ૧૬૧૬. ૧૨૧૯. |
| ૧૬—મેહેર. . ... | શોમ | ૨૬ | ૭ | |
| ૧૭—સરોશ. ... | ભોમ | ૨૭ | ૮ | હમકારો. |
| ૧૮—રશને.. ... | બુધ. | ૨૮ | ૯ | શેનશાહબાનુંનું પુતલું મુંબઇમાં ખુલ્લું મેલ્યું, ૧૮૭૨. ય૦ ૧૨૧૮ |
| | | | | માં શેઠ જીજીભાઇ દાદાભાઇ ગુજરયા. ય૦ ૧૧૧૪માં, સુર |
| | | | | તનાં કેટલાક પારશીઓએ કદમી તરીકો અખત્યાર કીધો. |
| ૧૯—ફરવરદીન.. | ગુરૂ. | ૨૯ | ૯ | કદમી 'અશોફરોહર'નું જશન, દુખમાં નજદીક બંદગીનો દીવસ. |
| ૨૦—બેહરાંમ. ... | શુકર. | ૩૦ | ૧૦ | વપડાઇ, ૧૮૪૫. પેરીસ એકઝીબીશન ૧૮૬૭, બીજું |
| | | | | ૧૮૮૯માં, ચીકાગોનું એકઝીબીશન ૧૮૯૩ માં ઊઘડયું. |
| ૨૧—રાંમ.. ...... | શની | ૧ | ૧૧ | મે માસ ઇંગ્રેજી. મુંબઇની જમશેદજી જીજીભાઇ હાસ્પીટાલ |
| ૨૨—ગુવાદ. .... | રવી. | ૨ | ૧૨ | ઇસ્ટ ઇં૦ કું૦ના લશકરમાં બેદીલી ફેલાયાથી ૧૦૦૦૦ માણ |
| | | | | શોને બરતરફ કીધાં, ૧૮૫૭. વીકટોર્યા ને આલબર્ટ મ્યુઝી |
| | | | | યમ મુંબઇમાં ઉગડયું ૧૮૭૨. |
| ૨૩—દેપદીન.... | શોમ. | ૩ | ૧૩ | સર દીનશાહજી માણેકજી પીટીટ પેહેલા બેરોનેટ ૭૯ વરશની વયે |
| ૨૪—દીન...... | ભોમ | ૪ | ૧૪ | ગુજરયા, ય૦ સને ૧૨૭૦. શીરીંગાપતમ |
| | | | | લીધું, ટીપુ શુલતાન મારયો ગયો, ૧૭૯૯. |
| ૨૫—અરશેસવંગ. | બુધ | ૫ | ૧૫ | અમદાવાદનાં અંજુમનનાં દુખમાંને ૬૭મું. |
| ૨૬—આસતાદ. . | ગુરૂ. | ૬ | ૧ | કલકતાવાલા શેઠ હી૦ મા૦ બનાજી, ગુજર્યા, ય૦૧૨૭૩ |
| ૨૭—આસમાન.. | શુકર | ૭ | ૨ | [અંજુમનના દુખમાંને ૧૩૯ મું. |
| ૨૮—જમીઆદ. | શની | ૮ | ૩ | મું૦ ત્રાંમવે ચાલી, ૧૮૭૪. શુરતનાં કાકરાખાડીનાં મ૦ શેઠનાં |
| ૨૯—મારેશપંદ.. | રવી. | ૯ | ૪ | મીરતમાં ઘોડેશવાર રીજમીટે બલવો કીધો, ૧૮૫૭. મુંબઇની |
| | | | | હાઇ કોર્ટમાં પેહલવેહલા દેશી જડજ તરીકે |
| | | | | મી૦ નાનાભાઇ હરીદાશ નેમાયા, ૧૮૮૪. |
| ૩૦—અનેરાં.. ... | શોમ | ૧૦ | ૫ | દીલીમાં બલવાની કતલ ચાલી ૧૮૫૭. |

સર મનચેરજી મે. ભાવનગરી, ૧૮૮૫ (યુરોપ)
મરઝબાન મનચેરજી મરઝબાન, ૧૮૯૪
માણેકજી એ. દા. રેજીસ્ત્રાર, ૧૮૮૭ (નાગપોર)
માણેકજી પેસતનજી મોદી, ૧૮૯૨
માણેકજી પેસતનજી આશાવઈદ, ૧૮૯૫
માણેકજી રૂસતમજી મેહેતા, ૧૮૯૫
મેહેરવાનજી રૂશતમજી બાઇશ, ૧૮૯૯
રૂસતમજી ખરસેદજી તારાચંદ, ૧૯૦૦
રૂસતમજી જીવણજી જમશેદજી મોદી, ૧૯૦૮
રૂસતમજી ડોસાભાઈ ન. વાહડયા, ૧૮૯૯
રૂસતમજી ધનજીભાઈ શેઠના, ૧૮૮૪
રૂસતમજી નવરોજી બરજોરજી, ૧૮૯૯
રૂસતમજી ફરામજી બહાદુરજી, ૧૮૯૫
રૂસતમજી એ. સોનાવાલા, ૧૮૯૦ (પાલનપુર)
રૂસતમજી બેરામજી કોલાબેવાલા, ૧૮૮૮
રૂસતમજી મેરવાનજી પટેલ.
રૂસતમજી સોરાબજી દાંતરા, ૧૮૯૬
લવજી મેરવાનજી વાહડીઆ, ૧૮૮૭(અમદાવાદ)
લીમજી નવરોજી બનાજી, ૧૮૬૮ (પ્રોથોનોટરી હાઈ કોરટ, મુંબઇ)
વીકાજી ફરેદુનજી તારાપોરવાલા, ૧૯૦૬
શીયાવક્ષ આદરજી ગોગાવાલા, ૧૯૦૭
શીયાવક્ષ રૂશતમજી માસ્તર, ૧૮૯૧ (હૈદ્રાબાદ)
હોરમજી અરદેશર વાહડીઆ, ૧૮૭૦ (રાજકોટ)
હોરમજી લશકરી, ૧૮૯૨, (ઝનજીબાર)
હોરમઝદીઆર કુંવરજી કોહયાજી, ૧૯૦૮
હીરજીભાઇ હોરમજી હી૦ વાહડયા, ૧૮૯૯

## જરથોસ્તીઓએ સ્થાપેલાં પુસ્તકખાનાં.

**મુંબઈ**—કોટમાં-સર દીનશાહ પીટીટ મેડીકલ યુનીયન લાઇબ્રેરી-૧૮૮૩.
„ સર દીનશાહ પીટીટ ફ્રેંચ કલબનું પુસ્તકખાનું-૧૮૮૭.
„ જમશેદજી નશરવાનજી પીટીટ (ફોરટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરીવાલું) ઈનસ્ટીટયુટ.
„ મા૦ ખ૦ મેમોરીલ લાઇબ્રેરી-એલેકઝાંનદ્રા નેટીવ ગરલ્સ ઈંગલીશ ઈનસ્ટીટયુશનમાં.
ધોબીતલાવ-મરહુમ શેઠ માણેકજી લીમજીભાઇ હાતરીઆનું પુસ્તકખાનું અનજુમનનાં આતશ [બેહેરામમાં.
કોલાબા-જમશેદજી નશરવાનજી પીટીટ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી-૧૮૮૬.
ખેતવાડી-ધનજીભાઈ ફરામજી રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી-૧૮૬૦.
ગીરગામ-જમશેદજી નશરવાનજી પીટીટ લાઇબ્રેરી-૧૮૬૩.
બાહારકોટ-જમશેદજી નશરવાનજી પીટીટ બાહારકોટ ઈમિપરૂવમેંટ લાઇબ્રેરી-૧૮૬૯.
„ સર દીનશાહ પીટીટ કાંદાંમોહલા તથા ભરચા મોહલા લાઇબ્રેરી-૧૮૭૦.
„ મુલાંફીરોજ કેતાબખાનું-દાદીશેઠના આતસબેહેરામમાં-૧૮૫૩.

**દેશાવરે**—અંકલેશ્વર-જમશેદજી નશરવાનજી પીટીટ અંકલેશ્વર લાઇબ્રેરી-૧૮૮૬.
અમદાવાદ-શેઠ નશરવાનજી માણેકજી પીટીટ ગુજરાત કાલેજ લાઇબ્રેરી-૧૮૯૦.
કલકત્તા-ધી ઓનરેબલ સર દીનશાજી મા૦ પીટીટ નાઈટ ઝોરાસ્ટ્રીઅન લાઇબ્રેરી-૧૮૮૯.
કાનાનોર-શેઠ હીરજીભાઈ મનચેરજી માલેગામવાલાને નામનું લાઇબ્રેરીનું મકાન-૧૮૯૫.
કોતાહી-કોલંબો નજદીક-શેઠ મનચેરજી ફરામજી ખાનનું લાઇબરેરીનું મકાન-૧૯૦૭.
નવસારી-પેહલા દસ્તુર મેહરજીરાણા કેતાબખાનું-૧૮૭૨.
„ એનું મકાન-બાઈ માણેકબાઈ માણેકજી દસ્તુર બીલડીંગ-૧૯૦૬.
પુણા-કાવસજી દીનશાહ લાઇબ્રેરી-પુણાની ધી ઓલબરત એડવરદ ઈનસ્ટીટયુટ સાથ સને ૧૯૦૧ માં જોડી નાંખવામાં આવી છે.
પુણા-ઉપલી લાઇબ્રેરી માટે કાવશજી દીનશાહ હોલ-૧૯૦૬.
બીલીમોરા-શેઠ જાહાંગીર બ૦ પીટીટ નેટીવ જનરલ લાઇબ્રેરી-૧૮૮૨.
મહાબલેશ્વર-ઓનરેબલ શેઠ બમનજી પીટીટ નેટીવ જનરલ લાઇબ્રેરી-૧૯૦૨.
વડોદરા-શેઠ નશરવાનજી મા૦ પીટીટ વડોદરા કેંપ રીડીંગ રૂમ એંડ લાઇબ્રેરી-૧૮૯૦.
સુરત-દસતુર ખોરશેદ લાઇબ્રેરી-રૂશતમપોરા-૧૮૬૮.
„ નાહનપુરા નેટીવ રીડીંગ રૂમ-૧૮૬૮.

# જરથોસ્તીઓએ સ્થાપેલાં ધરમનાં દવાખાનાં.

**મુંબઇ**—કોટમાં શેઠ કાવશજી ધ૦ પાંઉવાલાનું—કોટનું ધરમનું લોકોના ઉધ્રાટનું દવાખાનું.

કોટમાં બાઈ દીનબાઇ પેસતનજી શાપુરજી ગઝદરનું અરધ ધરમનું દવાખાનું—૧૯૦૭.

કોટમાં પારસી સુવાવડખાનું—અંજુમનને ખરચે-૧૮૯૫.

ખેતવાડી—શેઠ નશરવાનજી માણેકજી પીટીટનું ધરમનું દવાખાનું-૧૮૬૫.

ગ્રાંટરોડ—ગરીબ જરથોસ્તીઓનાં રેહેઠાણવાલી જગોપરનું શેઠ ધનજીભાઈ એદલજી આલબલેશને નામનું ધરમનું દવાખાનું-૧૮૯૯.

ચોપાટી—બાઈ જરબાઈ નવરોજી નશરવાનજી વાહડયાનું પ્લેગ હાસપીટાલનું મકાન-૧૯૦૬.

તારદેવ—બાઈ હીરાંબાઈ બેરામજી જીજીભાઈનું ધરમનું દવાખાનું-૧૮૯૧.

તારદેવ—બેડમસ વાઇલી હાસપીટાલમાં ખઇના દરદીઓ માટેનો ધી "નશરવાનજી માણેકજી પીટીટ વારડ"—૧૯૦૮.

તુરંબે—એદલજી ફરામજી આલબલેશ "લેપરસ હોમ"-રગતપીતની હાસ્પીટાલ.

ધોબીતલાવ—મરહુમ શેઠ અરદેશર હોરમારજી વાહાડયાવાલી આંખની હાસપીટાલ—૧૯૦૭.

પરેલ—બાઈ સાકરબાઈ દીનશાજી માણેકજી પીટીટવાલી જાનવરોની હાસ્પીટાલ-૧૮૮૪.

પરેલ—સર દીનશાજી માણેકજી પીટીટ પેથોબેક્ટ્રીઓલોજીકલ લેબોરેટરી.

પરેલ—લવજી વાહડયા ડીસપેનસરી-૧૮૬૫.

મટુંગા—રગતપીતીઆઓ માટે જમશેદજી નશરવાનજી પીટીટ હોસ્પીટલ વારડ-૧૮૯૪.

માંડવી—સર દીનશાજી તથા શેઠ નશરવાનજી માણેકજી પીટીટવાલું દવાખાનું.

મેદાનમાં—શેઠ પેસતનજી હો૦ કામાવાલી, ઓરત અને બચાંઓ માટેની "કામા હોસ્પીટાલ"

એજ ઠેકાણે—ધી બમનજી આલબ્લેશ ઓબસતેત્રીક હોસ્પીટાલ (સુવાવડખાનું.)—૧૮૯૦.

મેહેમ—મોટલાંબાઈ જાહાંગીરજી વાહડીયાનું દવાખાનું.

ભાંયખલા—ડા૦ હોરમજી માણેકજી માસીનાની ખાનગી હોસ્પીટાલ-૧૯૦૨.

ભાંયખલા—ડા૦ જે. એન. બહાદુરજીવાલી પુવર મેન્સ આઇ કલીનીક યાને આંખની હાસપીટાલ-[૧૯૦૮.

ભીંડીબજાર—જમશેદજી જીજીભાઈ હાસ્પીટાલ સને ૧૮૪૫ માં સ્થાપેલી.

એજ ઠેકાણે—સર કાવસજી જાહાંગીરવાલી આંખની હાસપીટાલ.

એજ ઠેકાણે—શેઠ રૂશતમજી જમશેદજી જીજીભાઈવાલી ફેફ્સાં દરદની હાસપીટાલ.

એજ ઠેકાણે—સુવાવડની મોટલાંબાઈ હાસપીટાલ—૧૮૯૨.

એજ ઠેકાણે—સર દી. મા. પીટીટની બચાંઓ અને ઓરતો માટેની હાસપીટાલ—૧૮૯૨.

એજ ઠેકાણે—ધી ફરામજી દીનશાહ પીટીટ લેબોરેટરી—૧૮૯૧.

એજ ઠેકાણે—બાઈ આવાંબાઈ ભાવનગરી નરસીસ હોમ—૧૮૯૧.

**દેસાવરો**—ઉડવાડા-જરથોસ્તીઓના ઉધ્રાતથી ચાલતું દવાખાનું.

અમદાવાદ-ખા૦ બા૦ નવરોજી પેસતનજી વકીલવાલી "આંખની હાસપીટાલ"

ઉમરગામ-નારગોલ-સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટનું ધરમનું દવાખાનું

એડન-શેઠ કાવશજી દીનશાહજીની "બાઈ જરબાઈ ચેરીટેબલ ડીસપેનસરી"-૧૮૯૫.

એરાવ-શેઠ અરદેશર હોરમજી વાહડીઆજીનું દવાખાનું.

અંધેરી-મરહુમ શેઠ નશરવાનજી જાહાંગીરજી વાહડયાવાલું ધરમનું દવાખાનું-૧૮૯૯.

કરંજ—બાઈ મોટલાંબાઇ જાહાંગીર વાહડયાવાલું ધરમનું દવાખાનું-૧૯૦૦.

કરાંચી, કેમારી-"બાઈ બચુબાઈ એદલજી દીનશાજી હાસપીટાલ"

કરાંચી, કાંપ-શેઠ એદલજી દીનશા શરાફવાલી "એદલજી દીનશાહ ચેરીટેબલ ડીસપેનસરી"-[૧૮૮૨.

કરાંચી-ડફરીન હાસપીટાલ-શેઠ એદલજી દીનશાહે બંધાવેલી-૧૮૯૮.

કુરલા-શેઠ બમનજી હોરમજી વાહડીઆએ ય૦ સ૦ ૧૨૨૫ માં સ્થાપેલું દવાખાનું.

કુવેટા-ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલની ઓરતો માટેની હાસપીટાલ—૧૮૮૮.

ખંડાલા—ઓનરેબલ શેઠ નવરોજી નશરવાનજી વાડીઆ—સી. આઈ. ઈ.નું ધરમનું દવાખાનું—
ખેરગામ—શેઠ નશરવાનજી માણેકજી પીટીટનું દવાખાનું. [૧૮૯૬.
ગનદેવી—સર કાવશજી જાંહાંગીર નાઈટ, સી. એસ. આઈ. વાલુ દવાખાનું.
ચીખલી—સર દીનશાજી માણેકજી પીટીટનું દવાખાનું.
તારાપોર—સર દીનશાજી માણેકજી પીટીટની "સાકરબાઈ ડીસપેનસરી."
થાણા જીલ્લાનાં વાડા ગામમાં "ધી જમશેદજી નશરવાનજી પીટીટ ડીસપેનસરી."
થાણા મધે—મરહુમ શેઠ ખરશેદજી રૂશતમજી વાડયાને નામનું દવાખાનું—૧૮૬૫.
નવસારી—સર જમશેદજી જીજીભાઈ (પેહેલા) બારોનેટની "વીકટોરયા ડીસપેનસરી."
નવસારી—શેઠો બમનજી અસપંડયારજી દસ્તુરની કુંપનીએ મરકીના દરદીઓને માટે સ્થાપેલું ધરમનું દવાખાનું—૧૯૦૦
નાશક—સર દીનશાહ માણેકજી પીટીટ જાનવરોની હાસપીટાલ—૧૮૯૫.
નીમચ—શેઠ કાવશજી જીવણજી કંટ્રાકટરનું દવાખાનું—૧૮૮૮.
પુણા—શુકરવાર પેંટમાં—ખાન બાહદુર પેસતનજી સોરાબજીનું દવાખાનું.
પુણા—મરહુમ બાઈ મેહેરબાઈ સોરાબજી પદમજીવાલો પુણાની સાસુન હાસપીટાલમાં સુવાવડનો વારડ—૧૯૦૨.
પુણા—સર દીનશાહ માણેકજી પીટીટ પુણા કેનટોનમેંટ ચેરીટેબલ ડીસપેનસરીનું મકાન—૧૮૯૪
બદનેરા—શેઠ જાંહાગીર હોરમજી મોદીનું દવાખાનું—૧૮૯૬.
ભરૂચ—શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈવાલી મોટી હાસપીટાલ—૧૮૭૨.
બીમરડી—બાઈ ગુલબાઈ દીનશાજી માણેકજી પીટીટ ડીસપેનસરી.
માથેરાન—શેઠ બેરામજી જીજીભાઈ હાસપીટાલ—૧૯૦૨.
મુરબાદ—જીલ્લા થાણા—સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટનું ધરમનું દવાખાનું.
મઉ—શેઠ દોરાબજી પેસતનજી પુણેવાલાનું દવાખાનું,
મેહમદાબાદ—શેઠ બેરામજી જીજીભાઈવાલી "માણેકબાઈ ડીસપેનસરી."
રતનાગીરી—સર દીનશાજી માણેકજી પીટીટવાલી રગતપીતની હાસપીટાલ—૧૮૭૫.
વડોદરા—ડાકટર રૂશતમજી નાણાવટી ડીસપેનસરી—૧૮૮૫.
વલસાડ—સર દીનશાજી માણેકજી પીટીટનું દવાખાનું—૧૮૭૨.
વસાઈ—સર દીનશાજી માણેકજી પીટીટનું દવાખાનું—૧૮૮૬.
વાડા—શેઠ જમશેદજી નશરવાનજી પીટીટનું વાડા ખાતેનું ધરમનું દવાખાનું.
વાંદરા—સર કાવશજી જહાંગીરજી રેડીમની નાઈટ, સી. એસ. આઈનું દવાખાનું.
„ બાઈ શીરીનબાઈ મનચેરજી કામાવાલું પારસી કોનવોલેસંટ હોમ.
સાદરા—શેઠ જમશેદજી નશરવાનજી પીટીટવાલો સાદરા હાસપીટાલનો ઓરતો માટેનો વારડ.
સાનટા ક્રુઝ—બાઈ આવાંબાઈ નાનાભાઈ જમુજીનું ડીસપેનસરીનું મકાન—૧૯૦૬.
સીકંદરાબાદ—પીરોજબાઈ ચેરીટેબલ ડીસપેનસરી—૧૮૯૨.
સીકંદરાબાદ—બાઈ મીઠીબાઈ શાપુરજી ચીનાઈ ચેરીટેબલ ડીસપેનસરી.
સીકંદરાબાદ—દશતુર એદલજી બમનજી ડે૦ કલેકટરની યાદગારીમાં શાવીલ હાસપીટાલમાંના બે વારડો—૧૯૦૪.
સુરત—વાંકી બોરડી—ડાકટર બેહેરામજી ચેરીટેબલ ડીસપેનસરી—૧૯૦૮.
„ શેઠ ખરસેદજી ફરદુનજી પારખની "પારખ ચેરીટેબલ ડીસપેનસરી."—૧૮૬૫.
„ સર કાવસજી જાંહાંગીર નાઈટ, સી. એસ. આઈ. વાલી મોટી હાસપીટાલ—૧૮૬૪.
„ એજ ઠેકાણે—બાઈ આલીબાઈ જાહાંગીર પટેલવાલી "ધી પટેલ ઓપરેશન થીએ-
હેદરાબાદ—સર કાવસજી જાંહાંગીર લુનાટીકસ એસાયલમ. [ટર"—૧૯૦૮.

# જરથોસ્તીઓએ સ્થાપેલાં ધરમનાં કેલવણીખાતાં.

**મુંબઈ**—એલેકઝાંનદ્રા નેટીવ ગરલ્સ ઈંગલીશ ઇનસ્ટીટયુશન-મેદાન—૧૮૬૩.
સર કાવશજી જાંહાંગીર એલફીનસટન કોલેજ બીલડીંગ.
સર કાવશજી જાંહાંગીરની ખેતવાડીની છોકરીઓની નીશાળ.
સર કાવસજી જાંહાંગીર "બોંબે યુનીવરસીટી હોલ."
સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલંટ ઇનસ્ટીટયુશન—૧૮૪૯.
સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટની યાદગારીને સારૂ ઉભી થયલી જંદ પેહલવી મદરેસા—ચંદનવાડી વાહડયાજીના આતશબેહેરાંમમાં—૧૮૬૩.
સર જમશેદજી જીજીભાઇ સ્કુલ ઓફ્ આર્ટસ એંડ ઇનિડસટ્રી-મેદાન.
શેઠ જમશેદજી નશરવાનજી પીટીટ પારસી ઓરફ્નેજ-પરેલ-લાલબાગ-૧૮૮૮.
ધી જમશેદજી નશરવાનજી પીટીટ કસરતશાળા—ખેતવાડી—૧૮૭૪.
જરથોસ્તી છોકરીઓની નીશાળો-(બાઈ બીખાઇજી શેરાબજી બંગાલીવાલી બીલડીંગ) કોટ-એજ મંડલીની ચરનીવાડીની નીશાળ.—૧૮૮૫.
મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇવાલી જંદ અવસ્તા મદરેસા-કોટ.
મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇવાલી અંગરેજી તથા ગુજરાતી જંદ શાળાઓ.
શેઠો દાદી અને ફ્રામરોજ ગોળવાલા તરફથી બાંધવામાં આવેલું સ્વીમીંગ બાથનું મકાન.
સર દીનશાજી માણેકજી પીટીટ જીમનેસટીક ઇનસ્ટીટયુશન (કશરતશાળા)—મેદાન ૧૮૯૧.
સર દીનશાજી માણેકજી પીટીટનું ધાતુ કામને લગતી કેલવણી આપવાનું ખાતું.
શેઠ નશરવાનજી મનચેરજી કામાજીવાલી સ્કુલ-૧૮૫૦.
શેઠ ફ્રામજી નશરવાનજીવાલી અંગરેજી તથા ગુજરાતી સ્કુલ—ખેતવાડી-૧૮૫૯.
ધી બેરામજી જીજીભાઈ ચેરીટેબલ ઇનસ્ટીટયુશન—ચરનીરોડના સ્ટેશન સામે—૧૮૯૧.
શેઠ મેરવાનજી માણેકજી શેઠનાની જરથોસ્તી છોકરીઓની નીશાળ—કાંદા મોહલ્લો-૧૮૭૧.
મુલ્લાંફીરોજ મદરેસા-કોટ દાદીશેઠના આતસ આદરાંનમાં—૧૮૫૪.
બાઇ રતનબાઇ ફ્રામજી પાંડેવાલી ગરીબ જરથોસ્તીઓના રેહેઠાણો તરફની સ્કુલ-ફોકલંડ રોડ
**દેશાવરે**—અંદેરીની નીશાળનું મકાન-શેઠ હોરાબજી હોશંગજી અને તેમના ચીરંજીવી.
અમદાવાદ-પારસી જીમખાનાનું મકાન—૧૯૦૬.
અમદાવાદ-બેરામજી જીજીભાઈ અમદાવાદ મેડીકલ સ્કુલ.
ઇંદોર-જમશેદજી નશરવાનજી પીટીટ ઓંગ્લોવરનાક્યુલર ... (ઇંદોર-જમશેદજી નશરવાનજી પીટીટ ઝોરાસ્ટ્રીયન એલીમેનટરી સ્કુલ-૧૮૯૪.)
ઉડવાડા-શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમખાતામાંથી સ્થાપેલી એંગલો વરનાક્યુલર સ્કુલ ૧૯૦૬
કચ્છ-ભુજ-ખા૦ બા૦ પેશતનજી સોરાબજી ભુજવાલા તરફથી બાંધવામાં આવેલું કોરોનેશન [સ્કુલનું મકાન-૧૯૦૩.
કરાંચી-શેઠ કાવશજી હોરમજી કાતરક સ્વીમીંગ બાથ-૧૯૦૫.
કરાંચી-બાઇ વીરબાઇજી એંગલો વરનાક્યુલર સ્કુલ.
ક્વેતા-ખા૦ બા૦ બરજોરજી દોરાબજી પટેલની શાનડીમેન ગરલસ સ્કુલ.
ક્વેતા-ખા૦ સા૦ અરદેશર ડોશાભાઇ મારકર પારસી સ્કુલ—૧૯૦૪.
કોલંબો-શેઠ મનચેરજી ફ્રામજી ખાનનો કોલંબો કોલટસ ક્રીકેટ કલબ માટે ધી ફ્રામજી બીખાજી ખાન પેવીલીયન—૧૯૦૪.
ગણદેવી-સર કાવશજી જહાંગીરજી રેડીમની ગણદેવી હાઇ સ્કુલ—૧૮૬૪.
થાણા-ધી બેરાંમજી જીજીભાઇ થાણા હાઇ સ્કુલ—૧૮૮૦.
દ૦ હેદરાબાદ-થીઓસોફીક સોસાઇટીનું મકાન—૧૯૦૬.
દેવલાલી-શેઠ એદલજી દોરાબજી તલાતીવાલી દેવલાલી જરથોસ્તી બોરડીંગ સ્કુલ-૧૯૦૭.

નવસારી–સર કાવસજી જહાંગીર નવસારી જરથોસ્તી મદરેસા—૧૮૫૬.
„ એનું મકાન–શેઠ બેરામજી નશરવાનજી શીરવાઈ બીલડીંગ—૧૮૯૭.
„ શેઠ જમશેદજી નશરવાનજી તાતા ઈંડસ્ત્રીયલ સ્કુલ (હુનરશાળા)—૧૯૦૮.
„ એનું મકાન–શેઠ કેખશરૂ એદલજી બામજી ખુશરૂ બીલડીંગ—૧૯૦૮.
„ ધી દાદાભાઈ કાવશજી તાતા એંગલો વરનાક્યુલર સ્કુલ.
„ બાઈ નવાજબાઇ તાતાવાલી જરથોસ્તી છોકરીઓની નીશાળ—૧૮૮૩.
„ શેઠ નશરવાનજી રતનજી તાતાની જંદ પેહેલવી અને ફારસી મદરેસા.
„ ધી રૂસતમજી જમશેદજી જીજીભાઇ એંગલો વરનાકયુલર સ્કુલ.
નારગોલ–સર દીનશાહજી માણેકજી પીટીટની નારગોલની નીશાળ.
નીમચ–શેઠ કુવરજી કાવશજી કેનટોનમેન્ટ સ્કુલ—૧૯૦૮.
પુણા–સર દીનશાહ માણેકજી પીટીટ બેરોનેટનું પારસી જીમખાના.
પુણા–સર કાવશજી જહાંગીરવાલી પુણા સીવીલ એનજીનીઅરીંગ કોલેજ બીલડીંગ.
(જે હવડાં કોલેજ ઓફ સાયન્સને નામે ઓળખાય છે.)
પુણા–સર જમશેદજી જીજીભાઇ પુણા કોલેજ બીલડીંગ.
પુણા–સરદાર દસતુર ખા૦ બા૦ નોશરવાનની યાદગારીવાલી જરથોસ્તી છોકરીઓની [નીશાળ–૧૮૯૩.
પુણા—ધી બેરાંમજી જીજીભાઇ મેડીકલ સ્કુલ—૧૮૭૮.
ભરૂચ—શેઠ જમશેદજી નશરવાનજી પીટીટવાલી જરથોસ્તી છોકરીઓની નીશાળ—૧૮૬૫.
ભરૂચ—ખા૦ બા૦ રૂસતમજી સોરાબજી દલાલ હાઇ સ્કુલ—૧૮૮૬.
બીમડી—શેઠ નશરવાનજી માણેકજી પીટીટનું બીમડી સ્કુલનું મકાન.
ભીવંડી— ધી બેરામજી જીજીભાઇ ભીવંડી સ્કુલ ૧૮૭૮.
મઉ—જરથોસ્તી છોકરીઓનું સ્કુલનું મકાન—બાઇ ભીખાઇજી નવરોજી માણેકજી ખોરીના [પુણને માટે.
મઉ—ખા૦ બા૦ એદલજી પેસતનજી ઝોરાસ્ટ્રીયન હાઇ સ્કુલ—૧૮૬૩.
મઉ—ખા૦ બા૦ એદલજી પેસતનજી એંગલો વરનાકયુલર સ્કુલ.
રૂશતમ પુરા—પંચમાહાલ જીલ્લા, હાલલ તાલુકા—ધી બ્રાઉન વરનેકયુલર સ્કુલ-ખા૦ સા૦ બમનજી અરદેશર દલાલે પોતાના માતાજી બાઇ ગુલબાઈના પુણ માટે–૧૯૦૭.
વડોદરા—ધી સોરાબજી જમશેદજી જીજીભાઇ વરનેકયુલર સ્કુલ.
સીકંદ્રાબાદ —બાઇ મીઠીબાઇ શાપુરજી એદલજી ચીનાઇ સ્કુલ–૧૮૯૫.
સુરત—ધી સોરાબજી જમશેદજી જીજીભાઇ હાઇ સ્કુલ.
„ ધી ફરદુનજી સોરાબજી પારખ ટેકનીકલ ઇનસ્ટીટયુટ.
„ એજ ઠેકાણે—શેઠ નવરોજી માણેકજી વાહડયા સી. આઇ. ઇ.નું બાઇ મોટલાબાઇ વરક શોપનું મકાન–૧૯૦૧.

---

## જરથોસ્તીઓએ સ્થાપેલાં ધરમનાં ફંડો.

ઇરાનના ગરીબ જરથોસ્તીઓની હાલત સુધારનારૂં ફંડ.
ખેતવાડીના જરથોસ્તીઓનું ફંડ.
જરથોસ્તી ધરમ અને કીરીઆ ઉપર એતેકાદ વધરાવનારી મંડળિનું ફંડ.
નવસારીના મોબેદોનું ગહંબારનું ફંડ.
નવસારીની અનજુમનનું જનરલ ફંડ.
નવસારીની ભગર સાથની અંજુમનનું મુકતાદ બાજ તથા જશનનું ફંડ.
નવસારીનાં મલેસર ફલીઆનાં બેહદીનોએ સવાબના કામો સારૂ ઉભું કીધેલું ફંડ.
નવસારીના જરથોસ્તીઓને મદદ કરવાનું નોશેરવાન અદલ ફંડ.

પુણાની જરથોસ્તી અંજુમને જ૦ રવાંનોને અવલમંજલ પોહચાડવા માટે સ્થાપેલું ફંડ.

બાઇ દીનબાઇ તે શેઠ ન૦ મા૦ પીટીટનાં ધણીઆણીએ પોતાના મરહુમ બેટા જમશેદજીનાં પુણને માટે સ્થાપેલું ધંબારનું ફંડ.

બહારકોટ દરેમેહેરનું બાજ જશનનું ફંડ.

બહારકોટનું બચાવ ફંડ. [ધવાનું ધરમનું ખાતું

મરહુમબાઇ મેરબાઇ તે શેઠ ફ૦ મા૦ કોહલાની વી-

મરહુમ શેઠ ખરશેદજી નશરવાનજી કામાજીની યાદગારીનું જરથોસ્તી વીદયારથીઓને ઉતેજન આપવાનું ફંડ.

મરહુમ શેઠ જીજીબાઇ દાદાભાઇનું ધરમખાતું.

મુંબઇમા નાવારેસ ઇરાની જરથોસ્તીઓનું ફંડ.

મુંબઇનાં કદમી જરથોસ્તીઓનું ધંબારનું ફંડ.

રાહાનુમાએ માજદીઅશનાન સભાની મારફતે ઉભું થયલું જ૦ ધરમનો ફેલાવો કરવાનું ફંડ.

રાહાનુમાએ માજદીઅશનાન સભાનું ફંડ.

સર જ૦ જી૦નું સુરત તથા નવસારીનું ધરમનું ફંડ

શ્રી મુંબઇના જ૦ રવાંનોના મુકતાદના ફંડ.

શેઠો ખરશેદજી અને મ૦ બ૦ પંથકીએ પોતાના મરહુમ બાવા બ૦ મા૦ પંથકીના પુણને સારૂ ગરીબ જરથોસ્તીઓને આશરો આપવા ઉભું કીધેલું ફંડ.

શેઠ જેહાંગીર બ૦ પીટીટ હસતકનું પારસી જનરલ હોસપીટલ ફંડ.

શેઠ નશરવાનજી મ૦ કામાજીનું ધરમખાતું.

ધી નશરવાનજી માણેકજી પીટીટ ચેરીતી ફંડ–જેમાં 'નશરવાનજી માણેકજી પીટીટ ગરીબ દીવાના જરથોસ્તીઓને મદદ આપવાનું ફંડ, વગેરે છે.

પારસીઓનું સંકટ નીવારણ ફંડ

શેઠ પેશતનજી બમનજી વાહડીયાજીનું ધરમખાતું.

શેઠ બેરાંમજી હોરમજી કામાજીનું ધરમખાતું.

શેઠ મેરવાનજી ફ૦ પાંડેનું નબલી હાલતમાં આવેલાં પારસી કુટુંબને આશરો આપવાનું ફંડ.

શેઠ રૂશતમજી ધનજીશાહ કપટાનનું ધરમખાતું.

આનરેબલ શેઠ બે૦ જી૦ એ સ્થાપેલું "ત્રસ્ત" ગરીબ જરથોસ્તીઓનાં રહેઠાણોનું ફંડ.

ઇંગલંડ મધે જરથોસ્તીઓનું ધરમ ફંડ.

પારસી પસતાગીઆ અનજુમન સંકટ નીવારણ ફંડ.

## મુંબઇ શેહેરમાં દર વરશ પારસીઓમાં કેટલા જનમ થાયછે તેનો કોઠો.

( મયુનીશીપલ ખાતામાં રખાતી નોંધ ઉપરથી )

| વરશ. | છોકરા. | છોકરી | કુલે જનમ. | વરશ. | છોકરા | છોકરી | કુલે જનમ. | વરશ. | છોકરા | છોકરી. | કુલે જનમ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૮૬૫ | ૩૪૫ | ૨૫૨ | ૫૯૭* | ૧૮૮૦ | ૭૬૮ | ૬૪૩ | ૧૪૧૧ | ૧૮૯૫ | ૭૦૪ | ૬૬૯ | ૧૩૭૩ |
| ૧૮૬૬ | ૨૭૫ | ૨૩૧ | ૫૦૬ | ૧૮૮૧ | ૬૫૪ | ૬૭૧ | ૧૩૨૫ | ૧૮૯૬ | ૬૩૭ | ૬૧૯ | ૧૨૫૬ |
| ૧૮૬૭ | ૪૩૫ | ૪૧૪ | ૮૪૯ | ૧૮૮૨ | ૭૪૫ | ૭૨૦ | ૧૪૬૫ | ૧૮૯૭ | ૫૧૫ | ૪૮૭ | ૧૦૦૨ |
| ૧૮૬૮ | ૨૭૧ | ૨૦૪ | ૪૭૫ | ૧૮૮૩ | ૭૦૧ | ૬૭૨ | ૧૩૭૩ | ૧૮૯૮ | ૫૪૭ | ૫૩૯ | ૧૦૮૬ |
| ૧૮૬૯ | ૧૮૭ | ૧૬૯ | ૩૫૬ | ૧૮૮૪ | ૬૪૭ | ૬૫૦ | ૧૨૯૭ | ૧૮૯૯ | ૫૦૮ | ૪૭૦ | ૯૭૮ |
| ૧૮૭૦ | ૨૦૭ | ૧૪૭ | ૩૫૪ | ૧૮૮૫ | ૬૯૯ | ૬૮૩ | ૧૩૮૨ | ૧૯૦૦ | ૫૦૯ | ૫૧૭ | ૧૦૨૬ |
| ૧૮૭૧ | ૨૬૨ | ૨૬૩ | ૫૨૫ | ૧૮૮૬ | ૭૦૬ | ૬૧૭ | ૧૩૨૩ | ૧૯૦૧ | ૫૯૨ | ૫૪૮ | ૧૧૪૦ |
| ૧૮૭૨ | ૬૫૯ | ૫૭૫ | ૧૨૩૪ | ૧૮૮૭ | ૬૭૦ | ૬૪૫ | ૧૩૧૫ | ૧૯૦૨ | ૫૫૬ | ૫૭૯ | ૧૧૩૫ |
| ૧૮૭૩ | ૬૪૦ | ૫૫૩ | ૧૧૯૩ | ૧૮૮૮ | ૭૩૩ | ૭૬૮ | ૧૫૦૧ | ૧૯૦૩ | ૫૬૬ | ૬૦૨ | ૧૧૬૮ |
| ૧૮૭૪ | ૫૬૮ | ૫૪૯ | ૧૧૧૭ | ૧૮૮૯ | ૬૭૫ | ૬૦૪ | ૧૨૭૯ | ૧૯૦૪ | ૬૭૪ | ૬૧૭ | ૧૨૯૧ |
| ૧૮૭૫ | ૫૯૯ | ૫૩૩ | ૧૧૩૨ | ૧૮૯૦ | ૭૨૯ | ૬૭૯ | ૧૪૦૮ | ૧૯૦૫ | ૭૦૫ | ૬૨૮ | ૧૩૩૩ |
| ૧૮૭૬ | ૬૧૮ | ૫૮૦ | ૧૧૯૮ | ૧૮૯૧ | ૬૬૭ | ૬૭૭ | ૧૩૪૪ | ૧૯૦૬ | ૬૧૮ | ૬૮૦ | ૧૨૯૮ |
| ૧૮૭૭ | ૬૩૦ | ૬૩૫ | ૧૨૬૫ | ૧૮૯૨ | ૬૬૨ | ૬૧૮ | ૧૨૮૦ | ૧૯૦૭ | ૬૯૮ | ૬૩૫ | ૧૩૩૩ |
| ૧૮૭૮ | ૬૦૧ | ૫૨૮ | ૧૧૨૯ | ૧૮૯૩ | ૭૨૦ | ૬૪૯ | ૧૩૬૯ | | | | |
| ૧૮૭૯ | ૬૩૬ | ૫૪૦ | ૧૧૭૬ | ૧૮૯૪ | ૬૮૯ | ૬૩૭ | ૧૩૨૬ | | | | |

* સને ૧૮૬૫ થી તે ૧૮૭૧ શુધીના જનમોની સંખેઆ ઘણી ઓછી છે, તેનું કારણ કે તે વરશોમાં જનમોની નોંધ બરાબર ચોકસ રીતે નોંધાયલી લાગતી નથી.

## ચીનના જરથોસ્તી અનજુમનનાં ધરમનાં ફંડોની વીગત.

**ટરસ્ટીઓ**–શેઠ હોરમજી નવરોજી મોદી, (સરનશીન), શેઠ બમનજી લીમજીભાઈ બાટલીવાલા, શેઠ સોરાબજી ખરશેદજી ખાન તથા શેઠ મેરવાનજી પાલનજી તલાટી.

**હોંગકોંગનાં જરથોસ્તી જસટીસ ઓફ ધી પીસ**–શેઠ ફરાંમજી હોરમજજી અરજાંની અને શેઠ હોરમજી નવરોજી મોદી.

ઉપલા ત્રસટી સાહેબો હસતક સને ૧૯૦૭ ના શાલની ચીનની જરથોસતી અનજુમનનાં નીચલાં જુદાં જુદાં ધરમખાતાંનાં ફંડોની કુલે પુંજી ડા. ૧૦૦૮૪૨)૫૩ ની છે, તેમાંથી હોંગકાંગ, કનટાન અને વાંમપુની રવાનની જગાનો તેમજ અનજુમનનાં મકાંનોનો સરવે ચાલુ ખરચ કરવામાં આવે છે. કોઈ ગરીબ જરથોસતી નાચારી હાલતમાં આવ્યો હોએ તો તેને આસરો આપવામાં આવે છે. તેમજ કોઈ લાચાર જરથોસતીનું મરણ નીપજ્યું હોય તો તેનો સરવે ઘટતો ખરચ કરવામાં આવે છે. લાચાર ચીનાઓને આસરો આપવા માટે ઉભાં કીધેલાં ફંડમાંથી દર સાલ તેવા લાચાર ચીનાઓને મદદ આપવામાં આવે છે, અને ઘહમબારના ફંડમાંથી દર સાલ ઘહમબારનું જશન તથા ખાનું કરવામાં આવે છે.

| | |
|---|---|
| ૨૯૬૪૯)૫૪ | હોંગકાંગ, કનટાન અને મકાઉનાં જરથોસતીઓનાં ધરમનાં ફંડ ખાતે. |
| ૧૬૮૮૩)૩૦ | લાચાર આંધલાં પાંગલાં ચીનાઓને આસરો આપવાનાં ફંડ ખાતે. |
| ૧૨૨૦૩)૭૩ | વીકટોરયા જુબીલી પારસી ચેરીટી ફંડ ખાતે. |
| ૩૭૧૬)૫૮ | હોંગકાંગની જરથોસતી અનજુમનનાં ધમબારનાં ફંડ ખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ રતનજી બેહેરાંમજી બીસનીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૬૯૦) | બેહેસતનશીન શેઠ નશરવાનજી નાનાભાઇ પટેલનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ એદલજી ફરામજી કરાંણીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ નશરવાનજી બમનજી મોદીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ દાદાભાઈ કાવશજી તાતાનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૧૦૦૦) | બેહેસતનશીન શેઠ ધનજીભાઈ રતનજી બીસનીની યાદગારી કાયમ રાખવા સારૂ હોંગકાંગ, કનટાનનાં જરથોસતીઓએ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ ખરશેદજી બમનજી શેઠનાનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ એદલજી નવરોજી મેહેતાનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૨૨૭૨)૭૩ | મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાનાં ધણીયાંણી લેડી શાકરબાઇ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં બેટીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૯૦૫)૦૯ | બેહેસતનશીન શેઠ ફરામજી દીનશાજી પીટીટ શેહેનશાહબાનું વીકટોરીયાની જુબીલીનાં ટાંકણુસર યુરોપ, અમેરીકા તથા જાપાનની મુસાફરી કરી હોંગકાંગ સને ૧૮૮૭ના સાલમાં આવ્યા હતા તેની યાદગારી રાખવા સારૂ આપેલી નોટને ખાતે. |
| ૧૭૧૯)૨૩ | કનટાનના જરથોસતીઓના ઘહમબારના ફંડ ખાતે. |
| ૫૦૦) | શેઠ અરદેશર હોરમજી ચીનાઇએ પોતાના મુરબી બાવાજી, માતાજી તથા ભાઇ કાવસજીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૯૦૯)૦૫ | મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટનાં પુણને સારૂ તેવણુની પુંજીમાંથી એવણુના વીધવા બાઇ દીનબાઇ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ આપેલા રૂ ૨૦૦૦) નાં બોમબે પોરટ ટરસટ બાંડને ખાતે. |
| ૨૬૭૨)૭૩ | મરહુમ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાની યાદગારી સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ નશરવાનજી દાદાભાઈ ઓલીયાએ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | બેહેસતનશીન શેઠ મેહેરવાનજી બેહેરામજી પાલીસવાલાએ પોતાના મુરબીજી બાવાજી બેરાંમજી તથા માતાજી કુંવરબાઇનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |
| ૫૦૦) | મરહુમ શેઠ એદલજી માણેકજી કાપડયાએ પોતાના બેહેસતનશીન દીકરા અરદેશરજીનાં પુણને સારૂ કીધેલાં ધરમખાતે. |

૧૦૦૦) શેઠ બમનજી પાલનજી કરંજીયા જેવણુ તા૦ ૩ જી ડીસેમબર સને ૧૮૯૮ ને દીને મુંબઈ મધ્યે બેહેસતનશીન થયા તેવણુના પુણને માટે તેવણુની પુંજીમાંથી તથા તેવણુનાં બેશીઓએ ભરેલી રકમને ખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસપજી ઉનવાલા તે હાંગકાંગના રૂ તથા સુતરના દલાલે પોતાના મુરબી બાવાજી આ૦ જામાસપજી રૂસતમજી ઉનવાલાનાં પુણને સાર કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસપજી ઉનવાલા તે હાંગકાંગના રૂ તથા સુતરના દલાલે પોતાના મુરબી માતાજી માણેકબાઇ તે આ૦ એદલજી દોરાબજી કોટવાલના બેટીનાં પુણને સાર કીધેલાં ધરમખાતે.

૩૨૦૬)૫૧ બેહેસતનશીન શેઠ દોરાબજી નવરોજજીએ પોતાની યાદગારી સાર કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ માણેકજી પેસતનજી તલાટીએ પોતાનાં મરહુમ વાહાલાં માતાજી બાઇ મોતીબાઈ તથા મરહુમ મુરબી પીતાજી પેસતનજી મેરવાનજી તલાટી તથા કાકાના દીકરા મરહુમ શેઠ સોરાબજી નશરવાનજી તલાટીના પુણને સારૂં કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ બમનજી બેરામજી ધણુપટેલે પોતાની દીકરી બેહેસતનશીન બાઇમાએ તે શેઠ અરદેશર કાવશજી કામાનાં ધણીઆણીનાં પુણને સાર કીધેલાં ધરમખાતે.

૨૫૦૦) મરહુમ શેઠ દોરાબજી નવરોજીએ પોતાના ધણીઆણી બાઈ મોતીબાઈની યાદગારી સાર કીધેલાં ધરમખાતે.

૭૦૦) બેહેસતનશીન શેઠ બમનજી બેરામજી ધણુપટેલનાં પુણને સાર તેવણુનાં વીધવા બાઈ દીનબાઇએ કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) શેઠ પેસતનજી ફરામજી તલાટીએ પોતાના મરહુમ મુરબી બાવાજી ફરામજી મેરવાનજી તલાટી અને બાઇમા બેજનજી તથા પાલનજી ફરામજી તલાટીના પુણને સાર કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જમશેદજી જામાસજી ઉનવાલા તે હાંગકાંગના રૂ તથા સુતરના દલાલનાં પુણને સાર તેવણુનાં ભાણેજ મરહુમ ભાઈ જાહાંગીર નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે

૫૦૦) બેહેસતનશીન શેઠ એદલજી શાપુરજી બાહેરના પુણને સાર તેવણુના વીધવા બાઈ શીરીનબાઇએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) મરહુમ શેઠ જાહાંગીરજી પેસતનજી ખરાસનાં પુણને સાર તેવણુની પુંજીમાંથી કીધેલાં ધરમખાતે.

૨૫૦૦) બેહેસતનશીન શેઠ બેહરામ આદર ઇરાંની કનડાહરીએ પોતાનાં તા૦ ૧ લી જુલાઈ સને ૧૯૦૧ ની તેરીખના વીલમાં ફરમાવયા મુજબ તેવણુનાં અને તેવણુનાં બેશીઓનાં પુણને સાર તેવણુનાં એકઝીકયુટર શેઠ ફરામજી હોરમજજી અરજાં-નીએ ઉઘાડેલાં ધરમખાતે.

૫૦૦) શેઠ ધનજીભાઈ દોરાબજીએ પોતાના મરહુમ મુરબી બાવાજી દોરાબજી નવરોજીની યાદગારી કાયમ રાખવા સાર કીધેલાં ધરમખાતે.

૧૦૦૦) મરહુમ શેઠ દોરાબજી નવરોજીના પુણને સાર તેવણુનાં બેશીઓએ કીધેલાં ધરમખાતે

૧૫૦૦) બેહેસતનશીન શેઠ દોરાબજી નવરોજીની યાદગારી કાયમ રાખવા સાર હાંગકાંગ, કેંટાનનાં જરથોસ્તીઓએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ હોરમસજી નવરોજી કરંજીઆના પુણને સાર તેવણુની પુંજીમાંથી તથા તેવણુના બેશીઓએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) બેહેસતનશીન શેઠ હોરમજી મેરવાનજી મેહેતાના પુણને સાર તેવણુના વીધવા બાઇ કુંવરબાઇએ કીધેલાં ધરમખાતે.

૫૦૦) એહસતનશીન શેઠ દોરાબજી નવરોજીની વરસીના ટાંકણા ઉપર એવણુની પવીત્ર યાદ કીજે એવણુના દીકરા શેઠ ધનજીભાઈ દોરાબજીએ પોતાની અને પેતાના મુરબીજી માતાજી અને બેશીઓ તરફથી કીધેલાં ધરમખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ નવરોજી પાલણજી કાતરકના પુણને સારૂ તેવણુના દીકરા મરહુમ બાઈ જાંહાગીર નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે.
૫૦૦) બેહેસતનશીન શેઠ જાંગીરજી નવરોજી કાતરકના પુણને સારૂં એવણુની પુંજીમાંથી એવણુના માતાજી બાઇ પીરોજબાઇ નવરોજી કાતરકે કીધેલાં ધરમખાતે.
૩૦૦૦) શેઠ ધનજીબાઇ દોરાબજીએ પોતાનાં ધણીઆની બાઈ ગુલબાઇની યાદગારી સારૂં કીધેલાં ધરમખાતે.

૧૦૦૮૪૨)૫૩

## કલકતાની જરથોસતી અનજુમનનાં ધરમનાં ફંડાની વીગત.

**ટરસટીઓ**—શેઠ કાવશજી માણેકજી રૂશતમજી, શેઠ પેસતનજી એદલજી ગજદર અને શેઠ નશરવાનજી ફરામજી મોવડાવાલા—એઓને અસતક નીચલાં ફંડો ચાલે છે, અને તેની બાકી રકમ સને ૧૯૦૭ના શાલની નીચે મુજબની છે:—

૨૦૮૪૬) ૧)૧૦ કલકતાની જરથોસતી અનજુમનના ધરમનું ફંડ.
૩૪૮૦) ૮) ૨ કલકતાના દોખમાની આસપાસની તથા તેની બહારના બગીચાવાલી અનજુમનની આખી જગાપર પુરણી તથા મરામત કરવાનું ફંડ.
૧૮૧૯૫)૧૪) ૬ મરહુમ શેઠ રૂશતમજી કાવસજી બનાજીના ગહમબારનું ફંડ.
૧૪૬૯૩) ૭) ૯ બેરામજી જીજીભાઇ કલકતાના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવાનું ફંડ.
૮૫૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટના ધરમ ખાતે.
૧૦૦૦) ૦) ૦ બેહસતનશીન શેઠ કાવશાજી દીનશાજી પીટીટના પુણને સારૂ તેવણુના છોકરાઓ શેઠો હોરમજી, ખરશેદજી, અરદેશર તથા શોરાબજીને નામે તેઓના બપાવા સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે આપેલી નોટ.
૫૦૦) ૦) ૦ બેહેસતનશીન શેઠ મેરવાનજી કાવશજી દીનશાજી પીટીટના પુનને સારૂ તેવણુના બપાવા સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ શેઠ બેરામજી જીજીબાઈ સી. એસ. આઈ. ના ધરમ ખાતે.
૧૦૦૦) ૦) ૦ શેઠ ફરામજી મનચેરજી બુમલાએ પોતાની દીકરી બેહેશતનશીન બાઇ ગુલબાનુના પુનને સારૂ આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ મુંબઈવાલા શેઠ કાવશજી બેજનજી કરાણીએ પોતાની દીકરી બેહેસતનશીન બાઈ જીવનાઇજી તથા તેણીના દીકરા મરહુમ શેઠ બમનજી અરદેશર મોદીના પુણને સારૂ આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ બહેશતનશીન શેઠ કાવશજી ધનજીભાઈ પાંઉવાલાના પુનને સારૂ તેવણુના દીકરા શેઠ શોરાબજી કાવસજી પાંઉવાલાએ આપેલી નોટ.
૧૭૨૨૦)૧૪) ૬ શેઠ બેરામજી જીજીભાઇ સી. એસ. આઇ. એ આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ શેઠો અરદેશરજી તથા જાંગીરજી નસરવાનજી મોદીએ પોતાના બેહેસતનશીન મુરબીજી નસરવાનજી બમનજી મોદીના પુનને સારૂ આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ શેઠ કાવસજી બેજનજી દસતુરે આપેલી નોટ.
૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના નબીરા બેહેસતનશીન શેઠ અરદેસર કાવસજી પીટીટના પુનને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૨૫૦૦) ૦) ૦ હાંગકાંગ કનતાંન તથા મકાઉનાં જરથોસતી અનજુમનનાં ધરમ ખાતે.
૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે પોતાના ધણીઆણી લેડી સાકરબાઈ તે મરહુમ શેઠ ફરામજી ભીખાજી પાંડેનાં બેટીના પુનને સારૂ કીધેલાં ધરમ ખાતે.
૧૫૦૦) ૦) ૦ શેઠ ફરામજી મનચેરજી બુમલાએ પોતાનાં માતાજી બાઈ રતનબાઇ તે મરહુમ શેઠ મનચેરજી બુમલાખાડુના વીધવાની યાદગારી કાયમ રાખવા સારૂ કીધેલા ધરમ ખાતે.

૧૫૮૬) ૩) ૧ ધી ઓનરેબલ સર દીનશાજી માણે૦ પીટીટ બારોનેટ ઝોરાસ્ત્રીયન લાઇબ્રેરીનું ફંડ.

૧૦૩૨૮)૧૩) ૧ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે લાઇબરેરીના આશ્રા માટે આપેલી નોટ.

૩૫૦૦) ૦) ૦ બેહેશતનશીન લેડી શાકરબાઇ દીનશાજી પીટીટ તે શેઠ ફરામજી ભીખાજી પાડેનાં બેટીના પુનને સાર તેવણના ધણી સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે તથા છોકરાઓએ કીધેલાં ધરમ ખાતે.

૧૦૦૦) ૦) ૦ કલકતાની જરથોસ્તી અનજુમન તરફથી લાઇબ્રેરીનાં ફંડમાં ભરાએલાં નાણાં મધેથી લીધેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટના પુણને સાર તેવણની પુંજીમાંથી એવણના વીધવા બાઈ દીનબાઈ તે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ મુગાનાં બેટીએ આપેલી નોટ.

૧૬૫૮૩)૧૨) ૪ મરહુમ શેઠ માણેકજી રૂસતમજી બનાજીની યાદગારીનું ફંડ..

૧૦૨૬) ૦) ૦ બેહેસતનશીન બાઇ નવાજબાઇ તે શેઠ રતનજી પાલનજી મીસતરીનાં બેટીના પુનને સાર કીધેલાં ધરમ ખાતે.

૫૭૦૩) ૯) ૦ કલકતાના જરથોસ્તી રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો બોલાવી રાખવાના અતરેની અનજુમને ઉભું કીધેલું ફંડ.

૧૦૦૦) ૦) ૦ સર દીનશાજી માણેકજી પીટીટ બારોનેટે કલકતાના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવા વધુ માણસો રાખવાના અતરેની અનજુમને ઉભા કીધેલા ફંડમાં આપેલી નોટ.

૫૦૯) ૦) ૦ બાઇ પીરોજબાઇ જમશેદજી માદને પોતાના મરહુમ માતાજી બાઇ દીનબાઈ તે ગુ૦ શેઠ નવરોજી કાવશજી મીનવાલાના ધણીયાણીના પુનને સાર આપેલી નોટ.

૧૦૦૦) ૦) ૦ શેઠ મેરવાનજી નાનાભાઇ મેહેતાએ પોતાના બેહેસતનશીન ધણીયાણી બાઇ નાલીબાઇના પુણને સાર આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ રતનજી પાલનજી મીસતરીના પુનને સાર તેવણની પુંજીમાંથી તેવણના વીધવા બાઇ ગુલબાઇ તે મરહુમ શેઠ જીવનજી ઉકરજી દારૂવાલાના બેટીએ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ મરહુમ શેઠ રૂશતમજી નવરોજી પટેલની યાદગારી કાયમ રાખવા સાર એવનના વીધવા બાઇ ડોશીબાઇએ આપેલી નોટ.

૫૦૯) ૦) ૦ શેઠ જમશેદજી ફરામજી માદને પોતાના મીત્ર મરહુમ શેઠ કુંવરજી બમનજી ગજદરના પુનને માટે આપેલી નોટ.

૨૩૭) ૧) ૯) કલકતાના જરથોસતી રવાનોને અવલમંજલ પહોંચાડવા સાર ગાડી મંગાવી તેનું ફંડ.

૨૦૦૦) ૦) ૦ બેહેશતનશીન બાઈ શીરીનબાઇ તે શેઠ રૂસતમજી ધનજીભાઇ મહેતા, સી. આઈ. ઈ. ના ધણીયાણીના પુણને સાર આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ શેઠો ફરામજી મનચેરજી તથા હીરજીભાઈ મનચેરજીએ પોતાના મરહુમ માતાજી બાઇ રતનબાઈ તે ગુ૦ શેઠ મનચેરજી ખુમલાખાઉના ધણીઆણીના પુનને સાર આપેલી નોટ.

૭૦૦) ૦) ૦ મરહુમ શેઠ માણેકજી રૂસતમજી તથા તેવણના ધણીઆણી બાઈ સાકરબાઈ માણેકજી રૂસતમજીના પુનને સાર કીધેલા ધરમ ખાતે.

૮૦૦) ૦) ૦ મરહુમ શેઠ કેખુશરૂ દાદાભાઇ રૂસતમજી બનાજીના પુનને માટે તેવણની પુંજીમાંથી એવણના ભાઈ શેઠ ફરામજી દાદાભાઈ બનાજી તથા બેહનો બાઇ શીરીનબાઇ સોરાબજી ફરામરોજ શાતીન તથા બાઈ જરબાઈ કાવસજી માને-કજી રૂસતમજીએ આપેલી નોટ.

૫૦૦) ૦) ૦ શેઠ ફરામજી મનચેરજી ખુમલાખાઉએ પોતાના વહુ બેહેશતનશીન બાઇ શીરીનબાઇ તે શેઠ રૂશતમજી ફરામજી ખુમલાખાઉનાં ધણીઆણીનાં પુનને શાર કીધેલું ધરમ ખાતું.

**૧૪૫૪૨૪) ૬) ૦**

# મુંબઇની પારસી પંચાયતનાં ધરમખાતાંને લગતી જાણવાજોગ વીગતો.

**પંચાએતના ધરમ ખાતાંઓના ટરશટી શાહેબોનાં નામ**-સર જમશેદજી જીજીભાઈ (પાંચમા) બારોનેટ, શેઠ હોરમજી એદલજી આલબલેસ, શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી, શેઠ મેરવાનજી મનચેરજી કામાં અને શેઠ બમનજી દીનશાહજી પીટીટ.

## સવંત ૧૯૬૨-૬૩ નાં સાલનો પંચાએતના હીસાબનો ટુંક ઇનતેખાબ.

(આ સાલથી પારસી પંચાએતના હીસાબનું વરસ જે અત્યારવેર હીંદુ સનેથી બદલાતુ હતું, તે હવેથી અંગરેજી મણત્રી પરમાંણે શરૂ કીધું છે. એટલે તા૦ ૧ લી જાનેવારીથી શરૂ કરીને તા૦ ૩૧ મી ડીસેમબરથી ખલાસ થતું કરયું છે. તેથી આ હીસાબો તા૦ ૧ લી નવેમબર સને ૧૯૦૫ થી તા૦ ૩૧ મી ડીસેમબર સને ૧૯૦૬ સુધી માસ ૧૪ ના છે. એ સબબે કોઇક ખાતાંમાં એક બાબદનો ખરચ બે વખત ઉધારયો છે. તેજ મુજબ કોઈ ખાતાંમાં વયાજ વરસ ઉપરતું જમે થયું છે. હવેથી દર સાલ એ હીસાબનું વરસ જાનેવારીથી ડીસેમબર સુધીનું ગણાશે.)

આ સાલની શરૂઆતમાં ટરસટી સાહેબો હસતક પંચાએતના ફંડોની કુલે પુંજી ૩૫૨૧૬૨૮૧।।૧૩ ની હતી અને વરશની સેવટે ૩૫૫૧૮૬૬૩।।૧૫ ની થઇ હતી. એ સાલમાં પુંજીમાં ૩૩૦૨૩૮૨)૨ નો વધારો થયો હતો. એ સાલમાં અનામત રકમનો વધારો થયો છે તે નીચે પરમાણે છેઃ—

| | |
|---|---|
| મુંબઇના લાચાર જરથોસતીઓને મુફ્ત અનાજ આપવાનાં ધરમખાતાંની આવી. | ૧૩૫૦૦ |
| પારસી જેનરલ હાસપીતાલનાં ફંડ ખાતાંની આવી........................ | ૪૫૦૦૦ |
| જુદા જુદા ધણીઓએ ધરમખાતે અનામત રાખવા રકમો આપી તે......... | ૧૩૨૮૦૦ |
| | ૧૯૧૩૦૦ |
| જુદાં જુદાં ખાતાંઓના આ સાલ તથા આગલા સાલના વધારામાંથી નોટ બાંડો ખરીદ કીધા તેના.................................................... | ૬૪૭૦૦ |
| | કુલે રૂ ૨૫૬૦૦૦ |

જુદા જુદા ધણીઓએ આપેલી રકમના ખાતાંઓમાં આએ સાલ આંઠ નવાં ખાતાં પાડયાં છે, જેની વીગત ગયાં વરશનાં કાલેંડરના ઇનતેખાબને પાંને ૨૦ મે જણાવેલીછે.

**"પારસી પંચાએતનાં શેહેનશાહી ધહમબારનાં ફંડ"** ખાતેથી આએ સાલમાં નીચલા ગ્રહસ્થોનો ધહમબાર કરવાનો વારો હતો અને તેઓએ અનજુમનનાં ધહમબારનાં ૭ જાહેર જમણો કરયાં હતાં.

શેઠ ફરદુનજી અ. ખરશેદજી ફરદુનજી, બાઇ જરબાઈ નવરોજજી વાડીયા, સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠ શાપુરજી જીવાજી, શેઠ બેરામજી નશરવાનજી સીરવાઈ અને શેઠ જમશેદજી ખરશેદજી જમશેદજી.

**"મુંબઇનાં આંધલાં પાગલાં તથા લાચાર જરથોસતીઓની પરવશી કરવા માટે પગાર આપવાનાં ફંડ"** ખાતેથી આ સાલ બધા મલી ૪૮૮ આસામીઓને મોટે ભાગે રૂ ૩ થી રૂ ૫ સુધી પગાર આપવામાં આવયો હતો. એ ૪૮૮ જણામા ૩૭૦ બાઇઓ અને ૧૧૮ મરદો હતા. એ પગારોની ૧૪ માસની રકમ રૂ૨૧૭૧૫ ની થઇ હતી. એ સાલમાં જુના પગારદારોમાંથી ગુજરી જવાથી તથા બીજા સબબોને લીધે ૪૭ કમી થયાં હતાં અને જણ ૪૬ ના નવા પગાર કીધા હતા.

**"મુંબઇનાં તંગદસ્ત હાલતમાં આવેલા જરથોસ્તીઓને આશરો આપવાનાં ફંડ"** ખાતેથી આ સાલ મરદ ૧૫ અને બાઇઓ ૪૫ મળી ૬૦ આબરૂદાર જરથોસ્તીઓ, જેઓ જમાનાની ગીરદેશથી તંગદસ્ત હાલતમાં આવેલાં છે, તેઓને લવાજમ રૂ. ૩૪૦૬ નો આપવામાં આવ્યો હતો.

**"ગરીબ લાચાર જરથોસતી વીધવાઓને આશરો આપવાનાં ફંડ"** ખાતેથી ૧૧૫ વીધવાઓને મુખ્ય કરી રૂ ૩ થી રૂ ૫ નો માસીક પગાર આપવામાં આવ્યો હતો તેની રકમ રૂ ૫૩૫૧ ની હતી.

**"મુંબઇ તથા દેસાવરો ખાતેની જરથોસ્તી જંદ અવસતાની નીશાલોનાં ફંડ"** ખાતેથી મુંબઈ અને દેશાવરો મળી ૩૦ નીશાલોમાં જંદ અવસતા અને જરથોસતી ધરમને લગતાં મુલતતવોનું જ્ઞાન આપવામાં આવયું હતું. ઉપરીઓ સાથે એ ખાતાંમાં ૪૭ શીક્ષકોને રોકયા હતા, જેઓના પગારો વીગેરેની વારશીક રકમ રૂ ૫૮૪૦ ની થાયછે. એ નીશાલોના ઉપરી તરીકે એરવદ એદલજી કેરસાસપજી આંટીઆએ કામ કરયું હતું. એ નીશાલો નીચે પરમાણે જુદાં જુદાં ગામો ખાતે હતી.

૫ મુંબઈ, ૧ મહુવા, ૧ ભરૂચ, ૧ દેવીયર, ૧ રાજકોટ, ૧ વલસાડ, ૩ નવસારી, ૧ બારડોલી, ૧ નારગોલ, ૧ ભાઠા, ૧ વીયારા, ૧ સરોડા, ૧ ઉડવાડા, ૧ કુદીયાણા, ૧ ધગતપોરા, ૧ શોભાપોર, ૧ ખંભાત, ૧ બદનેરા, ૧ તારાપોર, ૧ ગણદેવી, ૧ બીલીમોરા, ૧ ખેરગામ, ૧ ઓરપાડ અને ૧ તડગામ.

**"કુલ જરથોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડ ખાતાં"** માંથી નસેસાલાર અને ખાંધીઆઓ મળી ૬૧ જણને રોકવામાં આવયા હતા, જેઓના અને એ ખાતાંનાં મેહેતા, માણસો, રામોસી અને માલીઓ વીગેરેના પગારના એ વરસે રૂ ૨૭૮૩૮ થયા હતા. એ ખાતાંમાંથી વફાદારીથી લાંબી નોકરી બજાવનાર નશેશાલાર ખાંધીઆઓ તથા તેઓનાં મરણ બાદ તેઓની વીધવાઓ મળી જણ ૧૭ ને દરેકને રૂ ૪ થી રૂ ૧૧ સુધીનો માસીક પગાર આપ્યો હતો.

**"મુકતાદને ટાંકણે દેશાવરો ખાતેના આંધલાં પાંગલાં તથા ગરીબ જરથોસતીઓને વેહેંચી આપવા સારૂં રૂપીઆ વાલવાનાં ફંડનાં ખાતાં"** માંથી એ સાલ દેશાવરોનાં ૯૭૨ ગરીબ જરથોસતીઓને રૂ ૭૧૬૩ ગામે ગામના મેનેજર સાહેબો હસતક વેહેંચી આપ્યા હતા. તથા મુકતાદને ટાંકણે કોઈ પણ ઠેકાણાનાં આંધલાં પાંગલાં તથા ગરીબ જરથોસ્તીઓને વેંહેચી આપવા સારૂં રૂપીયા વાલવાના બીજાં ફંડ ખાતાંના કારણ માટે દર સાલ મુકતાદને ટાંકણે સખી ગૃહસ્થોમાં એક લીસ્ટ ફરતું કરવામાં આવે છે, તેમાં આ સાલમાં રૂ ૭૪૯ ભરાયા હતા. એ ગામોનાં નામ નીચે પરમાણે છે.

સુરત શેહેર, સુરતનાં પરાંઓ, સુરતને લગતાં ગામો (વેસુ, ડુમસ, સુમાલી, દામકા, મોરા, ડેણું, મંદરોઈ, એલાવ, રાંદેર, ભેસાંણ, અડાજણ, સીગનપોર, કુદીયાણા, ભગવા, ભાઠા, માંડવી, કરંજ, અમરોલી, વરીઆવ, પુણા, ઓરપાડ, રૂડવાડા, ખજોદ, ઓરણાદીગસ, કુંડી, હાંસોટ, પાટલદેવી) ઊદવાડા, દમણ (નાની તથા મોટી), તારાપોર, વલસાડ, ગણદેવી, સાદરવેલ, દેગામ, એજ, અગાશી, એધર, બીલીમોરા, ચીખલી, મેઘોર, દેહેણું, દેવીયર, નારગોલ, તડગામ, સરોડા, નવસારી, નવસારીને લગતાં ગામડાંઓ (તવડી, બારડોલી, મહુવા, વાડાપોસરા, સરપોરપારડી, વીયારા, અને હાલાવરોલી) ભરૂચ, ભરૂચને લગતાં ગામડાંઓ (અંકલેશર, હાંસોટ,) ખેરગામ, વડોદરા અને ખંભાત.

**"નામદાર સર જમશેદજી જીજીભાઇ ટરાનસલેશન ફંડ ખાતે"** થી ૧૫ પુસતકોને નાનો મોટો આશરો આપવામાં આવયો હતો. એઓમાં નીચલાં પુસતકો જરતોસતીઓના ધરમ, તવારીખ, સંસાર અને સાહીત્યને લગતાં હતાં. જુદાં જુદાં પુસતકોને આશરો આપવા વીગેરે પાછળ એ સાલ કુલે ખરચ રૂ૨૧૬૯ નો થયો હતો.

જરથોસતી ધરમ સંબંધી ભાષણો અને વાએજો (ભાગ બીજો), The Pahlavi Dinkard Book VII, નવજોત પોથી, સંગીત રૂસતમ-સોહરાબ, A Few Events in the Early History of the Parsis and their Dates, The Aivisrutrima Ratu or Awesruthrem Gah, પાઝનદ આશીરવાદ, Zarathushtra, Philo, the Achaemenids and Israil, Zoroaster and Zoroastrianism, The Philosophy of the Mazdayasnian Religion under the Sassanids, A Glimpse into the work of the B. B. R. A. Society during the last 100 years, from a Parsee point of view, Education among the Ancient Iranians, અવસતા અને ગોસપંદની પરવરશી, Zarathushtra and Zarathushtrianism in the Avesta અને તારીખે ઝુહુરો ઝવાલે દવલતે પારસીયાન.

આ ફંડ ખાતેથી ખરીદેલી ચોપડીઓમાંથી ૨૦૭ ચોપડીઓ મુંબઈ અને દેશાવરો ખાતેની જંદ અવસતાની નીશાલોનાં બચાંઓને ઇનામમાં આપી છે, તથા ૨૨૪ ચોપડીઓ જરતોસતીઓના જાહેર પુસતકખાનાંઓ વીગેરેને ભેટ આપી છે.

**"નામદાર સર જમશેદજી જીજીભાઇ પેહેલા બારોનેટની યાદગારીને સારૂં ઉભી કીધેલી જરથોસતી મદરેસાના ફંડ ખાતે"** થી એ મદરેસાના પેહેલવી, જંદ અને ફ્રેંચ ભાશાનાં શીક્ષકોનાં પગારના આ સાલ રૂ૬૦૯૦ થયા હતા અને વીદયારથીઓની સકોલરશીપનાં રૂ૨૨૫૦ થયા હતા. આ સાલની સેવટે મદરેસામાં ૩૬ વીદયારથીઓ હતા, તેઓના અભયાસ માટે નાયબ દસતુર રૂસતમજી એદલજી સંજાણા બી. એ. અને શેઠ સોરાબ જમશેદજી બલસારા એમ. એ. એ સને ૧૯૦૫ ના સાલની સેવટે પરીક્ષા લઇ સારો રીપોરટ કરયો હતો.

**"ચોપાટીની શેઠ ફરેદુનજી સોરાબજી પારખની ધરમશાલા"** માં આ સાલની સેવટે ૨૯ મરદો અને ૨ બાઇઓ મલી ૩૧ જણ આશરો લેતાં હતાં. ડા૦ અરદેશર હોરમજજી ધાસવાલાએ એઓની સારવાર કીધી હતી. જરથોસ્તીઓ તરફથી આ સાલ સરઅવસરે ૨૮૩ દીન ખાણું થયાં હતાં. એમાંથી ૧૩૬ ખાણું પંચાએત હસતક એજ ખાતાંના પેટાંમાં અપાએલી રકમોમાંથી તથા જુદા જુદા ધણીઓનાં ખાતાંમાંથી થયાં હતાં.

**"મુંબઇનાં ગરીબ લાચાર જરથોસતીઓ ગુજરે તેઓના રવાંનોને અવલમંજલ પોહોંચાડવા તથા ધરમની કીરીયા વગેરેનો દીન ૪ નો ખરચ કરવા માટે આશરો આપવાનું ફંડ."** નામદાર સર જમશેદજી જીજીભાઇએ પારસીઓને માટે કરેલી સખાવતનાં ધરમખાતેથી એ ખાતે રૂ૬૦૦ ની મદદ આપવામાં આવી હતી. એ ખાતેથી ૫૩ રવાંનો માટેનો ખરચ આપવામાં આવયો હતો.

**"જરથોસતી માએ બાપોને પેટે જનમેલાં બાલકોને સુદરો પેહેરાવવાનાં કારણસર આશરો આપવાના ફંડ"** ખાતેથી આ સાલ ૯ બચાંઓને સુદરેહ પેહેરાવવા માટે તેઓના ગરીબ માબાપોને દરેક બાલક દીઠ રૂ૨૫ આપવામાં આવયા હતા.

**"મુંબઇના કોલાબાની દેવાનાશાલા મધે રહેલાં ગરીબ લાચાર જરથોસતીઓની પરવરશીને લગતા ખરચને માટે પંચાએતના જનરલ ફંડ"** ખાતેથી દેવાના જરતોસતીઓ જણ ૨૫ ની પરવરશી માટે દર માસે દર માણુસ દીઠ રૂ૫ પરમાણે માસ ૧૬ ના એ દેવાનશાલાના ઉપરીનાં આંકડાના રૂ૨૦૦૦ આપયા હતા.

પારસી પંચાએતના તરસટી સાહેબો હસતકની સર જમશેદજી જીજીભાઇ જરથોસતી મદરેસાના ફતેહમંદ વીદયારથીઓને ઇનામ આપવાનો મેલાવડો તા૦ ૩૦ મી મારચ ૧૯૦૬ ને દીને થયો હતો.

નીચલાં ખાતાંઓ તરફ મદદ માટે જરથોસતી સાહેબોનું ખાસ ધયાન પંચાયત તરફથી ખેંચવામાં આવે છેઃ— મુંબઈ તથા દેસાવરો ખાતેની જરથોસતી જંદ અવસતાની નીશાલોનું ફંડ ખાતું, ગરીબ બાચાર જરથોસતીઓની છોકરીઓને પરણાવી આપવા માટે આશરો આપવાનું ફંડ ખાતું, પારસી સંકટ નીવારણ ફંડ ખાતું અને મુંબઈના કોલાબાની દેવાનશાલા મધે રહેલા ગરીબ દેવાના જરથોસતીઓને આશરો આપવાનું ફંડ ખાતું.

## આ સાલમાં જુદા જુદા ધણીઓએ રૂ૨૦૨૮૦૦ ની રકમ અનામત જુદે જુદે ખાતે આપી છે તેની ટીપ.

૫૦૦ શેઠ જાંગીરજી રૂસતમજી દાજી તથા ધણીયાંણી બાઇ બચુબાઇએ મુંબઇનાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસતીઓની પરવરશી કરવા માટે પગાર આપવાના ફંડમાં.

૧૦૦૦ બાઇ હીરાંબાઇ તે શેઠ માણેકજી ફરામજી દારખાનાવાલાનાં વીધવાએ કુલ જરથોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવાનાં ફંડમાં.

૧૦૦૦ ડાકટર બરજોરજી એરામજી—ઉપલાંજ ફંડમાં.

૮૦૦ મરહુમ શેઠ કાવસજી નવરોજી પોહચખાનાવાલાનાં એકજીકયુટરોએ મુકતાદને ટાંકણે કોઇ પણ ઠેકાણાનાં ગરીબ જરથોસતીઓને રૂપીયા વેંહેંચી આપવાનાં ફંડમાં.

૩૦૦૦ બાઇ મેહેરબાઇ તે શેઠ હોરમજજી એદલજી આલબલેસનાં ધણીયાંણીએ ચોપાટીની ધરમશાલામાં આંધલાં પાંગલાં તથા લાચાર જરથોસતીઓને રાખી પરવરશી કરવાનાં ફંડમાં.

૩૦૦૦ શેઠ દાદાભાઇ નશરવાનજી જાહાંગીર વાછાડીયા—ઉપલાંજ ફંડમાં.

૭૦૦ શેઠ ડોસાભાઇ બેજનજી મોતીવાલાએ ગરીબ લાચાર જરથોસતી વીધવાઓને આસરો આપવાનાં ફંડમાં.

૧૦૦૦ શેઠ હો૦ એદ૦ આલબલેસ તથા શેઠ ડો૦ દાદા૦ આલબલેસ તથા શેઠ હીર૦ દાદા૦ આલબલેસ અને શેઠ બેજ૦ હોરમજજી આલબલેસ—ઉપલાંજ ફંડમાં.

૨૦૦૦ બાઈ જરબાઇ રૂસતમજી ઉનવાલાના એકજીકયુટરોએ મુંબઇના લાચાર જરથોસતી રવાંનોને અવલમંજલ પોહોંચાડવા તથા ધરમની કીરીયા વીગેરેનો ખરચ કરવાનાં ફંડમાં.

૧૦૦૦ શેઠ એદલજી ખરશેદજી વાછાના એકજીકયુટરોએ ગરીબ જરથોસતી છોકરીઓને પરણાવી આપવા માટે આસરો આપવાનાં ફંડમાં.

૧૩૦૦ શેઠ હોરમજજી નવરોજજી કપટાન—ઉપલાંજ ફંડમાં.

૬૦૦ શેઠ ડોસાભાઇ બેજનજી મોતીવાલા—ઉપલાંજ ફંડમાં.

૫૦૦ ડાકટર નાદીરશાહ હોરમજજી એદલજી સુખીયાએ જરથોસતી ધરમ સંબંધી કેલવણી આપનારી અને ગ્નાન ફેલાવનારી મંડલીનાં ફંડમાં.

૫૦૦ બાઈ ધનબાઇજી ખરશેદજી તારાચંદે મુંબઇની કોલાબાની દેવાનશાલા મધે રહેતાં ગરીબ દેવાના જરથોસતીઓને આસરો આપવાનાં ફંડમાં.

૫૦૦ શેઠ દીનશાહ પીરોજશા શેઠના—ઉપલાંજ ફંડમાં.

૨૦૦૦ શેઠ મનચેરજી રતનજી જુરાબાઈએ વલસાડની પારસીની અનજુમનનાં ફંડમાં.

૫૦૦ શેઠ મા૦ ધન૦ તથા જાલભાઇ પેસતનજી ધનજુરા—ઉપલાંજ ફંડમાં.

૫૦૦ શેઠ કુવરજી ધનજીભાઇ મીસીતરીના એકજીકયુટરોએ સુમાલી, મેરા તથા દામકા વીગેરે ગામોની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૫૦૦ શેઠ પાલનજી નશરવાનજી ફરેંચમેને પુનાની પારસીની અનજુમનનાં ફંડમાં.

૧૦૦૦ શેઠ ડોસાભાઈ રૂસતમજી ઉમરીગરે સોલાપુરની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૫૦૦ કરંજ ગામની જરથોસતી અનજુમનના ફંડ ખાતાનાં મેનેજરોએ કરંજ ગામની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૧૦૦૦ અમરેલીની જરથોસતી અનજુમનનાં ફંડ ખાતાંના મેનેજરોએ અમરેલીની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૧૨૮૦૦ નાગપોર તથા કામટીની જરથોસતી અનજુમનનાં ફંડના આ૦ સેક્રેટરીએ નાગપોર તથા કામટીની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૫૦૦ દમણની જરથોસતી અનજુમનના ફંડ ખાતાનાં મેનેજરોએ દમણની જરથોસતી અનજુમનનાં ફંડમાં.

૧૩૫૦૦ મુંબઇના લાચાર જરથોસતીઓને મુફ્ત અનાજ આપવાનાં ધરમખાતાંના તરસટીઓએ મુંબઇના લાચાર જરથોસતીઓને મુફ્ત અનાજ આપવાનાં ધરમ ફંડમાં.

૪૫૦૦૦ પારસી જેનરલ હોસપીટાલનાં ફંડ ખાતાના સેક્રેટરીઓએ પારસી જેનરલ હોસપીટલનાં ફંડમાં

૫૦૦ શેઠ દીનશાહ પીરોજશાહ શેઠના તથા ધણીઆણી બાઈ શીરીનબાઇએ પારસી સંકટ નીવારણ ફંડમાં.

૫૦૦ શેઠ મેરવાનજી પેસતનજી દુબાસ—ઉપલાંજ ફંડમાં.

૧૦૦૦ બાઇ રતનબાઇ ખરશેદજી તારાચંદ—ઉપલાંજ ફંડમાં.

૫૦૦ શેઠ હોરમજજી મેરવાનજી શેઠના—ઉપલાંજ ફંડમાં.

૧૦૦૦ ડાકટર બરજોરજી બેરામજી—ઉપલાંજ ફંડમાં.

૧૨૧૦૦ શેઠ શાપુરજી જીવાજી માણેકજી વાછાએ બેહેસતનશીન બાઇ ખરશેદબાઇ તે મરહુમ શેઠ રૂ૦ જ૦ જીજીભાઈના બેટી તે શેઠ શા૦ જી૦ મા૦ વાછાનાં ધણીયાણીની યાદગારી તથા પુનને સારૂં તેવણની પુંજીમાંથી તથા બેસીઓએ કીધેલાં ધરમ ફંડમાં.

૫૦૦૦ શેઠ બમનજી દીનશાજી પીટીટે શેઠ બ૦ દી૦ પીટીટે પોતાની નબીરી બાઈ હીરાંબાઈ જા૦ પીટીટની નવજોતની ખુશાલીમાં પડાવેલાં ધરમ ફંડમાં.

૫૦૦૦૦ શેઠ બમનજી દીનશાજી પીટીટે શેઠ બમનજી દીનશાજી પીટીટે પારસી જેનરલ હાસપીટાલ માટે યા તે હસતીમાં નહી આવે તો બીજાં ધરમનાં કામ માટે કીધેલાં ધરમ ફંડમાં.

૫૦૦૦ બાઈ આવાંબાઇ ફરામજી પીટીટે બાઇ દીનબાઇ ન૦ પીટીટની નઇયતે એવણનાં બેટી બાઇ આવાંબાઇ ફ૦ પીટીટ તે મરહુમ શેઠ ન૦ મા૦ પીટીટનાં બેટીએ પડાવેલાં ધરમ ફંડમાં.

૫૦૦ શેઠ ફરામજી હોરમસજી શેઠનાએ શેઠ ફરામજી હોરમસજી બમનજી શેઠનાએ ઉભાં કીધેલાં ધરમ ફંડમાં.

૫૦૦૦ શેઠ હોરમસજી શાપુરજી ચોઠીયાનાં ધણીયાંણી અને છોકરાંઓએ મરહુમ શેઠ હોરમસજી શાપુરજી ચોથીઆ (સોલીસીટર) નાં પુનને સારૂ તેવણનાં ધણીયાણી અને છોકરાંઓએ કીધેલાં ધરમ ફંડમાં.

૧૦૦૦૦ બાઇ સુનાબાઇ હોરમસજી ચાહેવાલાનાં એકજીક્યુટર શેઠ ધનજીભાઇ ફરામજી કંટરાકટરે મરહુમ બાઈ સુનાબાઈ તે મરહુમ શેઠ હોરમસજી આદરજી ચાહેવાલાંનાં વીધવાનાં ધરમ ફંડમાં.

૫૦૦૦ ડાકટર બરજોરજી બેરામજીએ મરહુમ શેઠ નો૦ બર૦ બેરામજીની નઇયતે તેવણના પીતા ડાકટર બરજોરજીએ પડાવેલાં ધરમ ફંડમાં.

૧૯૧૩૦૦

૧૫૦૦ ડાકટર બરજોરજી બેરામજીએ સુરતની પારસીની અનજુમનનાં ફંડમાં.

૪૦૦૦ બાઈ ખરશેદબાઈ તે મરહુમ લેફટનંટ કરનલ કેખશરૂ સોરાબજી નરીમાનનાં વીધવા—ઉપલાંજ ફંડમાં.

૩૦૦૦ શેઠ શાવકશાહ ફરદુનજી કાપડીઆ—ઉપલાંજ ફંડમાં.

૩૦૦૦ શેઠો અરદેશર તથા રૂસતમજી મનચેરજી કુકા—ઉપલાંજ ફંડમાં.

૨૦૨૮૦૦

# સર જેહાંગીરજી કાવશજી રેડીમની,

## "બારોનેટ"નો ખેતાબ પામેલા ત્રીજા શેઠીયા.



જનમ્યા—રોજ ૧૬ મો મેહેર માહા ૯ મો આદર શેહેનશાહી સને ૧૨૨૨ યઝદેજરદી, તારીખ ૮ મી જુન સને ૧૮૫૩ ઈસવી, સંવત ૧૯૦૯ ના જેઠ શુદ ૨ ને વાર બુધ.

પરણ્યા—રોજ ૨ જો બેહેમન માહા ૭ મો મેહેર શેહેનશાહી સને ૧૨૪૫ યઝદેજરદી, તારીખ ૨૦ મી માર્ચ સને ૧૮૭૬ ઈસવી, સંવત ૧૯૩૨ ના ફાગણ વદ ૧૦ ને વાર સોમ.

સર નાઈટ થયા—રોજ ૧૮ મો રસના માહા ૧૦ મો દેહ શેહેનશાહી સને ૧૨૬૪ યઝદેજરદી, તારીખ ૩૦ મી જુન સને ૧૮૯૫ ઈસવી, સંવત ૧૯૫૧ ના અખાડ શુદ ૮ ને વાર રવી.

બારોનેટ થયા—રોજ ૧૭ મો સરોશ માહા ૧૦ મો દેહ શેહેનશાહી સને ૧૨૭૭ યઝદેજરદી, તારીખ ૨૬ મી જુન સને ૧૯૦૮ ઈસવી, સંવત ૧૯૬૪ ના જેઠ વદ ૧૩ ને વાર શુકર.

# સર જેહાંગીર કાવશજી રેડીમની—
## "બેરોનેટ" નો અમીરી ખેતાબ પામેલા ત્રીજા પારસી શેઠયા.

યઝદેજરદી સને ૧૨૭૭ નાં ગુજસતે સાલે પારસી કોમને એક નવીન વધામણી આપી છે. પારસી કોમ એક નહાનામાં નાહાની જેવી હોવા છતાં તેમનામાં એ વરસે એક ત્રીજા બેરોનેટ વધ્યા છે; એના જેવી ખુશાલી અને હરખ ઉપજાવનારી બાબદ બીજી થોડીજ ગણાય છે. એ વરસનાં બનેલા બધા બનાવોમાં આપણા એક આગેવાન પારસી જરથોસ્તી શેઠિયા, સર જેહાંગીર કાવસજી નાઇટને આપણા મહા પ્રતાપી, પુન્યશાલી, બખ્તાવર શેહનશાહ, નામદાર કીંગ એડવર્ડ સાતમાએ બખ્શેલા "બેરોનેટ" ના અમીરી ખેતાબનો બનાવ, વાજબી રીતે પહેલી જગા લેશે અને સોનેરી અક્ષરે નોધાશે. પ્રતાપી બ્રિટીશ રાજય તરફથી નામવર શેનશાહની શાલગરેહ જેવે શુભ અવસરે આ દેશના દેશીઓને મલતાં માન-અકરામ તથા ખેતાબોમાં ચઢતાંમાં ચઢતો ખેતાબ "બેરોનેટ" નોજ છે, જે સર નાઇટના ખેતાબની પેઠે સપર પહેલો મેલવવાને એક પારસી મહા-પુરૂષજ, મરહુમ પહેલા સર જમશેદજી જીજીભાઈ ભાયગશાલી થયા હતા, અને તેથી માત્ર આ તથા ઈંગલંડ દેશોમાંજ નહી પણ ચોખુણ પૃથ્વીમાં પારસી નામ તથા પારસી કીર્તીનો ડંકો ધમધમી રહયો હતો. એ બનાવ બનવાનો—યાને પારસી કોમમાં પેહલવેહલો બેરોનેટનો ખેતાબ સર જમશેદજી જીજીભાઇને મલવાનો દીવસ તા૦ ૨૪ મી મેએ ૧૮૫૭ નો છે, કે જે દીને નામદાર માહારાણી વીકટોરીઆની શેઆલગરીની ખુશાલીમાં હેવા ખેતાબો વેંહચાયા હતા. એ પછી ૩૩) તેતરીશ વરસની મુદતે સને ૧૮૯૦ માં નામદાર કયસરે હીન્દની તરફથી સર દીનશાજી માંણેકજી પીટીટ જેવા એક બુજરેગ માનવંત સખી નરને બેરોનેટનો ખેતાબ બીજા પારસી શેઠયા તરીકે મલ્યો હતો. તે મુદતને બીજા બે દાહેકા પુરા નહી થતાં યાને ૧૮ અઢાર વરસની બીજી ટુક મુદત દરમયાંન ચાલતા ઇસવી સને ૧૯૦૮ અથવા યઝદેજરદી સને ૧૨૭૭ નાં વરસમાં પારસી કોમના એક બીજા ઉપર લખેલા નામવાલા રેડીમની ખાનદાંનનાં સર જાંહાંગીર કાવશજી, પારસી કોમમાં ત્રીજા બેરોનેટ તરીકે ઉમેરાવાને ભાયગશાલી નીવડયા છે. એ રીતે બ્રીટીશ હકુમતનાં રાજ અમલ હેઠે પચાશ વરસની અરધી સદીમાં ત્રણ પારસી શેઠયાઓ "બેરોનેટ" જેવું માનવંત અને મોટામાં મોટું ઉમરાવપદ પામી ચુકા છે. એ બનાવ પારસી કોમ માટે થોડો માનવંત ગણાતો નથી. સને ૧૯૦૮ નાં જુન માસની ૨૬ મી તારીખે નામદાર શેહનશાહની શાલગરેહ ગુજારવામાં આવી—તે દીને વેંહચાયલા નાહાના મોટા ખેતાબોમાં આ ભાયગવંત ધણી સર જાંહાંગીર કાવશજી રેડીમનીને "બેરોનેટ" ના ખેતાબથી નવાજવામાં આવયા છે. એ દીને વેલાતના ઉમરાવો અને બીજા ખેતાબોનું લીસ્ટ જે ઈંગલંડનાં ગવરમેંટ ગેજેટમાં છપાયું છે, અને જેનો ટેલીગરામ તેજ દીને અતરે આવ્યો હતો તેમાં આ મુબારક નામ આ ઉમરાવી ખેતાબ મેલવવા પામેલું જણાયું હતું.

એ બનાવ પારસી કોમ માટે ખચીત મોટો હરખ ઉપજાવનાર તથા શુકર ગુજારી કરવા જોગ છે. એ માન જે જે પારસી નરોને મલ્યું છે તે, મુખ્યત્વે તેમની હાતમ દીલ સખાવતના પ્રતાપે કિવા તેના બદલામાં, તેમ બ્રિટીશ રાજ તાજ તરફની પારસી કોમની અણહદ વફાદારીની પિછાનમાં મલેલું ગણાય છે; અને હવડાં સર જેહાંગીર કાવસજી રેડીમનીએ તે મેલવીને જેમ પારસી નામની કીર્તીમાં ઉમેરો કીધો છે, તેમ ગોયા દેખાડી આપ્યું છે કે, પારસી ટોલાનો સખાવત તથા વફાદારીનો જાતી ખવાસ હજુ જેવોનો તેવો અચલ તથા અંમર છે.

બેરોનેટનો ખેતાબ મેલવનારાં પહેલાં બે પારસી ખાનદાનો જેમ પોતાની પાદશાહી દોલત તથા હાતમ દીલ સખાવત માટે જગપ્રસીધ છે, તેમ આપણા નવા બેરોનેટ સર જેહાંગીર કાવસજીનું " રેડીમની " ખાનદાન પણ તેવુંજ જગ આશકાર છે. એમના કાકા મરહુમ સર કાવસજી જેહાંગીર જેમના વંશમાં એકાદ બેટાની વૃધી થયલી ન હતી તેમના એવણ પાલક પુત્ર તથા ગાદી વારેસ થાય છે. મરહુમ સર કાવશજી જાંહાંગીર નાઇટે પોતાની હઇઆતીમાં એકંદર સતર લાખ રૂપ્યાની સખાવત કરી " રેડીમની " અટકને પુરેપુરી ખરી પાડવા જોડે તેની કીર્તી તથા જાહોજલાલી વધારી હતી, અને તે ઉપરાંત " નાઇટ " નો ખેતાબ પણ મેલવ્યો હતો. હાલના સર જેહાંગીર કાવસજી રેડીમની જેમ તે મરહુમની દોલત તથા ગાદીના વારેસ થયા, તેમ તેઓના સખી દીલગુરદાના પણ ગોયા વારેસ થયા. મરહુમ સર કાવસજી બેહેસ્તનશીન થવા સાથ એક તરફ તેમની દુજતી સખાવતનો જરો બંધ પડયો, કે તરતજ બીજી તરફ સર જેહાંગીરની સખાવતનો નવો ઝરો ચાલુ થયો, જે કુદકેને ભુસ્કે ઉછલતો ને વધતોજ જાય છે, અને તે પોતે વધવા જોડે ખુદ સર જેહાંગીરને પણ માન મરતબા તથા ખેતાબમાં વધારયાજ કરે છે. પ્રથમ સન ૧૮૯૫ની ૩૦ મી જુને તેમને નાઇતહુડનો ખેતાબ મલ્યો હતો, કે જે ઇંગલંડમાં અને ખુદ મરહુમ મહારાણી વિકટોરયાના બખ્તાવર હાથેજ તેમને અરપન થયો હતો. તે પછી પણ એમની સખાવત વધતીજ ગઈ, જેનો એકંદર જુમલો તેર લાખ રૂપ્યાનો થવા જાય છે, અને મરહુમ સર કાવસજીની સતર લાખની સખાવતને સાથે ગણતાં રેડીમનીનાં કુટંબની જુમલે સખાવત ત્રીસ લાખ રૂપ્યાનો સુંદર આંકડો આપણી નજર સનમુખ રજુ કરે છે. એવી પાદશાહી સખાવત કરનાર નર કિંવા ખાનદાન, બેરોનેટનો ખેતાબ પામે તેમાં નવાઇ કાંઈ નથી. નામદાર શેહનશાહ એડવર્ડે તથા તેમની અદલ સરકારે એમાં કાંઇજ નહી પણ એક " લાયકને લાયક માન" બખશયું છે, અને તે માટે પારસી કોમ તેમની સદા હેસાનમંદ તથા દુવાગુજાર રહે છે.

મરહુમ સર કાવશજી જાંહાંગીર રેડીમની સી. એસ. આઇ; જેવોનો જનમ સને ૧૮૧૨માં થયલો, તેવો પોતાની ૬૭ વરશની ઉમરે રોજ ૩જો માહા ૧૧મો સને ૧૨૪૭ યજદેજરદી,—તારીખ ૧૯ મી જુલાઇ સને ૧૮૭૮ ને દીને ગુજરયા હતા—તેવો આપણી મુંબઇ ટાપુના એક નામીચા જાણીતા વેપારી હતા, અને અતરેની ધણીક મોટી અંગરેજી વેપારી પેહડીઓ, બેંકો વીગરેનાં જાહેર ખાતાંઓ સાથે શરાફીનો ધંધો કરીને મહશુર થયલા હતા. તેવો સાહેબ પણ પારસી કોમમાં એક સખાવતી શેઠયા થઈ ગયા છે, અને ઉપર કહયું તેમ પોતાની હઇયાતી દરમયાન જે સતર લાખ જેવી પાદશાહી સખાવત કરી ગયા છે, તેમાં મુંબઇનો યુનીવરસીટી હાલ એક લાખનો, સુરતની કીલ્લા ચોક આગલની મોટી પોનો લાખ રૂપીઆનાં ખરચની સર કાવશજી જાંહાંગીર શીવીલ હાસપીટાલ, પુણાની ઈનજીનીઅરીંગ કાલેજ, નવસારીની સર કાવશજી જાંહાંગીર મદરેશા, ગંદેવીની ઈંગલીશ સ્કુલ અને દવાખાનું, મુંબઈની ખેતવાડીની છોકરીઓની સ્કુલ, મુંબઇની ગરાંટ મેડીકલ કાલેજ સાથની આંખની હાસપીટાલ, જેને માટે શવા લાખની રકમ આપેલી, એલફીનશટન કાલેજની ઇમારત માટે બે લાખ, શીંધ હેદરાબાદમાં બંધાવેલી દીવાનશાલા અને ફરાંનશ, જરમનીની લડાઇમાં જખમી થયલાઓને મદદ કરવા મોકલેલા હજારો રૂપીઆ, વીગરે વીગરે મુખ્ય સખાવતી અને ધરમી કામોનાં સથંબો આજબી તેમની જાહેર કારકીરદીની યાદગારી દાખલ ઉભેલાં છે. એ ૧૭) લાખની તેમની સખાવતમાં મુખ્ય કરીને ઉપલી સુરતની મોટી હાસપીટાલ ઉપરાંત બીજી હાસપીટાલો, દવાખાના વીગરે માટે પોણા ત્રણ લાખની ઉપર, ગરીબોને આશરો આપવા માટે તેટલીજ રકમ, કેલવણી ખાતાંઓ—સ્કુલો કાલેજો માટે પાંચ લાખની ઉપર, કુવા—તળાવો વીગરેના પાણીનાં બાંધકામો પાછલ ત્રણ લાખની ઉપર, અને આગ, વરાલ, રેલ, દુકાલનાં આફતકારી કામોં માટે પોણા લાખની તથા બીજી પરચુટણ જાહેર સખાવત ચઉદથી પંદર લાખની અને ખાનગી સખાવત નજદીક ત્રણ લાખની મલીને તેમની હઇયાતીમાં થયલી સખાવતનો આંકડો ખાસો સતર લાખની ગણત્રીનો ગણાયો હતો. એમના હેવા સખાવતી ગુણોને લીધે તથા પ્રજા શેવાની પીછાનમાં

નામદાર સરકારે તેમને સને ૧૮૬૭ માં સી. આઈ. ઇ. યાને કમપેનીયન ઓફ ધી સટાર ઓફ ઇનડયાનો અને તે પછી સને ૧૮૭૨ માં સર નાઇટનો ખેતાબ બક્ષયો હતો—વીગરે તેવો ઘણાંક જાહેર ખાતાંનાં ઓધાઓ અને અમલપર નેમાયલા હતા–પણ માઠાં ભાયગે નાદરસત તબીયતને લીધે જાહેરમાં ભાગ લેવાને બનતું નહી હતું, તે એટલાવેર કે નામદાર માહારાણીનાં સાહેબજાદા પ્રીનસ આફ વેલસ તે હાલનાં આપના નામવર શેનશાહ સાતમાં એડવરડ જયારે મુંબઈની પધરામણીએ આવેલા ત્યારે તે પાદશાહી ઉમરાવની મુલાકાતનું માન મરહુમને આપવાને આપના સતાવાલાઓએ ખાહેશ કીધેલી પણ એવો સાહેબની ઉપર કહેલી નાજુક હાલતને લીધે હાવું પાદશાહી માન મલતુ ઉપકાર સાથે મેલવવા ના પાડયાથી તે રહી ગયું હતું. તેમજ નામદાર ગવરનરની કાઉનશીલનાં એક મેમબર દાખલ નેમાવાની પણ વકી હતી, પણ તે સરકારી માંગણી પણ એજ ચઉદ વરસની સંધીવા અને નજલાની માંદગીને બીછાંને પડેલા હોવાથી સવીકારી શકાઈ નહી હતી.

મરહુમ સર કાવશજી જાંહાંગીર રેડીમનીનાં મરણ વખતે તેમનાં એક ભાઇ શેઠ હીરજીભાઈ જાંહાંગીર રેડીમની જેવો પણ આપણી ટાપુના એક નામીચા વેપારી અને શ્રીમંત શેઠયા હતા તેમના પુત્રનાં છોકરા શેઠ જાંહાંગીર તે હાલનાં સર જાંહાંગીર રેડીમનીને સર કાવશજીએ પોતાના દતપુત્ર કરી લીધા હતા. એવો સાહેબ પોતાના લખોપતી પીતાના ગાદી વારેશ ઠડયા પછે એવોની જાહેર કારકીરદીની શરૂઆત થાવા માંડી છે. અને એક સખીદેલ શેઠયાના વારેસોબી સખી દેલ નીવડે એ કેહેતી મુજબ તેવોએબી અત્યાર આગમજનું સખાવતમાં તથા બીજાં પરમારથી પ્રજાનાં તથા કોમી કામોમાં શારૂ નામ કાઢીને અચ્છી કીરતી મેલવી છે. એવો શાહેબનાં મોટા દેલની શાહદત તરીકે સર જાહાંગીરનો "રેડીમની હાઉસ" વાલો ભવય બંગલો મોટી પારટીઓ આપવા માટે સારીપેઠે જાણીતો થયલો છે. ૧૮૯૩માં સર જહાંગીરે મુંબઇના માજી ગવરનર સર જેમસ ફરગયુસનના માનમાં એક પારટી કરી હતી, તેમજ લોરડ ડફરીન હીંદથી વીદાય થયા તે વેળાએ પણ તેવણે રેડીમની હાઉસમાં એક પારટી આપી હતી. લોરડ ડફરીનને સર જહાંગીર અને સર મનચેરજી મેહરવાનજી ભાવનગરીએ આવકાર આપયો હતો, તેમજ ઇરાની સાહીતયના ઓલમા પ્રો० ડારમસટેટર ઇંગલંડ વીદાય થયા હતા તે વેળા પણ તેવણને એક પારટી આપી હતી; જે વેળાએ હાજર રહેલાઓમાં લોરડ રોઝબરી અને તેવણુના બાનુ, સર વીલ્યમ વેડરબરન, મી० દાદાભાઇ નવરોજજી, સર મનચેરજી ભાવનગરી વગેરે હાજર હતા. મુંબઇના ગવરનર તરીકે લોરડ હેરીસ નેમાયા તે વેળા તેવણને મુબારકબાદી આપનાર એક ખાણું લંડનમાં વસતા હીંદીવાનો તરફથી આપવામાં આવયું હતું જે વેળાએ સર જહાંગીરે માનપત્ર વાંચી સંભળાવયું હતું; તેમજ લોરડ હેરીસને ઇંગલંડમાં એક પારટી આપી હતી. માજી ગવરનર લોરડ રે ઈંગલંડ પાછા વીદાય થયા તે વખતે તેવણને કોરનવેલ મેનશનમાં સર જહાંગીરે એક ખાણું આપયું હતું. જે પ્રસંગે હાજર રહેલાઓમાં મરહુમ ગલેડસતન, લોરડ રીપન, મી० દાદાભાઇ નવરોજી વગેરે હતા. ડયુક ઓપ કોનાટે એ પ્રસંગે સર જહાંગીરને વીંડસર કેસતલમાં બોલાવી માન આપયુ હતું અને માલબરો હાઉસની ગારડન પારટીમાં સર જહાંગીરની ઓલખ મરહુમ નામદાર માહરાણી સાથ નામદાર શહેનશાહ એડવરડે કરાવી હતી.

હાલના સર જાંગીરજીનો જનમ રોજ ૧૬ મો મેહર માહા ૯ મો આદર સને ૧૨૨૨ યજદેજરદી–તારીખ ૮ મી જુન સને ૧૮૫૩–સંવત ૧૯૦૯નાં જેઠ સુદ ૨ ને બુધને દીને થયો હતો. તેવણે પ્રોપ્રાયતરી–સ્કુલમાં ઇંગ્રેજી કેલવણી મી० હોરમજી જાંગીર તાલીઆરખાન જેવા બાહોશ શીક્ષકના હાથ હેઠલ લઇને મેટ્રીકયુલેશનની પરીક્ષા પસાર કીધી, ને પછી વધુ અભ્યાસ સારૂ એલફીનસ્ટન કોલેજમાં જોડાયા હતા. મરહુમ પેહલા સર કાવશજીના ગુજરવાબાદ હાલના સર જાંગીરજી ધંધામાં પડીઆ, ને તેવણનું ધીઆન મીલ ઉદ્યોગ તરફ ખેંચાયું. પેહેલાં એવણે મરહુમ શેઠ મેરવાનજી જીજીભાઇ દાદાભાઇના શાહેબજાદાઓ સાથે મલીને

જુબીલી મીલ સ્થાપી; ત્યાર પછી જમાનાની ગીરદસ્તમાં આવી ગયલા મેશરસ બી. એન્ડ એ. હોરમારજીના હાથમાંથી જ્યારે કુરલા મીલની એજનસી ગઈ તે વખતે મીલોનો વખત ખરાબ હોવાથી કોઇએ તેમાં ઝુભલાવાનું દરશત ધારીયું નહી તેવે વખતે સર જાંહાંગીર બાહાર પડીઆ ને તે મીલના મોટી રકમના શેર વેચાતા લઇને પોતે તેના એજન્ટ થયા, ને તેવણુની કાલજી ભરેલી ખંત તથા કરકસરના વેહેવારથી મીલ નફો કરતી થઈ, ને ભાગીદારોને વીઆજ મલવા ઉપરાંત એવણુને તેના કમીશનમાં લખો રૂપીઆ મલીઆ. ગયા ડાયકામાં જે વખતે મીલોનો વખત ઘણો બારીક આવ્યો હતો તે વખતે જયારે બીજા શ્રીમંતો બીચકી ગયા તેવે વખતે એ શેઠે દુરઅંદેશી વાપરી લખો રૂપીઆ મીલોના મારગેજ ઉપર સારા વીઆજે ધીરીઆ, ને તેમાં મોટો નફો કરયો. એવણુ બીજો સરાફી ધંધો કરે છે, ને એમ કેહેવાય છે કે એવણુ પોતાની આંટ ઉપર મોટી રકમ વેલાતથી ઘણે ઓછે વીઆજે લાવેચ ને તે ઉપર હાઈઆં મોટું વીઆજ પેદા કરે છે. જયારે બીજાઓ ફકત મોજ શોખને ખાતર વેલાત જાય છે ત્યારે એવણુ પોતાના મોહોરદાર લેડી જહંગીર સાથે ૧૦ ) વખત વેલાત જઇ આવ્યા છે, ને દરેક વખતે કઇને કંઈ પોતાના લાભનું કરતા આવ્યા છે. એ રીતે સર જાંહાંગીર પોતાની જાહેર જીંદગીમાં જીપલાવ્યા પછી એક તરફથી જેમ પોતાનાં ધંધા-ધાપાનું ફાયદાનું કાંમકાજ કરતા રહેઆ છે, તેમ બીજી તરફથી પ્રજા પયારાં અને કોમ ઉપયોગી કામોમાં પણ આગેવાની લેવાને પછાત પડતા નથી—એ તેમને થોડું માન ભરેલું નથી. હેવા એમનાં કોમ ઉપયોગી કામનો એક જાણવાજોગ દાખલો હવડાંજ આપણુને જણાયો છે, અને તે કામમાં એક અજબ સંજોગ મલતો એ આવ્યો છે—કે—જેમ એકવાર મરહુમ સર કાવશજી જાંહાં-ગીર પોતે પોતાની કોમના અગતનાં કામ વચે પડીને મરહુમ ત્રીજા બેરોનેટની વખતે તેમને કોમના વડા ઠેડવવાની કોમમાં કઇ ભાંજગડ નીકલી હતી; પણ મરહુમ શેઠ કાવશજીએ તેમનાં વડપણુ ઠેડવવાની આગેવાની પોતાને માથે લઇને શમાધાંની કરી આપી હતી અને તેથી તે વેલાએ તેવો સાહેબ જેમ ટોલાના માનીતા થઈ પડયા હતા. તેવોજ આબેહુબ બનાવ હવડાં આપના આ નવાં બેરોનેટ સર જાંહાંગીરનાં વખતમાંબી બનવા પાંમયો છે, અને તેમાં પણ એવો સાહેબ જબરૂ માન ખાટી ગયા છે. એ મુજબ બાપ દીકરા બને જણા વખત આવતાં પારસી કોમનાં વડા અથવા પ્રમુખ ઠેડવવાની હીલચાલમાં આગેવાંની ભરયો ભાગ બજાવાથી એ દાખલા જેટલા ખુશી થવા જોગ તેટલાજ માનને લાયક ગણાયા છે. એ રીતે મરહુમ સર કાવશજી જેમ હમકોમની દાઝ રાખી તક મલતાં તેની બેહતરીનાં કામમાં ભાગ લેતા હતા, તેમ સર જેહાંગીર પણ વરતતા જણાય છે, જેનો પ્રત્યક્ષ, ખુશી થવા જોગ તથા નોંધી રાખવા લાયક દાખલો હમણાંજ બન્યો છે. મરહુમ સર જમશેદજી જીજીભાઇ ચોથા બારોનેટનાં મરણુ પછી પારસી અનજુમનના પ્રમુખ તરીકેની તેમની ખાલી પડેલી જગાએ તેમના ગાદીનશીન સર જમશેદજી જીજીભાઇ પાંચમાં બેરોનેટને નેમવાની હીલચાલ થતાં, કોમના એક નાના ભાગે તે સામે વાંધો ઉઠાવ્યાથી જે એક નાખુશ જઘડો કોમમાં બરપા થવા જેવું હતું, અને જે આગલ વધતાં ટોલામાં તડ પડવાની ધાસ્તી બરપા થઇ હતી, તે બનાવ એક સારી સમજુતીથી થોડાજ દહાડામાં બંધ પડી ગયો છે, અને સર જમશેદજી પાંચમાં બેરોનેટ ગયા જુલાઇ માસની તા૦ ૨૬ મીને દીને સાંજે મલેલી પારસી જરથોસ્તી અનજુમનની દબદબા ભરેલી મહાન સભામાં, પુરતી એકદીલી તથા એકમતીથી પારસી અનજુમનના પ્રમુખ નેમાયા છે, એ રૂડું પરિણામ કોના પ્રયાસને મુખ્યત્વે આભારી છે? પારસીઓ એકકે અવાજે ને એહસાન સાથે બોલે છે, અને તે વાજબીજ છે કે, સર જેહાંગીર કાવશજી રેડીમનીની કાલજી તથા કારસાજીથી એ રૂડું પરિણામ નીપજયું છે. અને તે કેમ? જેવું આ ભાંજઘડનું મુલ રોપાયું, છાપામાં તેની ચરચા ચાલુ થઈ, અને વિરૂધ પક્ષે પ્રોટેસ્ટ તઇયાર કરી તે ઉપર સહીઓ લેવા માંડી, કે સર જેહાંગીર કાવશજી રેડીમનીએ પોતાનાં ખરાં નામ સાથ છાપામાં બાહેર પડી સાવચેતીનું રણુશીંગડું ફુંકયું. તેવોએ પારસી જેવી

નાની કોમમાં આવા એક બનાવ માટે આમ જઘડો જાગે તે સામે નાપસંદગી બતાવી તેમણે એવી સુચના કીધી કે, કોમનાં બંને પક્ષના આગેવાન ગૃહસ્થોએ સાથે મલી ખાનગી રીતે મસલેહત ચલાવી સમજુતીથી એ વાંધાનો નિવેડો આણવો જોઇયે. આમ સુચના કરીનેજ તેઓ બેશી રહયા નહી, પણ તે ઉપર અમલ કરી કામ બજાવવાનો રૂડો દાખલો પણ તેમણેજ આપ્યો. તરતજ તેમણે પોતાના આલીશાન મકાનમાં બંને પક્ષના આગેવાનોને નોતરયા; તેઓ વચ્ચે ખાનગીમાં મસલેહત ચાલી, એને માટે એવો સાહેબે પોતાને બંગલે આપણી કોમના કેટલાક નામાકીત આગેવાંનો જેવા કે—નામદાર જશટીશ શેઠ દીનશા ધનજીભાઈ દાવર, સર ફીરોજશા મેરવાનજી મેહતા બારીસટર, શેઠ નવરોજી માણેકજી વાહાડયાજી સી. આઇ. ઈ. અને તેવાજ બીજા કેટલાક માનવંત ગૃહસ્થોને બોલાવીને તથા તેમાંના જશટીશ દાવર સાહેબને પોતાની સાથે સર જમશેદજી પાંચમાં બેરોનેટને બંગલે જાવાની તસ્દી લઇને સઘલી વાતચીત અને પછી ગોઠવણ કરીને હેવું નકી કરી લીધું કે બને બોરદુવાલા સાહેબોનું મન મનાવીને, અનજુમનની સભા માટે એક હેવો ઠેડાવ નકી કરી લીધો કે જેનાથી એ સભામાં સર પાંચમાં બેરોનેટ આખી અનજુમનની રાજી રજાવંદીથી કોમના પ્રમુખ વરીકે પસાર થઇ ચુકા છે. અને વકફી પ્રમાણે તેનું શેવટ સમાધાનીમાં આવ્યું, કે જે, એવા એક દરજજાદાર, દીલસોજ શેઠયાની આગેવાની તથા કારસાજી વીના બીજી કોઈ રીતે આવવું મુશકેલ હતું. સર જેહાંગીર રેડીમનીએ આ કટોકટ વખતે બજાવેલી કોમની સેવા અસાધારણ છે, અને તે માટે તેઓ ખરેજ કોમના ઉપકારને લાયક થયા છે.

સર જેહાંગીર ગયા એપરીલ માસમાં પોતાનાં કુટુંબ સહીત ચીન તથા જેપાનની સફરે સીધારીયા હતા—તે મુશાફરી દરમયાન તા૦ ૨ જી એપરેલ ૧૯૦૮ ને દીને શ્રી હાંગકાંગ ખાતે ઈંગલીશ મેલની સટીમર "દેવેના" મધે પોતાના કુટંબ શાથે જઇ લાગા હતા, તેવારે તેઓને આવકાર આપવાને હાંગકાંગની પારસી કોમના વડા શેઠયા મી૦ હોરમસજી નવરોજી મોદી, શેઠો ટાટા સનસ એનડ કમપનીના મેનેજર મી૦ બેજનજી દાદાભાઈ ટાટા, તથા બીજા કેટલાક શેહેરીઓ પધારયા હતા, તે વેળાએ ત્યાના કેટલાક પારસી બીરાદરો તરફથી નીચલું "અરજ પત્રક" આ માનવંતા શેઠને પુગાડવામાં આવ્યું હતું:—

"નેકનામ માનવંતા સાહેબ, સર કાવસજી જેહાંગીરે રેડીમની નાઇટ, જોગ, સેવામાં.

"આપણુના બખતાવર નામ અને સખાવતી ભરયા કામો માટે ચીનની પારસી કોમ વખાણુની નજરે જુએ છે. મહા ચીન માદ્રેની પધરામણી માટે અતરેની પારસી કોમ આપણુને અને આપણુના માનવંતા કુટુમબને ચીનાઇ ભુમીની મુલાકાત માટે આવકાર આપે છે, અને ઇચ્છે છે કે આપણુની સફર મુબારક થાવો અને નેક ધારેલી મુરાદો સફલ નીવડો.

"આપણુા જેવા માંનવંત શ્રીમંત શેઠયાઓની ચીન અને જાપાન માટેની સફરો ઘણી જુજ થતી જોવામાં આવે છે. ચીન અને જાપાનની ભુમીઓ તરફની પધરામણી માટે અતરેની નાનકડી પારસી કોમ હરખ સાથ આવકાર દેય છે. અકાબર શેઠયાઓની "ચીનની મુસાફરી" ચીનની તવારીખોમાં નોંધાયલી જોવામાં આવે છે. તેજ મુવાફેક આપણી મુબારક સફર વધુ યાદગાર બનાવવા કાજે આપણુનું ગ્નાનપુરવક ધયાન ખેંચવા પારસી કોમના કેટલાક અદના ભાઇઓ તરફથી નીચલી બાબદ માટે અરજ કરવા નમનતાઇ ભરી સુચના કરે છે.

"અત્રેનું એક પુરૂ પારસી પંચાયતનું મકાન ગયે સાલ અકસમાતીક ટુટી પડવા બાદ થોડે, વધુ ખરચ કરી, છાપરાં વીગેરેની મરામત કરી વપરાસ માટે સમારકામ કરયું છે. જે મકાન માટેની બાબદ આપે સાંભલેલી હોવી જોઈએ, તે આજની આપણુની પધરામણીથી તે મકાન જોવાને આપને તક મલશે. એક નવું વધુ સગવડ સાથનું મકાન મેલવવા હાલમાં આપણી કોમ ઇચ્છે છે. અત્રેના શ્રીમંત શેઠયા, શેઠ હોરમસજી નવરોજી મોદી ઉપરાંત એક બીજા આગેવાની ભાગ લેતા

માનવંત શેઠીઆ મી૦ ધનજીભાઇ સોરાબજી દાદીશરજેનેર આ બાબત તરફ બેહદ દીલસોજ લાગણી ધરાવે છે. ચીન ભુમીની માન ભરી પધરામણી અને આ બખતાવર સફરની પયાર ભરી યાદ જાલવી રાખવાની આ રીતી તરફ માનપુરવક ધયાન ખેંચવાની આપણને અરજ કરવામાં આવે છે. આ પુનવંતુ કામ આપણના નામદાર નામના યાદ કાયમ રહેલી જોઈ ચીનની પારસી કોમ બેશક હરખાઈ રહેશે. "

ઉપલી ચીનની મુશાફરીથી પાછા ફરતાં બારોનેટનો ખેતાબ મલવાની રૂડી વધાઇ તેવણને મલી હતી. એ ખેતાબ સને ૧૯૦૮ના જુન માસની તા૦ ૨૬ મીએ નામદાર શેહનશાહ શાતમા એડવરડની શાલગરેહને દીને અપાયલા ખેતાબોના લીસટમાં અપાયો હતો, અને તેની સનદ હવે પછી એવોને મલશે. એ ખેતાબની જાલવણીને માટે જેમ બીજા આગલા બેરોનેટ સાહેબોએ બેરોનેટસીના કાયદાની રૂહે પચીસ લાખ રૂપીઆની રકમ દર બેરોનેટના ખેતાબ ધરાવનાર વારશને બ્યાજ મલયુ જવા માટે હલાયદી કાઢી છે તેમ એવા શાહેબ પણ તેટલીજ રકમ કાઢવાનો ઈરાદો રાખે છે.

હાલનાં શર જાંગીરજીને શને ૧૮૭૯માં સરકાર તરફથી જસ્તીસ ઓફ ધી પીસ તથા એજ ટાંકણે મુંબઇ યુનીવરસીટીના ફેલો નેમવામાં આવ્યા હતા, ત્યાર બાદ એવણને પારસી મેત્રીમોનીયલ કોરટના ડેલીગેત ચુંટી કહાડવામાં આવ્યા હતા, એ ઉપરાંત એવણને બએ વખત મ્યુનીસીપાલ કારપોરેશનમાં મેમબર ચુંટી કહાડવામાં આવ્યા હતા. શને ૧૮૯૫ના વરશમાં એવણને નાઇતહુડનો ખેતાબ મલ્યો. મુંબઈના મ્યુઝીયમ કમીટીમાં સરકાર તરફથી એવનને એક મેમબર કરવામાં આવીઆ છે.

એવણની એજનસી હેઠલ ચાલતી કુરલા તથા જુબીલી મીલોમાં ડીરેકટર હોવા ઉપરાંત એવણ તાતા આયર્ન કુ. માં, બેંક ઓફ ઇન્ડીઆમાં તથા ન્યુ સીટી મીલમાં ડીરેકટર છે, ને ઉપલા બેઉ ખાતાં સ્થાપવામાં એવણે આગેવાન ભાગ લીધો છે, ને તે બેઉ ખાતાંઓને ધીકતાં કરવામાં ઘણી ખંતથી ભાગ લે છે. એ સીવાએ ઘણાએક ધરમખાતાં જે મરહુમ સર કાવશજીના નામ સાથે જોડાયલાં છે, તેમાં તથા બીજા ધરમખાતાઓમાં એવણ ત્રસતી તરીકે કામ કરે છે. એવોએ પોતાના મરહુમ બેશીઓની મજગામ ખાતેની દરેમેહર જે અશલ જગો શીટી ઇમપરૂવમેંટે વેચાતી લીધાથી ખશેડવી પડી છે તે પાછી મજગાંમમાંજ બાંધી આપી છે.

ઉપલી દરેહમેહરની ઈમારત મુંબઇના પોરટ ત્રસ્ટે ખરીદી લેવાથી એથી થોડે દુર મજગામમાં મતારપાખડી તરફ ગનપાઉડર રોડ ઉપર સર જાહાંગીર કાવશજી જાહાંગીર રેડીમની બારોનેટે હાલમાં નવી બંધાવી આપેલી દરેહમેહર ઇંજ્વીને તેમાં જુની દરેહમેરના આતશઆદરીયાન સાહેબને લાવી પરઠવવાની ક્રીયા રોજ ૩ જો માહા ૧૧મો સને ૧૨૭૭ યજદેજરદીને દીને કરીને એ દરેહમેહર સરવે જરથોસ્તીઓના વપરાસ માટે ખુલ્લી મેલવામાં આવી હતી. એ વખતે સર જાહાંગીર તથા લેડી જાહાંગીરબી હાજર થયાં હતાં. આતશ આદરાનના કેબલાને તખતનશીન કરવા પછી જશનની ક્રીયા નાયબ દસ્તુરજી રૂશતમજી એદલજી સનજાણાની આગેવાની હેઠળ કરવામાં આવ્યા બાદ દસ્તુરજી રૂશતમજીએ એ વખતને અનુસરતી એક અસરકારક વાયજ કીધી હતી. જે પછી એરવદ દોરાબજી બરજોરજી કાંગાએ નીચલો હેવાલ અગીઆરીના માલેકના હુકમથી વાંચી સંભળાવયો હતો- તેમાં નામદાર સર જાહાંગીરજી કાવશજીએ જણાવયું હતું કે " હમારા માંનવંતા વડીલ મુરબીજી બેહેસ્તનશીન સર કાવશજી જહાંગીરની શ્રી મજગામ ખાતેની દરેમેહેરવાળી ઇમારત મુંબઇના પોરટ ત્રસ્ટે સારવજનીક કામ સારૂ બે વરસની વાત ઉપર ખરીદી લીધી, ને તે લતા ઉપરની બીજી ઘણી ઇમારતો પણ લઇ લીધી, જેથી કરીને તે તરફ દરેમેહેરની જરૂર રહી નહીં, તેથી હમોએ કોઇ બીજે ઠેકાણે નવી દરેમેહેર બાંધવાનો વીચાર કીધો ને દેવલાલી મધે શેઠ નવરોજજી સોરાબજી તલાટીએ એ કામને માટે જમીનનો કટકો મુફત આપયો હતો. પણ તેટલાં મજગામમાં વસ્તા જરથોસ્તીઓ તરફથી શેઠ એદલજી સોરાબજી દાવરની આગેવાની હેઠળ દોઢસો ઉપર સહીની એક અરજી હમોને મળી, જેમાં મોટી અરજ

ગુજારવામાં આવી હતી કે હમારે મઝગામમાંજ એ દરેમેહેર બાંધવી કારણકે તે તરફની જરથોસ્તી-ઓની વસ્તીને, મુખય કરીને શહેનશાહીઓને એવાં મકાન વગર આપદા ખમવી પડશે તેથી તથા બીજા સબબોને લીધે હમોને દેવલાલીમાં દરેમેહેર બાંધવા ઉપરથી હાથ ઉઠાવવો પડયો ને શેઠ પેસ્તનજી નશરવાનજી ગોદીવાળાએ પોતાની માલેકીની જમીન મધેથી અગીઆરીના ખપમાં આવે તેટલી જમીન ચોકસ સરતે વંશપરંપરા આપવાથી દરેમેહેર આ જગા ઉપર બાંધવાનું નકી થયું, ને આજ દીને હમારા મુરંબીજી બેહેસ્તનશીન સર કાવશજી જહાંગીરની ૩૦) મા વરસની બાજના દીવસે આ દરીઆન સાહેબના નુરી કેબલાને તખતનશીન કીધા છે. એ દરેમેહેરના નીભાવ માટે પણ હમોએ ઘટતો બંદોબસ્ત કીધો છે; કે જેથી જાયુક સુધી તેનો નીભાવ બરાબર થાય, ને શુકર કરીએ છીએ તે પરવરદેગારના કે આજ દીને હમો મજગામના જરથોસ્તીઓની એક ખુટ પાછી પુરી પાડવાને શકતીવાન થયા છીએ. આ તકે બેહસ્તનશીન શેઠ ફરામજી નશરવાનજી પટેલની દરેમેહેરના ત્રસ્ટી સાહેબોએ એ મકાનમાં હમારા આદરીઆન સાહેબને નજદીક બે વરસ સુધી જગાની સગવઠ કરી આપી રાખવા દીધા તેટલા માટે તેઓનો જાહેરમાં ઉપકાર માનતાં હમોને ઘણીજ ખુશહાલી ઉપજે છે, તે સાથે શેઠ પેસ્તનજી નસરવાનજી ગોદીવાળાએ પોતાની કીમતી જગામાંથી આ મકાનને વાસ્તે ઉપર જણાવેલી સરતે એક કટકો આપયો તે માટે તેવણનો પણ આ તકે જાહેરમાં ઉપકાર માનું છું. ને એ શેઠે આ નવા આદરીઆનની લગોલગ ગરીબ જરથોસ્તીઓને વાસ્તે સસતાં ભાડાનાં મકાનો બાંધવા માડયાં છે, તે મકાનમાં આવી વસ્તા જરથોસ્તીઓ તથા મજગામ ખાતેના બધા જરથો-સ્તીઓ એ દરેમહેરનો સરઅવસરે મોટો ઉપયોગ કરશે એવી આશા રાખું છું. " આ પત્ર વંચાઈ રહેવા બાદ ફુલ પાન લઈ મીજલસ બરખાસ્ત થઈ હતી.

નસીબદેવીએ યારી આપીઆથી સર જાંહાંગીરે પોતાના ધંધામાં મોટી દોલત ભેગી કીધી; ને આસ્તે આસ્તે તેવણનો સખાવતનો ઝરો દોલતના વધવા સાથે ચાલુ થયો. તેઓએ પોતાની કારકીરદીની સરૂઆતમાંજ પોતાની કોમના વપરાસ અર્થે નજદીક છ હજારવાર કીમતી જમીન જે પારસીઓના દોખમાંની ઘણીજ નજદીક આવેલી હતી, તે પારસી પંચાયતને બક્ષીશ કીધી જેની આજે લગભગ એક લાખ રૂપીઆની કીમત ગણાય છે. તે વખતે દોખમાંની નજદીક બીજા શેઠીઆઓની પણ જગા હતી, જે તેઓએ પંચાએત પાસેથી બીજી જગા લઇને અદલબદલ કરી આપી હતી, પણ એ શેઠે એક પણ પઈનું દામ લીધા વગર પોતાની દોખમાના કમપાઉન્ડની નજદીકની જગા ઉપર મુજબ આપી દીધી હતી. જે વાત હાલના ઘણા પારસીઓને ખબર પણ નહીં હશે.

સર કાવશજીની અતયાર વેરની મુખ્ય સખાવતો નીચે મુજબ છે. જેનો આંકડો લગભગ રૂ ૧૧,૮૩,૧૫૦) થવા જાય છે. તેમાં મુખય સખાવતોમાં:—ચાર લાખની તો એકી તગરે આપેલી સાયનસની કેમીકલ લેબોરેટરી સથાપવાની મોટી રકમનીજ છે, જેની હકીકત પણ જાંણવાજોગ છે; તે એમ કે છેલા આપણી યુનીવરશીટીની કોનવોકેશનના મેલાવડા વખતે પ્રમુખસથાને બીરાજેલા મુંબઇના નામદાર ગવરનર સર જયોરજ કલારકે ભાશાંણ કરતાં શખી દાતારોને સુચના કરી હતી કે કોઈ સખી નર રસાયણ વીગરેનાં શાસ્ત્રોનો પ્રયોગ શીખવવાની એકુ કોલેજ સથાપેતો ઘણુ બેહતર થાય. સર જાંગીરનાં જાણવામાં એ વાત આવતાંજ એને માટે તુરતજ ચાર લાખ જેવી એક જબરી રકમ નામદાર ગવરનરને શોંપી દીધી હતી જે જોઇ તે નામદારને પણ પુરણ આનંદ થયલો હોવો જોઈએ કે જાહેર અપીલ કરતાંજ તેનો હાવો સરસ જવાબ મલી આવેઓ છે. જેવી એ રકમ ઉતમ કેલવણી ખાતાંને માટે અપાયલીછે તેવીજ એકબીજી મોટી રકમ પણ કેલવણીને લગલીજ એવો શાહેબ તરફથી અપાઈ છે. તે એ કે મુંબઇ શહેરમાં યુનીવરશીટીની મારફતની મેટરીકીલેશન વીગેરેની લેવાતી દર વરશની પરીક્ષાઓને માટેનું કોઈ ચોકશ મકાન નહી હોવાથી પરીક્ષામાં બેશનારા હજારોની શંખયાબન વીદ્દયારથીઓને ભર તડકાંમાં અથવા ખુલા મેદાનમાં નાંખેલા એક માંડવામાં બેશવું પડતું હતું. એ

જાથુકની અને હમેશની આબદા ટાળવાને યાને પરીક્ષા લેવાનુ એક જાથુકનું મકાંન બાંધવાને સર જાંહાંગીરજી કાવશજી રેડીમનીએ ગયે વરશે પેહલાં સવા બે લાખ આપવા જણાવ્યા હતા પણ તેટલી રકમ એ એકજામીનેશન હાલને માટે બશ નહી પડવાથી તેમાં બીજા એક લાખ ઉમેરીને હવડાં બેરો-નેટ થયા પછે સવાત્રણ લાખની મોટી રકમ કરી આપી છે. એની શાથે વેલાતનાં ઈમપીરીઅલ ઇનશ-ટીટઉટ માટે બે લાખની રકમ એવોએ અગાઉ આપેલી હતી. શને ૧૯૦૭માં મુંબઈના નામદાર ગવરનર લારડ લેમીંગટનની વીદાયગીરી વખતે એક લાખ રૂપીઆની રકમ તેમનાં હાથમાં આપી હતી કે તે નામદારે તેમાંથી પોતાને ગમે તે ધરમખાતાંમાં આપવી તે મુજબ ને નામદારે રૂ ૫૦૦૦૦ ) પ્રીનશ ઓફ વેલસ મીયુજીઅયમાં, રૂ ૪૫૦૦૦ કામા હાસપીટાલમાં અને રૂ૫૦૦૦ એડમ વાયલી હાસપીટલમાં વેંહચી આપી હતી. હેવી હેવી એમની બીજી મોટી નાહાની સખાવતી નોંધ નીચે આપેલી વીગતમાંથી માલમ પડશે.

સર જાંહાંગીર કાવસજી રેડીમનીની સખાવતની વીગતઃ—

| | રૂપીઆ. |
|---|---|
| સાયનટીફીક કેમીકલ લેબોરેટરી બાંધવા તથા તેમાં ઘટતાં ઓજારો અને બીજી શામ-ગીરીઓ પુરી પાડવા સારૂ નામદાર મુંબઇની સરકારને સને ૧૯૦૮માં આપેલા. | ૪,૦૦,૦૦૦ |
| યુનીવરસીટી એકજાંમીનેશન હોલ ( સર કાવશજી જાંગીર હોલ ) બાંધવા સારૂ નામદાર સરકારને ... ... ... ... ... ... | ૩,૨૫,૦૦૦ |
| જાંગીર હોલ ઈમપીરીયલ ઇનસ્ટીટયુટ (લંડન) માં બાંધવાને આપેલા.... ... | ૨,૦૦,૦૦૦ |
| નામદાર ગવરનર લોરડ લેમીંગટનને સને ૧૯૦૭ માં તેમની રવાનગી વખતે આપેલા તેમાંથી તે નામદારે નીચે મુજબ વેહેંચી આપેલા.<br>પ્રીનસ ઓફ વેલ્સ મ્યુઝીયમમાં. ... ... ... રૂ ૫૦,૦૦૦<br>કામા ઈસ્પીટાલમાં. ... ... ... ... ,, ૪૫,૦૦૦<br>એડમ વાયલી ઇસ્પીટાલમાં. ... ... ... ,, ૫,૦૦૦ | ૧,૦૦,૦૦૦ |
| સર કા૦ જા૦ આંખની ઈસ્પીટાલમાં વારડ બાંધવા ... ... ... | ૩૦,૦૦૦ |
| સર કા૦ જા૦ ગરલ સ્કુલ (મુંબઈ) ... ... ... ... ... | ૧૨,૦૦૦ |
| સર કા૦ જાંગીરનાં ઉઠીઆણામાં જુદા જુદા પારસી ધરમખાતામાં આપેલા ... | ૧૦,૦૦૦ |
| વેલાતમાં ગંભીર માંદગીમાંથી ફારેગ થયા તેની સુકર ગુજારીમાં પારસી ફંડોમાં આપ્યા | ૧૦,૦૦૦ |
| સર કા૦ જા૦ ગનદેવી સ્કુલ ... ... ... ... ... ... | ૭,૦૦૦ |
| એલફીનસ્ટન કોલેજ લાઈબ્રેરીમાં ફરનીચર મુકાવયું તેના... ... ... | ૫,૦૦૦ |
| મુંબઇ યુનીવરસીટીમાં એ૦ મી૦ ગીબસનાં નામનું ઇનામ સ્થાપવા... ... | ૫,૦૦૦ |
| સર કા૦ જાં૦ નવસારી સ્કુલ જુબીલી ફંડમાં ... ... ... ... | ૩,૦૦૦ |
| પારસી પલેગ રીલીફ ફંડમાં ... ... ... ... ... ... | ૨,૫૦૦ |
| સર કા૦ જાં૦ નવશારી મદરેશામાં ... ... ... ... ... | ૨,૦૦૦ |
| મુંબઈ ઇલાકાના દુકાલ ફંડમાં ... ... ... ... ... | ૨,૦૦૦ |
| પારસી સુવાવડખાનાની ઈસ્પીટાલમાં ... ... ... ... ... | ૧,૦૦૦ |
| સર દીનશા મા૦ પીટીટ (પહેલા) મેમોરીયલ ફંડ ... ... ... ... | ૧,૦૦૦ |
| પારસી ગરલસ એસોશીએશન ફંડ ... ... ... ... ... | ૧,૦૦૦ |
| કુવીન વીકટોરીઆ મેમોરીયલ હોલમાં (કલકતા) ... ... ... ... | ૧,૦૦૦ |
| સર લારન્સ જેનકીનસ મેમોરીયલ ફંડમાં ... ... ... ... | ૧,૦૦૦ |
| ડા૦ માસીના હાસ્પીટાલમાં ... ... ... ... ... ... | ૧,૦૦૦ |
| પારસી જનરલ હાસ્પીટાલમાં ... ... ... ... ... ... | ૧,૦૦૦ |

| | |
|---|---|
| એકવર્થ લેપર હોમ ફંડ ... ... ... ... ... ... | ૫૦૦ |
| લીવરપુલની ગરમ મુલકોના દરદોની શોધ કરવાના ફંડમાં ... ... ... | ૫૦૦ |
| સર જમશેદજી જીજીભાઈ (ત્રીજા) મેમોરીયલ ફંડ... ... ... ... | ૫૦૦ |
| શેઠ ખરશેદજી ફરદુનજી મેમોરીયલ ફંડ ... ... ... ... ... | ૫૦૦ |
| શેઠ નશરવાનજી મા૦ પીટીટ મેમોરીયલ ફંડ ... ... ... ... | ૫૦૦ |
| સર વીલીઅમ વેડરબરન ટેસ્ટીમોનીયલ ફંડ ... ... ... ... | ૫૦૦ |
| પારસી જીમખાના ફંડ. ... ... ... ... ... ... | ૫૦૦ |
| મી૦ દાદાભાઇ નવરોજી ટેસ્ટીમોનીયલ ફંડ ... ... ... ... | ૫૦૦ |
| સર જોરજ બરડવુદ બસ્ટ ફંડ ... ... ... ... ... | ૫૦૦ |
| ડા૦ બ્લેની મેમોરીયલ ફંડ ... ... ... ... ... ... | ૫૦૦ |
| સર જે૦ જે૦ હોસ્પીટાલ નરસીંગ ફંડ ... ... ... ... ... | ૫૦૦ |
| ઇચ્છાપોર પુલ બાંધવાના ફંડમાં ... ... ... ... ... | ૫૦૦ |
| મેડીકલ કોનફરનસ ફંડ ... ... ... ... ... ... | ૫૦૦ |
| સનડરી ચેરીટી રૂ. ૫૦૦) ની અંદર ... ... ... ... ... | ૬,૬૫૦ |
| | ૧૧,૩૩,૬૫૦ |
| પારસી પંચાયતને બક્ષીશ કીધેલી જમીન જેની હાલની કીંમત આગલ પાછલની જમીન જોતાં રૂ. ૧,૦૦,૦૦૦) ની થવા જાય છે તેની કીંમત આએ લીસ્ટમાં. | ૫૦,૦૦૦ |
| એકંદર રૂ. | ૧૧,૮૩,૬૫૦ |

આપણા ટોલાના આ ત્રીજા બેરોનેટ ઉમરાવને આ વિષયમાં અમે જો કે તેમનાં જનમ નામ "જહાંગીર કાવશજી રેડીમની" થી લખ્યા યા જણાવ્યા છે, તો પણ અત્રે યાદ આપવી જોઈએ કે, બેરોનેટ થયા પછી તેઓએ એ નામને બદલે પોતાના મરહુમ મુરબ્બીનું મુબારક નામ ધારણ કરી પોતાને "કાવસજી જેહાંગીર રેડીમની" નાં નામે ઓલખાવવાનું પસંદ કરયું છે, અને તેમ કરીને પોતાનાં વડીલનાં નામને હંમેશને માટે અમર રાખ્યું છે. એઓ જાતે બાહોશ, ઉંચી કેલવણી પામેલા, સુધરેલા વિચારના, અને તે સાથે ધર્મી એતેકાદના છે, અને અનેકવાર વેલાતની મુસાફરી તથા દુન્યાના જુદા જુદા ભાગોના લંબાણ પ્રવાશ કરી, પોતાનાં જ્ઞાન તથા અનુભવમાં બહોલો વધારો કર્યો છે. એમની જીંદગી તથા કારકીર્દી જેમ સખાવતના ઝરાથી તેમ ઘણા અગત્યના બનાવોથી ભરપુર તથા ફલદ્રુપ છે, જે તેમનાં આ જોડેના જન્મ ચરિત્રના સારથી વાંચનારાઓને જાણમાં આવશે. એવોએ એ પરમાણે પોતાનાં બદલેલાં નામને માટે જે જાહેર નોટીશ મુંબઇના શરકારી ગેઝેટમાં તથા બીજાં વરતમાન પત્રોમાં પરગટ કરી છે તે આ મુજબની છે:—

"NOTICE—ખબર—હું હેઠળ સહી કરનાર જહાંગીર કાવસજી જહાંગીર મલબાર હીલ ઉપર આવેલાં રેડીમની હાઉસ મધે રહું છું તે જે સઘળાઓને લાગતું વળગતું હોય તેઓને અતરેથી જાહેર કરૂં છું કે જહાંગીર કાવસજી જહાંગીર અને જે૦ કાવસજી જહાંગીરનાં નામો જે મેં અત્યાર સુધી ધારણ કરયાં હતાં તેને બદલે મેં પોતે કાવસજી જહાંગીરનું નામ ધારણ કરયું છે અને હવે પછી સઘળે વખતે કાવસજી જહાંગીરના નામથી ઓળખાઇશ અને હરકોઇ સઘળા પ્રસંગોએ હું મારા પોતાનું તેજ નામ આપીશ, ધારણ કરીશ અને લખીશ. જે૦ કાવશજી જહાંગીર."

સર જાહાંગીર કાવશજી રેડીમનીની સેહાદી લેડી બાઈ ધનબાઈજી તે આપણી ટાપુનાં એક માંનવંત અને વીખ્યાત કુટુંબનાં નખીરી બાઇ ધનબાઇજી તે શેઠ અરદેશર હોરમજી વાહડયાજીનાં બેટી સાથે રોજ ૨ જો માહા ૭ મો શને ૧૨૪૫ યઝદેજરદી, તારીખ ૨૦ મી મારચ

૧૮૭૬, સંવત ૧૯૩૨ ના ફાગણ વદ ૧૦ ને સોમવારને દીને થઇ હતી જેનાં પરતાપથી એમને એક બેટો શેઠ કાવસજી જેવણનો જનમ રોજ ૨૮ મો માહા ૫ મો સને ૧૨૪૮ યઝદેજરદી, તા૦ ૧૪ મી ફેબરવારી ૧૮૭૯, સવંત ૧૯૫૩ ના માહા વદ ૮ ને શુકરવારે થયો હતો તેવણ હવડાં પોતાની ઓગણત્રીસ વરશની ઉમરે જવાંન જીંદગી ગુજારે છે, તેવણ તથા બે બેટીઓ મલીને એમને ત્રણ ફરજંદોની વરધી થઈ છે. આ એક પુરા ચંચલ જેહનનાં બેટા શેઠ કાવસજીને તથા તેમનાં માંનવંત પીતાને યાને બંને બાપ બેટાને આ ટુક હેવાલોની આખરીએ આપણ ખરાં જીગરથી મુબારકબાદી ઇચ્છીશું અને ચાહીશું કે આ માનવંત ખેતાબ લાંબી મુદત વેર ભોગવીને પોતાનાં નામવર કુલને દીપાયમાન કરવા સાથે તથા બીજા ઘણુંક પ્રમારથી કાંમો બજાવીને પોતાની કોમ અને પ્રજાનું હીત મેલવવા ખરા ભાયગશાલી નીવડો—આમીન !

## લેડી ધનબાઇની જાહેર કારકીરદી.

ઉપર કહેલાં સર જાહાંગીર સાથે શેહાદીથી જોડાયલાં ભલાં અને નેક મોહોરદાર લેડી ધનબાઇજીની જાહેર કારકીરદીબી ખરેજ વખાંણને પાત્ર નીવડી છે; કે જેવાં એક સદગુણી બાઇનો સંબંધ જોડાયા વગર આ જનમ ચરીત્ર પરીપુરણ ગણાતુ નથી; અને તેથી લેડી ધનબાઇને લગતી જે ટુંક હકીકત અતરે જણાવવી દરશત ધારીએ છે, તે ઉપરથી જણાશે કે લેડી ધનબાઇ જેમ એક માતબર તથા સખી શાસરીયાના માનવંત વહુ છે, તેમ તેવાંજ એક શ્રીમંત તથા પરમાર્થી મહીરાં ઘરના માનવંત પુત્રી પણ છે. મરહુમ માનવંત સખીદસ્ત શેઠ અરદેશર હોરમજજી વઢાડયાનાં તેઓ પુત્રી થાય છે, એવણનો જનમ રોજ ૧૪ મો માહા ૩ જો સને ૧૨૩૦ યઝદેજરદી, તા૦ ૬ ડી ડીસેમબર ૧૮૬૦, સંવત ૧૯૧૭ ના કારતક વદ ૮ ને ભેસપતવારે થયો હતો. એ રીતે તેઓ જન્મથીજ મોટાઇ, માન, સુખ તથા જાહોજલાલીનો ઇર્ષા કરવા જોગ વારસો પામેલાં છે. તેઓ જાતે બાહોશ-ગુજરાતી સાથે અંગ્રેજી ઉંચી કેલવણી પામેલાં, સુધરેલા વિચારનાં, ઘર, મંડલ તથા સોસાયટીને સણગાર આપનારાં "એકોમ્પલીશડ લેડી" છે, અને "મોટે ઘરનાં બાઈ સાહેબ"ની પેઠે આઇતાંપર કોઇટું મારી ફકત એશ આરામ તથા આલસાઇ ટેંહકરાઈમાં જીંદગી ન ગુમાવતાં, પોતાના માતબર ખાવીંદના બહોલા વહિવટમાં "એકટીવ" ભાગ લેવા સાથે બાનુઓને બરનાં લોકોપયોગી કામોમાં આગેવાન ભાગ લઇ પોતાની જીંદગીનો રૂડો ઉપયોગ કરે છે. જાતે તેઓ દયાલુ ને પરમાર્થી છે, અને પોતે સખાવત કરવા ઉપરાંત પોતાના ખાવીંદને તેમનાં સખાવતી કામમાં સરસ સલાહ તથા ઉતેજન આપતાં રહે છે. કહે છે કે, સર જેહાંગીરની ઘણીક સખાવત તેમનાં ભલાં મોહરદારની રૂડી સલાહને આભારી છે. બાનુઓને લાયકની લગભગ સર્વે જાહેર હીલચાલોમાં ભાગ લેવા છતાં, લેડી ધનબાઈ પોતાની કોમનું કલ્યાણ હંમેશ હઇડે રાખે છે. સુધરેલા વિચારનાં, સુધરેલાં મંડલોમાં ફરનારા યુરોપ્યનોના સમાગમોમાં પુરતી રીતે આવેલાં તથા સુધરેલા દેશોમાં ફરેલાં અને વસેલાં છતાં તેઓએ પોતામાં પારસીપણું, પારસી ખાસીઅત તથા કોમ અભીમાન સરસ રીતે જાલવી રાખ્યાં છે. એટલુંજ નહી પણ તેઓ ધરમચુસ્ત છે, અને ધરમનાં ક્રિયા ભણતરો તરફ પણ એવો ભકતીભાવ રાખે છે, કે જેવો ભકતીભાવ એવી સ્થીતીનાં બીજા પારસી બાઇઓમાં આજે કવચીતજ જોવામાં આવે છે. અંગ્રેજી ભણી સુધરેલા બનેલા કેટલાક પારસી ગ્રહસ્થો તથા બાનુઓ જયારે સુધારાનાં નામની ખોટી ધુંઇમાં પોતાના ધર્મના પવિત્ર કેબલાને સદંતર વિસારી બેઠેલાં જણાય છે, ત્યારે આ ખરેખરાં સુધરેલાં બાનું પોતાના આ માંનવત કેબલા તરફ એટલું માન તથા જાનફેશાની ધરાવે છે, કે જયારે પોતે વેલાત જાય છે અને ત્યાંથી પાછાં ફરે છે ત્યારે પ્રથમ આતશબેહરામ જઈ પાક કેબલાને નમન કરવાની પોતાની પહેલી ફરજ વિચારે છે. તેમની જીંદગી, તેમની રહેણી કરણી, તેમની જાહેર કારકીર્દી, તેમની સખાવત તથા તેમની લાયકી ખરેજ નમુનેદાર, અને બીજી પારસી બાનુઓ માટે નકલ કરવા જોગ છે.

લેડી જાંહાંગીર ઉપયોગી કામોમાં અને માંનવંતા મેલાવડાઓમાં કેવાં નામવર નીવડે છે, તેનો માત્ર એકજ મુખય દાખલો આપવો બસ છે. શને ૧૯૦૫ના નવેમબર માશની ૯ મી તારીખે આપણી ટાપુમાં આપણાં નામવર બ્રિટીશ રાજયનાં પાટવી કુવર પ્રીનસ આફ વેલશ શાહાજાદા યાને ભવીશનો રાજા પોતાની નામવર મોહોરદાર સાથે આવી ઉતરયાં હતાં; તે દરમેઆન નામવર પ્રીનશેશ આફ વેલ્સને માટે મુંબઈનાં ટાઉન હાલમાં આપણી ટાપુની જુદી જુદી કોમની બાનુઓએ એક જાહેર મેલાવડો તા૦ ૧૮ મી નવેમબરને દીને કરીને તે નામવર બાનુને જુદાં જુદાં માનપત્રો આપ્યાં હતાં—તે વેલા તે માટેની નેમાયલી કમીટીમાં લેડી ધનબાઇને બીજા મલતાં સેકરેટરી નેમવામાં આવ્યાં હતાં-તે તેમનાં હોધાની રૂહે ટાઉન હાલનો શણગાર અને બીજી સરવે ગોઠવણો હેવી કરી હતી કે તેવા ફતેહમંદ મેલાવડાને માટે તથા કીમેલી સઘલી ગોઠવણને માટે લેડી ધનબાઇએ એટલી વખાંણ મેલવી હતી કે—નામદાર પ્રીનસેસે લેડી ધનબાઈ ઉપર ખાસ એક પત્ર લખાવીને જણાવ્યું હતું કે—"ટાઉન હાલમાં થયલા મેલાવડાથી તેમજ ભેટ આપવામાં આવેલી આલબમની જે શમજ તેવોએ તે નામદારને પાડી હતી, તેથી તે નામદારને ઘણી ખુશી ઉપજી હતી—જે હમો સદા યાદ કરતાં રહીશું." એજ મેલાવડાનો હેવાલ મુંબઇ ગેજેટનાં લંડનનાં ખબર પત્રીએ લખી મોકલતાં તો હેવું લખ્યું હતું કે:—"ઉપલા બાનુઓના મેલાવડા વખતે તેને ફતેહમંદ બનાવા માટે લેડી જાંહાંગીરે જે કીમતી મદદ આપી હતી. તે માટે તેવો મુંબઇનાં રાંણી તરીકે ઓલખાવા જોઇએ." લેડી ધનબાઈનાં હાથમાં આ મેલાવડાનો સઘલો કારભાર હતો, તેથી જો પારશી બાનુ-ઓનું માનપત્ર તેવો પોતે વાંચવા ઉભાં રેહતે તો કરી શકતે, પણ પોતે મોટું મન કરીને અને પોતાનું રેડીમની કુટંબ જે આસનાથી સર જમશેદજી જીજીભાઇ બેરોનેટનાં કુટંબ તરફ હમેશ જોતું આવ્યું છે, તે તરીકા મુજબ આ પોતાને હસતેકનું માનપત્ર નામવર પ્રીનસેસની આગલ વાંચવાનું માન સર જમશેદજી જીજીભાઇ ચોથા બેરોનેટનાં મોહોરદાર લેડી જમશેદજીને આપયું હતું—જેવોએ પોતાના બેટી મીસીસ જરબાઇ જાંહાંગીરજી દાવર પાસે વંચાવ્યું હતું. એ રીતે લેડી જાંહાંગીરે પોતાનો મોટો દીલગુરદો અને ખરો ખાલેશ ખવાશ બતલાવી આપયો હતો. એ રીતે પારસી કોમને લગતા એક મુંબઈનાં મોટા મેલાવડાનું માન લેડી જાંહાંગીરે મેલવયું હતું. તેમ એક ઉમરાવ શેહેરી બાનું તરીકે પોતાની હમજાત ઉપરાંત પરકોમમાં પણ તેઓ મોટું માન ધરાવે છે, જેનો ઘણો જાણવા જોગ દાખલો ગયા નાટાલના તેહવારપર શુરત ખાતે બન્યો હતો, તે એ કે લેડી ધનબાઇ જાંહાંગીર કાવશજી રેડીમનીને ૧૯૦૭ ના ડીસેમબર માસમાં સુરત ખાતે ભરાયલી હીંદી નેશનલ કોનગ્રેશ પ્રસંગે મલેલી બાનુઓની "ભારત મહીલા પરીસદ" ના પ્રમુખ નેમવામાં આવયાથી એવણ અતરેથી તા૦ ૨૯ મી ડીસેમબરે સુરત ગયાં હતાં. જ્યાં લેડી ધન-બાઇને સારો આવકાર આપી ઘણું માન આપવામાં આવયું હતું. તેમજ લેડી ધનબાઈનાં માનમાં એક ઇવનીંગ પારટીનો મેલાવડો મીસીસ ધનબાઇ કાવશજી મોદી તથા મીસીસ બરજોરજી એદલજી મોદી તરફથી મોદીજીવાલા દરીયાઇ મેહલમાં તા૦ ૩૧ મી ડીશેમબરને દીને કરવામાં આવ્યો હતો. હાજર રહેલાઓએ રીફ્રેશમેન્ટ લીધા પછી સરવેનો ફોટો પાડવા બાદ મેલાવડો વીસરજન થયો હતો. ઉપલી સરવે જાત ન્યાતની બાનુઓની મહાન "મહીલા પરીપદ" નું પ્રમુખપદ લેડી ધન-બાઇનેજ અરપણ કરવામાં આવયું હતું, અને જે મોટું પદ તેમણે પોતાનાં કાબેલીઅત ભરેલા સુભાખીત ભાપણ તથા ઉંચી કુનેહથી સરવની વાખવાખી વચે બજાવ્યું હતું.

હાવી ઝલકતી કારકીરદીનાં, કુલદીપક, પરમાર્થી એવાં એક જોડાં માટે પારસી જરથો-સ્તીઓ માન તથા મગરરી લેય એ સ્વભાવીક છે. સર જેહાંગીર કાવસજી રેડીમનીને બેરો-નેટનો ખેતાબ મલવાની વધાઇ ફેલાતાંજ પારસી કોમમાં ખુશહાલી ફેલાઇ રહી હતી; એટલુંજ નહી પણ પરકોમોમાં પણ સંતોપની લાગણી પ્રગટેલી જણાઈ હતી, અને તે તેમને મુબારક-બાદીના સંદેશાઓ, માનપત્રો વગેરે મોકલીને જાહેર કરવામાં આવી હતી, જેની વીગત હેઠલ

આપવામાં આવી છે. અમે જીગરથી દુવા ચાહિયે છયે, અને તે દુવા કાંઇજ નહી પણ આખી પારસી જરથોસ્તી કોમની દુવાનો પડઘો છે, કે સર તથા લેડી કાવસજી જેહાંગીર તેમજ તેમના એક પુરા બેટા પણ પુર સુખાકારી તથા જાહોજલાલી સાથ લાંબી જીંદગી જીવો, અને કોમ તથા દેશનાં કલ્યાણનાં જીઆદે કામો કરી કોમ, પ્રજા તથા સરકાર દરબાર તરફનાં માન અકરામ વધુ ને વધુ પામતા રહો—આમીન !

---

## સર જાંહાંગીર કાવશજી બેરોનેટને મલેલા ખેતાબ માટે મલેલી મુબારકબાદીઓ અને થયલા ખાંનપાંનનાં મેલાવડાઓ—ઇત્યાદીની વીગત:—

નામદાર ગવરનર તરફની મુબારકબાદી—સર કાવસજી જેહાંગીરને નામદાર શેહેનશાહે બેરોનેટસીના મોટાં માનથી નવાજયા તે વીશે નામદાર ગવરનરે તેવણને નીચે મુજબ મુબારકબાદી આપી છે:—

"વાહાલા સર કાવસજી જેહાંગીર, તમોએ તથા તમારા પ્રખ્યાત પીતાએ જે જાહેર સખાવતો કરી છે તેની પીછાણમાં નામદાર શેહેનશાહે બેરોનેટસીનું માન તમને આપયું છે તે માટે હું તમને દીલોજાનભરી મુબારકબાદી આપું છું. આ બીના જાહેર કરતાં મને મોટી ખુશાલી ઉપજે છે અને હું દીલોજાનથી લેડી જહાંગીરને તથા તમને લાંબા આયુશય અને સુખી જીંદગી ઇચ્છું છું. હું છું તમારો વીશવાસુ, (સહી) જી. એસ. કલારક."

ત્રાન્સવાલનાં ડરબન શેહેરની પારસી અનજુમનની એક સભા તા૦ ૮ મી જુને મી૦ અરદેશર એફ. બેગમે ખાણું આપવા માટે મલી હતી; ત્યાં માનવંતા પારસી આગેવાન સર કાવસજી જાહાંગીરને મલેલા બેરોનેટનાં ખેતાબ માટે ખુશાલી બતલાવવામાં આવી હતી.

પુણા, તા૦ ૨૬ મી જુનનાં મલેલા સંદેસામાં જણાવયું હતું કે આજે ઘણાક ગ્રહસથોની મોટી સંખયા રેડીમની વીલામાં નવા પારસી બેરોનેટ સર કાવસજી જહાંગીરને મુબારકબાદી આપવાને હાજર થઈ હતી. હીંદુસતાનના સઘળા ભાગોમાથી તથા ઇંગલંડથી પણ મુબારકબાદીના તારના સંદેશાઓનો ઢગ આવી પડયો હતો. નામદાર ગવરનરે પણ મુબારકબાદીનો પત્ર લખી તેમની અને તેમના પીતાની મોટી સખાવતોનાં વખાણ કરયા હતાં, કે જે સખાવતનો આંકડો ૩૦ લાખ કરતાં વધુનો થાય છે.

મુંબઇની મયુનીસીપલ કોરપોરેશનની એક સભા તા૦ ૨૯ મી જુનની બપોરે ૩ કલાકે મયુનીસીપલ કાઉનસીલ હોલમાં ઓ૦ મી૦ જી. ઓ. ડબલ્યુ. ડનના પ્રમુખપણા હેઠળ મલી હતી, જે વેલા સભાની શરૂઆતમાં પ્રમુખ આ૦ મી૦ ડને જણાવયું કે, આજની સભાનું કામ શરૂ કરવા આગમચ આપણને એક ખુશાલીભરી ફરજ બજાવવાની છે. સર વીઠલદાસ દામોદર ઠાકરસીને મલેલા સર નાઇટના ખેતાબ વીશે જણાવ્યા પછે તેઓ બોલ્યા કે આપણે વલી એ ઉપરાંત આપણા ગોઠીયા મી૦ કાવસજી જહાંગીરને મુબારકબાદી આપવાની છે કે જેવણના પીતાજીને બેરોનેટસીથી નામદાર સરકારે નવાજયા છે. મી૦ કાવસજી ભવીશયના એક બેરોનેટ છે અને તેવણે અતયાર આગમચ પોતાની ઉપયોગી સેવાથી ઘણી સારી કીરતી હાંસલ કીધી છે. (તાલીઓ.)"

પુના લેડીઝ કલબમાં થયલો મેળાવડો—સર જેહાંગીર કાવસજી જેહાંગીર બેરોનેટના માનમાં તા૦ ૨૭ મી જુલાઇની રાત્રે પુનાની લેડીઝ કલબમાં એક ખાણું આપવામાં આવયું હતું, જે વેળાએ મકાનને કીટસન લાઇટ તેમજ રંગબેરંગી બતીઓ તથા જાતજાતનાં ફુલોથી શણગારવામાં આવયું હતું. આ ખાણું નામદાર શેહેનશાહની વરસગાંઠની ખુશાલીમાં સર જેહાંગીરને બેરોનેટનાં મોટાં માનની પીછાણમાં આપવામાં આવયું હતું.—પચાસ પરોણાઓ માટે ટેબલ બીછાવવામાં આવી હતી. યુરોપીઅન, પારસી, હીંદુ, મુસલમાન સઘલાઓની હાજરીથી દેખાવ અસાધારણ થયો હતો અને દરેક જણે ખાણાંને સારો ઇનસાફ આપયો. આ ખાણું લેડીઝ કલબનું પેહેલુંજ હતું અને તે ફતેહમંદ નીવડયું હતું. સોમરસેટ લાઇટ ઇનફનટરીનું બેંડ હાજર હતું અને તેણે બહુ ઠીક ગમત આપી હતી. હાજર રહેલાંઓ રાત્રે ૮–૩૦ કલાકે ખાણાં ઉપર બેઠા હતાં અને

પ્રમુખસથાને આ૦ મી૦ મયુર મેકેનઝી બીરાજયા હતા. આ ખાણાં ઉપર ઘણીક પારસી તેમજ યુરોપીઅન બાનુઓ અને એક ઇસ્લામી બાનુએ હાજરી આપી હતી. ખાણું પુરૂં થતાં પ્રમુખે પેહેલી સલામતી નામદાર શેહેનશાહની લેવાડી હતી. પ્રમુખે નામદાર શેહેનશાહની સલામતી લેતાં જણાવયું હતું કે આ વખતે આજના જેવા તદન વફાદાર સાંભળનારાઓને જોઈને તેવણુને ઘણી ખુશાલી ઉપજી હતી. પરોણાઓએ આ સલામતીનો ઉભા થઇને જવાબ વાળયો હતો જયારે બેનડે નેશનલ એનથેમના સરોદો વગાડયા હતા.

આ૦ મી૦ મયુર મેકેનઝીએ સર જેહાંગીરની લેવાડેલી સલામતી—પ્રમુખ આ૦ મી૦ મયુર મેકેનઝીએ તે દીવસની પરોણાઓની સલામતી લેવાડી હતી, જેમ કરતાં તેવણે જણાવયું હતું કે આજના દીવસે તેવણુને આપણા મીત્રોને માન આપવાના મેળાવડા ઉપર પ્રમુખસથાને બીરાજતાં ખુશાલી ઉપજી હતી અને સર જેહાંગીર અને લેડી જેહાંગીરને તેવણ પોતાના વહાલા મીત્રોમાં ગણવાને હમેશાં ખુશી હતા. નામદાર શેહેનશાહે તેવણ ઉપર બેરોનેટનો બક્ષેલો એલકાબ તદન વાજબી હતો. સર જેહાંગીર પોતાના પીતાને પગલે ચાલતા હતા, કે જેવણનું નામ સખાવત માટે ઘરગતુ થયું હતું. બાપ બેટાઓ વચયેનો આંકડો સાથે લેતાં તેઓએ સારા અને સખાવતી કામોમાં લખો રૂપયા આપયા હતા અને તે સખાવત જો હું ગણાવવા બેસું તો કલાકોના કલાકો નીકળી જાય. પ્રમુખે તયારબાદ સર જેહાંગીરની શેહેરી તરીકે ઉમંગી જીંદગીના વખાણ કરયાં અને જણાવયું કે તેવણુ જાણુતા હતા કે થોડા વખતમાં તેવણુ નામ કહાડશે. તેવણે તયારબાદ તે દીવસે થયેલા મેળાવડા માટે ખુશાલી બતલાવી અને જણાવયું કે આવા મેલાવડાથી કોમ કોમોનો તફાવત દુર થઈ જશે. તેવણે જણાવયું કે બીજાઓ ગમે તે ધારે પણ તેવણ માનતા હતા કે એક સારાં ખાણાથી એક બીજે સંબંધ વધુ મજબુત થતો હતો. તેવણે એવી ઇચછા દેખાડી હતી કે ભવીશયમાં આ કલબમાં એવાં સંખયાબંધ ખાણાઓ થાય કે જે જુદી જુદી કોમોને એકત્ર કરવાનું સાંધણુ છે અને મારે કેહેવું જોઇએ કે આ કામ પાર ઉતારવામાં મીસીસ અલીઅકબરનું દીલસોઝ હદ્દુ જોખમદાર છે. તયારબાદ તેવણે લેવાડેલી સલામતી સઘળાઓએ ઉલટ સાથે નોશ કરી હતી.

સર જેહાંગીર કાવસજીએ વાળેલો જવાબ—સર જેહાંગીર કાવશજી જેહાંગીરે ઉપલી સલામતીનો જવાબ વાળતાં જણાવયું કે આ કલબના સભાસદોએ લેડી જેહાંગીર અને મને આજે ખાણાં ઉપર નોતરવા માટે હું તમારો આભાર માનું છું. મને ભાશણો કરવાની ટેવ નહી હોવાથી જો હું બરાબર જવાબ વાળી નહી શકુ તો તે મારી લાગણીની ખુટને લીધે નહી પણ મારી પાસેના પુરતા શબદોની ગેરહાજરીને લીધે હતું. આ૦ મી૦ મયુર મેકેનઝીએ તેવણ અને તેવણના પીતા માટે ઘણા માયાકુળ શબદો કહયા હતા, તે માટે સર જેહાંગીરે બોલતાં જણાવયું કે હું તે શબદોને અરધો પણ લાયક ન હતો. મેં મારા પીતાને પગલે ચાલીને રેડીમની ખાનદાનની આબરૂ જાળવવાને હમેશાં કોશેશ કરી હતી, અને મને આશા છે કે થોડાંક વરસો જતાં નામદાર શેહેનશાહે મારા ઉપર કરેલા મોટા એલકાબની નવાજેશને લાયક સાબેત કરવાને હું શકતીવાન થઈશ.

હીંદી અને ઇંગ્રેજ બાનુઓના સરાસરી મેળાવડામાં હાજર થવામાં હું માન અને મોજ લેખતો હતો કે જયાં રાજયકરતા અને રઇયત વચે સારી લાગણી હસતી ધરાવતી હતી. આ કલબ મીસીસ મયુર મેકેનઝીએ શરૂ કરી હતી. એટલુંજ નહી પણ તેની ફતેહ પણ તેવણુને આભારી હતી. તેવણની ગેરહાજરી માટે આપણ સઘળાં દલગીર છીએ પણ તેવણના પાછા ફરવાની આતુરતાથી રાહ જોઇએ છીએ. ઝનાનાવાલી બાનુઓ પણ આ કલબ માટે તેવણના આભારી હતાં. મારી ખાત્રી હતી કે આ વીચારો દરેક સભાસદ ધરાવતાં હતાં. છેવટે હું લેડી જેહાંગીર અને મારી તરફથી તમારી મેહેરબાની માટે આભાર માનું છું.

સરદાર નવરોજી પદમજીએ પ્રમુખનો માનેલો આભાર—સરદાર નવરોજી પદમજીએ પ્રમુખની સલામતી લેવાડી હતી જેમ કરતાં તેવણે જણાવયું કે તેવણે પોતાની અનેક રોકાણો છતાં આજે અત્રે

હાજર થઈ આપણા ઉપર મેહેરબાની કરી છે. એક પારસી બેરોનેટને માન આપવામાં તેવણે હાજરી આપવા માટે હુ તેવણનો એક પારસી દાખલ આભાર માનું છું. આ૦ મી૦ મયુર મેકેનઝી આજના મેળાવડાનું પ્રમુખસથાન લે એ વાજબી હતું, કારણકે મીસીસ મયુર મેકેનઝીની મેહેનતના પરીણામે આ કલબ હસતીમાં આવી હતી. આ૦ મી૦ મયુર મેકેનઝી આ કલબમાં ઘણાક સાથ ઉમંગથી ભાગ લેતા હતા અને તેવણ કલબના જવાન અને બુઢા સઘળાઓ સાથે છુટથી વાત કરતા માલુમ પડતા હતા. તેવણ એક શાંત મગજના અને નરમાશવાળા સદ્ગ્રહસ્થ હતા. આ સલામતીનો ઉલટભરયો જવાબ વાળવામાં આવયો હતો; બાદ મેળાવડા વીસરજન થયો હતો.

મુંબઈની એશીયન કલબે આપેલું ખાણું—સર કાવસજી જહાંગીરને બેરોનેટનો માનવંત ખેતાબ મળવાથી તેઓના માનમાં અત્રેની પારસી કુટુંબોની એશીયન કલબે એક મોટું ખાણું આપયું હતું. આ વખતે એપોલો ઉપરના એ કલબના મકાનને સુંદર રોશનીથી સણગારવામાં આવયું હતું.

સર કાવસજી પોતાનાં બાનુ અને કુટુંબ સાથ આવતાં તેઓને કલબના પ્રમુખ સર દીનશાહ માણેકજી અને સેકરેટરી મી૦ પાંઉવાળા તથા બીજાઓએ આવકાર આપયો હતો. કેટલોક વખત સુધી અરસપરસ મુલાકાત થવા બાદ સઘળાંઓ ખાણાં ઉપર બેઠાં હતાં—જે પુરૂં થતાં સરનશીન સર દીનશાહે નામદાર શેહેનશાહ અને કુટુંબની સલામતી લેવાડી હતી, જે પછી સર કાવસજી જહાંગીરની સલામતી તાલીઓ વચે લેવાડતાં તેઓના મરહુમ પીતા સર કાવસજી જહાંગીર નાઇટની સખાવતના વખાણ કરી જણાવયું હતું કે સર કાવસજી જહાંગીર જેઓ બેરોનેટસીનો ઉંચો ખેતાબ મેળવવાને નસીબવંત નીવડયા છે તેઓ પણ પોતના મરહુમ પીતાને પગલે ચાલે છે, અને સખાવતનાં કામો કરે છે તથા કેળવણીને ઉતેજન આપે છે. આપણી દુવા છે કે સર કાવસજી જહાંગીર પોતાના કુટુંબ સહીત લાંબી જીંદગી, તનદરોસતી અને આબાદી સાથ ભોગવે (ખુશાલીના અવાજો.)

સર કાવસજી જહાંગીર સલામતીના જવાબમાં બોલ્યા હતા કે સર દીનશાહ, બાનુઓ અને ગ્રહસથો તમોએ આજે આપેલાં માન માટે લેડી જહાંગીર, મારાં છોકરાંઓ અને મારા તરફથી હું તમારો ખરાં દીલથી ઉપકાર માનું છું. આગળ બીજે ઠેકાણે હું બોલ્યો છું તેમ ખાણા પછી ભાશણ કરવાનું મને પસંદ નથી તેથી જો બરાબર તમારો ઘટતો ઉપકાર નહી માની શકું તો તે મારા તરફની લાગણી નહી સમજવી પણ ઘટતા શબદોની ખામી સમજવી. સર દીનશાહે મારે માટે ઘણા માયા કુલ શબદો વાપરયા છે પણ હું કહું છું કે તેના અરધા ભાગને પણ હું લાયક નથી. મારા મરહુમ પીતા સર કાવસજીના પગલે ચાલવાને અને મારાં રેડીમનીના કુટુંબની રીરતી પ્રમાણે ચલાવાની મેં હમેશ કોશેશ કરી છે. પણ જેમ વખત જતો જશે તેમ નામદાર શહેનશાહે મને આપેલા મોટા ખેતાબને લાયકનાં કામો હું કરતો જઈશ એવી હું આશા રાખું છું. (તાલીઓ) આવી એક કલબ જે મુંબઈમાં પહેલીજ છે તેના તરફથી આવું એક માન મળે તે ખુશી થવા જેવું છે. ઘણાં વરસ સુધી આવી એક કલબની પારસીઓને જરૂર હતી અને ઘણાં વરસ સુધી સાંજનો વખત પસાર કરવો મુશકેલ જેવું લાગતું હતું. હમણા આપણને આવી એક કલબ મળી છે જે આબાદ થતી જાય છે. એ કલબના ઘણા ફાયદા છે જે લંબાણથી વરણવવું હમણાં મુશકેલ છે. આગળ આપણે મળતા ભેટતા હતા તેના કરતાં હમણાં આપણે કેટલી બધી વખત મળયે છીયે તેનો ખયાલ કરવાનો છે. આપણી પારસી કોમ નાની છે તે છતાં આપણે એક બીજાને આગળ બરાબર જાણી પણ શકતા નહી હતા પણ આ કલબથી એક બીજાને મળવાના બનાવ વારંવાર બને છે અને મને આશા છે કે વખત જતાં વધારે લાભ આ કલબથી મેળવતા જઇશું. આ કલબે આપણા વચે એવી સંસારી જીંદગી દાખલ કરી છે કે જે આપણી કોમમાં દાખલ થવાની આપણા બાપદાદાઓએ સવપને પણ આશા રાખી નહી હશે. હું જણાવવાને ખુશી છું કે આપણાઓ માંહેલા કેટલાકોએ આ સુધારાના બાબમાં જે શોહા વીચારો બાંધયા હતા તે અંતે તદન નાપાયદાર નીવડયાછે. મારે એક

બાબદ માટે બોલવાની આ તક ખોવી જોઇયે નહી. બેરોનેટસીનો ખેતાબ મેળવનાર પહેલા હીંદી એક પારસી હતા (તાલીઓ) જે બનાવ ૫૦ વરસ આગળ બનયો છે પણ હાલ સુધી કોઇ પારસી ઈંગલંડની ઉમરાવોની સભામાં દાખલ થઇ શકયો નથી. મારા બંને બેરોનેટ ભાઈબંધો શ્રીમંત અને સારી તનદરોસતીવાળા છે જેઓ માટે મારી અંતઃકરણની દુવા છે કે કોઇ દીવસ એવો આવે કે તેઓ પોતાની કારકીરદીથી ઉમરાવપદ ઉપર આવે. (જોસબંધ ખુશાલીના અવાજો.) સર દીનશાહ તમારો અને સેકરેટરી મી० પાઉંવાળા તથા તેઓને મદદ કરનારાઓનો અને બીજા બાનુઓ તથા ગ્રહસથોનો હમોને આપેલાં આ માન માટે ફરીથી એકવાર હું ઉપકાર માનું છું. આ પછી મોડી રાતના મેળાવડો બરખાસત થયો હતો.

સર કાવસજી જાંહગીર બેરોનેટ થયા તેની મુબારકબાદીમાં નવસારીની સર કાવસજી જાંહગીર જરથોસ્તી મદરેસાના શીક્ષકો અને વીદયારથીઓએ માંહોમાંહે ઉઘરાણું કરી એક માનપત્ર જે ઘણુંજ સુંદર રીતે સાટીન ઉપર છાપેલું છે; તે યોગય લેખ સાથના ભપકાવાળા ચાંદીના દાબડામા મુકીને તે સર કાવશજી ઉપર ગયા આગસ્ટ માસમાં મોકલવામાં આવ્યું હતું. તેનો ઘણોજ સભયતાં ભરેલો જવાબ સર કાવસજી તરફથી મોકલવામાં આવ્યો હતો. અને તે સાથે રૂપીઆ ત્રણુસો બખશેસ તરીકે મોકલી એ સ્કુલના વડા શીક્ષકને જણાવયું હતું કે એ રૂપીઆ છોકરાઓના સંબંધમાં ગમે તેવી રીતે વાપરવા.

લંડન ખાતે કદમીઓની પપેતીને દીને યુરોપની પારસી એસોસીએશનની આગેવાની હેઠળ એક મેલાવડો કરવામાં આવ્યો હતો, જે વેળા પ્રમુખ સર એમ. એમ. ભાવનગરીએ જણાવ્યું કે આપણી કોમના સંબંધમાં એક બીજો ખુશાલી ઉપજાવનારો બનાવ બનયો છે, તે એ છે કે સર જેહાંગીર કાવસજી જેહાંગીરને થોડુંક થયું બારોનેટનો ખેતાબ બક્ષવામાં આવયો છે. નામદાર શેહેનશાહે પોતાની હીંદી રઇયત ઉપર હમણા ત્રીજીવાર એ ખેતાબની નવાજેશ કીધી છે, અને તે માટે આપણને ખુશી થવાનું કારણ એ છે કે એ ખેતાબ મેળવનાર ગ્રહસ્થ તે કુટુંબના વડા છે કે જે કુટુંબ મરહુમ સર કાવસજી જેહાંગીરની સખાવતોથી નામીચું થવા પામયું છે. સર કાવસજીએ મેળવેલો ઉંચો દરજ્જો સર જેહાંગીર તથા લેડી જેહાંગીરે નીભાવી રાખ્યો છે, અને તેઓને તથા તેઓના બેટાને તેઓને મળેલાં આ નવાં માન માટે હું આપણી તરફથી મુબારકબાદી આપવાની રજા વઉં છું."

સર કાવસજી જહાંગીર બેરોનેટને એડરેસ તથા ખાણું આપવા માટે પુનામાં મલેલી સભા—પુણાના પારસી, હીંદુ અને મુસલમાનોનો એક મોટો મેળાવડો તા० ૧૮ મી આગસ્ટની સાંજે બુટી હોલમાં ભેગો મળયો હતો, જયાં સર કાવસજી જહાંગીરને નામદાર શેહેનશાહે બેરોનેટનો ખેતાબ બક્ષયો તે માટે તેમને માન આપવાને શું પગલાં ભરવાં તે માટે વીચાર ચલાવવામાં આવયો હતો. સરદાર પદમજી પ્રમુખસથાને બીરાજયા હતા. સર દીનશાહ પીટીટ બેરોનેટ, ડાકટર ભંડારકર, મી० મુદલીયાર અને બીજાઓએ અસરકારક ભાશણો કરી રેડીમની ખાનદાનની સખાવતો માટે ભારે વખાણ કરયાં હતાં. સભામાં એવો ઠરાવ થયો કે સર અને લેડી કાવસજી જહાંગીરને એક ખાણું આપી લાયક એડરેસ આપવું. એ માટે નીચલા ગ્રહસથોની કમીટી નેમવામાં આવી હતી:—સર જમશેદજી, સર દીનશાહ, મી० બમનજી પીટીટ, સરદાર પદમજી, સર કરીમભાઈ, મી० રૂસતમજી બેહેરામજી જીજીભાઈ, મી० નારાયન દવારકાંદાસ સર વીઠલદાસ, સર હરકીસનદાસ, આનરેબલ મી० નવરોજજી વકીલ, દસતુર કેકોબાદ, સરદાર કુપુસવાની, ખાનસાહેબ દોરાબજી બુટી, ખાન બહાદુર દસતુર વગેરે.

પારસી કોમનો અંગ્રેજ સરકારના મનપર પોતાની વફાદારીનો છાપ દર તક મલતી વખતે બેસાડે છે. અને હાલ પણ હીંદુસ્થાનના રાજયમાં કોઈ કોઈ ઠેકાણે નાલાયક કામો થવાથી તેપર ઘટતો તુચ્છકાર નાખવા માટે, તથા હાલના અશાંતીના વખતમાં પારસી કોમ હમેશના જેવીજ સરકાર તરફ વફાદાર છે તે બતલાવવા એજ બારોનેટે મુખ્ય હીલચાલ કીધી છે. આવી રીતે પારસી કોમને જેબ આપનાર દરેક ભલા કામની આગેવાનીમાં એવણ પુરતો ભાગ આપતા રહેશે તેના વધુ પુરાવાની હવે જરૂર નથી.

# મેસરસ બ્રેડબરી બ્રેડીની કુંપની—સાંચાકામના આડત્યા.

સોડાવોટરના દરેક સાઇઝના સાંચાકામના ભાવો આપવામાં આવશે.



# યઝદેજરદી સને ૧૨૭૭ નાં ઝોરાસ્ત્રીયન કેલેનડર ઉપર અપાયલાં વરતમાન પતરોનાં મત.

THE ZOROASTRIAN CALENDAR.—We have been favored with a copy of this Calendar which was issued on the Parsee New Year's Day. It is an elaborate compilation giving all the important events that took place during the past year concerning the Parsee Community and is very neatly got up, and show the keen interest Mr. Muncherji Hosungji Jagosh, Proprietor, Bombay Vartman Press the well-known oldest journalist, has taken and spared no expense or labour to render it a perfect compilation. In short, it is almost a directory and a book of referance for the Parsee Community. A complete list of different donations given in charity, amounting to about Rs. 14,00,000 has been given. Results of various examinations passed by the Community, titles, honors and appointments conferred on them and a complete list of religious and charitable institutions are given therein. It is a very useful and an interesting complainant. The price is Rs. 1-4-0, which is moderate, taking into consideration the maso of information this bulky calendar contains.

*The Daily Telegraph & Deccan Herald,—14th November 1907.*

---

(ઉપલાંનો ગુજરાતી તરજુમો.)

ધી ઝોરાસ્ત્રીયન કેલેનડર—આ કેલેનડર જે પારસીઓના નવા વરસને દીને પ્રગટ થાયચ તેની એક નકલ અમોને મલી છે. આ કેલેનડર પારસીઓને લગતા ગયે વરસે બનેલા સઘલા અગત્યના બનાવોથી ભરપુર એક દલદાર પોથો છે, અને તે ઘણીજ સફાઈથી છાપવામાં આવ્યું છે. મુંબઈ વરતમાન પરેસના માલેક મી૦ મનચેરજી હોશંગજી જાગોશ જેવણ જુના અને જાણીતા લખનાર છે તેવણ તરફથી ભારે શ્રમ લઈ એને પુરેપુરૂ સંપુરણ બનાવવા માટે. મહેનત અને પઈસાનો ભોગ આપેલો જણાય છે. ટુકમાં પારસીઓને માટે એ એક દીરેકટરી અને રેફરનસ બુક તરીકે ઘણું ઉપયોગી છે, જુદા જુદા ધરમખાતાઓમાં પારસીઓએ કરેલી સખાવતની સંપુરણ વીગત આપેલી છે જે લગભગ રૂપ્યા ચઉદ લાખનો થવા જાય છે. વળી એમાં પારસીઓએ પસાર કીધેલી જુદી જુદી પરીક્ષાઓ, તેઓને મલેલા ઓધાઓ, તેમજ માન અકરામ અને ખેતાબો તથા ધરમને લગતાં મકાનો, દરેહમેહરો વગેરેનું લીસ્ટ આપવામાં આવ્યું છે. આ કેલેનડર ઘણું ઉપયોગી અને વાંચવા લાયક છે જેની કીમત માત્ર રૂપ્યો સવા છે, તે એના કદ અને ઉપયોગીપણા તરફ જોતાં ઘણી નજીવી જેવી લેખાય.

ડેલી ટેલીગ્રાફ એન્ડ દખણ હેરલડ,—તા૦ ૧૪ મી નવેમબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેનડર.—મી૦ મનચેરજી હોશંગજી જાગોસના ઝોરાસ્ત્રીયન કેલેંડરના વારસીક દલદાર પોથાની એક નકલ અમને મળી છે. આ નવું પારસી પંચાંગ યઝદેજરદી સને ૧૨૭૭ ના સાલનું છે. દર વરસના રાબેતા મુજબ તે ઉપયોગી બાબદોથી ભરપુર છે. ગયાં યઝદેજરદી સાલમાં થયલી પારસી સખાવત, નવાં બંધાયલા પારસી ધરમનાં મકાનો, ઉઠમણામાં થયલી સખાવત, જરથોસતીઓને મળેલા નવા ઓધા તથા ખેતાબો, જરથોસતીઓએ મેળવેલાં ઈનામો તથા સકોલરસીપો તથા જાણીતા જરથોસતીઓનાં નીપજેલાં મરણો વગેરેનો રસીલો હેવાલ તેમાં આપયો છે. તે ઉપરથી માલમ પડે છે કે ગયે સાલ પારસી કોમમાં જુમલે સખાવત ખાસ્સી રૂ ૧૪ લાખની થઈ હતી. હાતમદોલના પારસી શેઠો ગુમ થવા સાથ પારસી સખાવતનો ઝરો સુકાઈ જવાની થતી ફરીઆદ ખોટી પાડવાને આ આંકડો પુરતો છે. એ રૂ ૧૪ લાખમાં ઉઠમણામાં ભરાયલા રૂ ૧॥ લાખ, ધરમનાં નવાં મકાનોના રૂ ૧ા લાખ, પારસી જનરલ આસપીટલનાં ફંડમાં ભરાયલા રૂ ૩ા લાખ અને ડાકટર માસીના આસપીટલનાં ફંડમાં ભરાયલા રૂ ૧॥ લાખ મુખ્ય છે. એ સખાવત કરનારાઓમાં મુખ્ય નામો સર કાવસજી જહાંગીર, શેઠ બમનજી પીટીટ, બાઈ સાહેબ આવાંબાઈ પીટીટ, મરહુમ શેઠ હોરમસજી ચોથીઆ, શેઠ નવરોજજી માણેકજી વહાડયા વગેરે છે. એ સઘળી વીગતો ઉપરાંત જરથોસતી સાલના બારે માસના કોઠા, જરથોસતી ધરમ સ્થળો તથા મોટા જરથોસતી આધેદારોનાં નામોની સંપુરણ ટીપ તેમાં આપી છે. જરથોસતીઓએ સથાપેલાં ફંડો, દવાખાના, કેળવણીખાતાં વગેરેનું સવીસતર બયાન તેમાં કરયું છે અને મુંબઈ શેહેરની વસતીની ગણત્રીના જાણવા જોગ આંકડા તેમાં આપયા છે. ત્રણ જાણવાજોગ ધરમસંબંધી વાયજો તેમાં સમાવી છે અને દેશાવરના જરથોસતીઓનાં નામોની ટીપ આપવા ઉપરાંત સુતર કાપડની મીલોના વપરાસ માટેની જુદી જુદી ઉપયોગી જીણસોની બનાવટ માટે જાણીતા થયલા ડાકટર એદલજી માણેકજી મોદીની તસવીર તેવણના જનમચરીત્ર સુધાં આપી છે. મી૦ જાગોસનું આ ઝોરાસ્ત્રીયન કેલેંડર દરેક પારસી કુટુંબમાં ઘણું ઉપયોગી થઈ પડે એવું છે.

જામે જમશેદ,—તા૦ ૨૮ મી સપટેમબર ૧૯૦૭.

યઝદેજરદી સને ૧૨૭૭ નાં ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાંગની એક નકલ અમો ઉપર મોકલી આપવામા આવી છે, જેની પહોંચ માનસહીત સ્વીકારીયે છીએ. તેમાં દર વરસના રાબેતા મુજબ ગુજરસ્તે સાલનો ઈનતેખાબ, ચાલુ સાલના બારે માસના કોઠા, તેમાં આખા વરસની તારીખ, વાર, તેહેવારો તથા બનેલા ચોકસ બનાવોની ટીપ, જુદા જુદા દેશાવરો ખાતેના જરથોશતીઓને લગતી જાણવાજોગ વીગતો વગેરે બાબતો આપવામાં આવેલી જોવામાં આવે છે.

મુંબઈ સમાચાર,—તા૦ ૧ લી અકટોબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી સને ૧૨૭૭ ના સાલનું ઉપલું પંચાંગ મુંબઈ વરતમાન પરેસના માલેક મી૦ મનચેરજી હોશંગજી જાગોસે બહાર પાડયું છે. રાબેતા મુજબ તેમાં છેલ્લા સાલમાં બનેલા બનાવોનો ઈનતેખાબ ઉપરાંત, જરથોસ્તી ધરમખાતાંઓની ટીપ, જરથોસ્તીઓએ સ્થાપેલાં સખાવતી ખાતાંઓ, પારસી વસતીની થોડીક ઉપયોગી વીગતો, દેશાવર ખાતેના જરથોસતીઓને લગતી અગત્યની તપસીલ, વીગેરે કેટલીક બાબદોનો સમાવેશ કરયો છે. એ રીતે આવું એક પંચાંગ દરેક પારસી મકાનમાં કાંઈને કાંઈ ઉપયોગનું થઈ પડે તેમ છે અને આ કેલેંડરને સંપુરણ બનાવવા માટે મી૦ જાગોસે સારો શ્રમ ખેંચેલો માલમ પડી આવે છે.

પારસી,—તા૦ ૬ થી અકટોબર ૧૯૦૭.

---

સને ૧૨૭૭ નું ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી સને ૧૨૭૭ નાં સાલનું પારસી પંચાંગ તેના પ્રવતાવનાર મુંબઈના વરતમાન પરેસવાળા જાણીતા મી૦ મનચેરજી હોશંગજી જાગોશ તરફથી રાબેતા મુજબ બહાર પાડવામાં આવયું છે, જેની નકલ અમને મળી છે. જરથોસ્તી કોમને લગતી દેશદેશાવરની તાજી ખબરો, નોંધો, તથા બનાવોનું આ પુસ્તક એકલું એજ છે કે જે રૂ૦ ૧–૪–૦ ની કીમતમાં વેચવામાં આવે છે. એ પંચાંગનું કદ, તેમાં એકઠી કરેલી નોંધો વગેરેથી એવડું મોટું થાય છે કે તેના પ્રવતાવનારની જેહેમત, છપાઈ વગેરેનો ભાગ્યેજ બદલો વળી રહેતો હશે. જેથી એવાં આખી કોમનાં ઉપયોગી પુસતકને આશ્રય આપવાની જરથોસતીઓની ફરજ છે. આ પંચાંગમાં યઝદેજરદી સને ૧૨૭૬ નાં સાલનો ઈનતેખાબ, જેમાં પારસીઓએ કરેલી સખાવત તથા ધરમખાતાં, નવા મકાનો, ખેતાબો, નીમણુકો તથા ઓધ્ધા, કેળવણી, પરીક્ષાઓ, ઈનામો, જાણીતા મરણો, બાર માસના કોઠા સાથ તારીખો, વારં, તહેવાર, આતશબહેરામો, તથા બીજાં ધરમના મકાનો, દોખમાઓ, ધરમશાળાઓ, પુસ્તકખાનાં, દવાખાના, મુંબઈ તથા દેશાવરોનાં ધરમાદા ફંડો, પારસી વસ્તીની વીગતો, મરકીની ખરાબી, જનમનો કોઠો, દેશાવરના પારસીઓનું લીસ્ટ, તથા સુરતવાસી ડાકટર એદલજી માણેકજી મોદીનું જનમ ચરિત્ર તેમની છબી સાથે આપવામાં આવ્યું છે. પારસીઓનો તવારીખ જાળવી રાખવા જોગ આ પુસ્તક તેનાં ઉપયોગીપણામાં જે વધારો કરે છે તેને પારસી કોમે આશ્રય આપવો ઘટે છે.

ગુજરાત મિત્ર તથા ગુજરાત દરપણ,—તા૦ ૬ ઠી અકટોબર ૧૦૯૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—પારસી ભાઈઓના નવા વરસની શરૂઆત થતાંજ એ કોમને ઉપયોગી થઈ પડે તેવું 'ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ' મુંબઈ વરતમાન પરેસમાંથી મી૦ મંચેરજી હોસંગજી જાગોશ તરફથી બહાર પાડવામાં આવયું છે. તેની એક નકલ તેઓ તરફથી મી૦ એમ. જે. પોસ્ટવાળા મારફતે હમને મળી છે. તેની પહોંચ આભારપુરવક સ્વીકારીએ છીએ. પંચાંગની અંદર સમાયલી બાબતો એટલી વિગતે દરશાવવામાં આવી છે કે, કોઈ અજાણ્યા માણસને પણ એ સહાસિક કોમને લગતી માહીતી મેળવવાને ભાગ્યેજ બીજાની મદદ લેવી પડે. એ કોમને લગતી પસાર થયલા વરસની તવારીખ, તેઓના ધરમખાતાંઓ, એ કોમમાં સરકારી ઓધ્ધા ધરાવતા, ખેતાબ મેળવેલા, પરિક્ષા પસાર કરી સ્કોલરશીપ મેળવતા, જુદા જુદા ધરમખાતાના મકાનો, દરેહમેહેરો, કેળવણી ખાતા, ફંડો, દોખમાઓ, ધરમસાળાઓ વીગેરે જોયતી સઘળી વીગતની માહીતી એજ પંચાંગ આપી શકે છે. પોતાની કોમને માટે ઉપયોગી પંચાંગ તઈયાર કરવાનું કામ કાંઈ થોડું વીકટ હોતું નથી. તે કામ બજાવવામાં મી૦ જાગોશ જે ખંત કાળજી અને શ્રમ લેછે તે ખરેખર તેઓને ધન્યવાદ આપવા સરખો છે અને તેની કદર પારસી કોમે બુઝવી ઘટે છે. પંચાગ પાછળ લીધેલા પરિશ્રમ તરફ દ્રષટી ફેરવતાં તેની રૂા. સવાની કીમત કાંઈ વધારે નથી. પંચાગમાં દર વરસ સુધારો વધારો કરવામાં આવતો રહેવા છતાં તેની કીંમતમાં આ વરસે ચાર આના જેટલો ઘટાડો કરવામાં આવયો છે. પંચાંગમાં ગરેટબ્રિટન, આયરલંડ, અમેરીકા ઈત્યાદી સુધરેલા દેશોમાં અતુલ્ય માનપામેલા ડાકટર એદલજી માણેકજી મોદી ડી. એસ સી., એલ એલ. ડી., એફ. સી. એસ. ની છબી તેમના જીવન વૃતાંત સાથે આપી છે. આવા ઉપયોગી પંચાંગનો સંગ્રહ દરેક પારસી ગ્રહસ્થોને કરવાની ભલામણ કરવી અઘટીત થઇ પડશે નહી એવું હમો ધારીએ છીએ.

દેશી મિત્ર—તા૦ ૧૦ મી અકટોબર સને ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર—જરથોસ્તી નવા સાલ સને ૧૨૭૭ નું આ પારસી પંચાંગ સરેસતા મુજબ પોતાને અવસરે બહાર પડયું છે, તેની અમને મળેલી નકલની પોંહુચ માન સાથે શવીકારતાં અમારે જણાવવું જોઇએ કે આ વારસીક પોહો દહાડે દહાડે ખુબ ખીલતો જાય છે. સરેસતાની સઘલી ઉપયોગી અને જાણવાજોગ વીગતો ઉપરાંત તેમાં જે આપણું ખાસ ધ્યાન ખેંચાય તેવો ઈતેખાબ અથવા ગયાં વરસનાં પારસી બનાવોનું શવીસતર વરણન વરણવામાં આવે છે, તે આ કેલેંડરનાં કાબેલ રચનાર મી૦ મનચેરજી હોશંગજી જાગોશની અઠાગ મેહનતની શાબેતી ખુલી રીતે પુરી પાડે છે. હમો જાણીએ છીએ કે મી૦ જાગોશ મુંબઇનાં છ... [illegible] એક જુના મેમબર છે. અને તેવી અનુભવી કલમથ

રચાયલો ઇનતેખાબ ખચીત શરશાઇમાં ચઢતો છે, દરેક બનાવોને તવારીખી સાધતનાં આકારમાં રચીને એવી સરસ ગોઠવણ કરેલી હોય છે કે તેમાંથી એક પારસી વરસની આબેહુબ તવારીખજ મલી આવે છે; જેમાં પારસી કોમને લગતો એકબી બનાવ જતો મુકવામાં આવયો નથી; એટલુંજ નહીં પણ દરેકે દરેક પારસી નહાની મોટી સખાવતથી તે ધરમનાં મકાનોની જરા કે જરાક હકીકત પછી એ વરસમાં ખેતાબ કોણને મળેલા, કેળવણી કેવી કેવી લીધેલી, પરીક્ષા–ઇનામો–શકોલરસીપો કોણે મેળવેલી, ઓધ્ધા નેમણુકમાં પારસીઓ કયા કયા ને કયાં કયાં નેમાયા, ચઢેયા, વધયા, તેનું સવીસતર વરણન આપીને પરચુટણ બનાવોનો ખ્યાલ વાંચનારાઓને તે લખાણ જાતે જોયા વના શું રીતે આવી શકે તે અમારાથી કેહવાઇ પણ શકાતું નથી; માન અકરામ, નવાં સાલના મેલાવડા એકે એક ટાંકી બતલાવતાં ઇનતેખાબનો બધા બાબોમા પરચુટણીઓ બાબ ખુબ લંબાણ થયો છે પણ તે લંબાણ વીગતે વાંચતાં આપણને જરાપણ કચવાત ઉપજવાને બદલે શામો જીજ્ઞાસા ઉશકેરે તેવો રસ મળે છે. ખરેજ આવો એક સરસમાં સરસ ઇનતેખાબ રચવા માટે તે રચનારને જે મેહનત ને જેમત પડતી હશે તે માટે એવાં કામનાં સમજનારાજ તેની ખુબી પીછાની શકે. ટુકમાં આવું એક સરસ ને ઉપયોગી બાબદોનું ભરપુર પુસતક કીઆ પારસી ઘેરથી ખરીદીયા વના રેહવું જોઇએ તે હમો સમજી શકતા નથી. આ ઇનતેખાબની બધી ખુબીઓમાં આ એક સરસ ને મોટી ખુબી તો એ છે કે પારસીઓમાં દર વરસે ખરચાતા હજારો ને લાખો રૂપીઆની સખાવતોની નોંધ તો આઅેજ ઇનતેખાબ શીવાય બીજે કેહેથી શતાવાર મલી શકનાર નથી, તેવી સરસ કાલજી ને ભારી ચોકાશીથી લખાયલી સખાવતનો સરવાળો આ વરશેબી ચઉદ લાખનો સાબેત ઉતરયો છે અને તેની વીગતે વીગત તેમાં ખુબ વીસતારીને જણાવેલી છે, કે જે દરેક વાંચનારે જાતે જોયા તપાસયા વગર તેની ખુબી બીજી રીતે માલમ પડનાર નથી. આવું ઉપયોગી પુસતક તેની રૂ. ૧ા ની કીંમત સાથે સરખાવતાં ઘણું સસતુંજ છે, એમ જણાવતા કશી આચકી લાગતી નથી અને તેથી તેનો સારો ઉઠાવ થશે એવી વકી હમો રાખીએ છીએ.

ભરૂચ સમાચાર,—તા૦ ૧૦ મી અકટોબર ૧૯૦૭.

---

"પારસી પંચાંગ."—આ દલદાર અને ઉપયોગી પુસ્તક "ઝોરાસ્ત્રીયન કેલેનડર" ના ઉપનામથી પ્રસિદ્ધિ ધરાવે છે. તેની એક પ્રતિ વરતમાન પરેસના સહાસીક અને ઉદયોગી માલેક મી૦ મનચેરજી હોસંગજી જાગોસ તરફથી ભેટ તરીકે મલી છે. તેનો માનસહ સ્વિકારતાં તેને અંગે કંઇક નોંધ લેવી ઉચીત ધારીયે છીયે. દર વરષના રીવાજ પ્રમાણે યઝદેજરદી ૧૨૭૭ ના આ વરષની આવૃત્તી છે. મી૦ જાગોશે આવાં પંચાંગ બહાર પાડવાનું માન સ. ૧૨૪૦ ના વરષથી મેલવવા માંડયું છે. આ છેલ્લી આવૃતિમાં ગયા વરષનો ઇન્તેખાબ આપયો છે. આથી એ કોમમાં સુભ કોમો કરનારાઓને શીક્ષણ આપનાર એક ભોમીયા તરીકેની ગરજ સારે છે. તે શિવાય કેલવણી, ઓધ્ધાઓ, બારે માસના કોઠાઓ વીગેરેની સમજ આપનારી બાબતો રજુ કરી આ પંચાંગ ઉપયોગી બનાવ્યુ છે. જે જે બાબતો વીબેરે આ પંચાંગમાં દાખલ કરવામાં આવ્યું છે, તે પારસી કોમને બહુ ઉપયોગી થઇ પડયા શીવાય રહેશે નહિ. જાહેર બનાવો અને બીજી અનેક બાબતોનો સંગ્રહ કરવો એ કાંઇ સહેલ વાત નથી. મી૦ મનચેરજીએ આ પંચાંગ પાછળ કરેલો મહેનત જોતાં તેમનો સહાસ ગુજરાતી સાહિત્યને આગલ પાડનારો છે. એથી તેઓ આ વીષયને માટે આગળ પડનું માન મેલવવાને શકિતવાન થયા છે. કોઇ પણ મનુષયને કામ કરવાની શકિત આગળ પડતી હોય છે અને તે વડે તે પોતાના કામમાં ફતેહ મેળવે છે. તેવા મહેનતું માણસના કામની કદર કરી તેને ધન્યવાદ આપવો એ સમજુઓનું કરતવ્ય છે પરંતુ કોઇ નજીવી બાબતને લઇને ટીકા કરવી એતો માત્ર જનમંડળની બત્રીસીયે ચડવા જેવું કહેવાય. તે કરતાં ન્યાયની રીતે સામટા કામની પરીક્ષા કરી સામટો ન્યાય આપવો એ નયાયી પુરૂશોનું કારય છે. એ સીદ્ધાંતે અમો કહી શકીશું કે, મી૦ મનચેરજીએ આ પંચાંગ પાછળ લીધેલી મહેનત અને કાળજીને માટે તેઓ ધન્યવાદને પાત્ર ઠરે છે. તેઓ પોતાના આવા રૂડા સહાસને હજુ આગળ વધારે તે જોઇ અમે આનંદ થઇશું. એ પંચાંગમાં મી૦ મોદીની સુંદર છબી તેમના વૃત્તાંત સાથે આપી છે તે પ્રત્યે ખાસ ધ્યાન ખેંચાય છે. આ પંચાંગની કીંમત રૂ. ૧–૪–૦ રાખવામાં આવી છે, તે સ્તુત્ય છે. અમે માનીશું કે, દરેક પારસી ગ્રહસથ આ પંચાંગ ખરીદ કરી પોતાને ત્યાં રાખવાની અગત્ય વીચારશે.

સત્ય વકતા—તા૦ ૧૨ મી અકટોબર સને ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી ૧૨૭૭ ના વરસનો દલદાર અંક—મી૦ મનચેરજી હોશંગજી જાગોશ આખું વરસ ભારે મેહેનત લઇ પારસી કોમને લગતા સઘળા બનાવોની નોંધ રાખી દર વરશે જે ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ બહાર પાડે છે તેનો આ વરસનો દલદાર અંક આજ કેટલા દીવસ થયા અમારી મેજ ઉપર આવી પડયો છે. મી૦ જાગોશ યઝદેજરદી સને ૧૨૪૦ થી આ કેલેંડર પ્રગટ કરતા આવયા છે અને દર વરસે નીયમીતપણે પ્રગટ કરયા જઇ પારસી કોમના ચાલુ બનાવોની તવારીખનો એક જાતનો સંગ્રહ પારસી કોમને પુરો પાડતા રહે છે. પારસી કોમના મુંબઇમાં અને દેશાવરમાં બનતા દરેકે દરેક બનાવોની નોંધ રાંખવાનું કામ કેટલું કંટાળાભરયું તેમજ અપજશભરયું છે તેનો અમોને જાતી અનુભવ છે. માત્ર વરસમાં એક વખત પારસી કોમની સખાવત અને મુખય બનાવોનો સાર ઉપજાવી કહાડતાં અમુને જે કડાકુત અને મેહેનત પડે છે તે ઉપરથી મી૦ જાગોશના આ કામનો અમુને ખયાલ આવે છે. એવણને એ કામ માટે ભારે મહેનત લેવી પડે છે, ઘરેઘરથી વીગતો મંગાવવી પડે છે અને દેશાવરોથી પત્ર વહેવાર ચલાવી આંકડાઓ અને વીગતો જમાં કરવી પડે છે. દર વરસે કાંઇ નવું ને નવું તેમાં તેવણ ઉમેરતા રહે છે અને કેલેંડરને રસીલું બનાવવાની તેવણની કોશેશ ખરેખર વખાણવા લાયક છે. એ કેલેંડર તઇયાર કરવા પાછળ તેવણને આખું વરસ મહેનત કરવી પડે છે અને તે મહેનત તથા છપાઇનો ખરચ ધયાનમાં લેતાં તેનું માત્ર રૂપીઆ સવાનું દામ તદન નજીવું છે. મી૦ જાગોશના આ ઉપયોગી કેલેંડરને પારસી કોમ તરફના ટેકાની ઘણી જરૂર છે અને ઓફીસ અને ખાતાં ચલાવનારાઓએ તેની અકેકી નકલ ખરીદી તેવણના આ કામનો બદલો વાલી આપવો જોઇએ.

આ વરસના દળદાર અંકમાં ઈનતેખાબમાં સઘળી બારીકે બારીક વીગતો સમાવવામાં આવી છે. તે ઉપરાંત ચીન અને કલકતાના જરથોસતી અનજુમનના ધરમના ફંડોની વીગત, સને ૧૮૭૦ થી ૧૯૦૫ સુધીમાં મુંબઈ મધે થયલાં જરથોસ્તી કોમના રવાનોની સંખયા, મુંબઈ શેહેરની વસતીની ગણત્રી, પારસી વસતીની થોડીક ઉપયોગી વીગતો, સઘળી જ્ઞાતની તથા પારસી વસતીના આગલા મુકાબલા, આખાં હીંદમાં મરકીથી કેટલી ખરાબી થઈ, મુંબઈ શહેરમાં દર વરસ પારસીઓમાં કેટલા જનમ થાય છે તેનો કોઠો, આતસનો કેબલો, ગોમેજ અને તેનો બામદાદે થતો ઉપયોગ અને અશોના ફરોહરોની આરાધના વીશેની વાયજો, જુદા જુદા દેશાવરો ખાતેની જરથોસતીઓને લગતી જાણવાજોગ વીગતો, દેશાવરના જરથોસતીઓનું લીસત, ડા૦ એદલજી માણેકજી મોદીનું જનમચરીત્ર આપવામાં આવયું છે.

અખબારે સોદાગર,—તા૦ ૧૭ મી અકટોબર ૧૯૦૭.

---

મી૦ મનચેરજી હોસંગજી જાગોશવાળા ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાંગની એક નકલ મળી છે જેની પહોંચ ઉપકાર સહીત સવીકારીએ છીયે. એ પંચાંગનો દલદાર પોથો તઈયાર કરવામાં મી૦ જાગોશે આગલાં વરસોનાં જેટલીજ મોટી મહેનત લીધેલી માલમ પડે છે. મી૦ જાગોશનાં એ પંચાંગમાં આગલાં વરસના પારસી બનાવોની નોંધ આપવામાં આવી છે જેથી એ પંચાંગ એક પંચાંગ ઉપરાંત પારસી તવારીખના દર વરસના એક મુખતેસર હેવાલ તરીકે પણ ગણાશે. મી૦ જાગોશ એ પંચાંગ તઇયાર કરવામાં મોટી મહેનત લઈ પારસી કોમની ચુપચુપ પણ સંગીન સેવા બજાવતા જાય છે.

જામે જેહાંનુમા,—તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૭.

---

મી૦ મનચેરજી હોશંગજી જાગોશનું ઝોરાસ્ત્રીયન કેલેંડર હમેશાં આ મોસમે પત્રકારોની ટેબલ ઉપર નિયમિતપણે પ્રશંસા મેળવતું આવી પડે છે, તેમ પારસીઓના યઝદેજરદી સને ૧૨૭૭ નું આ પંચાંગ હમારા અભિપ્રાય માટે આવી પડયું છે. અને તેમાં રસ્તા મુજબ સરવ પારસી હકીકતોની સખયાબંધ નોંધો સમાયલી દીઠામાં આવે છે. આ એક પારસી–ગેઝેટીઅર છે, અને તેમાંની હકીકત સંપુરણ હોવી જોઇએ. એ કેલેંડર તઇયાર કરતાં મી૦ જાગોશ અને તેમના પુતરોને કેવી જેહમત ઉઠાવવી પડે છે, તે જેઓ જાણે છે, તેઓ તેની સવા રૂપીઆની કીંમત નિરજીવ સમજે છે. હીંદુ અને મુસલમીનોને પણ પારસી તવારીખ સમજવાને આ કેલેંડર મુખય સાધન થઈ પડે છે. અરધી સદી થવા આવી તેઓ સુરય ચંદ્રની ગતીની મોસાલે આ પંચાંગ નિયમસર પ્રગટ થતું રહે છે, અને પતંગયા માફક તેનો લય થતો નથી એ પારસીઓને હરખાવનારી બીના છે. એ પંચાંગમાં નવસારીનો પણ ભાગ છે. કાંકે નવસારીના એક જાણીતા અવસ્તાના અભયાસિ અને કાબેલ કલમકસ એરવદ ખુરશેદજી એરચજી પાવડીની ઉપયોગી વાયજો આખીને આખી છાપી વાંચનારાંઓની અચ્છી સેવા બજાવામાં આવી છે. આ તકે હમે એ બાહોશ વાયજીકારને અને તેમની વાયજીઓને મહત્વ અને મરતબો આપનાર કેલેંડરના કરતાને એલતેમાસ કરીશું કે, એરવદ પાવડીની જુની વાયજીઓને બદલે તેઓની કસાયલી કલમથી જેવા પ્રકારના ધરમ કીરયાને લગતા ઉત્તમ વિષ્યો "જરથોસતી" ચોપાનયામાં છપાય છે, તેવા ચુંટી કાઢેલા નવાજ વિષ્યો તેવણ પાસે લખાવી ધરમચુસ્ત પારસીઓની ખાસ સેવા બજાવવા મન ઉપર લેવું જોઈએ. ચોપાનયાને બદલે આવા પોથામાં તે હંમેશનાં કાયમ રહેશે. એકંદરે આ વારસીક પંચાંગ પરવરતાવવા માટે મી૦ જાગોશને અને તેવણના સ્ટાફને હમે મુબારકબાદી આપ્યે છીએ.

નવસારી પત્રિકા,—તા૦ ૨૦ મી અકટોબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેનડર—ઉપલાં નામનાં પંચાંગની એક નકલ તેના કરતા મી૦ મનચેરજી હોસંગજી જાગોશ તરફથી મળી છે જેની પહોંચ માનસહીત સ્વીકારીયે છય. મુંબઈ અને દેશાવરમાં ગયાં વરસમાં બનેલા લગભગ દરેક અગતના બનાવનો જાણવાજોગ સાર એ પંચાંગમાં આપવામાં આવયો છે અને બીજી જે જાણવાજોગ હકીકતો એ દલદાર પોથામાં સમાવવામાં આવી છે તે તરફ જોતાં એ પુસતક દરેક પારસી ઘેરની ટેબલપર એક 'રેફરનસ' પુસતક તરીકે બીરાજવું જોઈએ છે. મી૦ જાગોશને એ દલદાર પુસતક તઈયાર કરતાં મોટી મહેનત પડેલી હોવી જોઈએ છે અને અમે માનીએ છીયે કે દર વરસ મોટી મહેનત લઈ એ પુસતક તઈયાર કરવામાં મી૦ જાગોશ પોતાની કોમ ઉપર ઉપકાર કરે છે.

મુંબઈ પ્રકાશ,—તા૦ ૨૫ મો અકટોબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યઝદેજરદી ૧૨૭૭ નાં વરસનું, પ્રગટ કરનાર મુંબઈ વરતમાન પરેસના માલેક મી૦ મનચેરજી હોશંગજી જાગોશ; કીંમત રૂ. ૧.–પસાર થયલાં વરસમાં પારસીઓ, ધરમ, સંસાર, કેળવણી, સખાવત તથા બીજી અનેક બાબતોમા કેટલા આગલ વધ્યા જાય છે તેવું તાદરશય ચિત્ર આ કેલેનડર બતાવી આપે છે, કોમની એકંદર સ્થિતી દરશાવનારાં આ પુસતકને તઈયાર કરવામાં, કરતા તરફથી જે શ્રમ લેવામાં આવે છે તે બેશક સ્તુતિ પાત્ર છે. પારસીઓને લગતી નાનામાં નાના બનાવની નોંધ પણ તેમાં ટપકાવી લીધામાં આવેલી જણાય છે. રૂ. ૧ ની કીંમતમાં પારસીઓની કીરતીને જાવેદાનની નોંધ ઉપર રાખનારૂં આ પુસતક એકે એક પારસીને ઉપયોગી છે.

ગુજરાતી,—તા૦ ૧૦ મી નવેમબર ૧૯૦૭.

---

પારસી પંચાંગ—મુંબઈનાં વરતમાન પરેસવાલા ભાઈ મંચેરજી હોશંગજી જાગોશ જેઓનું નામ એક અનુભવી છાપખાનાવાલા દાખલ મજાને જાણીતું છે તેઓ તરફથી દર વરસે બાહેર પડતાં ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાં-

મની એક નકલ અમોને અતરે નાણાવટમાં છાપખાનું ધરાવનાર ભાઈ મંચેરજી જમશેદજી પોસ્ટવાલા તરફથી મલી છે. આ પંચાંગ પારસીઓને આજ ૩૭ વરષ થયાં બહુ ઉપયોગી થઈ પડતું આલ્યું છે અને તેમાં જે વિગતો શમાવવામાં આવી છે તે જોતાં પ્રગટ કરનારે તે પાછલ શ્રમ લીધેલો માલુમ પડે છે. ચાલુ ૧૨૭૭ યઝદેજરદી સાલનાં પંચાંગમાં ડાકટર એદલજી માણેકજી મોદી જેઓ મશહુર રસાયણ શાસ્ત્રી છે તેઓનું જનમચરિત્ર તથા તસ્વીર આપી છે જે પંચાંગને વધુ દીપાવે છે. એકંદરે પારસી પ્રજાની સારી સેવા એ પુસતક બજાવે છે એમ કહેવા વિના અમોને ચાલતું નથી કેમકે તેનાં કામ તરફ જોતાં સવા રૂપ્યાની કીંમત વસુલ છે.

અપક્ષપાત,—તા૦ ૭ મી ડીસેમબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાંગ—મુંબઈ વરતમાન પરેસના માલીક મી૦ મંચેરજી હોસંગજી જાગોશા તરફથી પારસીઓના નવા વરષને દહાડે બહાર પાડવામાં આવેલું યઝદેજરદી ૧૨૭૭ ના વરષનું પંચાંગ તા૦ ૧૪ મી સપટેમબર ૧૯૦૭ થી તે તા૦ ૧૨ સપટેમબર ૧૯૦૮ સુધીના વરષની આવૃતી ભેટ મલી છે તે ઉપકાર સાથે સ્વીકારીએ છીએ. વરસો વરસ એમાં કેટલોક કીંમતી સુધારો કરવામાં આવે છે. આ પંચાંગને વધારે ઉપયોગી, માનીતું અને જોઈતી વીગત તઈયાર મલી આવે તેવું બનાવવાને માટે મી૦ જાગોશે ભારે સંભાળ અને મેહેનત લીધી છે. ગુજસ્તે વરષમાં બનેલા નીચેના જાતજાતના બનાવોની વિગતવાર તપસીલની નોંધ લેવા લાયક અને જન ઉપયોગી છે. પારસી કોમે કરેલી સખાવતો–ધરમખાતાં–નવાં ધરમના મકાનો–જરથોસ્તીઓને મળેલા નવા ખેતાબો–હોદ્દાઓ–નેમણુકો જરથોસ્તી-ઓએ લીધેલી કેળવણી, પરિક્ષા તથા તેમાં મેળવેલાં ઈનામો, સકોલરશીપો ઈત્યાદી. ગુજસ્તે વરષમાં થયેલાં જાણીતાં જરથોસતીઓનાં મરણો, જરથોસતીઓનાં બારે માસના કોથા, જરથોસતીઓનાં આતશબેહેરામ, દરેમહેરો અથવા આદરાનોની ટીપ, જરથોસતીઓએ બંધાંવેલા દુખમા અને ધરમસાળાઓની ટીપ, જરથોસતી જસટીસ ઓફ ધી પીસ (સુલેહના અમલદારો) મુંબઈ યુનીવરસીટીના જરથોસતી ફેલોઝ, જરથોસતી શેરીફો, કાઊન્સીલરો, મેંમ્બરો, સોલી-સીટરો, બારીસટરો અને વકીલો, જરથોસતીઓએ સ્થાપેલા પુસ્તકાલયો, ધરમના દવાખાનાઓ, કેળવણી ખાતા, ધરમના ફંડો, વીગેરે અગત્યની બાબતો ઉપરાંત ડા. એદલજી માણેકજી મોદી, ડી. એસ સી., એલ એલ. ડી., લીટ. ડી., એફ. સી. એસ. (લંડન દરબીન, વોશીંગટન) વીગેરે, વીગેરે સ્થળોના વિદ્વાન મંડળોમાં માન પામેલા જરથોસ્તી ગ્રહસ્થનું જનમ ચરિત્ર સબી સાથે તેમજ જુદા જુદા દેશાવરો ખાતેની જરથોસ્તીઓને લગતી જાણવાજોગ બાબતોનો સમાવેશ થયલો છે. તે દુર દેશાવરોનાં વસતા જરથોસતીઓની માહેતી માટે ગેબી બક્ષીસો છે. આ કેલેનડરની કીંમત ફકત રૂપીઓ સવા રાખેલી છે તે તેમાંથી મળતી માહેતીના પ્રમાણમાં તદન નજીવી હોવાથી દરેક જરથોસતી કુટુંબ હમજાતીની જાણવા લાયક હકીકતથી માહેતગાર થવા ચુકશે નહિં એવી આશા રાખીએ છીએ.

કોરોનેશન એડવરટાઈઝર,—તા૦ ૧૨ મી ડીસેમ્બર ૧૯૦૭.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—આ નામે દર પારસી નવાં વરસને ઠાંકણે પ્રગટ થતો મોટો દલદાર પોથો, જે શ્રી મુંબઈનાં વરતમાન પરેસના સાહસીક માલેક શેઠ મનચેરજી હોશંગજી જાગોશાના અથાગ અભ્યાસ તથા મેહનતથી આજ સાડત્રીસ વરસ થયાં અનુકરમે પ્રગટ થતો અને કદમાં વધતોજ રહયો છે. તેની ચાલુ સાલ યઝદેજરદી સને ૧૨૭૭ નાં સાલની આવૃતી અમને વેલાસર મલી હતી, જેની નોંધ લેવામાં અત્યાર સુધી પછાત પડવા માટે અમે દલગીર છીએ. આ પારસી પોથામાં હમેશાની માફક પારસી પંચાંગને બરની તમામ બાબતો ઉપરાંત ગુજશતે સાલના બનાવોનો તુલોતવીલ ઇનતેખાબ આપવામાં આવયો છે, જે દર સાલની રૂઢી માફકનો હોવાથી, અને તે રૂઢી જાણીતી થઈ ચુકેલી હોવાથી, તેની નોંધ લેવાની જરૂર તો અમે જોતાજ નથી. તે વીષે માત્ર એટલુંજ કહેવું બસ થશે કે, તે મધે ગુજસતે સાલમાં થયલી પારસી સખાવતનો જે જુમલો આશરે રૂપ્યા ચઉદ લાખનો જણાવ્યો છે, તે ખરેજ પારસી કોમની સખાવતની મગરૂરી જાલવનારો છે, પણ એ કેલેંડરની વિષેશ ખુબી તેમાં દર સાલ દાખલ કરવામાં આવતી નવીનતોમાં મલી આવે છે, અને આ વેલા તે નવીનતાનીજ નોંધ લઇને અમે સંતોષ પામીશું. નવાં કેલેંડરમાં નવી ખાસ બાબતો તરીકે ચીન તથા કલકત્તાની અનજુમનોનાં ધરમના ફંડોની વીગત, ૧૮૭૦ થી ૧૯૦૫ સુધીમાં મુંબઈ મધે થયલાં પારસી રવાનોની તારીજ, મુંબઈની વસતીની ગણતરીની વીગત, સરવ જ્ઞાતની વસતીના આગલીની સાથે મુકાબલા, આખાં હીંદમાં મરકીથી થયલી ખરાબીના આંકડા, મુંબઈ શેહરમાં થતા પારસી જનમોનો કોઠો, વગેરે છે. આ ઉપરથી જોવામાં આવશે કે, ધુંધી મી૦ જાગોશ પોતાના પોથામાં માત્ર પારસી વીગતોજ આપીને અટકતા નથી, પણ હવે તો સરવ કોમને ઉપયોગી થઇ પડે એવી સારવજનીક નોંધ પણ આપવા લાગયા છે, જે તેમનાં કેલેંડરનાં ઉપયોગીપણામાં નવો ઉમેરો કરે છે. જરથોસતી સાહીત્યના ભાગમાં આ વેલા એ કેલેંડરમાં તરણ કીંમતી વાઅજો સમાવવામાં આવી છે, જે આપણા નવસારીના હમવતની ભણેલા અથોરનાન એરવદ ખુરશેદજી એરચજી પાવરીની કાબેલ કલમથી લખાયલી છે. મુંબઈના તથા દેશાવરનાં પારસીઓના નામ ઠામનાં લીસ્ટ મી૦ જાગોશ આગલાં કેલેંડરમાં આપી ગયા હતા. પણ તેમાં જે દેશાવરો બાકી રહી ગયલાં હતાં ત્યાંના પારસીઓનું લીસ્ટ આ વેલા આપીને તેમણે તે ખુટ પુરી પાડી છે. આ લીસ્ટો પારસીઓ માટે બહુ અગત્યનાં છે, અને જો બની શકે ને તે દર સાલ આપવામાં આવે તો બેહતર, એવી અમારી નમ્ર સુચના છે. ટુકમાં મી૦ જાગોશાનો આ વારસીક પોથો પારસી ચાલુ બનાવો તથા ખબરોનો એક ભરપુર ભંડાર છે, જે તઈયાર કરવા, ચાલુ રાખવા, પરિપુરણ કરવા, અને તેમ કરીને પોતાની કોમની એક મોટી સેવા બજાવવા માટે અમે મી૦ જાગોશાને શાબાશી આપવા સાથે તેમની ફતેહ ઇચ્છીયે છંયે.

નવસારી પ્રકાશ,—તા૦ ૨૨ મી ડીસેમબર ૧૯૦૭.

# વરતમાન પતરોના મત.

ઝોરાસ્ત્રીયન કેલેનડર—આ પારસી પંચાંગની એક નકલ તેના કરતા મી૦ મંચેરજી હોશંગજી જાગોશ તરફથી મળી છે. દર વરસના રાબેતા મુજબ તે ઉપયોગી બાબદોથી ભરપુર છે. યઝદેઝરદી સને ૧૨૭૭ના સાલના બાર માસના તારીખ વારના કોઠા ઉપરાંત ગયે વરસ થયલી પારસી સખાવત, ઉઠમણામાં ભરાયલી રકમોની ટીપ, નવાં બંધાયલાં જરથોસતી ધરમનાં મકાનો, જરથોસતીઓને મલેલા ખેતાબ તથા ઓધ્ધા તથા જરથોસતી કોમને લગતા બીજા પરચુટણ બનાવોનો વીગતવાર હેવાલ તેમાં આપ્યો છે. એ ઉપરાંત મુંબઈ શેહેરની વસતીને લગતી, મરકીની ખરાબીને લગતી તથા ચીન અને કલકતાનાં જરથોસતી ધરમ ફંડોને લગતી વીગતો તથા જરથોસતી કોમના મુંબઈ તેમજ દેશાવર ખાતેનાં ધરમ સથળોની ટીપ તથા દેશાવરના જરથોસતીઓનાં નામોનો ટીપ પણ આપી છે. જુદી જુદી રસાયણી બનાવટોના કરતા ડા૦ એદલજી માણેકજી મોદીનું જનમચરીત્ર તેવણની સબી સાથે આપયું છે. ટુંકમાં, આ ઉપયોગો પારસો પંચાંગ દરેક જરથોસતી કુટુંબમાં રાખવા લાયક છે.

ગોળવાળાઝ રપોરટીંગ મેગેઝીન,—સપટેમબર, નવેમબર ૧૯૦૭.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ"—કરતા મી૦ મંચેરજી હોસંગજી જાંગોસ—દર વરસે પારસીઓની સેવા બજાવતાં આ અતી ઉપયોગી પંચાંગની એક નકલ સરેસ્તા પ્રમાણે અમને અભિપ્રાય માટે મળી છે. આજ લગભગ ૪૦ વરસ થકી એમના તરફથી પારસી કોમની આ એક ઉપયોગી સેવા થાય છે, જે માટે એમને ખરેખર ધન્યવાદ ઘટે છે. વરસ માટે બાર કોઠાઓ આપી જવા એ કામ સહેલ છે, પરંતુ આખી કોમમાં બનેલા જાણવા જોગ બનાવની એક સત્તાવાર ટીપ અનુક્રમ પ્રમાણે ગોઠવી રજુ કરવી એ કામ જેવી તેવી જેહેમતનું નથી, અને એ એમની ચાલુ તેમજ વગર ઘોંઘાટની સેવાને આવકાર દેવા ને ભવિષયમાં એવાં અતિ જરૂરી કામ માટે એમનામાં વિશેષ ઉત્સાહ પરેરવા દરેક ભાઈઓએ પોતાના ગીરેથી મદદ આપવી ઘટે છે. કાંઈ નહિ તો એકેકી નકલ આ કીંમતી પંચાંગની દરેક કુટુંબમાં અવસ્ય હોવી જોઈએ. એ કેલેંડરમાં સમાવેલા વિષયોનો સમુહ અમુક એકજ નામને લગતો નથી, પણ તેમાં સમસ્ત કોમના બનાવોની નોંધ હોવાથી તેની જરૂરીયાત વિશેષ છે. ગયાં વરસનો ઈન્તેખાબ રજુ કરતાં પ્રથમમાંજ એ પંચાંગના પ્રવરતાવનારે સખાવત દરશાવી છે, તે અવસ્ય પારસીઓને "સખાવતના શાહ" ની જે ઉપમા બીજી કોમો તરફથી મળી છે તેનો યોગ્ય પુરાવો છે. ગયે વરસે કુલ રકમ અને તે પણ જાહેરમાં આવેલી—રૂપીઆ ૪૯ લાખની થવા જાય છે. વાસ્તવીક રીતે સ્વિકારવું જોઈએ કે "મુંબઈ સમાચાર" માં આવેલો ઈન્તેખાબ બોલે બોલ અને હરફે હરફ આ ગ્રંથ માંહેલા હેવાલને મળતો છે, જેથી તેના લેખક પણ મી૦ જાગોસજ હોવા જોઈએ. સખાવત ઉપરાંત ધરમખાતાં, ધરમનાં મકાનો, નવા ખેતાબો, ઓહ્‍દા, કેળવણી, પરિક્ષા, ઈનામ, સ્કોલરશીપ વિગેરેનો સમાવેસ કરવામાં આવ્યો છે, ને દખમાની ટીપ, આતશબેહેરામ, દરેમેહેરો, ધરમશાળા કોણે અને કયારે બંધાવ્યાં તેની વીગત આપેલી છે. પુસ્તકખાનાં, દવાખાનાં તથા કેળવણીખાતાંની તપસીલ પુરી પાડેલી છે. વળી ચીન, કલકત્તાનાં અનજુમનનાં ફંડોની વીગતો પણ ઘણી ઉપયોગી છે... ... છેલ્લે, મી૦ જાગોસને એમનાં આ થાકવી નાંખનારાં કામમાં કોમનાં હીત કાજે તારીફલાયક કોશેસ વચ્ચે મચેલા રહેલા જોઈ અમને સંતોશ થાય છે, અને એમના એ નજદીક એક સવલોગ જેવા પરીશ્રમમાં અમો એમને સરવદા જશ અને જય ઈચ્છાએ છીએ.

ફુરસદ—નવેમબર ૧૯૦૭.

---

ઝોરાસ્ત્રીયન કેલેનડર—બનાવનાર—મનચેરજી હોશંગજી જાગોશ—મુંબઈ વરતમાન પરેસ—કીંમત રૂ. ૧. દર સાલના પોતાના રાબેતા મુજબ મી૦ મનચેરજી હોશંગજી જાગોશે યઝદેજરદી ૧૨૭૭ નાં વરસનું ઝોરાસ્ત્રીયન કેલેનડર યાને પારસી પંચાંગનો દલદાર પોથો આ વરસે પણ બહાર પાડયો છે. લગભગ ૧૮૦ મોટા સફામાં આ પુસતકની અંદર પારસીઓને માટે ઘણીક જાણવાજોગ વીગતો સમાવેલી છે. પુસતકની અંદર ગુજસતે સાલનો જે ઈનતેખાબ તેજ લગભગ ૧૨૦ ઠીચોઠીચ ભરાયલા સફા રોકે છે, અને તેમાં ગયાં સાલમાં પારસીઓમાં થતી સખાવત, ધરમના મકાનો, પારસીઓને મળેલા ખેતાબ, અને ઓધા, તેમજ કેળવણીની પરીક્ષામાં મળેલાં માન, તેમજ બીજી પરચુટણ જાણવા જોગ વીગતોનો તપસીલવાર હેવાલ આપેલો છે, તે ઘણી મહેનત લઈને રચેલો માલમ પડે છે. એ ઉપરાંત બીજી ઘણી ઉપયોગી બાબદો આ પંચાંગમાં સમાવેલી જણાય છે. ગયા વરસનાં પંચાંગમા જેમ મુંબઈના પારસીઓની એક વીગતવાર ટીપ આપી હતી તેમ આ સાલ આપી નથી એ દિલગીરીભરયું છે, કારણ કે જો દર સાલ એવી ટીપ આપવામાં આવતી હોય અને તેમાં ઘટતા સુધારા—વધારા કરવામાં આવતા હોય તો પંચાંગ ઘણું ઉપયોગી થઈ પડે. મિ૦ જાગોશ અમને જણાવે છે કે, "તબીબો ને ચોપડીઓના લીસ્ટો અવારનવાર કોઈ કોઈ વરસે આ કેલનડરમાં છપાઈ ગયલાં છે, હવે બધાં સામટાં લીસ્ટો તો દર વરસે આ એક કેલેંડરમાં છપાઈ શકશે નહી, નહીતો એનું કદ કેટલું વધી જાય તે ઉપર સમજુઓએ ધ્યાન આપવું સજાવાર છે." આ ઉપરથી લાગે છે કે મિ૦ જાગોશ અમારી સુચના બરોબર સમજેલા લાગતા નથી. અમો એમ કેહવા માંગતાજ નથી કે દર વરસે ગયે વરસે છપાયલી ટીપ પાછી આખી છાપવી, પણ જો ફકટ ગુજસ્તે સાલમાં જેટલી ચોપડીઓ પારસીઓએ બાહેર પાડી હોય તેમજ જેટલા નવા પારસી તબીબો પસાર થઈ બાહેર પડયા હોય તેઓની ટીપ આપવામાં આવી હોય તો એટલુંજ બસ છે. મિ૦ જાગોશ જાણતા તો હશે કે એક સાલ દરમીઆન પારસીઓને હાથે બાહેર પડતી ચોપડીઓની સંખ્યા કાંઈ ઘણી મહાભારત હોતી નથી, કે તે છાપવાથી પંચાંગનું કદ વધી જવાની ધાસ્તી રહે. મી૦ જાગોશ પોતાનાં આ પંચાંગ પછવાડે લગભગ ત્રણ દાયકા થયાં જે જેહમત અને મહેનત લેછે તે માટે ખરેજ તેવણને ધન્યવાદ ઘટે છે. દરેક દીનપરસ્ત પારસીએ પોતાની કોમની કીરતી અને નામ—કામની યાદ આપનારો આ ગ્રંથ પોતાની પાસે રાખવો જોઈએ.

હીરકોશ,—નવેમબર, ડીસેમબર ૧૯૦૭.

* ફીરદોશના બનાવનાર એક ઈરાંની છે; એક ઈરાંની બચ્ચો ગુજરાતી શાહીત્યમાં આટલો વધીને હાવો સરસ જાહેર લેખક બને; અને ઘણો સારો દેખાવ કરે એ જોઈને આ કેલેંડરના કરતા જેવો લાંબી મુદતનાં એક અદના કલમ કશી છે, તેમને ખરેજ મોટી ખુશી ઉપજે છે. એ ભાઈબંધે અનજાંણમાં કરેલા કેટલાક ટીકાનો ખોલાશો એ છે કે મુંબઈ અને દેશાવરનાં પારસીઓની ટીપ દર વરસે આપવી મુશકેલ છે, તે વીશે હેઠલ બીજા "ચેરાગ" વાલા ભાઈબંધને આપેલા ખુલાસાથી આ ઈરાંનો ભાઈબંધનીબી ખાત્રી થાશે. બીજી સુચના એ ભાઈબંધે એ કરી છે કે દર વરસના નવા તબીબોનું લીસ્ટ કેલેંડરમાં લેતા રેહવું—એક જાહેર લેખક બીચારા કેટલું બધુ ધ્યાન રાખે! ભાઈ ઈરાંનીને માલમ થાય જે દર વરસનાં તબીબોજ નહી પણ યુનીવરશીટીની દરેક નાહાની મોટી સંઘલી પરીક્ષા આપનારા જરથોસ્તીઓનું લીસ્ટ દર વરસે દરોબસત કેલેંડરનાં ઈનતેખાબમાં દાખલ થાય છેજ, જે જરા બારીકીથી તપાસતાં એવોને તથા બીજા કોઈનેબી માલમ પડી આવ્યા વના રેહશે નહી. ને દર સાલ પારસીઓને હાથે બાહાર પડતી ચોપડીઓનું લીસ્ટ તો આગલ એકવાર કેટલાંક વરસોનું કંપલીટ આપી ચુકાછે, ને તે પછેનું આજવેર આપવાનું હમારા ધ્યાંનમાંજ છે. વલી દર વરસે તરતનું તરત હેવું લીસ્ટ કંપલીટ મલી આવતું નથી, જેથી તેના અધુરાપણાને લીધેજ એકેક વરશનું લીસ્ટ તુરેતા તુરત લેવાઈ શકાતુ નથી કેમકે હેવું લીસ્ટ કંપલીટ મેલવવાનું શાધણ ફકત મુંબઈના કલેકટરની હાફીશમાં બધાં પ્રગટ થયલાં પુસ્તકોનાં રેજીશટર ઉપરથીજ મલીશકે તેવું છે—જે લીસ્ટ હવે પછે મેલવવાની કોશેશમાંજ હમો છઈએ.

કેલેનડરના કરતા.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ."—યઝદેજરદી ૧૨૭૭ ના વરસનું. રચીને પ્રસિદ્ધ કરનાર મનચેરજી હોશંગજી જાગોશ, વરતમાન પરેસ, મુંબઈ, ૧૯૦૭. આપણા મિત્ર મી૦ મનચેરજી હોશંગજી જાગોશની આ રાબેતાની "નોંધ" બહાર પડી છે, અને તે પારસી ટોળાની નાડીમાં કેવી જાતના ધપકારા ચાલે છે તે હમેશ માફક આપણી તપાસ સનમુખ રજુ કરે છે. પારસી કોમનો જે ખાસ સ્વભાવ સખાવત છે, તે પુસ્તક ખુલતાંજ આપણી આગલ નજરે પડે છે, જેમાં સઘલી મલી રૂપીઆ ૧૪ લાખની સખાવત થયલી નોંધાઈ છે, જે એક નાની કોમ માટે નાની ગણાય નહી. આ પછી નવાં ધરમનાં મુકામોની નોંધ લેવાઈ છે. ઓધા અને નેમણુકોની નોંધ પણ મી૦ જાગોશની "આગરસ" ચક્ષુની બહાર જવા પામી નથી. ... ... ... આ પછી રાબેતાના પંચાંગના સફાઓ અને ઉપયોગી ટીપો આવે છે. આ પછી કેટલીક વાઅજો આવે છે. ... ... ... દેશાવરના જરથોસતીઓને લગતી જાણવાજોગ વીગતો બહુ ઉપયોગી થઈ પડશે, અને મુંબઈના તથા દેશાવરના જરથોસતીઓનું સંપુરણ લીસ્ટ તો દર વરસના કેલેનડરમાં ચાલુ આવવું જોઇયે,* તે માટે જો કે આપણા ભલા ખવાસના મિત્ર મી૦ જાગોશને એક વરસ ટાઈપ ખરીદવાનો ખરચ બેસશે; પણ તે બીના "સ્ટેનડીંગ" રાખી દર વરસ માત્ર થોડો ફેરફાર આવે તે કરવાથી, આ કેલેનડરને એક એવો પારસી ભોમિયો બનાવી શકશે કે જેના વગર કોઈ પણ પારસી કુટુંબને ચાલે નહી. ડોકટર એદલજી માણેકજી મોદી અને તેમનો જન્મ વૃત્તાંત આ વરસના કેલેનડરને દીપાવે છે. સામટી રીતે લેતાં મી૦ મનચેરજી હોશંગજી જાગોશને તેમનાં ફતેહમંદ કારય માટે આપણ મુબારકબાદી ઈચ્છીશું અને દુવા ગુજારીશું કે તેઓ આ કેલેનડર ચાલુ રાખવાને ઘણે માથે દીરઘાયુશ જીવો.

ચેરાગ,—નવેમબર ૧૯૦૭.

* ચેરાગવાલા માનવંત ભાઈબંધની સુચના બંદબેસતી નથી—મુંબઇ અને દેશાવરોનાં લંબાણ લીસ્ટો લેવાં કેલેનડરને માટે દર વરસે અનુકુલ થતાં નથી—એટલુંજ નહી પણ તે દર વરસે શોહલથી બની આવે, મલી આવે તેવું પણ નથી, જે લંબાંણ ખુલાશા વગર આ વીવેકવાંન ભાઈબંધની સમજમાં ઉતરી શકતુ નથી, તેથીજ અનજાંણમાં તેવો આવી ન બની શકે તેવી ભલાંમણ કરે છે, કેમકે મુંબઈનાં શંધા પારસી રેહવાશીઓનું કંપલીટ લીસ્ટ મેલવતાં કેટલી જેહમત પડે છે તે કોઇને ખબર નથી. અને દેશાવરોનાં લીસ્ટો તો મુંબઈની પારસી પંચાયતનાં માંનવંત સેકરેટરીની ખાસ ભલાંમણ છતાં પાંચ સાત વરસમાં એકવારબી મેલવવાં મુશકેલ પડે છે અને એકકાં ગામનાં એકકાં લીસ્ટ મંગાવવાને માટે એક-બે કે ચાર ચાર વાર કાગલ પતરો લખવા પડે છે તેની કદાકુટ જેવો એવાં કામમાં પડેલા હોય તેવો શીવાય બીજાઓને સમજવી શોહલ નથી.

કેલેનડરના કરતા.

---

"ઝોરાસ્ત્રીયન કેલેંડર યાને પારસી પંચાંગ—યજદેઝરદી ૧૨૭૭ નું. બનાવનાર મી૦ મંચેરજી હોશંગજી જાગોસ, મુંબઈ વરતમાન પરેસ–કીમત રૂ. ૧–૪–૦, રાબેતાનો આ દળદાર પોથો અમને અભિપ્રાય અરથે મળ્યોછે. સાડત્રીશ વરષ થયાં આ લાગત કાઢવામાં આવેછે. અને તેમાં એટલાં સાલની નોંધવાજોગ પારસી તવારીખ જળવાઈ રહેલીછે. આ સાલના અંકમાં ધારા મુજબની સઘળી તવારીખ અને નોંધ આપવામાં આવી છે. પારસી સખાવતનું પ્રકરણ અતિ લાંબુ અને નાની રકમોથી ભરેલું જણાય છે. ય. જ. ૧૨૭૬ ની સખાવત મી૦ જાગોસ રૂ ૧૪ લાખની જણાવે છે... ... મી૦ જાગોસ પોતાના પંચાંગમાં પારસી સખાવતની જે નોંધ લેછે તે વિગતવાર, અને અપક્ષપાતપણે લીધેલી જણાય છે અને તે પાછલ તેમને રોજ બરોજ જેવો તેવો ચાલુ શ્રમ લેવો પડયો ન હશે. ઉઠમણા વેળા ભરાયલી રકમોની ટીપ તેઓએ બનતી સંપુરણ બનાવી છે. એમાં પણ મી૦ જાગોસ રૂપિયા પાંચ અને પંદર ભરનારની નોંધ લેછે... ... સખાવતનાં આ પ્રકરણ બાદ બીજા ભાગોમાં મી૦ જાગોસે જે વિગતો સમાવી છે તે વિષે વખાણના બે શબ્દો સિવાય બીજું કાંઈ લખવાનું નથી. મુંબઈ ઉપરાંત દેશાવરનાં જરતોશ્તી ખાતાંઓની નોંધ લેવા માંડીને મી૦ જાગોસે પોતાનાં આ પંચાંગનાં ઉપયોગીપણાંની કીંમત વધારી છે. રૂપિયા સવામાં દર સાલ તેઓ જે દલદાર પોથો આપે છે તે જાળવી રાખવાની કાળજીમાં પારસીઓએ પછાત પડવું ન જોઈયે, કારણ તેમાં તેમને ભવિષયમાં મગરૂર કરનારી તવારીખનો સંગ્રહ છે.

જ્ઞાનવરધક,—નવેમબર ૧૯૦૭.

( માસીક હિંદી—ગ્રાફીક—૩૦ મી સપટેમબર ૧૯૦૭ ઉપરથી )

# અમારો અભિપ્રાય.



## "પારસી પંચાંગ" નાં કર્ત્તા

## મી૦ મનચેરજી હોશંગજી જાગોશ.

"પારસી પંચાંગ" ના વાર્ષીક પુસ્તક કે જેને એ કોમની કીર્તી ને કારકીર્દીને શોભાવનારા અને સાચવનારા એક કીલ્લા સમાનજ અમે સમજ્યે છીએ તેની ૩૮ માં સાલની એક નકલની પહોંચ માન—હેશાંન સાથે સ્વીકારતાં એજ મી૦ જાગોશના છાપખાનામાંથી મરહુમ મી૦ બરજોરજી કુટારને નામે પ્રથમ પ્રગટ થતી નકલો સાથે આજના તેના ઉપયોગીપણાને સરખાવતાં ખચીતજ સંતોષ ઉપજે છે. પારસી તવારીખનો જે સંક્ષેપ પણ સાચવવાજોગ સાર આ વાર્ષીક પોઠીમાં સમાય છે તેમાં એ ટોળાંની આતબરી ને મોતેબરી સાથે તેનાં ઉદયોગીપણા અને ઉપયોગીપણાનો એકંદર અરક ઠીક જળવાઈ જાય છે.

કોમની આવી એક અચુક ને અમુક વાર્ષીક સેવા મુગે મોઢે બજાવનાર મી૦ મનચેરજી જાગોશનો જન્મ આજથી ૬૭ વરસપર ૧૮૪૦ માં સુરતમાં થયો હતો. એ વેળાના ગુલજાર શહેરમાં એમના વડવાઓ દેશી કાપડનાં વણતના વેપારમાં વિખ્યાત અને આમદાનીમાં આબાદ હતા. પણ એ હુન્નરની ઈંગ્રેજ બચ્ચાએ અસલ બનાવટ પકડી પાડીને તેને સાંચાથી બનાવા માંડયાથી સુરતમાં એ ધંધો પડી ભાગો અને મી૦ જાગોશના વડીલો મુંબાઇ આવી વસ્યા જે વેળા મી૦ મનચેરજીની વય ૧૫ વરસની હતી, પણ છાપાના હુનર અને મંડળમાંજ તેમની જીંદગી આજ સુધી રોકાયલી રહી છે. ૧૮૬૩ માં "મુંબઇ ચાબુક" ના મેનેજર ને મદદનીસ અધિપતિ નેમાયા બાદ એ પત્ર મી૦ ના. ર. રાણીનાએ વેચાતું લીધા પછી એમણે એ પત્ર સાથનો સંબંધ ૧૮૭૦ માં છોડી "મુંબઈ વરતમાન" પ્રેસ સ્થાપ્યું ને તેને સારી રીતે ચલાવ્યું. ૧૮૯૩ માં મી૦ મનસુખવાળું અઠવાડીક પત્ર "સત્ય મીત્ર" એમણે ખરીદીને તેની અસલ હાલત અને અવતાર કરતાં સરસ ને શોભા ભરી રીતે ધીકાવ્યું પણ પાંચ વરસ પછી ૧૮૯૮ માં એમના પ્રેસમાં અચાનક આગ લાગવાથી તે પત્ર બંધ કરવા સાથે એ ભલા ગ્રહસ્થે પ્રેસનો વીમો ન ઉતાર્યાથી મોટી ખોટ ખમી! હાલમાં તેજ નામે મી૦ જાગોશે પોતાનું છાપખાનું પાછું ચાલુ કરયું છે જ્યાંથી આ વારસીક પંચાંગ પ્રગટ થતું રહે છે. મી૦ જાગોશ ધાર્મીક લાગણીના, સાદા સ્વભાવ અને ભલા ખવાસના એક સદ ગ્રહસ્થ છે, જેમનાં સારાં નામ—કામની એક સાદી નોંધ લેવાના આ પ્રસંગ બાબે અમોને સંતોષ પ્રાપ્ત થાય છે.

# ચૅરાગ



**જરથોશ્તીઓ માટે સૌથી પહેલું, સૌથી સસ્તું, સાથી સંગીન, ધર્મ તથા સંસાર સંબંધી એકલું માસીક ચોપાન્યું.**



**હરેક પારસી કુટુંબમાં વાંચવા લાયક.**

**લવાજમ:**
વર્ષનાં આગ઼ ઉપર
**માત્ર રૂ. ૨,**
હિંદી પોસ્ટેજ સાથે.



સુરતથી એક સ્કુલના જરથોસ્ની શિક્ષક નીચે પ્રમાણે લખે છે:—

"મારા વ્હાલા **ચૅરાગ**ની રોશની મને કાંઇ કાંઇ ન જોયલી, ન અનુભવેલી ખુશાલી આપે છે; તેનું કારણ એ કે ધર્મ અજ્ઞાન અને બીનાઇ અંધકારમાં આથડતા અને અકળાતા જરથોસ્તી સત્ય શોધકોના રસ્તામાં [તે] અજવાળું પાથરે છે. દીનચુસ્ત સાહેબ, મારા ગરીબ ઘરનો એ **ચૅરાગ** છે; મારા વ્હાલાંઓનો એ રાહબર છે. એ માસિક શિક્ષક દર મહીને પોતાના દર્શન દઇને જે જે ગાનોઇ વાતો કહે છે તે જો મારી કરણીમાં દીઠામાં આવે તો ખરી નેકબખ્તી કહેવાય. અથાક માગી છતાં મને આટલીબી રોશની જોવાની તક **ચૅરાગે** આપી તે મારૂ ભાગ્યોદય સમજું છું."



"જરથોશ્તી ધર્મની કીમતી સેવા બજાવનારૂં આ ચોપાન્યું દીન પ્રતીદીન સંગીન ધર્મને લગતાં લખાણો દીનદાર જરથોશ્તીઓના વાંચણ માટે રજુ કર્યું જાય છે તે માટે પારસી કોમ એ ચોપાન્યાંના અધીપતી અને પ્રગટ કરનારાઓનો જેટલો ઉપકાર માને એટલો ઓછો કહેવાય. એ ચોપાન્યાંમાં ધર્મની બાબતેનું જે વખાણવા લાયક વીવેચન કરવામાં આવે છે તે પર હરેક ખરા જરથોસ્તીએ પુરતું ધ્યાન આપવું ઘટે છે પોતાનાં ધર્મને લગતાં આ એકલાં ચોપાન્યાને હરેક જરથોશતીએ પોતાના ઘરમાં દાખલ કરવાથી એક તરફથી એ ચોપાન્યાંના પ્રગટ કરનારાઓને ઘટતો ટેકો મલશે અને બીજી તરફથી જરથોસ્તી મજહબ તરફ કુટુંબના બચ્ચાંની લાગણી ફરીફરીને."—**અખબારે સોદાગર.**



"પારસી કોમનું આ ધાર્મીક ચોપાન્યું પોતાની હયાતી સંતોષ સાથે અને ટેકાવ સહીત લંબાવ્યું જાય છે અને તેમાં ધાર્મીક બાબદોનો સમાવેશ ચાલુ કરવામાં આવે છે. પારસી ધર્મને લગતી બાબદોની ચલુ ચર્ચા આ ચોપાન્યામાં ખાસ ધ્યાન ખેંચનારી છે"—**જામે જમશેદ.**

---

**પોસ્ટેજ અને પૅકીંગ વગેરેના ૮ આના ઉમેરતાં**

**માત્ર બે રૂપીયાની**

**નિર્જીવ કિમ્મતમાં દર વર્ષે પાંચસોથી વધારે સફાના સંગીન વાંચન સાથ કેઇવાર જાણીતાં નરનારીઓનાં ચિત્રો અને બીજા વધારા પણ આપવામા આવે છે.**

---

**ચૅરાગ બુક ડીપો,**
[ટેમ્પરન્સ હોટલની પડોશમાં]
**ફ્રીયર રોડ, કોટ,**
**મુંબઇ.**

# ચૈરાગ ઑફીસમાંથી બહાર પડેલું

## સુપ્રસિદ્ધ રંગીન ચિત્ર

# “જરથુસ્ત્ર”

[૧૮ ઇંચ×૧૪ ઇંચ.]

“ . . . આ ચિત્ર જો બીજાં આગલાં ચિત્રો ઉપર સરસાઇ ભોગવે તો તેમાં નવાઇ નથી. . . તેઓએ [મી૦ ન. ફ. બલીમોરીયાએ] જરથોસ્તી આલમ સનમુખ તેમના રાહબરનું જે ચિત્ર રજુ કીધું છે તે, અમો ધારીયે છિયે કે, લાંબો વખત સુધી એક પસંદ કરવા જોગ ચિત્ર તરીકે ચાલુ રહેશે.”
**—જામે જમશેદ.**



“અતીન્દ્રિયદર્શન કરનારાઓની નજરે પડતા દેખાવો (Clairvoyant's vision) ના અનેક શુભ પરીણામો હાલની આગળ વધેલી ગુપ્ત વિદ્યાએ જગતને બતાવી આપ્યાં છે; તેવુંજ એક શુભ પરીણામ ઘણાં વર્ષોના પરિશ્રમથી ગુપ્ત વિદ્યાના એક પુજારીએ જરથોસ્ત સાહેબની મુખમુદ્રા મેળવવામાં લાવી મેલ્યું છે. ચૈરાગની ઑફીસમાંથી બહાર પડેલી આ નવાઇજનક છબી હમારૂં ચિત્ત આકર્ષી રહી છે. મહાત્માના એક અ ચિત્તમાં રોકાએલી હૃદયભેદક આ છબી એકદમ આગણી લાગણી ઉશ્કેરી મેલે છે. પવિત્રાઇનો ખ્યાલ આપનારો મવકલ રંગ જે સુફેદ કહેવાય છે, તે પોશાકમાં રજુ થયલા મહાત્મા પેગંબર ચોગરદમ બહુ રંગના પ્રસાર સહિત પોતાનું આત્મજ્ઞાની મહત્વપણું બતાવતા અને સર્વોત્તમ ખોદાહના રોશની કીરણોનો પ્રકાશ પાડતા આ છબીમાં ચિતારવામાં આવ્યા છે. દરેક જરથોસ્તીએ પોતાના પેગંબરની સાબેતીપૂર્વક છબીની ગેરહાજરીમાં પોતાના મનનું સંતોષ પમાડે એવી એક છબી જો પોતાના ઘરમાં જાળવવી હોય, તો આ એક નમુનેદાર નમુનો છે. તેથી આપણામાં ભક્તિભાવ ઉશ્કેરાય છે, અને એ છબીની સામે ગોઠવા આત્રવક્ષ બની જરથોસ્તી જ્યોતિની સાથે સાથે પરવરદેગારની યાદમાં એક જરથોસ્તી જો મશગુલ થાય, તો બેશક તેનું ચિત્ત ખરી ભક્તિમાં પરોવાયા વિના રહે નહીં. આ પરીણામ લાવવા માટે ચૈરાગ-કર્તા મી૦ બલીમોરીયાને હમો મુબારકબાદી આપીયે છીયે.”

**—નવસારી પત્રિકા, તા૦ ૧૪ મી જુલાઇ ૧૯૦૭.**



---

**કિમ્મત—રૂ. ૦ાા, પોસ્ટેજ ચાર આના.**

---

**ચૈરાગ બુક ડીપો,**

[illegible]

જાહેર ખબરો. *Advertisement.*

# દરેક ગ્રહસ્થો અને બાનુઓની, ઘરગતુ અગતની અને ખાધખોરાકી વીગરેની દરેક ચીજની હાજત પુરી પાડનારૂ એક ઉપયોગી ખાતુ.

નવરોજી લીમજીભાઇ
બંધનીવાલા,
કમીશન એજંટ.



વલશાડ મધે
મોટા પારસીવાડ.

**જહાબંધ મલેલી સરટીફીકેટોમાંની આ એકજ બસ છે.**

( તા૦ ૯ મી ફેબરવારી ૧૯૦૮ નાં "કયશરે હિન્દ" ઉપરથી )

**વલસાડના એક સાહસિક પારસી**
**વેપારી મી૦ નવરોજી લીમજીભાઇ બંધનીવાલા.**

આ અદના પત્ર પારસી ભાઇઓને પોતાને માથે નક્ટ નોકરીની જુસરી લાધવા કરતાં ધંધા રોજગારમાં જીપલાવવાને તેની હસ્તીની શરૂઆતથીજ સુચના કરતું આવયું છે. અને જેઓ આ સુચના મુજબ કરતા રહયા છે તેઓને અમો અમારાથી બની શંકતું ઉત્તેજન આપ્યે છિએ. આ-વાજ ઇરાદાથી અમો વલશાડના એક સાહસિક પારસી વેપારી મી૦ નવરોજી લીમજીભાઇ બંધની-વાલા વલસાડ જેવા નાના કસબામાં પોતાની ટુંક પુંજીનો રૂડો ઉપયોગ કરી ખોરાકી વિગેરેની દરેક ચીજે કમીશનથી મોકલવાનો ધંધો વર્ષોથી કરવા રહયા છે. એ ઉપરાંત તેઓ આફુસ પાયરીની કેરીઓ, મુરબ્બો અને જેલી, જુદી જુદી જાતનાં અચારો, મચ્છીઓ, મરધી, ઇંડાં, ઇંડાપાક તથા મગજને અને તનને પુષ્ટી આપનારા બીજા પાકો તથા તૈયાર સ્વાદીસ્ટ વાણીઓ જેવી આપણા

મુંબઈ શહેરમાં જવલેજ જોવામાં આવે છે એ સઘળું તેઓ પોતાની જાતી દેખરેખ હેઠળ તૈયાર કરાવી મુંબઇ અને બીજા મોટા શેહરોમાં મોકલવાનો સ્વતંત્ર ધંધો કરે છે. અને જેઓને આવો માલ પુરો પાડવામાં આવયો છે તેઓ તે માલની ખુબીની તારીફ કરે છે. ખચિત, વલસાડ ખાતેનું મી• બંધનીવાલાનું ખાતું મુંબઇની બાહેર હવા માટે જનારા વીઝીટરોની જેટલી ગરજ સારે છે તેટ• લુંજ તે વેપારીઓ માટે પણ લાભકારીક થઈ પડયું છે. પારસી કોમે આવાં એક ઉપયોગી ખાતાને જરૂર ઉતેજન આપવું જોઇએ છે. આ ખાતું કેટલી હદ સુધીની હાજત પુરું પાડવાને સામર્થવાન છે તેનો કાંઈક ખ્યાલ મેલવવા માટે વલશાડ ખાતે મી૦ બંધનીવાલા પાસેથી ગામડેની સ્વાદીસ્ટ વાણીઓનું અને દરરોજની ઘરગતુ વપરાસની ચીજોનું લીસ્ટ મંગાવવું. મી૦ બંધનીવાલા લીસ્ટ-માંની દરેક ચીજ ઘણી કીફાયત ભાવે મોકલી આપવાને કબુલાત આપે છે.




## માલનાં તોલ તથા માલની જણાવેલી કીંમત સંબંધીનો, ધેયાનમાં રાખવા જોગ ખુલાસો.

અનાજને માટે ભરતલનું કે ફરાનું માપ કે ચલંન નથી. દરેક માલ ઘણું કરી તોલથી મલે-છે. અને કોઇ કોઇ માલ કે ચીજ ગંનતીથી મલે છે.

અત્રેનુ તોલ શુરતી કહેવાય છે ને તે ૩૦ા રૂપીઆ ભારનો ૧) શેર ને તેવા ૪૦) શેરનો ૧) મણ સુરતી કેવાય છે.

અત્રેનો શુરતી ૧) મણ તે મુંબઈનો ૨૮ રૂપીઆ ભારના શેરથી—મુંબઈનો મણ ૧ા ને ઉપર શેર ૩ાા ને સુમારે થાએ અને બંગાલી યા રેલવેના ૮૦) રૂપીઆ ભારના શેરથી ૧૮ાા શેર ને સુમારે થાએ. મુંબઇનો ૧) ફરો તે અત્રેનાં સુરતી મણ ૨ાા ને પાંનશેરને સુમારે થાએ.

નીચે જણાવેલા માલમાં જે જે ઠેકાંણે સેર અથવા મણ જણાવયા છે. તે ઉપર જણાવેલા સુરતી મણ અથવા સુરતી શેર સમજવા.

નીચે જણાવેલા માલની કીમત કે ભાવમાં જાં—જાં રૂ.—અમુક—થી અમુક લગી તેમજ જાં જાં રૂ. ૧) નાં અમુક નંગથી અમુક નંગ લગી, એમ જણાવવામાં આવયું છે. તેનું સમજવુ કે તે ચીજ કે માલનો, જેવો આવગ ઉપાડયા ને જેવી છત અછત અને જેવો માલ કે—નાંનાં મોટાં વીગેરે જેવાં નંગ તે મુજબ તે વધુ ઓછો ભાવ કીમત કે નંગ સમજવાં.

નીચે દરેક ચીજના માલનો જે ભાવ અને કીમત જણાવી છે તે હાલની ચાલુ છે પણ એમાની કેટલીક ચીજોનો ભાવ કે કીમત હવે પછી કદાચ કમી જાસતીબી થાએ.

# દરેક ચીજનાં માલનુ લીસ્ટ નીચે મુજબ.

**ફરમાસુ આફુસ પાયરી વીગેરેની કેરી** ઉનચી જાતની ટકાઉ વેલાત પણ મોકલવા લાયકની જે કે આખા એસીઆના દરેક ભાગમાં તથા પરદેસોમાં અને વેલાયત વેર પણ સેવક મારફતની જાએ છે મુંબઇમાં ગાંમઠી રીયલને નામે ઘણી મોંઘી કીમતે વેચાએ છે તે સેવકના તરફનાંજ બગીચાઓની ધાટી વીગરે વેપારીઓ લઈ જઇ વેચે છે.

**મોસંમ** મેની ૨૫ મીથી તે જુનની આખર લગી અને કોઈ વરસ જુનની ૨૦ મી કે ૧૫ મી લગીમાંજ, ખલાસ થઇ જાએ છે જેથી અગાઉથી વરદી નોંધાવનારાવો ફાવે છે. ને તેઓને નંગો પણ ઘણાં સારાં અને ફાયદાથી મલે છે.

**ભાવ**—૧૩૨ નંગનાં પકા ૧) સોનો, આફુસનાં રૂ. ૮ થી તે ૨૦ લગી અને પાયરીનાં રૂ. ૫ થી તે ૧૨ લગી.

**ફરમાસુ અનીનાસ** મોસંમ જુનની ૧૫ મીથી જુલાઇની ૨૫મી લગી **કીમત.** નંગ ૧ નાં આનાં ૩ થી ૧૦ લગી.

**જેલી આફુસ પાયરીની** પહેલા નંબરની **ભાવ** રૂ. ૧) ની શેર ૨ા ) લેખે.

**મુરંબો, જેવોકે** આફુસ પાયરીનો, અનીનાશનો, ભુરાં કોરાંની મોઠી ચારનો શુકો તેમજ નરમ તથા પપાંઉ વીગરેનો **ભાવ** રૂ. ૧) નો શેર ૩ લખે.

## લીલી ફ્રુત તથા કેલાં

**શંત્રા** મોસંબી **ભાવ** દા. ૧ રૂ. ૦ાા— થી રૂ. ૧= } એના ભાવનું ચોકસ ધોરન
**સફરચંદ;** દાડંમ ,, ,, ,, ૦ાા થી રૂ. ૧ાા } રેતું નથી.
**પપેનાસ** નં. ૧) નાં આનાં ૩) થી તે ૮ આનાં લગી. } બારે માસ મળે છે

**કેલાં** સોનેરી નંગ ૧૦૦) નાં રૂ. ૧ા થી રૂ. ૨) લગી.

,, **રાંતાં** કોઈ કોઈજ વખતમલે છે **ભાવ** દજન ૧) નાં આનાં ૩) થી ૬ લગી.

,, **તલવાનાં** મોસમ જુલાઇથી સપટંમબર **ભાવ** દા. ૧ નાં આનાં ૩ થી ૬ લગી.

## તાજી તલેલી મચ્છી અને ધરભ.

**ભીંગ મોદાર** મચ્છી તેમા ધરભ ૧) પાટ ૨) સાથની ભરેલી, **કીમત** કાચી નંગ ૧) ના આનાં ૯ થી તે ૧૪ લગી. સીવાય શમરાઇ, તેલ, મશાલો, સરપન તલાઈ સાથે તલેલી નંગ ૧)ધરભ સાથે રૂ. ૦ાાઃ= થી તે રૂ. ૧ા— લગી ને સુમારે **ધરભ તાજી** મછી વગરની છુટી મછીની વધુ છત હોય ત્યારેજ કોઈ કોઇ વખત મલે છે **કીમત** કાચી નંગ ૧) તે પાટ ૨) નાં ૨ા થી ૫ આનાં લગી. તેલ મસાલો ટલાઇ જુદી } ની મોસમ જુલાઈ થી અગસ્ટ આખર ને આકટોબર લગી

**ધરબની ભરેલી મોટીબોઈ, માગન, રામસ, કાંટા વગરની પાઠન અને મોટી સાંધ** કોલમી એ દરેકનો **ભાવ** કાચી શેર ૧) નાં આનાં ૨ા થી ૩ લેખે મલે છે, સીવાય શમરાઈ, તેલ, મસાલો, શરપન તલાઇ શેર ૧) ને સુમારે ૧ાા આનો.

**બીજી સારી જાતની મછી** જેવી કે **ગરીસું, બાલું, શેવાલ** વીગરે તથા મધમ કાલમીનો **ભાવ** કાચી શેર ૧) ના આનાં ૨॥ લેખે અને નાની **બોઇ**, લેવટા, લેવટી, ફગના આના ૨) લેખે મલે છે. સીવાય સમરાઈ, તેલ, મસાલો, સરપન તલાઈ વીગરે શેર ૧)ને સુમારે આનાં ૧। થી ૧॥ આનો.

## મીઠ દીધેલી યા સુકી કાચી મછી-ધરબ-છમના-છોલા-બુમલા વીગરે

**ભીંગ યા મોદાર મછી ધરબની ભરેલી કી૦** નંગ ૧ રૂ૦॥= થી તે રૂ૦॥= લગી મલે છે.
ઉપલી મછીઓ ગરબ વગરની ખાલી **ભાવ** રૂ ૧)ની નંગ ૨॥) થી ૪ લગી.
**ધરબ**-દરેક બે પાટી **ભાવ** રૂ. ૧)ની નંગ ૪ થી ૫-૬ લગી મલે.

મોસમ આગસટ થી અકટોબર તથા મેએ.

**રામસ કી૦** નગ ૧) રૂ ૦॥ થી રૂ ૧। લગી મોસમ આગશટ થી જાનેવારી.
**બાંગણુ ભાવ** કુડી ૧ નાં રૂ૧૩-૧૫
**છંમનાં** ,, ,, ,, ૧=-૧।=
**શીરમાઈ** ,, ,, ,, ૨૩-૨૪
,, ગામઠી તુમરી ભાવ રૂ૧) ની-૧॥ લેખે મોસમ બે માસ.

મોસમ જાનેવારીથી મારચ.

**છોલા ગામઠી મોરા.**
**ભાવ** મન ૧) રૂ૫॥-૬
**છોલા** ખારા ,, ,, ,, ૩॥-૪
**મહેરીયાં** ,, ,, ,, ૧॥-૧॥=
**શુકટાં** ,, ,, ,,
**જીની કોલમી**
કરંવદી ,, ,,
**બુમલા** રાસબંદી પડકુ ૧ માં સુમારે નંગ બે હજારનો **ભાવ** રૂ૫॥-૭ લગી
**બુમલા છુટક ખાવા લાયક** સારા રૂ૧) ના નંગ ૨૫૦ થી ૪૦૦.
**બુમલી મોટી** રૂ૧) ની નંગ ૨૫૦ થી ૨૭૫ લગી.

મોસમ-નવેમબર-ડીસેમબર થી તે એપ્રેલ-લગી.

## અચાર-તાજી તલેલી મછી, ધરબ, કોલમી વીગરેનું.

**બોઈ, રામસ** વીગેરે મછીનું **ભાવ** રૂ ૧) નું સેર-૩ થી ૩॥

**ધરબનું ભાવ** રૂ ૧) નું સેર-૨॥
**કોલમીંનું** ,, ,, ,, ,,

## અચાર મીઠ દીધેલી યા સુકી કાચી મછી ધરબ, છોલા-કોલમી છમનાં વીગેરેનું

**ધરબનું ભાવ** રૂ ૧) નું સેર-૨॥-૩.
**મછી**-રામસ, તુમરી, સીરમાઈ, માગણુ વીગેરેનું ભાવ રૂ૧ નું શેર ૩॥ થી ૪.

**છોલા-કોલમીનું ભાવ** રૂ ૧) નું સેર ૪
**છમનાનું** ,, ,, ,,

## સવાદીશ્ટ વખનાતી વાંનીઓ.

**આખી તાજી ભુંજેલી મોદાર મછી**-ચીરી સમારી ધોઇ સાફ કરીને તેમાં બરપટે મસાલો, ઘી, તેલ, બાટાઈ અને તાજી ધરબ વીગેરે ભરી શીવી કપડાંમાં લપેટી બાંધીને આખી ભુંજેલી **કીમત** નંગ ૧) રૂ૧। થી રૂ૧॥=.

**હાડકાં વગરના મટનનો-બદામ પરતાં** વીગેરે મેવા સાથનો ઘીમાં બુડતો કુવતમંદ **ખુરમો-ભાવ.** રૂ૦૧ નો શેર-૧॥.

**તિઝખો-તમ-તમ તો તતરતો પાટીઓ**-મછી, કોલમી, લેવટા લેવટી-ફ્રગ વીગરેનો **ભાવ** ૨૦૧ નો શેર-૩ા થી-૪.

**ભાટીયું જેમાં**-મસાલેદાર-પરેઠા, ઢેકનાં, શાંઘનાં, કરકરીયાં, પોપટજી, ઘઉની ભુરા રોટી, જુવારની રોટી, પતરેલ વીગરે તથા બદામ પસતાં વીગરે પીશેલો મેવો વીગરે ભરેલી-આખી રોશટ મરઘી, કટકાની ખારી મરઘી, ખાર મટન, કબાબ, કટલેસ, તલેલા પટેટા, શકરકણુ વીગરે. ઈંડાં આખાં બાફેલાં, પોરા અને તાજી તલેલી મછી, ઘરબ, પાટીયો-અચાર વીગરે ઘણીક જાતની વાંનીયો સાથનું.
**ખડીયા સુંડીનું મશાલેદાર મઘમઘતું** તપેલું
**બટેરવાનું રેશદાર ઘડીયું.**
**ઉબાડીયું**-પાપડી-કણુ-પટેટા-તાજી મછી વીગરેનું.

જેટલા માંણસોનું તથા જેટલી જેરનું અને જે જે વાંનીઓનું જો ઇયે તે ઉપર તેની કીં૦ આધાર.

**અચારો-કેરી, લીંબુ, મેવા વીગેરેનાં પેલા નંબરનાં બગડે નહી એવા મસાલેદાર.**

**પચરશીયું-શુકા મેવા સાથનું** જેવું કે-અંજીર, આલું, દરાખ, ખારેક, જબલપુરીબોર, ગાંમઠીબોર, ગાજર, આદુ, ચીભડાં, મુલા, મરચાં વીગેરેનુ-**ખાટદું મીઠું-ભાવ** ૨૦૧નુ શેર ૩ લેખે.

,, -**ફકત ખાટદું-ભાવ**-૨૦૧ નું શેર-૪) લેખે.

**બીજોરાંનુ માવાદાર-ખાટદું-મીઠું ભાવ** ૨૦૧) નુ શેર ૨ા થી ૨ાા લેખે.

**કાગદીલીંબુનુ-ખાટદું-મીઠુ ભાવ** ૨૦૧ નાં નગ ૪૦ થી ૫૦.

,, **-ફકત-ખાટદું.** ,, ,, ,, ૫૦ થી ૬૫

**ગોલ કેરી અલેસની ભાવ** ૨૦૧)ની શેર-૩ લેખે.

,, **-ચીરની બીન રેશાની** માવાદાર ભાવ ૨૦૧) ની શેર ૩ા લેખે

**મેથીયાં કેરી** ભાવ ૨૦૧) ની શેર ૪ થી-૪ાા

**બફેનાં કેરી કલમની માવાદાર કેરીનાં ભાવ**-૨૧) નાં નગ ૨૫ થી ૩૦.

**અવેજી રાઈ કેરી ભાવ** ૨૧)ની શેર ૫)ખેલે.

**પાંનીચાં કેરી ભાવ**૨૧)નાં નંગ ૫૦થી **૧૦૦**

**ચટનીઓ-મશાલેદાર-પેહલા નંબરની બગડે નહી એવી.**

**ખમનેલી-કેરીની ખાટટી મીઠી ભાવ** ૨૦૧ ની શેર-૨ા થી ૨ાા લેખે.

**નારીએળ** વીગરેની **ભાવ ૨૦૧** ની **શેર**-૨ા થી-૨ાા લેખે.

**તનદરોસતીનાં સુધારા-વધારા માટેનાં વઘદક વસાણા તથા પાકો**— **જેવાંકે** ઠંડી-ગરમી અને વરશારતુનાં દરેક રતુને અનુસરતાં તેમજ પ્રકૃતી યાને દેહને માફક આવતાં જેમકે-લોહીયાર પ્રકૃતીવાલાને ફાટે અને શરીરે ઠંડક આપી ગુણકરનારાં અને કમી લોહીવાલા યા નાશકિતવાલાને તથા જઇફોને અને પીતવીકાર, વાયુવીકાર, બલગમવીકારવાલાને-વીકારો દફે કરી શરીરમાં લોહીનો સુધારો-વધારો કરી, શરીરમાં શકિત પેદા કરનારાં પુરટીકારક તથા વાઈ-ચસક અને સાંધાવોની કલતર મીટાડી સાંધાઓને મજબુતી આપનારાં તથા આંખનુ તેજ વધારી-ગ્નાંનતંતુ તથા મગજને તર અને આલાક કરનારા તથા બાલકોની માતાઓને પોતાનાં દુધનો વધારો અને તે દુધથી

દુધમલ બાલકોને વધારે તનદરોસ્ત–નીરોગી બનાવનારાં અને બાંનુઓના શરીર તથા બાંધા અને ગરભસ્થાનને ફાયદો કરનારાં વીગેરે બાનુઓ તથા ગૃહસ્થો અને નાની મોટી ઉમરનાં બાલકોને **દરેક રીતે ગુનકારાં** ઘણીક જાતના **વધદક વસાણાં તથા પાકો** કે જેનાં નામો સાધારણ વપરાએછે તેજ–નીચે જણાવેલાં–કાયમ રાખેલાં છે. પણ તે દરેક જુદાં–જુદાં વશાણા તથા પાકોમાં–ઉપર દરસાવેલા ફાયદા માટે **વધારા તરીકે** જુદી–જુદી ગુનકારી કેટલીક બીજી કીંમતી વધદક ચીજો ઉમેરીને તથા દુધનો માવો, બદાંમ, પસ્તાં, ચારોલી વીગેરે ઘીમાં તલી પીશાને અને જેમાં ધડાંની લારી લેવા ઘટે તેમાં–તે લઇ એકશાં કરી ઉનચી જાતનાં માલમશાલા અને તેજાનાનો સમાવેશ કરીને ઘરગતુ બનાવનારા પાસે જાતી દેખરેખ નીચે બનાવી લઈ મોકલવામાં આવે છે. **એ વશાણાં તથા પાકો માત્ર ખાંડનાં ને ઘઉનાં દુધનાં લોડા જેવાં બજારૂ કે શાધારણ જેવાં નથીજ.**

| | | | |
|---|---|---|---|
| **બદાંમપાક ભાવ** રૂ.૧ નો શેર | | ૧। | **ગુદરપાક; મેથીપાક** |
| **શાલમપાક** | ,, ,, | ૧॥ | **અદડીયું; બતરીશુ** |
| **ધડાંપાક** | ,, ,, | ૧॥। | વીગરે દરેકનો **ભાવ** |
| **શુવાપાક** | ,, ,, | ૨ | રૂ૦૧) નો શેર–૨॥ |

**શીવાય**–૨) ૪) જાતનાં **ખરેખરા બાદશાહી પાકો** જે કે દીલ્હીનાં આગલા **મોગલ શેનશાહો વાપરતા** તેના હાથ લાગેલા નુશકાવો ઉપરથી **ઘણીજ મુલ્યવાંન કીમતી ચીજોનાં,** એક અઠવાડીએ, પુશકલ મેહનત અને કડાકુટથી ઘાંણુ તયાર થયા પછી, આતશની ગરમીથી નહી પણ અમુક જાતનાં અનાજનાં મોટા જથ્થામાં અમુક દીવસો લગી દાટી રાખી અનાજની ગરમીથી શ્રીમંતો માટે બનાવી, મોકળવામાં આવે છે. માટે જેઓને જે રૂતુનો પાક જોઇએ તેઓએ તે રૂતુની બે મહીનાં અગાઉથી પુરતી અને ચોકશ વરદી નોંધાવ્યાથી મળશે.

**ભાવ** રૂ૦૧) નો શેર–૧) થી–૧।

**દુધલી–ખાંડવી, નવી ભીશ્ટાંન વાની–કે જે કોઠે ઠંડક આપી મગજને તર** કરનાર જેમાં દુધનો માવો, બદાંમ, પસ્તાં, ચારોલી વીગરે ઘીમાં તળી–પીશાને ધડાંની મેલવની સાથે એકશાં કરીને શેરડીનાં રશની–ભુંજીને બનાવવામાં આવે છે. **ભાવ** રૂ૦૧) ની શેર–૨॥ મોશમ ડીસેમબર જાનેવારીમાં શુમારે ૨) ૩ અઠવાડીયાં.

**મરઘી–કીમત** હાફ–ફ્રોલ નગ ૧) નાં ૪॥ થી–૫॥ આના તથા ઇડાં મુકતીનાં ૮ થી ૯ આનાં અને–વધારે મોટી–માતબલ–વજનદાર ફરએનાં ૧૦ થી ૧૨ આનાં મુજબ–મલે છે.

મુંબઇની માફક જથાબંધ મરઘીઓના અહી વેપારીઓ નથી–જરૂર પડે ત્યારે ફેરીઆવોને ખરીદી માટે નાંનુ આપી–મજુરોથી મોકલીએ તારે તેઓ આજુબાજુ–ગરગામડે ફરીને લાવે છે.

**ઇડાં**–એનાં ભાવનુ કશુ ચોકશ ધોરણ નથી–વખતો–વખત વધારે–ઓછો ભાવ થયા કરે છે. શાધારણ **ભાવ** હજાર ૧) નાં રાસબંદીનાં રૂ ૧૭॥ થી ૨૦) લગી અને કેટલાક પ્રશંગો તથા વાર તેહવારો વીગેરેનાં ટાંકનાંવોપર **૨૦ ૨૧ થી ૨૭** લગીનોબી થઈ જાએછે

**ધીઈ** ગાંમઠી ચોખ્ખું પેલા નંબરનું

તાજુ–**ભા૦** મણ ૧ નાં રૂ. ૨૨॥ થી ૨૩॥ } ત્રીજા નંબરનું એથી વધારે શસ્તું મલે છે.
" " બીજા નંબરનુ રૂ. ૨૧ થી ૨૨ } પણ તેને માટે ખાત્રી પુરવક કહેવાએ નહી.

**ગોળ,** ઘડાનો શીકાર મણ ૧ નાં રૂ ૩–૩।
**ટેબલ–રાઇસ** મીલનાં
ખાંડેલા–જીનાં ચાલેલા
૧) દાંનીનાં ... ... " ૪–૪।≈
**ટેબલ–રાઇશ** ચાલવા
વ નાનાં રાસુકા ... " ૩॥–૩॥≈
**દાળ તુવેરની** નવી વીનેલી " ૩॥≈–૩॥
" " વગર વીનેલી
**ભાવ** ખાંડી ૧ ના... રૂ ૬૨॥–૬૩
**દાળ વટેનાંની** મણ ૧ નાં " ૨॥≈–૨॥
" **વાલની** " " ૨।≈–૨॥≈
" **મગની** " " ૨॥≈–૩
**ચોળા**–મોટા " " ૨॥–૨॥
**ચોળી** ... ... " " ૨)≈–૨।
**તેલ મીઠું** ચોખ્ખું
ગાંમઠી... ... " " ૧૦–૧૦।
**તપકીર** ભાવ રૂ ૧) શેર ૨).

**આમલી**–રેસા તથા બી વગરની
માવાદાર જુની ભાવ મણ ૧ નાં રૂ. ૧।.
" –રેસા તથા બી વગરની નવી " "
" –બી તથા રેસા સાતની " "
**શરકો** શેરડીનો ચોખ્ખો
પેહલાં નંબરનો. ભાવ મણ ૧ ના રૂ૧॥≈–૨
**શરકો** શેરડીનો ચોખ્ખો
બીજા નંબરનો. " ૧॥–૧॥≈
ત્રીજા નંબરનો એથી વધારે સસતો મલે પણ
ખાત્રીદાર નહી.
**શરકો** અંગુરી બાટલી ૧) નાં આના ૩.
**પાપડ** રૂ. ૧ નાં નંગ ૧૭૫–૨૦૦.
**શારીયા** " " ૪૦–૫૦.
**શેવ** " ની શેર ૬–૬॥.
**ઘઉંનું દુધ**," નું " ૪–૪॥.

## તરકારી સુક્કી લીલી.

**કમોદીયા કન** ગોલ ભાવ મણ ૧ ના રૂ. ૨॥–૨॥≈.
" " લાંબો " " ૨।≈–૨॥.
**સકરીયા** " " "
**રતાલુ** " " " ૧॥≈–૧॥.
**સુરણ** " " " ૧)≈–૧।≈.
**કાંજણ** યાને આલુ કન " " ૧।≈–૧॥.
**પપેટા** " " ૧॥–૧॥≈.

**લીલી** તરકારી જેવી કે–પાપડી, ફ્રેંચબીજ, ટામોટાં, કોબીજ, વટેનાંની શીંગ, ચોલા-ચોલીની શીંગ, શેકટાની શીંગ, ગાજર, દોધી, તુરીયાં, ભીંડા, કારેલાં, વેગણા, કોરાં, આદુ, કાંદાં, લીંબુ, કારેલાં, કંટોલાં વગેરે.

**ખુશ બખતી માટે**–પતેતી, નવરોજ, નવજોત, શાલગ્રેહ, શાહદી–રામશની, દીપવાલી અને નાટાળ વીગરે તેહવારો તથા શારે–રૂડે–શરઅવશરનાં ખપ અને ભેટ–શોગાદ માટે ઉનચા માલ મશાલાનાં પહેલા નંબરનાં, આખા એશીયામાં વખાણાંએલાં અને પ્રદરશનોમાંથી મલેલાં ચાંદોની પ્રખીયાત બેકરીનાં, ટેશદાર–શાદાં તેમજ ફેનશી કેકો તથા દરેક જાતની પેસ્ત્રી. લીલો–શુકો મેવો, કેલાં તથા ઉનચી શુરતી ફરમાશુ નાંનખટાઈ, બરરી, પેંડ બગલાં, લેવસ, ચણાં–પાપડી, પનીર અને ખારાં બટર બતાશાં વીગેરે.

**પરચુરણ ચીજો**—કસ્તી, નાર, શુખડ–લોબાંન, ફુલ–હાર, કલગી, તોરા, ટોરંન, પાંણબીડાં, કેલનાં પાતરાં, પતરાવલી, બુટ,–શપાટ, શલીપર, શેરડી, જમરૂખ, ધુપેલ, કઠોલ, લાકડાં–બાલવાનાં, બાવલનો કોએ તથા ઇમારતી, વાંશ, બાંબુ, નલીયાં, ઈંટ, છો, ચુનો, ઘાશ, ભુશુ, શણ, એડીયું–દીવેલ વાંહાનનાં શર માટેની બોરી,

**બગીચાવાલાઓ માટે ખાતર**—સુકા ભુમલા, સુકટાં, મદેરીયા વીગરે મછીનું જેને કુટો કહેછે તેનું બાવ ખાંડી ૧) નાં રૂ. ૫) થી ૮) લગી તથા ભેંસ, ગાએ, બલદ, ઘોડાનાં, ચારા તથા છાંન વીગરેનાં કુટા–કચરાતું ૨, ૩ વરસનું જુનું એકઠાં થએલું માવાદાર ખાંડી ૧) નાં રૂ. ૨ થી ૪. આ બેઉ જાતનું ખાતર દરેક ફળ ઝાડોને તેમજ ખેતીઓમાં ઘણુંજ ગુણગાર હોય છે.

વીગરે–વીગરે ખોરાકીની તથા બીજી દરેક જાતની ચીજોનો માલ–વેપારને ખરનો તેમજ ઘર ગતુ ખપનો, જેમ બને એમ–શારો ને ફાયદા પડતો કશીને ખરીદ કરીને હકશાઈથી મોકળવામાં આવે છે.

---

**સુચણા**—ઉપર જણાવેલી ચીજોમાંની કેટલીક ચીજો–જેની–તેની મોશમે મલે છે. ને કેટલીક ચીજો જાથુક મળે છે. ને કેટલીક કોઇ–કોઇ વખત મલે છે. ને કોઈ–કોઇ વખત નથી મલતી વલી કેટલીક ચીજો તેનાં અશલ રૂપમાં લઇને તેને બીજા ત્રીજા રૂપમાં બનાવી મોકલવાની હોય છે. ને તે ઘરગતુ અનુભવી બનાવનારા પાશે જાતી દેખરેખ નીચે બનાવી લઇ મોકળવામાં આવે છે. માટે માળ મંગાવનારા શાહેબોને જે મોશમની જે–ચીજ કે માલ જોઇયે તે મોશમની ૧૦) ૧૨) દીવશ અગાઉથી વરદી મોકલવા અને કાંઈ વધુ ખુલાશો પુછાવવો હોયતે જવાબની ટીકીટ બીડવા વીનતી છે.

---

**બોરડીંગ–લોજીંગ**—ક્રીસમસની તેમજ–બીજી–કોઇબી રજાપર–**વેકેશન** ગુજારવા તથા **પલેજર** કરવા તેમજ **તંનદરોશતીનાં સુધારા અરથે** યા **હવા ફેરફાર કરવા** અથવા **કોઇ બીજાં** કામશર વલશાડમાં આવી, વધુ–ઓછા દીવશો રહેનારાવો માટે બોરડીંગ લોજીંગ પણ ચલાવવામાં આવે છે. આવનારા શાહેબોએ–કેટલાં માણશ આવનાર છો તે ૨) ૪) દીવશ અગાઉથી લખવા–અને જેઓએ ફીઈ વીગરેનો ખુલાશો પુછાવવો હોય તેઓએ જવાબની ટીકીટ બીડવા વીનંતી છે.



**ભલી દુઆ તમને આમીન થજો**—તમને તથા મારાં જાથુકનાં અને નવાં દરેક ઘરાકોને ખુદા શહા–તંનદરોશતી બરેલા શુખી–ખુશી રાખે આંમીન !

લા૦ દુવાગો સેવક,

# નવરોજી ભીમજીભાઇ બધનીવાલા,

**વલસાડ—મોટા પારસીવાડ.**

અમારી રાજા રજવાડામાં વખણાતી "યાકુતી" ની નકલો નીકળેલ છે માટે ખરીદ કરતી વખતે સંભાળજો. અમારી બનાવેલ બાદશાહી યાકુતી અનંગ વિલાસ અમે કોઈને વેચવા આપેલ નથી. અમારી બનાવેલ યાકુતી માત્ર રાજકોટમાં અમારાં ઔષધાલયમાંજ મળેછે.

# બાદશાહી યાકુતી.

## (અનંગ વિલાસ.)

ગમે તે કારણથી ગુમાવેલી તાકાત પાછી લાવે છે, પુરૂષાતન કાયમ રાખે છે. સંસાર સુખ ભોગવવા માટે દેશી અને યુનાની દવામાં ઉંચામાં ઉંચી દવા જોઈએ તો આ **અનંગ વીલાસ બાદશાહી યાકુતી** છે. આ રાજવંશી યાકુતી વીર્ય વીકારના તમામ વ્યાધી મટાડે છે અને વીર્ય ઘટ્ટ બનાવી ખરૂં પુરૂષાતન આપે છે. રાજા રજવાડામાં તથા શ્રીમંત લોકોમાં આ દવા બહુ વખણાય છે. ખરી મરદાઈ આપનાર અને નબલા માણસને પણ જુવાનની માફક જોરાવર બનાવનાર આ દવાનો લાભ લેવા અમારી ખાસ ભલામણ છે. આ દવા વાપરવામાં કોઈપણ જાતની પરેજીની જરૂર નથી. ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

# બાદશાહી યુનાની લેપ.

સાંઢાનું તેલ કેવું કીંમતી છે અને તે કેટલી મહેનત અને ખરચના ભોગે બને છે તેની ખાત્રી તેના વાપરનાર રાજા રજવાડાઓ, અમીર ઉમરાવો તથા પૈસાદાર લોકોનેજ હોયછે. એવાં ઉમદા તેલમાંથી આ લેપ બનાવેલ છે અને તે ગુપ્ત ભાગની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગએલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફત્તેહમંદ ઈલાજ છે. આઉંસ એકની ડબીના રૂપીયા આઠ.

## ગરમીનો દુશ્મન!!

**રક્ત શુધારક** નામની વનસ્પતીની ગોળીઓ ગરમીને લીધે બગડી ગયેલું લોહી સુધારવા માટે અમૃત સમાન દવા છે. આ દવાના સેવનથી (syphilis-ઉપદંશ) ગરમીનું ખરાબ દરદ ફરીથી થવાની ધાસ્તી રહેતી નથી. ૬૪ ગોળીની ડબી એકના રૂપીઆ બે. ગરમીના જખમને તુરત રૂઝવનાર મલમની ડબીના આઠ આના. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ,

રાજકોટ—કાઠીયાવાડ.

સેંકડો જાતના ઈંગલીશ નોવેલો અમારે ત્યાં હાલમાં આવ્યા છે.

# પીરોજશાહ દીનશાહ મુકાદમ,

## ચોપડીઓ વેચનાર તથા પ્રગટ કરનાર,

## ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

### ☞ વાંચવા લાયક પુસ્તકો. ☜

બક્ષીશ તથા ઈનામ આપવા લાયક પુસ્તકોનો મોટો જથ્થો અમારે ત્યાં આવ્યો છે.

| | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|
| ખોરશેદ ... ... ... ... | ૧ | ૦ | ૦ |
| સુલતાના ... ... ... | ૨ | ૦ | ૦ |
| મોહબતી બાઝાર. ... ... | ૧ | ૮ | ૦ |
| ઉકરજી ઉતાવળ્યા યાને પાનાનો ભેદ | ૦ | ૨ | ૦ |
| આશુકનો ઇશારો ... ... | ૨ | ૮ | ૦ |
| તડકામાં એક વાદળી ... ... | ૨ | ૮ | ૦ |
| બાનું યાને સજીવન થયલો આશક | ૨ | ૮ | ૦ |
| સિપાહ બચ્ચાની સજનની ... | ૧ | ૮ | ૦ |
| પેટ ભોલુ પંચી. બે બાગ સાથે. | ૧ | ૦ | ૦ |
| પહેલા સર જમશેદજી જીજીભાઇનું કીરતીવંત જન્મચરિત્ર ૧૧ ચીત્રો સાથે ... ... | ૩ | ૦ | ૦ |
| વિચારી વનિતા; દગાખોર દોસ્ત | ૨ | ૮ | ૦ |
| જ્યોતીષ વિદ્યા; સૃષ્ટી રચના... | ૩ | ૦ | ૦ |
| ગુલામી બાઝાર... ... ... | ૧ | ૮ | ૦ |
| તાપી માતાનો કોપ ... ... | ૧ | ૦ | ૦ |
| મરહુમ મી૦ મનસુખનું જન્મચરિત્ર | ૨ | ૦ | ૦ |
| નવું ગુજરાતી ગુલેસ્તાન ... | ૧ | ૪ | ૦ |
| ગુલબાનુ; અતિ રસીલી વારતા... | ૦ | ૧૨ | ૦ |
| ગુમાનસીંહ અથવા સત્યનો જય | ૧ | ૮ | ૦ |
| કાલાં મેઢાં ( ૪ બાગમાં ) ... | ૨ | ૮ | ૦ |
| ભોયલુ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ચંદ્રચળ ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| સોનારણુ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ગુલદસ્તે રમુજ (૬૦૦ રમુજી ટુચકાઓ) | ૨ | ૮ | ૦ |
| હસીના ... ... ... ... | ૧ | ૮ | ૦ |
| ત્રીમુર્તી ... ... ... ... | ૧ | ૪ | ૦ |
| જમશેદની જેહેમત ... ... | ૧ | ૮ | ૦ |
| સુખશાંતી કોપ... ... ... | ૨ | ૦ | ૦ |

| | રૂ. | આ | પૈ. |
|---|---|---|---|
| કોરદેવા શેહેરનું મોતી ... ... | ૦ | ૪ | ૦ |
| ઓરતનો ગુલામ ... ... | ૨ | ૦ | ૦ |
| ભણેલો બીબો અથવા ચીનાઈ ચપપીન ( એક અંકી ફારસ ) | ૦ | ૩ | ૦ |
| સહનસીલ સુંદરી યાને ત્રીયા તેજ | ૩ | ૦ | ૦ |
| પવીત્ર પ્યાર ... ... ... | ૦ | ૮ | ૦ |
| પારસી યોગ અભ્યાસ ... ... | ૫ | ૦ | ૦ |
| બાઈ બેહેનની માયાનો ચમત્કાર | ૧ | ૮ | ૦ |
| લાલ અને લક્ષમી ( વારતા ) ... | ૧ | ૮ | ૦ |
| પ્યાર અને પરણેલી જીંદગી ... | ૧ | ૦ | ૦ |
| રૂપીની આગાહી... ... ... | ૧ | ૮ | ૦ |
| મનસુખી ગંજનામુ ... ... | ૧૦ | ૦ | ૦ |
| બહારોતની ખુરશેદ ... ... | ૨ | ૦ | ૦ |
| શૈનક મહાલ ... ... ... | ૨ | ૦ | ૦ |
| હોસન આરા ... ... ... | ૧ | ૮ | ૦ |
| વઈદિક ટુચકા ... ... .. | ૩ | ૦ | ૦ |
| શરાહ બાનુ ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| દીલસોજ કે દીલબર ... ... | ૨ | ૦ | ૦ |
| જેપાની બાપાનો બોમીયો ... | ૧ | ૦ | ૦ |
| અરેબીયન તેલસ ૨ બાગમાં ... | ૬ | ૦ | ૦ |
| ચંચલગ્રંથ ... ... ... | ૦ | ૧૨ | ૦ |
| ચશમનો ખશમ ... ... | ૨ | ૦ | ૦ |
| કીલીયો પેત્રા ... ... ... | ૨ | ૮ | ૦ |
| સ્ત્રીનો સાચ્ચો સલાહકાર ... | ૨ | ૮ | ૦ |
| મોહોબતની મોહીની ... ... | ૧ | ૮ | ૦ |
| ભુડાનો ભેદ ... ... ... | ૧ | ૮ | ૦ |

☞ એ ઉપરાંત સેંકડો જાતનાં અંગ્રેજી તથા ગુજરાતી વારતાનાં પુસ્તકો તથા દરેક સ્કુલો તથા કોલેજોમાં ચાલતી દરેક પ્રકારની ચોપડીઓ બહુજ કિફાયત અને એક સરખે ભાવે મલશે.

# પીરોજશાહ દીનશાહ મુકાદમ,

**ચોપડીઓ વેચનાર, પ્રગટ કરનાર, સ્તેશનર તથા માલેક "જ્ઞાન વર્ધક;"**

**ચર્ચગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.**

# DR. AYER'S SARSAPARILLA

ડૉકટર આયરનો સારસાપરીલા લોહીમાંથી દરેક અસ્વચ્છતા દુર કરે છે. એથી ભુખ સારી લાગે છે, શરીરના દરેક તંતુ અને અવયવોને તાકાદમાં ઘણોજ વધારો કરે છે. દુનીયાની અંદર કુટુંબોમાં ઉપયોગ માટે લેવાલાયક કોઇપણ દવા માલમ પડી હોય તો તે સૌથી સરસ ડાકટર આયરનો સારસાપરીલા છે. એ દવા લોહીને સાફ અને લાલ બનાવે છે. ફીકા પડેલા હોઠોને રતાશવાળા બનાવે છે, ગાલો ભરેલા થાય છે અને વળી તંદુરોસ્ત તબીયત બને છે.

## DR. AYER'S SARSAPARILLA

ડા૦ આયરનો સારસાપરીલા મુખ્યતત્વ કરીને ગુરદાના દરદો ઉપર બહુ અસરકારક રીતે કામ કરે છે, અને તેમજ બીજા ગુરદાને લગતા દરદો અને બ્રાઇટશ દરદોના જડ મુળથી જબરો અટકાવ કરે છે. જ્યારેબી ગુરદાને લગતા કોઇબી દરદો થવાની અસર માલમ પડે કે તરતજ આ ઉમદા ઇલાજનો ઉપયોગ કરવાની અમો ઘણી ભલામણ કરીએ છીએ.

બનાવનાર,

## ડા૦ જે. સી. આયર અને કુંપની,

લોવેલ માસ, યુનાઇટેડ સ્ટેટસ ઓફ અમેરીકા.

---

# નવસારી સ્વદેશી ગેસ કુંના બ્લ્યુ બ્લેક વીગેરે શાહીઓ.

આ શાહી નવસારી સ્વદેશી ગેસ લાઇટ કું૦માંથી નીકળતા પ્રવાહી પદાર્થોથી બનેલી છે. આજ સુધી બહાર પડેલી જુદી જુદી રંગની વીલાયતની તેમજ દેશી શાહી કરતાં દરેક બાબદમાં આ શાહી ચઢીયાતી છે. સ્ટીલપેન ઉપર તેમજ ખડીયામાં બંધાઇ જતી નથી, લખ્યા પછી વધુ કાળી થાય છે, અને ભુસાતી નથી તેમજ કીમતમાં ઘણીજ સસ્તી છે. સોલ એજંટ,

પરશોતમદાસ એંડ ભગવાનદાસ પારેખની કું૦,

ઠે૦ મોટા બજાર—નવસારી.

---

# ઇરાની ખુદાદાદ આબાદાન.

સર્વે જરથોસ્તી સાહેબોને જણાવવાની રજા લેઉં છું કે ઉદવાડાના ઇસ્ટેશનની આગલ અમે એક મકાન સર્વે સાહેબોના ઉતારાને માટે તૈયાર રાખ્યું છે. રહેવાનું, મરજી મુજબ ખાવાનું બહુ સસ્તામાં કરી આપશુ તથા આતશબેહેરામ સાહેબમાં જનારાઓને ગાડીની અસેજ સસ્તે ભાડે આપશું. સર્વે સાહેબો ગરીબ ઇરાનીને આશરો આપવાથી મેહેરબાની થશેજી.

લા. શેવક, ઇરાની ખુદાદાદ આબાદાન.

અમારી દવા રાજવંશી નવરંગ યાકુતી તેના ઉત્તમ ગુણને લીધે રાજા રજવાડા તથા આખી દુનીયામાં જગપ્રશીધ્ધ છે ને તે હવે પછી કેટલાક કારણસર રાજવંશી નવરત્ન યાકુતીના નામે ઓળખાશે.

## અશકત અને નબલા પુરૂષો માટે બેહદ કૌવત આપી વીર્યનો અખુટ ભંડાર ભરી ગુપ્ત નશોને મજબુત બનાવનાર–

# રાજવંશી–યાકુતી

## (નવરત્ન)



રજીસ્ટર્ડ ટ્રેડ માર્ક.

કીં૦ રૂ. ૧૦.

તથા ગુપ્ત નશોને માટે

નપુંસકત્વ નાશક.

# રાજવંશી–શાંઢાનું તેલ

કીંમત રૂ. ૫.

શાંઢાનું તેલ કેવું કીંમતી છે તે સૌ જાણે છે અને વળી તેમાં દેશી તથા જુનાની ઉંચી દવાઓ મળવાથી તેના ગુણો ઘણાક વધી ગયા છે.

ઉપરની બંને દવાઓ વાપરનારને નાદાનપણામાં હાથની કુટેવથી ગુપ્ત નશોની થએલી નબલાઈ તથા ધાતુ પાતલી પડી જવાથી પેશાબ તથા સ્વપ્નામા જતું ટકાવનું કમી થવું, ફળતર ચહેરો ફીકો પડી જવો મગજ ખાલી પડવાથી થતો દુઃખાવો, વીગેરે ધાતુ સંબંધી રોગો મટાડી, સંસાર સુખ ભોગવવાને મહા બલવાન બનાવે છે. માત્ર એકજ ડબીથી બુઢાપાની નબળી દશાને આવ્વ થવા દેતી નથી ને ગમે તેટલી મહેનત કરવા છતાં થાક લાગતો નથી. તથા તે શીવાય હરસ, મસા, રશોળી, નાસુર, સડેલી ચાંદી, પ્રમેહ વીગેરે નસતરથી કાપવા વીના ભયંકર રોગો પણ માત્ર દવાથીજ સારાં કર્યા છે અને કરીએ છીએ તેનાં સરટીફીકેટો મોજુદ છે.

ડૉ૦ ડી. એચ. ભટ, જામનગરવાલા,

ઠે. જામલી મોહલો, મુંબઇ.

# વી. શી. દસ્તુરની કું૦

## હરેક જાતની વીલાયતી દવા તેમજ પેટન્ટ મેડીસીન તથા એશેન્શીઅલ ઓઇલ વીગેરેનાં જથાબંધ વેચનાર.

પ્રીન્સેશ સ્ટ્રીટ, મુંબઈ.

**ગ્રીમોલ્ટ કું. નો એનરજીકલ સીરપ.** આ સીરપ ખાસ ગ્રીમોલ્ટ કું૦ એ હાલ તદન નવોજ શોધી કાઢેલો છે. શારી રીતે ભુખ લગાડી, નબળાઇ ધરાવનાર માણુસોની અશકતી દુર કરવામાં ઘણોજ અશરકારક છે.

**કોહીનુર સીરપ ઑફ હાઇપોફોશફાઇટ ઓફ લાઇમ.** જુના વખતની ઉધરશ દમ હાંફણુ વીગેરેપર અશર કરી તાબડતોબ દુર કરવામાં ઘણુંજ ઉત્તમપણું ધરાવનાર—કીંમત ફકત ૦-૧૨-૦

**ડેન્ઝોલ ટુથ પાઉડર.** ઉત્તમ દંત રક્ષક દાંતનો ગમે તેવો દુખાવો મોંઢામાંથી આવતી દુર્ગંધ વીગેરે માટે ઘણોજ ફાયદાકારક વાપરવા લાયક છે-કીંમત ફકત ૦-૬-૦ ટીનનાં રતલ ૧) એકનો રૂ ૨-૦-૦

**લોહી સુધારનારી ઉતમ દવા પોલન્શ બ્લડ પ્યુરી ફાયર.** ગમે તેવી જાતનાં શરીરપર ડાઘ, ખુજળી, ભુખ નહી લાગવાથી થતી બદહજમી વીગેરેને દુર કરી લોહી શુધારવામાં આ દવા ઘણીજ અશરકારક છે—ખાત્રી સારૂ વાપરવાંને માટે એક વખત ખાસ ભલામણ છે—કીંમત ફકત ૧-૦-૦

**ઝોલાં ઓઇન્ટમેંટ.** કોઇબી જાતનાં જુના હઠીલાં જખમો ચાંદી ઘા વીગેરેને તાબડતોબ અશર કરનાર—કીંમત ફકત રૂ ૦-૧૨-૮

**ઝોલાં સોલ ટેબલેટસ.** પેટની અંદરનું કોઇ પણ જાતનું દરદ વીગેરે થી ત્રણ ટેબલેટ લેવાથી તુરત આરામ કરે છે. કીંમત બાટલી રૂ ૨-૦-૦

**હીક્સ બગડી [illegible]ર.** માંકડની રહેઠાણુવાલી જગામાં પ્રશથી એક વખત લગાડવાથી ફરીથી તે જગાએ માંકડ આવી શકતા નથી કપડાપર બીલકુલ ડાઘ પડતો નથી. કીંમત બાટલીના રૂ ૦-૧૨-૦

**એશેન્શીયલ ઓઇલ્સ.** હેર ઓઇલ શેન્ટ વીગેરે બનાવનારાઓને માટે ઉત્તમ તક, દરેક જાતનાં એશેનશીઅલ ઓઇલ જથાબંધ મલી શકશે.

એ શીવાએ કેમીકલ્શ વીગેરે દરેક જાતનો શામન હંમેશા મલી શકશે.

